રસિક નવલકથામાળા　　　　પુસ્તક ૧૪ મું

# દિવાની કે શાણી?

## ભાગ ૧ લો.

( આદર્શ સામાજિક નવલકથા. )

પ્રયોજક,
ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.
અમદાવાદ

પ્રકાશક,
પુંજાલાલ ભગવાન પારેખ.
વઢવાણ સીટી

મુંબઈના એજન્ટ,
મોહનલાલ પિતાંબર-બૂકસેલર.
કાલબાદેવી રોડ-મુંબઈ ન. ૨

આવૃત્તિ ૧ લી.　સંવત ૧૯૮૧.　} મૂલ્ય રૂ. ૪-૦-૦. {　પ્રત ૭૭૫　સને ૧૯૨૪

# આમુખ

હિંદીમા એક કવિએ કહ્યુ છે કે

" નહીં કુચ્છ પ્રેમ-રાજ્ય મે સાર
અબલાઓંકે પ્રતિ છલબલકા હિ
કેવલ હૈ વ્યવહાર "

માત્ર આપણાજ દેશમા શુ આવી વસ્તુસ્થિતિ છે ? નહી અત્યારે સુસસ્કૃત ગણાવાનો ફાકો રાખતા પાશ્ચાત્ય દેશોમા પણ આ જ વસ્તુસ્થિતિ વિદ્યમાન છે પ્રસિદ્ધ ઇંગ્લિશ નવલકથાકાર મિ. વિલ્કી કૉલિન્સની The Woman in White નામે જે રસભર્યિત નવલકથાનુ આ ભાષાન્તર છે, તેમા ખાનદાન અને શ્રીમત ગણાતા કુટુમ્બોમા પણ ઉપર્યુંક્ત વસ્તુસ્થિતિ-અબલાઓ પ્રતિ છલબલનો વ્યવહાર-કેવી રીતે થાય છે, તેનો તાદ્દશ ચિતાર આપવામા આવ્યો છે ખિતાબધારીઓ પ્રત્યે આપણા દેશજનો અત્યારે અણગમો ધરાવે છે આ નવલકથાનુ એક ખિતાબધારી પાત્ર-બૅરોનેટ સર પર્સિવલ-હાલને ચાલતે કેવુ દભી વર્ત્તન બતાવે છે, એ વાચ્યા પછી ખિતાબધારીઓ જ ઉજળા અને ઉત્તમ હોય છે, એવો દાવો કરી શકાશે નહીં યૂરોપમા પ્રેમ લગ્નની પ્રથા છે તથાપિ કુટુમ્બના હિતને ખાતર કુટુમ્બના વડીલો પોતાના સતાનને અમુકનીજ સાથે લગ્ન કરવા ફરમાવી શકે છે એવા સયોગમા પણ વાગ્દાનમા દેવાયેલા એ વરવધૂને પરસ્પર પ્રેમ જીતવાનો હોય છે જો દાખલામા પ્રેમ ન જીતાય અને બેમાથી કોઇક અન્ય ત્રીજી વ્યક્તિ સાથે પ્રેમમા હોય તો લગ્ન પૂર્વે તેના ખુલાસા ઉપર એ લગ્નસબધનો આધાર રહે છે આ વસ્તુસ્થિતિ આ નવલકથામા ઉપસ્થિત થાય છે. કથાનાયિકા એક ચિત્રકારને હૃદયથી વરેલી છે પરતુ તેનો દેહ બૅરોનેટ સાથે લગ્નમા આપવાનુ તેના સદ્દગત પિતાએ ફરમાવેલુ છે લગ્ન પહેલા કથાનાયિકા પોતાનો પ્રેમ બેરોનેટ ઉપર ન હોવાનો એકરાર કરે છે પણ

હા ! કેવળ તે કથાનાયિકાનો ૨૦ હજાર પૌંડનો વારસો પોતાને મળગે એ હેતુથી બેરોનેટ તે એકરાર પ્રત્યે પોતે ઉદારતાથી જોરો અને કથા નાયિકાને માનસિક પ્રેમ માટે માફ કરશે એમ કહીને તેને પરણે છે લગ્ન પછી બેરોનેટ દગો દે છે, કથાનાયિકાને હરઘડી સતાપે છે, ચિત્રકાર ઉપર તેણે પ્રેમજ કેમ કર્યો, એમ જણાવીને તેને તે માફ કરતો નથી તે નાયિકાની પોતાને દરકાર ન હોય પણ તેના ધનનીજ દરકાર હોય એવુ વર્તન રાખે છે અબલાઓમા રહેલી સહિષ્ણુ વૃત્તિને યોગે બિચારી અબલા કેવી ધીરજથી અને શાતિથી પોતાના દુ ખ સહન કરે છે, એનો ચિતાર નવલકથાકારે આ નવલકથામા બહુજ ખૂબીથી આપ્યો છે

ધનને કારણે જગતમા સગપણ વિસરી જવામા આવે છે અને પ્રપચપરપરાઓમા પ્રવૃત્ત રહીને કેવા ભેદી અને ક્રૂર કામ કરવામા આવે છે, એ આ નવલકથાના અનેક બનાવોમા બતાવવામા આવ્યુ છે

કથાકારે ભયકર ભેદ ગો બન્યો તે એકદમ જાહેર કર્યો નથી પરતુ ધીમે ધીમે તેણે પાત્રોના સ્વભાવની અને સયોગોની સકલનાથી જાહેર કર્યો છે આ કથાનકમા જનસ્વભાવની ઝીણી પરીક્ષા કરવામા આવી છે બેરોનેટ ખરાબ નથી એમ પ્રથમ માની લઇને વાચકવૃન્દ ઉપર તેની પ્રતિષ્ઠાના અને બહારના વર્તનના દષ્ટાત રજૂ કર્યા છે કથાના આ પ્રથમ ભાગમા એવા કેટલાક દષ્ટાન છે પરતુ માણસનો સ્વભાવજ તેને ખુલ્લા સ્વરૂપમા ઉઘાડો પાડે છે એ સિદ્ધાત પ્રમાણે ધીરે ધીરે તેની અયોગ્યતા ખુલ્લી થતી જાય છે કથાનો બીજો ભાગ કે જે હવે પછી પ્રકટ થનાર છે તેમા બેરોનેટના ભયકર કારસ્થાન અને તેના એક બદમાશ મિત્રની અજબ ભયકર બુદ્ધિ કે જે વડે તે ચાલાકીભરેલો ગુન્હો કરે છે તેનુ દિગ્દર્શન આવશે અને વાચકવૃન્દ પોતેજ ન્યાય કરી શકશે કે, જગતમા આખરે કોનો જય થાય છે?—સત્ય અને નેકીનો કે અસત્ય અને બદીનો ?

'ધી વુમન ઇનવ્હાઇટ' પુસ્તક ઇગ્લિશ વાચકપ્રજામા ઘણું વખાણા યુ છે કથાકાર મિ વિલ્કી કૉલિન્સ પોતાની પ્રસ્તાવનામા પોતે કવી

ખતથી અને કાળજીથી આ પુસ્તક યોજ્યુ છે, તે વિષે કહે છે કે "સભાળભરેલા સુધારા કરીને અને પુનર્મનન કરીને જાહેર વાચક આલમની પસદગીને પાત્ર આ કથાનક બનાવવા માટે પ્રયાસ કર્યા છે વાર્તામા જે કેટલાક કાયદાના મુદ્દાઓ આવે છે તે સાચા છે કે કેમ એ વિષે કેટલીક દિશામાથી શકાઓ બતાવવામા આવી છે મને એ કહેવાની અહીં પરવાનગી આપશો કે, બીજા મુદ્દાઓની માફક કાયદાના મુદ્દાઓમા પણ વાચકવૃન્દને આડે માર્ગે દોરવી ન જવાય એવી ખાસ કાળજી મે રાખી છે એક બાહોશ સોલિસિટરે માયાભરેલી રીતે અને સભાળભરેલી રીતે મારા પગલા આ કથાનકમા જ્યા જ્યા કાયદાની ગુચવણભરેલી જાળમા પડયા છે ત્યા ત્યા દોરવણી કરીને મારી મુશ્કેલીઓ દૂર કરી છે દરેક શકમદ પ્રશ્ન એ ધારાશાસ્ત્રી સમક્ષ રજૂ કરવામા આવેલો છે અને ધારાને લગતા વર્ણનના તમામ "પ્રુફ-શિટ્સ" એ સજ્જનેજ તપાસ્યા છે અને તે બાદ આ પુસ્તક પ્રકટ કરવામા આવ્યુ છે હુ ઉમેરી શકીશ કે, એક ન્યાયાધીશના સત્તાધાર કથન પ્રમાણે, મે લીધેલી મજકુર કાળજી નિરર્થક નીવડી નથી આ નવલકથા પ્રકટ થયા પછી તેમા આવતા કાયદાના મુદ્દાઓની ચર્ચાઓ એક કરતા વધારે બાહોશ ન્યાયી અદાલતો સમક્ષ થઈ છે અને આમાના મુદ્દાઓ સગીન છે, એમ જાહેર કરવામા આવ્યુ છે"

આ નવલકથામા કથાકારે એક બાબત બહુજ સ્પષ્ટતાથી ધ્યાનમા રાખી છે તે એ કે જનસ્વભાવ જેવો છે તેવો જ રજૂ કર્યો છે તેમાના પાત્રોના જીવન માનવી જીવન છે જે પાત્રની જેવી ખાસિયત અને જેવી આદત આ કથાના પ્રારભમા રજૂ કરી હોય તે છેક છેવટ સુધી તેવીને તેવીજ ચીતરી રાખીને બનાવો તે દરેક પાત્રની આસપાસ મૂક્યા છે.

નવલકથાઓમા આ મુદ્દો ઘણોજ અગત્યને છે કે, પાત્રો તાદ્દશ જનસ્વભાવ પ્રમાણે રજૂ કરવાનુ કામ જે કથાકાર સાગોપાગ પાર ઉતારે છે તે કુશળ કથાકાર છે આ સબધમા મિ વિલ્કી કૉલિન્સ પોતાની પ્રસ્તાવનામા જે વિવેચન કરેછે તે અગત્યનુ છે તેઓ લખે છે કે

" જાહેર વાચક આલમ પ્રત્યે હુ આભારનુ જે ભારે ઋણ ધરાવુ છુ તેનો સ્વીકાર કરતા વિશેષ બે બોલ લખીશ આ પુસ્તકની ફત્તેહ હુ ખાસ કરીને આવકારલાયક એટલા માટે ગણુ છુ કે, તેમાથી સાહિત્ય વિષયક એક મુદ્દો પ્રતિપાદન થયેલો છે એક નવલકથાકાર તરીકે જાહેર વાચક આલમના પરિચયમા હુ આવ્યો ત્યારથી એ મુદ્દાથીજ હુ પ્રેરાયો છુ

" મે મૂળથીજ એ જૂના જમાનાનો અભિપ્રાય ગ્રહણ કર્યો છે કે, એક નવલકથાના કાર્યક્ષેત્રનો મુખ્ય ઉદ્દેશ, વાર્ત્તા કહી જવાનો હોવો જોઇએ અને જે નવલકથાકર પોતાની આ ફરજ ઉપર્યુક્ત ઉદ્દેશથી બજાવ્યે જાય છે તેના ઉપર પાત્રો આમેહુબ રજૂ કરવાની બેદરકારીનો ભય રહેલો છે, એમ મે માન્યુ નથી આનુ કારણ સ્પષ્ટ છે વાર્ત્તામાના બનાવોના વર્ણનથી વાચકો ઉપર છાપ પાડવા નો મુખ્ય આધાર ફક્ત મજકુર બનાવો જ નથી પરતુ એ બનાવો સાથે સકળાયલી માનવજીવનની સ્મૃત્તિ છે, એ મુદ્દો વાર્ત્તા કહેનાર નવલકથાકાર હમેશા લક્ષમા રાખે છે વાત્તા કહ્યા વિના પાત્રો ફતેહમદ રીતે રજૂ કરીને એક નવલકથા લખી શકાય, પરતુ પાત્રાલેખન વિનાજ કોઇ વાત કદી પણ કહી શકાય નહી અસરકારક રીતે વાત કહેવી હોય તો તેની મુખ્ય શરત, જનસ્વભાવ અનુસાર વિવિધ પાત્રોનો ચિતાર આપવાની જ છે કથામાના પુરુષ અને સ્ત્રી પાત્રો, એ ખરેખરા માનવ જીવન ગાળનારાજ પુરુષ અને સ્ત્રી પાત્રો છે, એવુ જે કથામા તાદૃશ રીતે પ્રતિપાદન થઈ શકે છે તેજ કથા વાચકઆલમના હૃદયને જીતી લેછે "

જેમ જેમ આ સ્થાનક આગળ વધતુ જાય છે તેમ તેમ કથાકારે ઉપર્યુક્ત મુદ્દો બરાબર લક્ષમા રાખીને પાત્રોનો અને બનાવોનો મેળ બેસાડયો છે, એમ વાચકવૃન્દ જોઈ શકશે કોઈ પણ નવલકથા એક નાનુ જગત છે ઇશસર્જિત જગતમા બધાનેજ આપણે ઓળખતા નથી નવલકથાના નાના જગતમા તમામ માનવીઓને ઓળખીએ છીએ જેમ ઇશસર્જિત જગતમા માણસો વિવિધ પ્રકૃતિના હોય છે અને તેમની આસપાસ અનેકવિધ બનાવો બનતા રહે છે તેમ નવલ

કથાના જગતમા પાત્રો અને સયોગો રજૂ થાય છે કોઇક માણુસો પોતાની દૃઢતા અને અનુભવને યોગે સન્જોગોને રમન્ડા બનાવે છે પણ કોઇક આપત્તિઓથી અકળાઈ જઇને બિનઅનુભવ, નરમ સ્વભાવ અને લજ્જાલુ પ્રકૃતિથી સન્જોગોના રમકડા બને છે કોઇક માણુસો અર્ધ માર્ગે રહે છે, કોઇક પતિત થાય છે, કોઇક ઉંચી ટોચે બેસે છે આમા સન્જોગો ઉપર જોકે આધાર રહે છે તો પણ માનવપ્રકૃતિ ઉપર અતિશય આધાર છે ખતીના કગેળીઓ જેમ ભોયે પછડાવા છતા પણ પોતાનુ જાળુ ગુથવા તરફ લક્ષ ગાપે છે તેમ અનેક માનવીઓના પ્રયાસ હોય છે તેમા જે પોતાના એકવાગ સ્વભાવથી કામ કરે છે તે જીતે છ અને જે પોતાનો સ્વભાવ છોડી દે છે તે હારે છે " દિવાની કે શાણી ? " ના વાચકવૃન્દ આવી સ્થિતિ આ નવલકથામા જોશે અને તેમા મિ. વિ રી ફ્રાન્સિસે પાત્રોની જે એકધારી ખાસિયત રજૂ કરી છે તેથી, ઇશિતજિત જગતના જેમ બને છે તેમ આ નાના જગતમા પણ, જેની યોગ્ય રીતે જીત થતી જોવામા તેનીજ જીતનુ પરિણામ જોતને જરૂર હરત થશે

ઈંગ્લિશ વાચક આલમમા મશહુર અને પ્રિય થઈ પડેલી એક નવલકથા ગુજરાતી વાચક આલમ આગળ રજૂ કરતા મને આનદ થાય છે આ કથાનકનુ ગુજરાતી જેમ બને તેમ સરળ અને સાદુ રાખવા પ્રયાસ કરવામા આવ્યો છે કથામાથી મળતો સાર ગ્રહણ કરવા વાચકવૃન્દ પ્રેરાશે તો આ ભાષાન્તરની સફલતા ગણાશે

અમદાવાદ, ता १०-१२-२४ } ધનશકર હીરાશકર ત્રિપાઠી.



# અનુક્રમણિકા.

## પ્રથમ ખંડ.

# દિવાની કે શાણી?

## પ્રથમ ખંડ.

### પરિચ્છેદ ૧.

**વાચકન્યાયાધીશને ચરણે!**

સ્ત્રી જાતિ કેટલી હદ સુધી ધીરજ ધરી શકે છે અને પુરુષ જાતિની દૃઢતા શુ શુ માંગી શકે છે, એ બતાવવા માટે આ કથાનક રચાયુ છે

શ ન પડતા દરેક બનાવમા કાયદાનુ મચાગામ ઉંડુ જઈ શકે એમ માની લઇએ અને સોનાના ચકચકિત કરનારા તેલની મદદ વિના સાધારણ જાતની મદદથી તે દરેક પ્રકારની તપાસ કરી શકે એમ ધારી લઇએ, તો આ કથાનકમા વર્ણવેલા બનાવો ન્યાયની અદાલતમા જાહેર પ્રજાનુ ધ્યાન જરૂર ખેચી શકયા હોત પરતુ કાયદો અમુક અપૂર્વ બનાવોમા પ્રવેશી શકતો નથી તે નાણાની કોથળીનો અગાઉથી જ તાબેદાર બનેલો નોકર છે આથી આ વાર્તા પહેલવહેલી જનસમાજ આગળ રજૂ કરવામા આવે છે એક ન્યાયાધીશ આગળ જેવી રીતે તે રજૂ થઈ હોત તેવી રીતે વાચક આગળ રજૂ થાય છે અગત્યનો કોઈ પણ બનાવ પહેલેથી તે છેલ્લે સુધી સાભળેલા પુરાવા તરીકે રજૂ નહી થાય પરતુ નજરે જોયેલા પુરાવા તરીકે જ રજૂ થશે શરૂઆતની આ લીટીઓ લખનાર વૉલ્ટર હાર્ટરાઈટ આ કથાનકના બનાવો સાથે વધારે સબધમા આવેલો છે પોતાના અનુભવો તે વર્ણવશે જ્યા ત્રુટિ આવશે ત્યા

બીજાઓ મારફત સાધણ કરવામા આવશે એ બીજાઓ પણ પોતાની જાણ મુજબ ચોખવટ અને કાળજીથી વર્ણન કરશે

આ પ્રમાણે આ વાર્તા જૂદા જૂદા માણસોની જબાનથી કહેવાઇ હોય તેમ રજૂ થશે કાયદાની અદાલતમા જેમ એક ગુન્હાની તપાસમા જૂદા જૂદા સાક્ષીઓ જબાની આપે છે તેમ અહીં સત્ય શોધી કાઢવા માટે સીધી રીતે અને અત્યત સરળતાથી બનાવોનુ વર્ણન થશે

પ્રારભ, વૉલ્ટર હાર્ટરાઇટ દ્વારા કરીએ છીએ તેની ઉમર ૨૮ વર્ષની છે અને તે ચિત્રકળાનો શિક્ષક છે

## પરિચ્છેદ ૨.

### પ્રોફેસર પેસ્કા.

જૂલાઇ મહિનાની ૩૧ મી તારીખે ઉન્હાળો પૂરો થતો હતો લડનના લોકો ચોમાસાના ઝાપટા પડવાની આતુરતાથી વાટ જોઈ રહ્યા હતા હુ પોતે ગરમીના દિવસોથી કટાળી ગયો હતો મારો ઉત્સાહ જતો રહ્યો હતો, મારી તદુરસ્તી પણ જતી રહી હતી અને ખરુ કહુ તો મારા ખિસ્સામાથી નાણા પણ જતા રહ્યા હતા' ગયા વર્ષમા મારો ધધો મે બહુ સભાળ ભરેલી રીતે ચલાવ્યો નહોતો આથી મારા ઉડાઉપણાને હવે મારે અકુશમા રાખવાની જરૂર હતી મારૂ ચિત્રાલય લડનમા હતુ અને મારી માતા તથા મારી બહેન લડન પાસ આવેલા હેમ્પ્સ્ટેડ નામના પરામા રહેતા હતા

આજની સાજ શાન્ત નહોતી આસમાનમા વાદળા છવાતા હતા મને યાદ છે કે, સૂર્ય આથમવાની તયારીમા હતો તે વખતે લડન શહેરના મહેલ્લાઓમા જો કે શાન્તિ જણાવા માડી હતી, તોપણ મારા જીવનમા તો નિરાશા છવાઇ હતી, પરતુ આસપાસના ઉદ્યોગી લોકોને જોઇને, શહેરી જિંદગીના મોહમા લપટાયલુ મારૂ જીગર નિરાશ બનેલુ નહતુ આમ છતા પણ જાણે અસ્ત થતા સૂર્યની સાથે મારી આશાઓ

પણ અસ્ત થતી હોય એમ મને લાગ્યુ મારા હાથમા એક પુસ્તક હતુ હુ તે વાચતો નહતો પણ હાથમા રાખીને સ્વપ્નતરગોમા લીન થઈ ગયો હતો મારી માતાને મળવા જવા માટે હુ ઉઠયો દર અઠવાડીએ હુ એ દિવસ તેને મળવા જતો, આજ તેમાનો એક દિવસ હતો મારૂ ચિત્રાલય બધ કરીને મે હેમ્પસ્ટેડ તરફ જવા માડયુ

જે બનાવોનુ હુ વર્ણન કરનાર છુ તે બનાવોના સમય પહેલા કેટલાયે વર્ષથી મારા પિતા મરણ પામ્યા હતા મારા પિતા પણ ચિત્રકલાના શિક્ષકનો ધધો કરતા હતા પોતાના ઉપર આધાર રાખનારાઓનુ જીવન, પોતાની હયાતી પછી પણ દુ ખ વિના ચાલે, એ હેતુથી તેમણે એક વીમા કપનીમા મોટી રકમનો વીમો ઉતરાવી રાખેલો હોવાથી મારી માતાને અને મારી બહેનને, મારા પિતાના સ્વર્ગવાસ પછી કોઈના ઉપર આધાર રાખવો પડયો નહતો, મારા ધધાની શરૂઆતમા પણ મને એ નાણાનો મારો લાભ મળ્યાથી મારા પિતાની દીર્ઘદ્રષ્ટિ માટે મને આભારભર્યું માન વારવાર ઉપજ્યા કરતુ

શહેરમાથી નીકળીને પરાના શાન્ત એકાન્ત રસ્તામા થઈને હુ મારી માતાના મકાન આગળ આવી પહોચ્યો ત્યારે રાત્રિ પડી ચૂકી હતી અને વાદળાઓને લીધે આકાશનો દેખાવ બિહામણો લાગતો હતો મે બારણા જરાક ખખડાવ્યા એટલામા તો તે તરત જ ઉઘડી ગયા અને મારો ઈટાલિયન મિત્ર, પ્રોફેસર પેસ્કા મારી સામે હસતો હસતો આવીને ઉભો રહ્યો મને જોઈને તે વહાલથી આવકાર આપતો મને ભેટી પડયો

આ પ્રોફેસરનુ ઓળખાણ આપવુ જરૂરનુ છે આ કથાની શરૂઆતમા અને અતમા તે મને ઘણો ઉપયોગી થઈ પડયો છે હુ તેને પહેલા તો બિલકુલ ઓળખતો નહતો પણ કેટલાક મોટા ખાનદાન કુટુબોમા હુ ચિત્રકળામા શીખવવા જતો ત્યા તે ઈટાલિયન ભાષા શીખવવા આવતો ત્યારે પોતાનો ઈતિહાસ કહીને તેણેજ પોતાની સાથે મારી ઓળખાણ કરાવી હતી, તેના જીવનનો સારાશ એટલોજ હતો કે, તે પાડુઆના વિદ્યાપીઠમા આચાર્ય હતો પરતુ અમુક રાજદ્વારી કારણોને

અગે તેને ઇટાલિથી ઇગ્લાડમા આવવુ પડયુ હતુ એ કારણો શા હતા, એની વિગત તેણે મને આપી નહતી ઇગ્લાડમા તે એક વિદ્વાન અધ્યાપક તરીકે વખણાતો હતો તે શરીરે ઠીંગણો હતો-તદ્દન નાના કદનો વહેતીઓ નહી-તેના સર્વ અગ સમપ્રમાણ હતા, એમ છતા પણ તેના જેટલો ઠીંગણા કદનો માણસ મે ક્યાયે જોયો નહોતો એમ કહુ તો ચાલે તેના દેખાવથી સર્વત્ર તેનુ આકર્ષણ થતુ, પણ એ કરતા યે તેના સ્વભાવનુ નિર્દોષ વાચડાપણુ વધુ આકર્ષક હતુ તેના જીવનને દોરવનારો એક મુખ્ય મત્ર એ હતો કે, જે દેશમા તે અત્યારે સુખેથી વસી શકયો હતો અને જે દેશમા તેના જીવનનુ ગુજરાન કરવાની ભરપૂર જોગવાઇઓ મળી શકી હતી, તે દેશ તરફ આભારની પોતાની લાગણી દર્શાવવા માટે તેણે બની શકે તેટલી શક્તિથી એક અગ્રેજ બની જવુ પોતાના હાથમા હમેશા છત્રી રાખીને, પગમા કેન્વાસના સફેદ બૂટ પહેરીને અને માથે સફેદ ટોપી પહેરીને, પ્રોફેસર પોતાની આદતો પણ અગ્રેજી બનાવવા મથતો પોતાના શરીરના દેખાવમા પણ તે એક અગ્રેજના જેવા બનવાનો પ્રયત્ન કરતો અગમ્મરતો ઉપર અગ્રેજોનો પ્રેમ જોઇને આ ઠીંગણો પ્રોફેસર, પોતાના હૃદયની નિખાલસતા થી સર્વ અગ્રેજી રમતોમા પ્રવીણ બનવા પ્રયાસ કરતો તે નમ્રતાથી કહેતો કે મકાનોમા રમાતી અગ્રેજી રમતો પણ હુ સારી પેઠે રમી શકુ એમ કહ્યુ અને પોતાની પ્રવીણતાનુ પ્રદર્શન કરાવવા માટે મે તેને કેટલીક વાર ક્રિકેટની રમતમા અને કેટલીક વાર શિકારની રમતમા આગળીઆ કરીને કુદાવતો જોયો હતો આવી રીતે એક વાર બ્રાઇટન ખાતે દરિયામા પણ તેણે કુદાવ્યુ હતુ અને પોતાની જિંદગી જોખમમા નાખી હતી મારો અને તેનો ભેગો, અચાનક ત્યા જ થયો હતો હુ અને તે બન્ને તે વખતે દરિયામા નહાતા હતા મને તે વખતે ખબર નહોતી કે, આ પ્રોફેસર તરવાની કળામા પ્રવીણ નહી હોય અને ખોટી ડફાસ જ મારતો હશે હુ તો મારી મેળે અહી તહી તરીને કિનારે પાછો આવ્યો અને તે પછી પાછો ફરીને દરિયામા નજર કરવા લાગ્યો તો

મને જણાયુ કે, પ્રોફેસર બેભાન થઇ ગયો હતો! દરીઆના પાણીની બહાર, આમ તેમ હાલતા અને તરફડતા ફક્ત બે સફેદ હાથ મારા જોવામા આવ્યા! મે તરત જ દરિયામા ઝંપલી મારી અને પાણીની અંદર ગુચગુ વળીને પડી રહેલા આ અધ્યાપકરાજને બહાર કાઢયો એ પછી તાત્કાલિક ઇલાજો લઇને તેના મોઢામાથી બહુ પાણી બહાર કાઢી નખાવીને મે તેને સાજો કર્યો મારે નસિબે હુ તેને મેળવા મદદ કરી શકયો હોવાથી તેના ખોળીઆમા જીવ ટકી રહ્યો અને જ્યારે હુ તેને મારે ત્યા લઈ ગયો અને જ્યારે તેને બરાબર શુદ્ધિ આવી ત્યારે બહુજ ખુશાલીમા આવી જઇને તેણે પુષ્કળ શબ્દોમા પોતાના આભારની લાગણીઓ દર્શાવી ક્રિશ્ચિયન પદ્ધતિથી તેણે કહ્યુ કે ' હવેથી આ જિંદગી તનેજ અર્પણ કરૂ છુ અને જ્યા સુધી મારા ઉપરના આભારનો પુરતો બદલો હુ વાળી શકીશ નહી ત્યા સુધી હુ મની સુખે જપીને બેસીશ નહી " મારે કહેવુ જોઇએ કે, તેણે બતાવેલો એ આભાર અંતઃકરણ પૂર્વક જ હતો કેમકે તેની આખમાથી એ વખતે આસુની સતત ધારા ચાલી રહી હતી મે એની વાતને હાસ્યમા ઉડાવી દઇને તેના આસુ રોકયા, પણ પેરકા એ પછી કદી પણ મારા પ્રત્યે આભારની લાગણીના ઉભરા વારવાર કાઢયા સિવાય રહ્યો નથી તેના આસુ અને તેના વારંવાર દર્શાવાતા આભારને હુ જે વખતે હસી કાઢતો હતો તે વખતે મને બિલકુલ ખબર નહોતી કે, મારી સેવા બજાવવાની જે તક તે શોધતો હતો તે થોડાકજ દિવસમા મળનાર હતી, તેને પોતાને પણ ખબર ન હોતી કે, તે તક તે પોતે ઝડપથી ઝીલી લેનાર છે, એટલુ જ નહીં પણ તેમ કરવાથી મારા જીવનનો આખો પ્રવાહ એક નવી દિશામા વાળવામા અને–અત્યારની મારી જિંદગીનો ફેરફાર કરવામા–તે પોતે એક અગત્યનુ પાત્ર થઈ પડનાર છે જો પેરકા, દરિયામા ડૂબી ગયો ન હોત, જો હુ તેને બચાવી શકયો ન હોત, અને જો તેણે પોતાનુ ઋણ અદા કરવા માટે મને એક તક શોધી આપી નહોત તો આ કથાનકમા વર્ણવેલી બિનાઓનો સબંધ મારા જીવન સાથે ગુથાયો ન હોત—જે આ

મારા વિચારોમા રમી રહી હતી, જેની ખાતર મારી બધી મગજ શક્તિ મે બધો વખત કામે લગાડી હતી અને જે સ્ત્રી અત્યારે મારા જીવનના હેતુને દોરવતી એક માર્ગદર્શક સિતારા રૂપ મારે મન થઈ પડી છે, તેનુ નામ પણ હુ કદી સાભળવા પામ્યો ન હોત!

## પરિચ્છેદ ૩.

### નવી નોકરી.

પ્રો. પેસ્કા, જ્યારે મારી માતાના ઘરનુ બારણુ ઉઘાડવા આવ્યો ત્યારે તેની મુખમુદ્રા ઉપરથી મે જોઇ લીધુ કે, આજે તે ખૂબ આનદમા છે પણ તેને પ્રશ્ન કરીને તરતજ ખુલાસો માગવો એ તદ્દન નકામુ હતુ પોતાના બન્ને હાથથી તે મને ખેચીને ઘરમા લઇ જવા લાગ્યો આજે તે મને ખાસ મળવા આવ્યો હતો અને મારો ભેટો થયેલો જોઇને તેને આનદ થયો હતો, એ મે ચોખ્ખુ જોઈ લીધુ

ઘરમા જતા જ મે જોયુ કે, મારી માતા હસતી હસતી બારી આગળ બેઠેલી હતી પેસ્કાની બધી વિચિત્ર રીતભાતો પ્રત્યે તેને કદી અણગમો ઉપજતો નહોતો પ્રોફેસરને મારા ઉપર અથાગ પ્રેમ બતાવતો જોઇને, તેની વિચિત્રતાઓમા પોતાને કદાપિ સમજ પડતી નહી તોપણ, મારી માતા તેના ઉપર ઇતરાજી બતાવતી નહી અને હમેશા તેના કહેવામા પોતે રસ ધરાવતી હોય એવો ભાવ ધારણ કરતી મારી બહેન સરાહ, પ્રોફેસરના બધા સદ્ગણોની જો કે કદર કરતી હતી તો પણ તેના પ્રત્યે અધશ્રદ્ધાળુ બની નહોતી જ્યારે જ્યારે પ્રોફેસર પોતાના વખાણ કરવા મડી પડતો અને પોતાની પડિતાઇ અતિશય હદે બતાવતો ત્યારે તે કટાળી જતી હમેશા અમારી માતા આ વિદેશી ગૃહસ્થ તરફ ખૂબ માયાળુપણુ બતાવતી તેથી તે અજાયબ થતી મે જોયુ હતુ કે, માત્ર મારી બહેન જ નહીં પણ મારા ઘણા યુવક મિત્રો પણ,

પ્રોફેસરની વિચિત્ર રીતભાતથી કટાળી જતા યુવક વર્ગ, વૃદ્ધ જનોના જેટલો માયાળુ અને લાગણીઓથી દોરવાઈ જનારો કેમ નહીં હોય ? મે હમેશા તપાસ્યુ છે કે, અમુક આનદદાયક સમાચાર મળતા વૃદ્ધો જેવા ખુશ ખુશ થઈ જાય છે તેવા યુવકો થતા જ નથી, એટલુજ નહી પણ તેમની મુખમુદ્રા ઉપરથી શાન્તિના ચિહ્ન ખસતાજ નથી હુ અજાયબ થાઉં છુ કે, શુ વૃદ્ધોના કરતા અમે જુવાનીઆ વધારે ગભીર અને ડાહ્યા છીએ ? શુ શિક્ષણે અમને સયમવૃત્તિવાળા બનાવ્યા છે અને શુ અમે બહુજ સારા વાતાવરણમા ઉછરેલા જુવાન સ્ત્રીપુરુષો છીએ ? એ પ્રશ્નોના ઉત્તર આપવા પ્રયત્ન કર્યા વિના હુ અહીં એટલી જ નોધ કરીશ કે, જ્યારે મારી માતા અને મારી બહેન, પ્રોફેસર સાથે વાતચીત કરતા ત્યારે તે બન્નેમા મારી માતા જાણે વધારે જુવાન હોય તેમ બહુજ હસતી અને બહુ આનદ દર્શાવતી અત્યારના પ્રસગનો દાખલો આપુ તો, જે વખતે મારી માતા એક હસતી જુવાન સ્ત્રીની માફક હાસ્ય કરતી હતી તે વખતે મારી બહેન, બિલકુલ હસ્યા વિના એક ભાગી ગયલા કાચના પ્યાલાના ટુકડા વીણતી હતી પ્રોફેસર મને લઈને એ ઓરડામા નાના બાળકની માફક કુદકો મારીને દાખલ થયો હતો તેથી એ પ્યાલો તેની હડફટમા આવવાથી ભાગી ગયો હતો

મારી માતાએ કહ્યુ "વૉલ્ટર ! તુ જો જરાક મોડો આવ્યો હોત તો શુ બન્યુ હોત તે હુ કહી શકતી નથી પેરકા અધીરાઈથી અર્ધો ગાડા જેવો બની ગયો છે તે એક એવા અજાયબી ભરેલા સમાચાર લાવ્યો છે કે, તેમા તારૂ ઘણુજ હિત સમાયલુ છે પણ અમને તેણે એ સમાચાર કહ્યા નથી તારી ગેરહાજરીમા કહેવાની તેણે ચોખ્ખી ના પાડી છે"

"આ તે શી ધાંધલ ? કેવો સુદર પ્યાલો હતો ! હવે આપણા ઘરમાથી એક સરસ જોડ તુટી !" મારી બહેને ભાગેલા પ્યાલા વિષેજ ખેદ બતાવવાનુ ચાલુ રાખીને મારી માતાની વાતચીતની લગારે દરકાર બતાવી નહીં

પ્યાલા તરફ જાણે પોતાનુ ધ્યાન જ નથી અને મારી બ્હેનનો વિલાપ નકામો જ છે, એમ બતાવતા પ્રોફેસરે હજી પોતાની ધાંધલ ચાલુ રાખી તે એક લામી આરામ ખુરશી એક ખુણામાથી જરાક જોરથી ધમડીને ઓરડાની મધ્યમા લાવ્યો અને તેના ઉપર ઉભો થઇને જાણે પોતે એક વક્તા હોય અને અમે ત્રણ તેના શ્રોતાજનો હોઇએ તેમ વ્યાખ્યાન કરવા મડી પડયો

' હવે, મારા વિવેકી વહાલાઓ," તેણે શરૂઆત કરી (તે હમેશા અમને 'પ્રિય મિત્રો' અથવા તો 'લાયક મિત્રો' એમ કહેવાને બદલે'વિવેકી વહાલાઓ' જ કહેતો) "મારૂ કહેવુ ધ્યાનપૂર્વક સાભળો સમય હવે આવી પહોચ્યો છે હુ મારા સુન્દર સમાચાર સભળાવુ છુ આખરે હુ બોલવા માડુ છુ—"

"સાભળો, સાભળો" મારી માતા અધવચ બોલી ઉઠી

"મને લાગે છે કે, હવે પ્રોફેસર સાહેબ આપણી ખુરશીજ ભાગી નાખશે પ્યાલો ભાગ્યો તેનુ તો જાણે કાઇ નહીં પણ આવી સારી ખુરશી ભાગશે તેની મને ચિંતા થાય છે" મારી બ્હેને કહ્યુ

પણ પ્રોફેસર સાહેબની ખુશાલી વધતી જ ચાલી—"હુ મારી પાછલી જિંદગીની વાત કરૂ છુ અને સૌથી વધુ ઉમદા કુટુબીઓને પૂછુ છુ કે, દરિયાને તળીએથી મને મરતો કોણે બચાવ્યો હતો? મને દરિયામાથી બહાર કોણ લાવ્યુ હતુ? મારૂ જીવન મને કોણે પાછુ બક્ષ્યુ હતુ? અને જ્યારે હુ શુદ્ધિમા આવ્યો ત્યારે મે શા શબ્દો કહ્યા હતા?—"

"હવે તમારે જે કાઇ કહેવાનુ હોય તે કહી નાખો ને? આટલો બધો લાબો ઉપોદ્દઘાત શો?" મે કહ્યુ

પણ મારી અજાયબી વચ્ચે મે જોયુ કે, પ્રોફેસરની આખમા આસુ આવ્યા અને તેણે બોલવુ ચાલુ રાખ્યુ "મે કહ્યુ હતુ કે-મારી જિંદગી મારા વિવેકી વહાલાને શરણે છે વૉલ્ટર! મારી આખી જિંદગી મે તને સોપી દીધેલી છે જ્યા સુધી તને-મારા વિવેકી વહાલાને-હુ સુખી

ન જોઉં ત્યા સુધી હુ જપીને બેસનાર નથી એમ મે કહ્યુ હતુ તે યાદ છે? આજ એ સૌથી વધુ સુભાગી દિવસ આવી પહોચ્યો છે હવે" અહીંથી તેણે વધારે લાગણીથી અને વધારે મોટા અવાજથી બોલવા માડ્યુ "મારા શરીરના છિદ્ર છિદ્રમા આનદરસની ધારાઓ સ્ફુરે છે કારણ મારો આત્મા-મારુ હૃદય-અને મારી શ્રદ્ધાની લાગણી મને કહે છે કે-આખરે મે તારે માટે-મારા વિવેકી વહાલાને માટે-ગામક પણ કર્યુ છે હવે હુ તારો જવાબ સાભળવા માગુ છુ કે, મે એ બરાબર કર્યુ છે, કે?"

પોતે મારા માટે શા સમાચાર લાવ્યો છે, તે નહીં જણાવતા ઉપરનો પ્રશ્ન કેમ કરતો હશે, એ મારી સમજમા આવ્યુ નહીં પણ તે મારો જવાબ સાભળવા થોભ્યો નહીં તેણે બોલવુ ચાલુ રાખ્યુ—

"લડનના જે ખાનદાનોના મકાનોમા હુ શિક્ષણ આપવા જાઉં છુ-મારી માતૃભાષા હુ જે શિષ્ય-શિષ્યાઓને શીખવુ છુ તેઓમા એક ઘણુ જ ખાનદાન કુટુબ પોર્ટલેડ ખાતે વસે છે મારા વિવેકી વહાલાઓ, તમને ખબર છે કે, પોર્ટલેડ ક્યા આવ્યુ? હા તમે તે જાણો છો-અલબત્ત-અલબત્ત-જાણો છોજ વારુ, એક ભવ્ય મકાનમા એ સુદર કુટુબ રહે છે, તેમા માતા, સુદર અને જાડી છે ત્રણ છોકરીઓ પણ અલબત્ત-અલબત્ત-તેવી જ છે અને પિતા, સૌથી વધારે સુદર અને સૌથી વધારે જાડો છે હવે ધ્યાન આપો, મારા વિવેકી વહાલાઓ હુ મહાન્ ડાન્ટેના વચનો ત્રણે જુવાન અબળાઓને શીખવુ છુ અને ખરે-ખર! એ મહાન્ ડાન્ટે શીખવો એ કાઇ સહેલી વાત નથી-તેના વિચારો મનમા ઠસાવવા એ બાળકોનો ખેલ નથી, એમ હુ હમેશા મારી શિષ્યાઓના મોઢા ઉપરથી જોઈ શકુ છુ, પણ હરકત નહીં ધીરે ધીરે તેઓ શીખશે એકવાર તેઓ મહાન્ ડાન્ટેના વચનોમા પારગત બનશે અને તે વખતે મારુ હૃદય આનદથી ઉભરાઇ જશે હવે ધ્યાન આપો, મારા વિવેકી વહાલાઓ, અત્યારે જ જાણે એ ત્રણ શિષ્યાઓને હુ શીખવુ છુ હુ જે વિષય શીખવુ છુ તે તેઓ મગજમા ઉતારી શકતી નથી. તેઓ

ગુચવાઈ જાય છે-ગભરાઈ જાય છે-પણ તે છતા મારૂ મ્હેતુ ધ્યાનપૂર્વક સાભળે છે એટલામા બહારથી જોડાનો અવાજ સભળાય છે અને જુઓ ! શિષ્યાઓનો પિતા-સૌથી વધારે સુદર અને સૌથી વધારે જાડો—આવી પહોચે છે મારા વિવેકી વહાલાઓ ! અધીરા ન થશો તમને મારૂ કહેવુ પસદ નથી પડતુ ? જો તમે ના કહો તો, હુ મારૂ બોલવુ બધ કરૂ ?—

અમે કહ્યુ કે અમને રસ પડે છે એટલે પ્રોફેસર સાહેબે વધારે ઉત્સાહથી બોલવા માડયુ

" હુ તે પિતાને નમન કરૂ છુ અને જોઉ છુ કે, તેના હાથમા એક કાગળ છે શિષ્યાઓના અભ્યાસના વખતમા તે કદી એ ઓરડામા આવતો નથી પણ તેને આવવાનુ કારણ આજે એ પત્ર છે ! પોતાના હાથ માનો કાગળ આમ તેમ હલાવતો તે પિતા પોતાની પુત્રીઓને કહે છે " મારા વહાલાઓ ! મારા મિત્ર મિ —( હુ નામ ભૂલી ગયો, પણ કાઈ વાધો નહી થોડીવાર પછી યાદ આવશે ) તે પિતા કહે છે કે, મારો મિત્ર પોતાના કાગળમા લખે છે કે, તેને એક ચિત્રકારની જરૂર છે આ શબ્દો સાભળતાજ મારૂ હૈયુ આનદથી ઉછળે છે મને તેના ઉપર એટલુ બધુ વહાલ આવી જાય છે કે જાણે હુ ઉઠીને તેને ગળે વળગી પડુ પણ હુ ધીરજ ધારણ કરૂ છુ માત્ર મારી ખુરશીમાજ જરાક વધારે ઉચો થઇને તેનુ કહેવુ આગળ સાભળુ છુ તે પૈસાદાર પિતા કહે છે કે " છોકરાઓ ! ચિત્રકળાનુ કામ શીખવી શકે, એવા કોઈ શિક્ષક ને તમે ઓળખો છો ?' શિષ્યાઓ એક બીજા સામી જોઇ રહે છે અને સૌથી મોટી શિષ્યા થોડીવારે બોલે છે - ' અમે તો નથી ઓળખતા કોઇને, પણ પિતાજી ! મિ પૈસ્કા—" મારૂ નામ તેના મુખ માથી નીકળવાનીજ હુ રાહ જોઇ રહ્યો હોઉ છુ હુ તરત જ એ તક ઝીલી લઉ છુ અને તે પિતાને કહુ છુ — ' વહાલા સાહેબ ! મારી પાસે એવો માણસ છે આખી દુનિયામા તેની જોડી ન મળે એવો બાહોશ અને વળી અત્યત પ્રમાણિક ! આજ રાતની ટપાલમા તેની ભલામણ લખી મોકલો અને કાલે તેના સામાન સાથે-ગાસડા પોટલા સાથે-તેને વદાય કરો "

"પણ ઉભા રહો તે કોઈ વિદેશી છે કે?" પિતા મને પ્રશ્ન કરે છે અને પેરકા તેનો શો જવાબ આપે છે? પેરકા કહે છે "માથાથી તે પગસુધી તે અગ્રેજ જ છે"

"ખાનદાન?"

"સાહેબ, તેના અગ્રેજ તરીકેના હૃદયમા બુદ્ધિની અમર આતશ સળગે છે અને વધારે શુ કહુ, તેનો પિતા પણ તેવો હતો"

"નહી" પિતા કહે છે "બુદ્ધિની વાત જવા દો જો ખાનદાની ન હોય તો આ દેશમા અમારે બુદ્ધિની જરૂર નથી ખાનદાની પહેલી અને બુદ્ધિ પછી બુદ્ધિ હોય તો તેને અમે આનદથી વધાવી લઇએ છીએ તમારો મિત્ર, તેના ચારિત્રના પ્રમાણપત્રો રજૂ કરી શકશે?"

આ સાભળીને હુ મારો હાથ તિરસ્કારથી હલાવીને કહુ છુ 'પ્રમાણપત્રો? એક નહી પણ અનેક આપી શકશે"

"એક અથવા બે બસ થશે તેને કહેજો કે, પોતાના નામ ઠામ સાથે બે આસામીઓના પ્રમાણપત્ર તે મારા ઉપર મોકલી આપે અને ઉભા રહો મિ પેરકા! તમે તમારા મિત્રને આ બાબત વિષે કાઈ કહો તે પહેલા એક નોટ લઈ જાઓ"

"બેક-નોટ! સાહેબ, પૈસા અત્યારથી શુ કરવા છે? મારો બહાદૂર અગ્રેજ મિત્ર પોતાની કળા બતાવ્યા પછીજ પૈસા લેશે"

તે પિતા અજાયબ થઇને કહે છે "બેક-નોટની વાત કોણે કરી છે? શરતોની યાદી તમારી સાથે તમારે લઇ જવાની છે મારા મિત્રના કાગળમાથી હુ તમને તે શરતો ઉતારી આપુ છુ" આમ કહીને એ ગૃહસ્થ ટેબલ પાસે જઇ એકદમ લખવા માડે છે અને થોડીકજ ક્ષણમા તે મારી પાસે આવીને મને શરતોનુ કાગળીઉં આપે છે પેરકા હવે શિષ્યાઓને ભણાવી શકવા જેવી હાલતમા નથી કેમકે હર્ષથી તે ઘેલો બની ગયો છે! કોની ખાતર? વૉ'ટર!—મારા વિવેકી વહાલા! વિચાર કરી જોજે પેરકા તરતજ તે ગૃહમાથી વદાય થાય છે અને સીધો

અહીં જ આવ છે વૉલ્ટર! મે તારી કેટલી બધી રાહ જોઈ? હવે મને કહે કે આ જગ્યા માટે તારો શો અભિપ્રાય છે?"

મારી માતા, પ્રોફેસરનુ આ કહેવુ સાભળીને એકદમ હર્ષઘેલી બની ગઈ તેણે પોતાની ખુરશીમાથી ઉઠીને અને ઠીંગણા પ્રોફેસર પાસે જઈને તેનો હાથ પકડીને કહ્યુ "મારા વહાલા મિ પેસ્કા! મારા વૉલ્ટરને માટે તમારો આટલો બધો સ્નેહ છે તે માટે હુ તમારો ઘણો ઘણો જ આભાર માનુ છુ "

મારી બહેને ટુકમા જ પતાવ્યુ "હુ તેને ટેકો આપુ છુ." તે તે પોતાની ખુરશીમા અર્ધી ઉઠીને પાછી બેસી ગઈ, કારણ તેણે જોયુ કે પેસ્કા, મારી માતાના હાથને ચુમન કરતો હતો તેણે આ જોઈને ગભીરપણે મારા તરફ જોયુ હુ સમજી ગયો કે, આ ભોળા અને ભલા વૃદ્ધો કેવળ નિર્દોષપણાથી પોતપોતાની કૃતકૃત્યતાને માટે લાગણીને વશ થઈ ગયા છે પણ તેમ કરવાની અમારા જેવા યુવાન હૃદયોને કશી જરૂર ન લાગે, તથા અમને તેમની આ રીતભાત વધારે પડતી લાગવાથી કટાળો ઉપજે એ સ્વાભાવિક છે મે પ્રોફેસરને કહ્યુ "તમારી શિષ્યાઓના પિતાએ આપેલી યાદી કયા છે? મને આપો જોઉ " મારી માતાને આ પુત્રી ચેતવણી હતી તે પ્રોફેસર આગળથી ખસીને પોતાની ખુરશી ઉપર બેઠી અને પ્રોફેસરે મને યાદી આપી એ યાદીમા ચોખ્ખી અને સીધી બાબતો હતી તેમા નીચે મુજબ શરતો હતી—(૧) કુબરલેડમા આવેલા "લિમરિજ–ભવનવાળા મિ ફ્રેડ્રિક ફેરલીને માત્ર ચાર માસ માટે એક બાહોશ ચિત્રકળાશિક્ષક જોઈએ છીએ (૨) તે શિક્ષકની ફરજો બે પ્રકારની રહેશે બે યુવાન સ્ત્રીઓની ચિત્રકળા ઉપર તેણે દેખરેખ રાખવી જોઈશે અને ફુરસદના વખતમા કેટલાક બેદરકારીથી પડી રહેલા ચિત્રો ઉપર બારીકાઈથી ધ્યાન આપીને તેમને તદ્દન નવા બનાવવા જોઈશે (૩) આ કામો માથે લેનારને એક અઠવાડીઆના ચાર ગીની પ્રમાણે પગાર આપવામા આવશે તેને "લિમરિજ–ભવન"મા જ રહેવા માટે જોગવાઈ કરી

આપવામા આવશે, અને તેની સાથે એક ગૃહસ્થના જેવુ જ વર્તાન રાખવામા આવશે (૪) ચારિત્ર અને બાહોશી માટે જે શિક્ષક ઉત્તમમા ઉત્તમ પ્રમાણપત્રો રજુ કરી શકશે તેને જ આ જગ્યાએ રાખવામા આવશે મિ ફેરલીના લડન ખાતેના મિત્રને જ પ્રમાણપત્રો મોકલી આપવા અને ઉમેદવારને છેવટની 'હા' કે 'ના' તેઓ જ લખી જણાવશે " પત્રને છેવાડે પ્રો પેમ્કાના, પોટવેડ ખાતેના ખાનદાન ગૃહસ્થનુ નામ અને શરનામુ લખેલા હતા

આ નોકરી સબધમા વિચાર કરતા મને લાગ્યુ કે, તે એકદરે સારી હતી. પગાર ઉમદા હતો અત્યારે હુ કયાયે ખાસ રોકાયલો ન હોવાથી અને લડનમા યત્રવત્ એકને એક પ્રકારનુ જીવન ગાળતો હોવાથી હવાફેર અને કાઇક નવા અનુભવની હુ રાહ જોતો હતો જેથી ઉપલી જગ્યાયે મને પસદ કરવામા આવે તો ઠીક એમ એક પળે મને લાગ્યુ પણ કોણ જાણે બીજી પળે શાથી મને જરાક અણગમો ઉપજ્યો મારી આખી જિદગીમા મને સોપવામા આવેલા કોઇ પણ કામ માટે મને આવી પરસ્પર વિરૂદ્ધ લાગણીઓ એક જ વખતે ઉપજી ન હતી

" વૉ'ટર ' તારા બાપને કોઇ વાર આવી સુદર તક મળી ન હતી " મારી માતાએ અભિપ્રાય આપ્યો

" પગાર સારો છે અને કામ પણ ખાસ વધારે નથી, " મારી બહેને કહ્યુ

" તમારી વાત ખરી છે " મે કહ્યુ " પણ મારે હજી વિચાર કરવા માટે વખત લેવો જોઇએ—"

" વિચારવાનુ આમા છે જ શુ ? " મારી માતાએ કહ્યુ

" બરાબર છે આમા વિચારવાનુ કાઇ જ નથી ભાઈ! તમારે આ જગ્યા સ્વીકારવી જોઇએ " મારી બહેને કહ્યુ

" મારા વિવેકી વહાલા ! " પ્રોફેસરે કહ્યુ " તુ વિચારવાનુ કહે છે પણ પહેલા મને જવાબ આપ તારી તબિયત સુધારવા માટે કયાક બહાર ગામ જવાની તુ ફરિયાદ કરતો હતો કે નહી ? વારૂ, હવે તને

એ તક મળી છે ગામડાની સ્વચ્છ હવામા એક ખાનદાન કુટુબ સાથે રહેવાનુ છે વિચાર કર, એ સજોગોથી તારી તબીયત કેટલી બધી સુધરી જશે ? વળી, તને નાણાનો જરૂર છે, એવી ફરિયાદ નથી ? તને અલબત્ત—અલબત્ત આ જગ્યાએ ઘણો સારો પગાર મળનાર છે એક અઠવાડીઆના ચાર ગીની, વળી બે સુદર શિષ્યાઓને ભણાવવાનુ માન ! સહવારમા સુદર નાસ્તો, બપોરનુ જમણુ, સાજની ચ્હા અને રાતનુ ભોજન ! તને પોતાને એ માટે કાંઈ કડાકુટમા પડવાનુ નથી ! વખતસર ટેબલ ઉપર બેસીને તે બધુ આરોગવાનુ છે ! કેટલા બધા લાભ ! વૅાલ્ટર ! વૅાલ્ટર ! તારા ભાગ્યની અદેખાઇ આવે એમ છે. હવે આનાકાની કરીશ નહીં ચાલ, હમણાજ અરજી લખી નાખ ”

બધાયેનો આ પ્રમાણે આગ્રહ હતો પણ કોણ જાણે કઈ ન સમજાય એવી વિરોધી લાગણી મારા મનમા ઉપજતી હતી અને મન એમ જ કહેતુ હતુ કે, ત્યા ન જવુ મે અનેક નજીવા બહાનાઓ કાઢીને મારી નહીં જવાની દલિલો કરી પણ પ્રોફેસરે તે દરેક દલિલો તોડી નાખી અને તે ત્રણે જણ આખરે મારા આનાકાની કરતા મનને દૃઢ બનાવીને મારી પાસે અરજી લખાવી ત્યારે જ જપ્યા એ પછી, તે રાત્રિ અમે અનેક આડી અવળી વાતોમા ગાળી વાત વાતમાથી પ્રોફેસરે મને ખબર આપી “ વૅાલ્ટર ! એક બહુ જ ખાનગી વાત કહુ છુ મારા કેટલાક ઓળખીતાઓના આગ્રહથી તારા દેશની પાર્લામેન્ટમા હુ સભાસદ થવા માટે ઉમેદવારી બહાર પાડનાર છુ મારા જીવનનુ એ એક સ્વપ્ન છે હુ **માનવત પેગ્કા એમ પી** કહેવાઉં એ મારો આદર્શ છે અહા ! મારી બધી આશાઓ એ ઉમેદવારીની ફત્તેહમા સમાયલી છે ! ”

બીજે દિવસે સહવારે મે બે ખાનદાન ગૃહસ્થોને ત્યા જઇને મારા ચારિત્ર માટે પ્રશસા કરનારા પ્રમાણપત્રો મેળવ્યા અને તે મારી અરજી સાથે સામેલ કરીને પ્રોફેસરના પોર્ટપેડવાળા મિત્રને શરનામે ટપાલમા રવાને કરી દીધા ત્રણ દિવસ પસાર થઈ ગયા મને લાગ્યુ કે, જવાબ આવ્યો નહીં એટલે હુ આ ઉમેદવારીમા નિષ્ફળ માલુમ પડયો હોઇશ

પણ ચોથે દિવસે જવાબ આવી પહોચ્યો તેમા મિ ફેરલીએ મને ચિત્રકળાના શિક્ષક તરીકે પસદ કર્યાના અને મારી નિમણુકના સમાચાર લખ્યા હતા મને પહેલી તકે કબરલેડ આવી પહોચવાનુ નિમત્રણ હતુ. મારી નિમણુકના હુકમ નીચે મિ ફેરલીની સહી હતી એટલે મને જવાબ કેમ મોડો મળ્યો તેનુ કારણ હુ સમજી શકયો પ્રોફેસરના મિત્રે મારી અરજી વગેરે મિ ફેરલી ઉપર મોકલ્યા હતા અને તેણે તે તપાસીને મને પસદ કર્યો હતો મારે મુસાફરી કેવી રીતે કરવી એને લગતી કેટલીક જરૂરી સૂચનાઓ પણ મને આપવામા આવી હતી કઇ તારીખે મારૂ સ્વાગત કરવા માટે સ્ટેશન ઉપર ગાડી મોકલવામા આવશે, એ પણ લખેલુ હતુ

મારા માટે આટલી બધી કાળજી મિ. ફેરલીએ રાખી હતી તેથી મને તેના પ્રત્યે માન ઉપજ્યુ મે ઝટપટ તૈયારીઓ કરી અને બીજે જ દિવસે પ્રાત કાળમા લડન છોડી જવુ એવો ઠરાવ કર્યો મારા જવાના આગલ્યા દિવસે સાજે મારી માતાને મળવા માટે હુ લડનમાના મારા ચિત્રાલયમાથી હેમ્પસ્ટેડ પરામા ગયો

તેઓ બધા મારી વાટ જોઇને બેઠેલા હતા પ્રોફેસર આજે હાજર હોય એમા શક જ નહતો અમે ભોજન કર્યું અને ખૂબ વાતો કરી પ્રોફેસરે મને શિખામણ દીધી "મારા વિવેકી વહાલા ! કબરલેડમા જે વખતે તારા ભાગ્યનો સૂર્ય પ્રકાશે તે વખતે જરૂર પુષ્કળ ધન એકઠુ કરજે તુ ધનવાન બનીને આવે અને હુ જેમ પાર્લામેન્ટનો સભાસદ થવાનો છુ તેમ તુ પણ માનવત હાર્ટરાઇટ એમ પી બને એવા દિવસની હુ રાહ જોઉ છુ "

મારા ઠીગણા મિત્રની આ વદાયગિરી વખતની શુભેચ્છા માટે મને ખાસ હર્ષ ઉપજયો નહી, કારણ કે તેની પેઠે પાર્લામેન્ટના સભાસદ થવાની મને ઇચ્છા ન હતી અનેક વાતચીત અને મારી માતાની તથા બહેનની છેવટની શુભેચ્છાઓના સદેશા સહિત હુ હેમ્પસ્ટેડ પરામાથી લડન જવા વદાય થયો.



# પરિચ્છેદ ૪.

---

## સફેદ વસ્ત્રવાળી સ્ત્રી '

આખો દિવસ તાપ પુષ્કળ પડયો હતો પણ રાત્રિ પડતા કાઇક શાન્તિ વળી હતી મારા માતુશ્રીએ અને મારી બહેને મને લાબા વખત માટે વિખૂટો પડતો જોઇને છેવટના શબ્દો તરીકે ઘણુ ઘણુ કહ્યુ હતુ "જરાક વાર થોભી જા" "આટલુ સાભળી લે" એમ દરેક પાચ પાચ મિનિટે કહીને તેમણે મને એટલી બધી વાર સુધી રોકયો હતો કે મધ્ય રાત્રિ વીતી ગઈ ત્યાયે હુ તેમનાથી વિખૂટો પડી શકયો નહીં આખરે સાડા બાર વાગે મે વદાયગિરી લીધી લડન જવાના ટૂકામા ટૂકા રસ્તા ઉપર હુ ચાલવા લાગ્યો—જરાક ચાલ્યો અને પાછો ઉભો રહ્યો, "આજ-ની રાત અહીજ વીતાવુ કે લડન જાઉં" એ પ્રશ્નની ગુચવણ મારા મનમા થઇ

ચદ્રમા, પૃથ્વીને ઉજળી દૂધ જેવી ચાદનીથી પોઇ રહ્યો હતો એ ચાદનીમા હેમ્પસ્ટેડ પરાની ખાડાખેયા વાળી જમિન, સફેદ ચાદરમા કાળા ધાબા જેવી, કટાળો ઉપજાવનારી લાગતી હતી મારા મનમા એવો વિચાર આવ્યો કે, "આવા રસ્તામાથી અત્યારે કોણ પસાર થાય? લાવ, પાછો જાઉ" પણ આકાશ તરફ નજર જતા તેમા રમ્યતા ભાસી–આસપાસની શાન્તિ, ઠડો પવન અને રળીઆમણી રૂપેરી રાત જોઇને મને પાછો એવો વિચાર આવ્યો કે, આવી ખુશનુમા રાત્રે રસ્તામા ચાલવુ એ એક અનેરી મોજ છે જરાક વખત વધારે વિચાર કરીને મે આખરે આગળ જ ચાલવા માડયુ

કુદરતના ગુણગાન મારા મનમા ને મનમા કરતો હુ 'રિજટ પાર્ક' ની પશ્ચિમ બાજુએ જઈ પહોચવા ધીમે ધીમે ચાલવા લાગ્યો શરૂઆત-મા બીજા કોઈ વિચારો મારા મનમા ઉપજ્યા નહીં કુદરતની બલિહારી વખાણતો જ હુ આનદથી જવા લાગ્યો પણ કેટલીક વાર પછી 'લિ-

મરિજ-ભવન "વાળા મિ ફેરવીને લગતા અને જે એ શિષ્યાઓને હુ ચિત્ર-કલાનુ શિક્ષણ આપવાનો હતો તેઓ કેવા સ્વભાવના હશે, તેમની સાથે મને ફાવશે કે નહીં, એને લગતા તરગો મારા મનમા ઉઠવા લાગ્યા

એટલામા ચાર રસ્તા આગળ હુ આવી પહોચ્યો (૧) જે રસ્તેથી હુ આવ્યો હતો તે હેંપ્સ્ટેડનો રસ્તો (૨) ફ્રિચલીનો રસ્તો, (૩) વેસ્ટ એન્ડનો રસ્તો અને (૪) લડનનો રસ્તો મારા તરગોમા જ તલ્લીન થયલો હું લડનને રસ્તે ચાલવા લાગ્યો કબરસ્તાનની એ સ્ત્રીઓ કોના જેવી દેખાતી હશે એવો વિચાર પાછો મારા મનમા આવ્યો, પણ તેજ વખતે એકજ પળમા, મારા શરીરમા ફરતુ લોહી એકાએક બધ થઇ ગયુ! મારી પાછળથી મારા ખભા ઉપર કોઈકે એકાએક ધીમેથી પોતાનો હાથ મૂકયો અને એ હાથના સ્પર્શથી ચમકીને હુ ઠડોગાર થઇ ગયો!

મારા હાથમાની સોટી જરાક વધારે જોરથી પકડીને હુ તરત જ વળીને જોવા લાગ્યો મે શુ જોયુ? જાણે પૃથ્વીનુ પડ ફાડીને નીકળી આવી હોય અથવા તો આકાશમાથી નીચે ઉતરી આવી હોય તેમ ચાદનીથી છવાયલા સફેદ સરિયામ રસ્તામા એક તદ્દન સફેદ પોષાકમાં સજ્જ થયલી સ્ત્રી ઉભેલી છે! તેણે માથાથી તે પગ સુધી બધા જ સફેદ કપડા પહેરેલા છે! કાઇક પ્રશ્ન કરવા માગતી હોય તેમ તે મારા તરફ જોઈ રહી છે અને એક હાથ લાબો કરીને, લડન તરફનો રસ્તો બતાવી રહી છે!

આટલી મોડી રાત્રે, એકાન્ત રસ્તામા, આ વિચિત્ર પોષાકવાળી એક સ્ત્રીને ઉભેલી જોઇને હું ચમકયો—બ્હીન્યો નહીં હુ તેને કાઇ કહુ તે પહેલા તો મને પોતાની તરફ નિહાળતો જોઈને તે બોલી "લડન જવાનો રસ્તો આ કે?"

મે તેના તરફ બારિકાઇથી જોવા માડયુ અત્યારે લગભગ એક વાગ્યો હતો ચાદનીના પ્રકાશમા મે જોયુ કે, તે એક જુવાન બાળા હતી પણ તેનો ચહેરો ફિકકો અને માદલો હતો તેની આખો મોટી,

ગભીરતાભરેલી અને અતિશય ચચળતાભરેલી હતી હોઠના ફફડાટથી તે શકાશીલ અને અચોકસ જણાતી હતી તેના વાળ પિળાશવાળા પણ રેશમ જેવા લાગતા હતા તેની રીતભાતમા કાઇ જગલીપણુ ન હતુ, કોઇ જાતનો અવિનય પણ ન હતો કોઇ ખાનદાન સ્ત્રી જેવી તો તે ખાસ કરીને લાગતી ન હતી પણ તેમ છતા હલકી જાતની સ્ત્રીના જેવી પણ જણાતી ન હતી તેનો અવાજ જો કે મે થોડોક જ સાભળ્યો હતો તોપણ તે સાભળીને મને લાગ્યુ કે, તે ભારે ઉતાવળમા અને ગભરાટમા હોવી જોઇએ, કારણ કે મને સબોધનરૂપે 'ગૃહસ્થ' કે એવુ કાઈ ન કહેતા એક જ વાક્યમા ઝડપથી સવાલ પૂછીને તે આમપાસ જોતી ઉત્સુકતાથી મારા જવાબની રાહ જોઇ રહી હતી વળી તેનો ચહેરો એકદરે ગમગીની ભરેલો લાગતો હતો તેનો તદ્દન સફેદ પોષાક ઉચી કિમતના અને ઉચી જાતના કાપડનો ન હતો તે દેખાવે પાતળી સોટી જેવી અને સાધારણ ઉચી હતી થોડીક પળમા મે આ સઘુ અવલોકન કરી લીધુ પણ એક ગુચવણ હુ ઉકેલી શકયો નહી અને તે એ કે, આટલી મોડી રાતે તે આ એકાન્ત રસ્તામા શી રીતે આવી ચઢી ? વળી મને પ્રશ્ન થયો "કોઈ ખાનદાન સ્ત્રીને ન છાજે એવી રીતે, આ શક ઉપજાવનારી ઘડીયે, આ એકાન્ત રસ્તામા ભમનાર આ સ્ત્રી કોણ હશે ?"

તેણે સ્પષ્ટ, પણ ઉતાવળા સ્વરે મને ફરીથી પૂછ્યુ "તમે મારૂ કહેવુ સાભળ્યુ કે ? લડન તરફ જવાનો રસ્તો આ ખરો કે નહીં, એનો મારે જવાબ જોઇએ છે "

મે કહ્યુ "હા આ જ તે રસ્તો છે અહીંથી સત જોન વુડ અને રિજન્ટ પાર્ક તરફ જવાશે મે તમને વહેલો જવાબ દીધો નહીં માટે માફ કરજો અત્યારે એમએમ આ સ્થળે તમને જોઇને હુ જરાક ચોકયો હતો અને હજી પણ મારો અચબો દૂર થયો નથી "

"મે કાઇ ખરાબ કામ કર્યું હોય એવો શક તમે નથી લાવતા. ખરૂને ? મે કશુયે ખરાબ કામ કર્યું નથી. મને એક અકસ્માત નડયો

હતો–આટલી મોડી રાત્રે આ અજાણ્યા રસ્તામા હુ આવી ચઢી એ ખરેખર, મારી કમનસીબી છે મે ખરાબ કામ કર્યું છે, એવો શક તમે શા માટે લાવો છો ?" તે વધારે પડતી સહૃદયતાથી અને ઉશ્કેરણીથી બોલી અને જ્યા ઉભી હતી ત્યાથી કેટલાક ડગલા પાછળ હઠી ગઇ

તેને આશ્વાસન આપતા મે કહ્યુ " તમારા ઉપર શક લાવવાનો વિચાર સુદ્ધાત મને ઉપજ્યો નથી એની ખાત્રી રાખજો જો મારાથી બની શકે તો તમને મદદગાર થવાની જ મારી ઇચ્છા છે રસ્તામા તમને ઉભેલા જોઇને મને અજાયબી એટલા માટે થઈ કે, તમને મે જોયા તે પહેલા એક જ પળ ઉપર રસ્તામા કોઈ નહતુ એમ મને લાગ્યુ હતુ "

તે પાછી ફરી અને લડન જવાના ,તથા હેમ્પ્સ્ટેડથી આવવાના રસ્તાના સગમ આગળની એક જગ્યા તરફ આગળી ચીધીને કહેવા લાગી " તમને આવતા જોઇને એ જગ્યાએ હુ છૂપાઈ હતી તમારી સાથે બોલવાનુ જોખમ ખેડુ તે પહેલા તમે કેવા આસામી છો, એ મારે તપાસવુ હતુ તમે પસાર થયા ત્યારે મારૂ મન શકા અને બ્હીકથી ભરપૂર હતુ પણ પછીથી હુ તમારી પાછળ પાછળ ધીમે પગને આવી અને તમારા ખભાને મે હાથ અરકાડ્યો "

મારી પાછળ પાછળ ધીમે પગલે–જાણે ચોરી છૂપીથી આવતી હોય એમ તે શા માટે આવી ? અને મને આગળી અરકાડવાને બદલે તેણે બૂમ પાડીને શા માટે ન બોલાવ્યો ? આ બે શકાઓ મને ઉપજી પણ તે વિષે વધુ વિચાર કરૂ એટલામા તો તે બોલી " હુ તમારા ઉપર વિશ્વાસ રાખી શકુ ? મને અકસ્માત નડયો તેથી મારા વિષે તમારો ખરાબ અભિપ્રાય બધાયો નથી ને ? " તે ગુચવાયલી હાલતમા ઉભી રહી તેના હાથમાનુ પાકીટ હલાવવા લાગી અને એક ઉડો નિસાસો નાખીને મારા તરફ જોઈ રહી

મદદ વિનાની આ એકલી અટૂલીઅબળાને મારે મદદ આપવીજ જોઇએ, એમ મને લાગ્યુ આ વિચિત્ર સજોગમા કોઈ પણ ડાહ્યો, અનુભવી, અને જગતૂના અટપટા ભેદથી માહિતગાર માણસ, લેશ પણ

અદેશો લાવ્યા વિના આ અબળાને જરૂર મદદ કરે જ, એવો વિચાર કરીને મે તેને કહ્યુ " તમે મારા ઉપર વિશ્વાસ રાખજો તમારા કોઈ પણે નિર્દોષ ઉદ્દેશમા હુ તમને મદદ કરીશ તમારી વિચિત્ર સ્થિતિનો ખુલાસો કરવામા જો તમને સકોચ આવતો હોય તો ભલે, મારે એ ખુલાસો નથી જોઇતો એવો ખુલાસો માગવાનો મને બિલ્કુલ હક્ક નથી કહો, હુ તમને શી રીતે મદદ કરૂ ? મારાથી બની શકતી દરેક પ્રકારની મદદ કરવામા હુ પાછી પાની નહી ભરૂ "

" તમે બહુ માયાળુ છો અને હુ તમારી ઘણીજ આભારી થઈ છુ " સ્ત્રીઓમા રહેલી કોમળતાનો પરિચય કરાવતા થડકાતા સ્વરે તે ઉપલા શબ્દો બોલી, પણ મને અજાયબી થઇ કે, તેની મોટી ચકચકિત આખોમાથી આસુનુ એક પણ ટપકુ પડયુ નહી ! મારા તરફ એકીટશે પોતાની આખો ટમટમાવતી તે સ્ત્રી આગળ બોલી " હુ લડનમા એક જ વાર ગઇ હતી લડનની મને પૂરેપૂરી માહિતગારી નથી અત્યારે મને એકાદ ભાડુની ગાડી મળી શકશે ? રાત બહુ વીતી ગઇ છે ખરૂ ને ? કેટલા વાગ્યા હશે તેની મને ખબર નથી પણ કદાચ ગાડી તો મળી શકશે, ખરૂ ને ? જો તમે મારી બાબતમા આડે આવો નહી, જો તમે મારી મરજીમા આવે ત્યારથી મને ફાવે તેવી રીતે છૂટી પડવા દો તો હુ તમારી સાથે આવુ લડનમા મારી એક ઓળખીતી બાઈ છે તેને ત્યા મારે જવાનુ છે મારે બીજુ કાઈ જોઇતુ નથી મહેરબાની કરીને કહો—આટલુ વચન આપશો ? " તે ઉતાવળી ઉતાવળી આ બધુ બોલી ગઈ અને પાછી મારા તરફ એકીટશે નિહાળી રહી ! તેનો ચહેરો અત્યારે મને ત્રાસ ઉપજાવનારો થઈ પડયો

મારે શુ કરવુ ? મારી સામે એક તદ્દન અજાણી અને કોઇક તજાયલી—એકલીઅટૂલી—સ્ત્રી ઉભી હતી તે મારી દયા અને મદદ માગતી હતી પાસે કોઇનુ ઘર નહતુ સલાહ કોની લઉ ? કોઇ પણ માણસ એ રસ્તેથી પસાર થતો નહોતો આ બાઈ ઉપર કાબૂ પણ કેવી રીતે મેળવી શકાય ? મારી પાસે એવી કોઈ દુન્યવી સત્તા

નહોતી મારે શુ કરવુ ? મે તેને પ્રશ્નો કરીને વખત ગાળવા માડયો. મે પૂછ્યુ " તમને ખાત્રી છે કે-લંડનમાની તમારી ઓળખીતી બાઇ આટલી બધી મોડી રાત્રે તમને આશરો આપશે ? "

" ચોક્કસ આપશે જ પણ મન એટલુ કહો-તમારી પાસેથી જ્યારે હુ છૂટી પડવા માગુ ત્યારે હુ જેમ ચાહુ તેમ તમે મને જવા દેશો ને ? મારી બાબતમા આડે નહી આવો ને ? બોલો, આટલુ વચન આપશો ?

તે મારી પાસે છેક અડોઅડ આવીને ઉભી રહી મારો હાથ ઝાલીને તે પૂછવા લાગી " આટલુ વચન આપશો ? "

તેનો હાથ ટાઢોગાર હતો !

મે કહ્યુ " હા "

ફક્ત એકજ શબ્દ ! દરેક માણસના હોઠ ઉપર દિવસની દરેક પળે રહેતો આ જાણીતો શબ્દ મે ઉચ્ચાર્યો અને તે પછી, હવે જ્યારે એ શબ્દ હુ ફરીથી લખુ છુ ત્યારે મારા હાથ કપી ઉઠે છે !

અમે બન્ને લંડન તરફ ચાલવા લાગ્યા, આ શાન્ત રાતે હુ મૂગો મૂગો કોની સાથે ચાલતો હતો ? મારી સાથે ચાલનારનુ નામ કે ચારિત્ર હુ જાણતો ન હતો તેની પૂરી વિગત અને તેના જીવનના હેતુઓથી પણ હુ અજાણ હતો શુ હુ સ્વપ્નદશામા છુ ? શુ હુ વૉલ્ટર હાર્ટ-રાઇટ જ છુ ? ઘણી વખત આ રસ્તેથી મે આવ જા કરેલી છે લોકો રવિવારે આ રસ્તે ફરવા આવે છે કોઇ વાર ભેદભરેલા કે વિચિત્ર બનાવો આ રસ્તે બન્યા નથી અને આજે શુ આ રસ્તો પલટાઈ ગયો છે ? એક કલાક પહેલા આ ભેદ ભરેલી ભામિનીની શી સ્થિતિ હતી ? મારી પોતાની શી સ્થિતિ હતી ? કયા મારો અને તેનો મેળાપ ? આ વિચિત્ર સ્ત્રીનો સાથી થવા માટે હુ મારા મનને ઠપકો આપવા લાગ્યો શા માટે મે તેને મદદની ના પાડી નહી ? આવા વિચારોમા હુ તલ્લીન હતો તેવામા તે સ્ત્રી એકાએક બોલી " હુ તમને એક વાત પૂછવા માગુ છુ તમે લંડનમા ઘણા લોકોને ઓળખો છો ? "

" હા ઘણાઓને ઓળખુ છુ "

" પૈસાદાર અને ખિતાબવાળાઓને પણ ?—" આ વિચિત્ર પ્રશ્નમા શકાશીલપણુ ચોખ્ખુ જણાતુ હતુ મે તેને જવાબ આપવાની આનાકાની કરી

" કેટલાકને ઓળખુ છુ " થોડીવાર પછી હુ બોલ્યો,

" ઘણા—" અહી તે અટકી ગઈ અને મારા ચહેરા તરફ પોતાની મોટી આખો ચમકાવતી બોલી " ઘણા બેરોનેટ વર્ગના માણસોને પણ ?

તેના પ્રશ્નથી અજાયબ થતો હુ બોલ્યો " તમે એમ શા માટે પૂછો છો ? "

" કારણ કે હુ ધારૂ છુ કે તમે એક બેરોનેટને તો જરૂર ઓળખતા નહી હો "

" એનુ નામ તમે મને જણાવશો ? "

' હુ તેનુ નામ દઇ શકુ તેમ નથી–મારી હિમ્મત નથી ચાલતી હુ તેના નામનો ઉચ્ચાર કરૂ છુ તે વખતે મારૂ બધુ ભાન વિસરી જાઉં છુ " તે ઉપલા વાક્યો બહુ જ મોટા અવાજે બોલી તેના અવાજમા એ વખતે ખુલ્લી ભયાનકતા જણાતી હતી એ વાક્યો ઉચ્ચાર્યા પછી તેણે પોતાનો હાથ હવામા ઉંચો કર્યો અને જોરથી તે વીંઝયો એ બાદ, એકાએક તે શાન્ત બની ગઇ અને બહુજ અસ્ફુટ અને ધીમા સ્વરે બોલી " તમે કોને કોને ઓળખો છો, એ કહો "

આ નજીવી બાબતમા તેની મશ્કરી કરવી મને ઠીક ન લાગી. મે ત્રણ જણના નામ ગણાવ્યા જે બે કુટુબોમા હુ ભણાવવા જતો હતો તેમના મુખ્ય પુરુષોના બે નામ અને ત્રીજુ નામ એક કુવારા બેરોનેટનું દીધુ તે બેરોનેટે એક વાર મને પોતાની સાથે નદીમા ફરવા લઇ જઇને કુદરતના દેખાવો ચીતરવાનુ કામ સોપ્યુ હતુ

" હાશ ! તમે **તેને** નથી ઓળખતા " આમ કહીને તેણે છૂટકારો મેળવ્યો હોય એવી રીતનો આનદ દર્શાવ્યો " તમે પોતે કોઈ ધનવાન કે ખિતાબધારી કુટુબના છો ? "

" ના હુ તો ફક્ત ચિત્રકલા શીખવનાર એક શિક્ષક છુ "

મારો આ જવાબ સાભળીને તેણે તરતજ મારો હાથ પોતાના હાથમા લીધો અને પોતાની મેળે ગણગણી " સારૂ થયુ કે આની સાથે મારો મેળાપ થયો હુ એના ઉપર વિશ્વાસ રાખી શકીશ "

મે તેની વાત જાણવાના ઇરાદાથી પૂછ્યુ " મને લાગે છે કે, ઉચ્ચ વર્ગના લોકો સામે અણગમો બતાવવાનુ તમને કોઇ ગભીર કારણ મળ્યુ હોવુ જોઇએ એકાદ બેરોનેટે તમને કાઇક નુકશાન કર્યુ લાગે છે તમે એનુ નામ મને જણાવતા નથી તેથી લાચાર છુ પણ શુ આ મોડી રાત્રે આ વિચિત્ર સ્થિતિમા તમે અહીં નીકળી પડયા તેના કારણ રૂપ એ કોઈ બેરોનેટ છે ? "

" ન પૂછશો—ન પૂછશો મને એ વાત ! એના વિષે કાઈ વાત ન કરશો હુ વાત કરવા જેવી હાલતમા નથી મને ઘાતકીપણે અન્યાય કરવામા આવ્યો છે મારા તરફ ઘાતકી વર્ત્તન ચલાવવામા આવ્યુ છે પણ કૃપા કરીને ન પૂછશો એ વાત ! તમે મારી સાથે મૂગા મૂગા ઝડપથી અને કાઈ પણ પૂછ્યા વિના ચાલશો તો હુ તમારો બહુજ ઉપકાર માનીશ મને અત્યારે ઘણી જ શાન્તિની જરૂર છે "

અમે કાઇક વધારે ઝડપથી આગળ ને આગળ ચાલવા લાગ્યા અર્ધા કલાક સુધી અમારી વચ્ચે કાઈ પણ વાતચીત થઇ નહી તેણે મને જે કાઇ કહ્યુ હતુ તેથી તેના મનની હાલત ઉપર મને દયા આવવાથી મે પ્રશ્નો પૂછ્યા નહી અમે લડનમા પ્રવેશ કર્યો ઘરોની હારકટાર વચ્ચેના રસ્તામાથી અમે પસાર થતા હતા તેવામા વળી પાછી અચાનક તે મને પૂછવા લાગી

" તમે લડનમા જ રહો છો ? "

" હા " આમ કહ્યા પછી મને લાગ્યુ કે, આવી વ્યક્તિઓ ઘણી વાર પૈસાની માગણી કરે છે અને પ્રથમ પરિચયે પોતાની બધી હકિકત ન કહેતા ધીમે ધીમે દિવસો પસાર થતા પોતાની બાબતમા આપોઆપ સ્ફોટ કરીને સલાહ માટે આવ જા કરે છે તેમ જો આ સ્ત્રી મારી

પાસે આવ જા કરવાનો વિચાર કરતી હશે તો તેમા ને નિરાશ થશે, કારણુ કે હુ તો અહીથી ચાલ્યો જવાનો છુ આથી મારે તેને ચેતવવી જોઇએ, એમ ધારીને મે ઉમેર્યું " પણ આવતી કાલે હુ અહીથી થોડાક વખતને માટે બહારગામ જવાનો છુ કોઈ બીજા દેશમા નહીં પણ આ દેશમા જ "

તેણે પૂછ્યુ " ક્યા ? ઉત્તર તરફ કે દક્ષિણ તરફ ? "

" ઉત્તર તરફ-કુમ્બરલેડમા "

" કુમ્બરલેડ ! " તીણા અને કોમળ સ્વરે તેણે ઉચ્ચાર કર્યો " અહા ! હુ ઇચ્છુ છુ કે, હુ પણ ત્યા આવી શકુ તો કેવુ સારૂ ? હુ એક વખત કુમ્બરલેડમા સુખી હતી "

મે પાછો તેનો ભેદ ખોલવા પ્રયાસ શરૂ કર્યો મે પૂછ્યુ " તમે એ સુદર પ્રદેશમા કદાચ જન્મ્યા હશો ખરૂ ને ? "

તેણે કહ્યુ ' ના હુ હેમ્પશાયરમા જન્મી હતી, પણ હુ એક વખત કુમ્બરલેડમા નિશાળે ભણવા સારૂ રહી હતી મને ત્યાનુ લિમરિજ ગામડુ અને " લિમરિજ ભવન " ખાસ યાદ છે એ જગ્યાઓ ફરીથી જોવાની મને ઉમેદ છે "

આ સાભળીને હુ તરતજ ઉભો રહી ગયો મારી જીન્દગીમા દરમ્યાન, જે મિ ફેરલીને ત્યા હુ જવાનો હતો તેમનુ જ મકાન અને તેમના જ ગામડાની વાત આ અજાણી સ્ત્રીએ મને કરી, તેથી હુ આશ્ચર્યચકિત બની ગયો

" આપણુને કોઇએ પાછળથી બોલાવ્યા એવુ તમને લાગ્યુ ? " આમ પૂછીને તે ચારે પાસ જોવા લાગી

" ના ના માત્ર લિમરિજ ભવનનુ નામ સાભળીને હુ ચમકયો કુમ્બરલેડના કેટલાક લોકોએ થોડાક જ દિવસ ઉપર મારી આગળ એ નામ દીધુ હતું "

" અરે ! તેઓ મારા ઓળખીતા તો નહીજ હોય મિસિસ ફેરલી મરણ પામેલા છે, તેમના પતિ પણ ગુજરી ગયલા છે તેમની

નાની છોકરી હવે થોડા વખતમા પરણુશે એટલે તે પણ એ મકાનમાથી જવાની અત્યારે લિમરિજમા કોણુ કોણુ રહે છે, તે હુ જાણુતી નથી પણુ જો કદાચ મિસિસ ફેરલીના કુટુબીઓ રહેતા હોય તો તેમની ખાતર મને તેમના ઉપર પ્રેમ ઉપજે જ."

તે કાઇ આગળ બોલવા જતી હતી પરતુ એટલામા અમે એવેન્યુ રોડ આગળ આવી પહોચ્યા અને તે રસ્તાના ભવ્ય મકાનો તથા ગૅસના દીવાઓ જોઇને તે જાણે ઉશ્કેરાઈ ગઈ હોય તેમ એકદમ મને પૂછવા લાગી "આટલામા કોઇ ગાડી દેખાય છે? હવે તો મને એમ થાય છે કે, કયારે કોઇ ગાડીમા પુરાઈ બેસુ અને ગુપચુપ ચાલી જાઉં"

મે તેને સમજાવવા પ્રયાસ કર્યો કે, હજી આપણે થોડેક દૂર જઇશુ ત્યારે ગાડીઓના ઉભા રહેવાના મથક આગળથી એકાદ રડીખડી ગાડી મળી શકશે મે કબરલેંડ વિષે વાત છેડવા પાછો પ્રયાસ કર્યો પણુ તે ફોકટ નીવડયો! હવે તો તેને એજ રટ્ટ લાગી કે, "કયારે એકાદ ગાડીમા બેસીને શાન્તિથી આ રસ્તો તજી જાઉ?" થોડીકવારમા એક મકાન આગળ એક ગાડી આવીને ઉભી અને તેમાથી એક ગૃહસ્થ બહાર નીકળ્યો ગાડીવાન ભાડાના પૈસા લઇને જેવો ગાડી ઉપર પાછો બેસવા ગયો કે, મે તેને બમ મારી મારી જોડેની સ્ત્રીની અધીરતા એટલી બધી વધી ગઈ કે, તે તો તે ગાડી તરફ દોડવા જ લાગી! મારે પણુ તેની પાછળ દોડવુ પડયુ

ગાડીવાળાએ અમને દેખીને કહ્યુ "સાહેબ! ટોટરહામ કોર્ટ રોડ તરફ જવુ હશે તો લઈ જઇશ બીજે કોઈ રસ્તે હવે મારો ઘોડો જઈ શકશે નહીં—"

તે સ્ત્રી તરત જ બોલી "મારે એજ રસ્તે જવુ છે બીજે કોઇ રસ્તે જવુ નથી"

મે ગાડીનુ બારણુ ઉઘાડયુ અને તે સ્ત્રી તેમા કુદી પડી ગાડીવાને દારૂ પીધેલો ન હતો તેમજ તે એક સભ્ય માણુસ હતો, એમ મે તેના ચહેરા ઉપરથી આ વખતે ખાત્રી કરી લીધી આમ છતા પણુ મને

લાગ્યુ કે, તેને બિચારીને એકલી અહીંથી જવા દેવી એ ઠીક નહીં આથી મે તેને કહ્યુ "તમારી સાથે હુ ઠેઠ સુધી આવુ તો તમને કાંઇ હરકત છે ?"

તે જોરથી બોલી ઉઠી "ના ના ના તમારે આવવાની કાંઈ જરૂર નથી હુ હવે તદ્દન સહિસલામત છુ તેમજ સ્વસ્થ છુ જો તમે એક ગૃહસ્થ હો તો તમારૂ વચન યાદ કરો હવે મને મારી મેળે જવા દો હુ તમારી આભારી થઇ છુ "

મારો હાથ ગાડીના બારણા ઉપર હતો તેણે તે ઝાલ્યો-તેને ચુમ્યો-અને મૂકી દીધો એજ વખતે ગાડી ચાલવા લાગી હુ પાછો ફર્યો, પણ તરત જ મને વિચાર આવ્યો કે-ગાડી પાછી થોભાવુ તો કેવુ સારૂ ? એમ કરવાથી તે સ્ત્રી કદાચ અકળાઇ ઉઠશે એવો પણ મને વિચાર આવ્યો છતા મે ખોખરા સાદે ગાડીવાનને ગાડી ઉભી રાખવા બૂમ મારી-પણ તેણે તે કદાચ નહીં સાભળી હોય તેથી ગાડી ઉભી રાખી નહીં થોડીક જ ક્ષણમા ગાડીનો ગડગડાટ લય પામ્યો-સફેદવસ્રો વાળી સ્ત્રી ગઇ !

દશ અથવા તેથી વધારે ક્ષણો વીતી ગઇ હુ એજ જગ્યા આગળ ભમતો હતો થોડીવાર યત્રની માફક થોડાક ડગલા આગળ ચાલતો અને થોડીવાર મૂઢની માફક શૂન્ય મનથી ઉભો રહેતો વળી મને એમ લાગ્યુ કે, આ બધા બનાવો સ્વપ્ન જેવા હતા મારૂ મન ગુચવાઇ ગયુ હતુ જાણે કોઈ ખરાબ કામ કયુ હોય એમ મારૂ હૃદય ડખ્યા કરતુ હતુ હુ ક્યા જતો હતો અથવા તો હવે પછી હુ શુ કરીશ, એનુ મને ભાન ન હતુ મને કશાની ખબર ન હતી માત્ર મારૂ ચિત્ત મુઝાઇ ગયુ છે એટલી જ મને ખબર હતી એટલામા એકાએક મને ભાન આવ્યુ હુ એકદમ ચોકી ઉઠયો શાથી ? મારી પાછળ કોઇ ગાડી આવતી હોય એમ મને લાગ્યુ તેથી !

અત્યારે હું રસ્તાના અધકારની બાજુએ હતો એક મકાનના બગીચાના ઝાડના પડછાયામા હુ ઉભો હતો ગાડીના પૈડાનો અને ઘોડાની

ખરીઓનો અવાજ સાભળીને હુ મારી પાછળ જોવા લાગ્યો મારી સામે રસ્તા ઉપર જ્યા ચન્દ્રનો પ્રકાશ પડતો હતો ત્યા, મારાથી કેટલેક દૂર, એક પોલિસખાતાનો સિપાઇ 'રિજન્ટ પાર્ક'ની બાજુએ ફરતો મે જોયો અને તરતજ એક ગાડી મારી પાસે થઇને પસાર થઈ તે એક ખુલ્લી ગાડી હતી અને તેમા બે માણસો બેઠેલા હતા

"ઉભી રાખો!" એક જણ બોલ્યો "પેલા સિપાઈને આપણે પૂછી જોઇએ"

ગાડી તરત જ ઉભી રાખવામા આવી હુ જ્યા ઉભો હતો ત્યાથી બહુ દૂર તે ઉભી રહી નહોતી પેલા માણસે મોટા સાદે બૂમ મારી "પોલિસ!"

પોલિસમેન તરત જ ગાડી પાસે દોડી આવ્યો તેને પ્રશ્ન કરવામા આવ્યો "કોઈ સ્ત્રીને આ રસ્તેથી તે પસાર થતી જોઇ કે?"

"કેવી જાતની સ્ત્રી, સાહેબ!"

"નારગી રગના કપડા તેણે પહેર્યા હતા—"

ગાડીમા બેઠેલો બીજો માણસ તેને અટકાવીને બોલ્યો "ના ના. એ કપડા તો તેના બિછાનામા આપણે જોયા હતા તેણે જરૂર પોતાના જ કપડા પહેરેલા હશે સફેદ કપડા! પોલિસમેન! સફેદ કપડાવાળી સ્ત્રી!"

"સાહેબ, એવી કોઈ સ્ત્રી મારા જોવામા નથી આવી"

"તુ અથવા તારા ખાતાનો કોઈ પણ માણસ જો એ સ્ત્રીને જુએ તો તરત જ તેને અટકાવે, એમ હુ ઇચ્છુ છુ આ મારૂ શરનામુ છે એ સ્ત્રી મળે કે તરત જ મારે ત્યા મોકલી આપજે એ માટે જે કાઈ ખર્ચ થશે તે હુ આપીશ, અને વળી એ માટે એક સારૂ ઇનામ પણ આપીશ"

સિપાઈ તે કાર્ડ વાચવા લાગ્યો એ પછી તેણે તે કાર્ડ આપનારને સલામ કરીને પૂછ્યુ "સાહેબ, એ સ્ત્રીને શા માટે અટકાવવાની છે? તેનો શો ગુન્હો છે?"

"ગુન્હો ! તે ગાડાઓની ઇસ્પિતાલમાથી નાસી ગઈ છે ! જોજે ભૂલનો નહી સફેદ કપડાવાળી સ્ત્રી !" પોતાના સાથી તરફ જોઇને, એ પછી તે બોલ્યો "ચાલો, આપણે જઈએ"

## પરિચ્છેદ ૫.

### દિવાની કે શાણી ?

"તે ગાડાઓની ઇસ્પિતાલમાથી નાસી ગઇ છે !" આ શબ્દો સાભળીને હુ બ્હાવરો બની ગયો મને લાગ્યુ કે, આ તો કોઈ નવીજ વાત હતી તે સફેદ વસ્ત્રવાળી સ્ત્રીને જ્યારે મે તેની ઇચ્છા મુજબ ફ્રાવે ત્યાથી તેને જવા દેવાનુ વચન આપ્યુ ત્યાર બાદ તેણે મને કેટલાક વિચિત્ર પ્રશ્નો પૂછ્યા હતા, એ મે સભારી કાઢયા પણુ તે ઉપરથી મે જે અનુમાન દોર્યું, તે એ હતુ કે, તે બાઈ સ્વભાવે ઉતાવળી અને અધીરી હોવી જોઇએ અથવા તો તેના હૃદયને કોઇ એવો સખ્ત આઘાત થયલો હોવો જોઇએ કે જેથી તેનુ મન બહેબાકળુ અને ઘણુજ નબળુ બની ગયુ હોવુ જોઇએ પરતુ ગાડાઓની ઇસ્પિતાલ–એ નામ સાથે જે જાતની વિચિત્રતા અથવા તો મગજનુ ચસ્કેલપણું જોવામા આવે છે તેવા કોઈ પણ ચિહ્નો, એ સ્ત્રીનામા મ જોયા ન હતા, એમ મારે પ્રમાણિકપણે કહી દેવુ જોઇએ તેની ભાષામા કે તેના વર્તનમા મને દિવાનાપણુ દેખાયુજ ન હતુ ઉલ્ટુ, તે બાઈ સાવધાનીથી મારાથી કેટલીક વાતો છૂપાવતી હતી, એ સાબિત કરવા માટે પુરતું હતું કે, તે દિવાની નહોતી ગાડી માહેલા માણસે પોલિસના સિપાઇને જ્યારે તે બાઇ દિવાની હતી એમ કહ્યુ ત્યાર પછી પણ મારૂ મન તેને દિવાની ઠરાવી શકયુ નહી

પણુ કાયદાની નજરે મે શુ કર્યું હતુ ? એક ભયકર મગજની સ્ત્રીને મદદ કરી હતી અથવા તો આ લડન શહેરની બહોળી વસ્તીમા એક એવી કમનસિબ વ્યકિતને છૂટી મુકી હતી કે જેના કાર્યોને અકુશ-

મા રાખવા માટે તેને દિવાનશાળામા પાછી મોકલવી, એ મારી અને ખરૂ જોતા તો દરેક માણુમની ફરજ હતી જો કોઇ પણુ માણુસ એમ જાણે કે મે એ દિવાની ઠરાવાયલી સ્ત્રીને નાસી જવામા મદદ કરી હતી તો મારી સ્થિતિ, કાયદાની નજરે કેવી થઇ પડે ? આ પ્રશ્ન મારા મગજમા ઉભો થતા હુ ત્રાસી ગયો હવે એ પ્રશ્ન નકામો હતો, એ જોઇને, હુ મને પોતાને ઠપકો આપવા લાગ્યો

મારા મગજની ગુચવણુભરેલી હાલતમા હુ મારા ચિત્રાલય તરફ ગયો કેટલીયે વાર સુધી મને ઉંઘ આવી નહીં થોડાક જ કલાકો પછી પ્રાતઃકાલ થતા મારે કુબરલેડ તરફ જવુ પડશે મે ઉંઘી જવાનો વિચાર માંડી વાળ્યો એકાદ ચિત્ર દોરવા મે પ્રયાસ કર્યો પણુ ફોકટ જ ! એકાદ ચોપડી વાચવા યત્ન કર્યો પણુ નિરર્થક ' મારી દરેકે દરેક પ્રવૃત્તિમા સફેદ વસ્ત્રવાળી સ્ત્રીની મૂર્તિ મારી સામે આવીને ઉભી રહેવા લાગી એ બિચારીનુ શુ થયુ હશે ? તેને કાંઈ નુકશાન થયુ હશે ? તે પાછી પકડાઇ ગઈ હશે ?—આવા આવા વિચારો મને ઉપજ્યા એ પછી વળી બીજા પ્રશ્નોમા હુ ગુથાયો તેની ગાડી કયા ઉભી રહી હશે ? લડન-માની તેની ઓળખીતી બાઈએ તેને આશરો આપ્યો હશે કે નહીં ? એ કોઇવાર મને પાછી મળશે ખરી કે નહીં ? સદાને માટે હવે તેની કમનસીબીની વાતથી હુ બિનવાકેફ જ રહીશ ?

સહવાર પડી ત્યારે મારા જીવને કાંઇક નિરાત વળી, કારણુ કે હુ લડન તેજ દિવસે છોડી જવાનો હોવાથી મારા વિદ્યાર્થીઓને, મારા દોસ્તદારોને વગેરેને મળવા જવાની અને નવી જિદગીની શરૂઆત કરવા-નો વિચાર અમલમા મૂકવાની ગડભાગમા તરત જ રોકાઇ ગયો રે'વે સ્ટેશન ઉપરના ધમાલ અને ઘોંઘાટ ઘણીવાર કંટાળાભરેલા અને જ્ઞાન-તંતુઓને ઉશ્કેરનારા લાગે છે પણુ મને એ દિવસે તે આનદ અને ઉત્સાહ આપનારા લાગ્યા

મારી મુસાફરીના કાર્યક્રમ પ્રમાણે મારે પ્રથમ કાલોઇલ ખાતે જવાનું હતુ. ત્યાંથી દરિયા કિનારાની દિશામા જતી એક શાખા રેલ્વે

લાઇનને માર્ગે જવાનુ હતુ શરૂઆતમા જ મારાવાળી રે’વે ટ્રેનને અક-સ્માત નડયો લેકેસ્ટર અને કાર્લાઇલ વચ્ચે તેનુ એન્જીન બગડી ગયુ આથી તે ટ્રેન રસ્તામા જ રોકાઇ પડી મારે જે બીજી ગાડીમા કાર્લાઇલથી બેસવાનુ હતુ, તે મને ન મળી, કારણ કે આ ટ્રેનને મોડુ થઈ જવાથી તેમાના ઉતારૂઓને લીધા વિનાજ તે ઉપડી ગઈ આખરે ઘણા કલાક બગાસા ખાવામા અને કટાળાભરેલી રીતે રાહ જોવામા વીતાડયા પછી એક બીજી ટ્રેન આવી તેમા બેસીને હુ રાતના લગભગ સવાદશ વાગે “ લિમરિજ–ભવન ” પાસેના સ્ટેશને ઉતર્યો સ્ટેશન બહાર નીકળીને તપાસ કરતા જણાયુ કે, મિ ફેરલીએ મારો સત્કાર કરવા માટે એક ગાડી મોકલી હતી ગાડીવાળો મારી ટ્રેનની રાહ જોઈ જોઇને ઘણો ગુસ્સે થઇ ગયો હતો તેને ભૂખ્યે પેટે ગેકાઈ રહેવુ પડયુ હતુ હુ ગાડીમા બેઠો અધકારમય રાત્રિમા “ લિમરિજ–ભવન” તરફને રસ્તે ગાડી ચાલવા માડી મે ગાડીવાળા સાથે રસ્તામા કશી વાતચીત ન કરી રસ્તો ઘણો ખરાબ હતો ગાડી ઝડપથી જતી હતી અને ખાડાખૈયા ખૂબ હોવાથી વારવાર ઉચે નીચે પછડાતી હતી લગભગ દોઢેક કલાક આ સ્થિતિમા ગાળ્યા બાદ દરિયાનો ઘુઘવાટ દૂર–દૂરથી સભળાવા લાગ્યો અને એક સારી સડક ઉપર ગાડી ચાલવા લાગી પદરેક ક્ષણના અરસા-મા એક મકાનના દરવાજામા ગાડી પેઠી અને મોટા ચોગાનમા થઇને મકાનની અદર જવાના બારણા આગળના પગથીઆ નજદિક ઉભી રહી એક નોકર ધ્યાનમ સાથે તરત જ મકાનમાથી બહાર આવ્યો અને મિ ફેરલીના કુટુબની છોકરીઓના શિક્ષકને–આવકાર આપનાર આ એકલો જ નોકર હતો! તેણે મને જણાવ્યુ કે, રાત બહુ વીતી જવાથી બધા ઉઘી ગયા છે મને એક મોટા ઓરડામા તે લઈ ગયો ત્યા મારા માટે ભોજન તૈયાર હતુ એક મોટા મેજને છેડે ભોજનની વાનીઓ મારા એકલાને માટે ઢાકીને રાખી મૂકેલી હતી

હુ ઘણો કટાળી ગયો હતો ખાવાપીવાની મને મુદ્દલે ઇચ્છા ન હતી પણ પેલો એકલો નોકર જાણે એક નાની સરખી મડળી જમવા

આવી પહોંચી હોય તેમ ઉત્સાહથી બધી વાનીઓ ઉપાડીને પીરસવાની ધમાલ કરતો હતો તે જોઇને ખાસ કરીને તેને માઠુ નહીં લગાડવા સારૂ મે થોડી થોડી વસ્તુઓ ચાખી અને લગભગ ૦ા કલાકમા હું ભોજનનુ કાર્ય આટોપીને ઉભો થઇ ગયો નોકર, એ પછી, મારા માટે ખાસ અલગ રાખેલા સુવાના ઓરડામા મને લઇ ગયો અને ઓરડામા બધુ વ્યવસ્થિત હતુ કે નહીં તે જોવા માટે આમતેમ નજર કર્યા બાદ બોલ્યો "સાહેબ, સહવારના નાસ્તાનો વખત નવ વાગ્યાનો છે" એ બાદ તે વદાય થયો

મે જોયુ કે, એ ઓરડામાંનો સામાન સુદર હતો તેમા હવા અજવાળાની પણ પુરતી છૂટ હતી બિછાનામા સેમના અને મિણબત્તી બૂઝવતા મને વિચાર સ્ફુર્યો "આજ રાત્રે હુ સ્વપ્નમા શુ જોઇશ? સફેદ વસ્ત્રોવાળી સ્ત્રીને કે પછી "લિમરિજ–ભવન"ના અજાણ્યા રહીશો ને?" ખરેખર! હુ અત્યારે આ મકાનમા વસ્તા કુટુબના મિત્ર તરીકે તો સુતો હતો પરતુ વિચિત્ર વસ્તુસ્થિતિ તો એ હતી કે, કુટુબીઓમાની એક પણ વ્યક્તિને હુ ઓળખતો નહતો તેમજ તેઓમાના કોઇએ મને નજરે પણ જોયો નહતો! મારા મન ઉપર આથી વિચિત્ર પ્રકારની અસર થાય, એમા નવાઇ નહતી

---

## પરિચ્છેદ ૬.

---

### મેરીઅન હોલકોંબ

બીજે દિવસે હુ જાગ્યો અને બારી ઉઘાડીને બહાર જોવા લાગ્યો ત્યારે ઑગસ્ટ માસના સૂર્યના સોનેરી કિરણોમા દૂરથી ઝગઝગતા અને સુદર લાગતા દરિયાના પાણી જોઇ હુ ઘણો ખુશી થયો દરિયાની પેલી પાર દૃષ્ટિમર્યાદામા સ્કૉટલેડનો કિનારો ભૂરા આકાશમા મળી જતો હતો અને એ દેખાવ મને એટલો બધો અજાયબીમા ગરકાવ કરી દેતો હતો કે લડનમાની સતત મહેનત પછી જાણે હવે હુ એક નવી જિદગી

ભોગવતો હોઉં એમ મને લાગ્યુ વર્તમાન અને ભવિષ્ય વિષે કાંઈ ચોખ્ખા હેતુઓ મારી આગળ નહોતા પરતુ ભૂતકાળના બનાવો સાથેના સબધ હુ ગુમાવી બેઠો હોઉ એવી એક થરૂરાટીની લાગણી મારા મનમા ઉપજી થોડાકજ દિવસો ઉપર બનેલા અનેક બનાવો મારી યાદ દાસ્તીમાથી સરી જવા લાગ્યા હાલની મારી નોકરી અપાવવાના સબધ મા પેમ્કાએ જે વિચિત્ર રીતે મને ઉશ્કેર્યો હતો તેની યાદગિરી, મારી માતા અને બહેન સાથે આનદ અને સ્નેહભરી વાતચીતમા ગાળેલી છેલ્લી અર્ધી રાત્રિની યાદગિરી અને હેમ્પસ્ટેડથી લડન જતા માર્ગમા જે ભટકતી ભેદી ભામિની મને મળી હતી તેની યાદગિરી પણ–મારા મનમાથી સરી જવા લાગી એ બનાવો જાણે મારા જીવનમા કેટલાયે મહિનાઓ ઉપર બન્યા હોય, એમ મને ભાસવા લાગ્યુ ગામડાના સૃષ્ટિસૌન્દર્યનો–ગામડાના જીવનમા તરવરતી કુદરતની બલિહારીનો આ પ્રભાવ હતો

નવ વાગવાને જરાક વાર હતી પણ મારા નવા સાથીઓને મળ વાને હુ તલપાપડ થઈ રહ્યો હોવાથી એ વખતે જ મારા ઓરડામાથી બહાર નીકળીને નીચે નાસ્તાના ઓરડામા પેઠો ગઈ રાતે મારો ભોમિયો બનેલો એકનો એકજ નોકર ત્યા હાજર હતો તેણે મને આદરથી નમન કર્યું નાસ્તાનો ઓરડો પુષ્કળ હવા અજવાળા વાળો અને સુદર સર-જામથી ભરપૂર હતો વચ્ચોવચ્ચ એક મોટુ મેજ હતુ અને તેની આસ-પાસ કેટલીક સ્વચ્છ ખુરશીઓ મૂકેલી હતી મેજ આગળ નજર કર્યા પછી મારી સામેના દૂરના ખૂણામાની એક બારી તરફ મે નજર ફેરવી એ બારીમાથી એક યુવતી મારા તરફ પૂઠ કરીને બહારના ભાગમા જોઇ રહી હતી તેનો આકાર જોતાજ ઘડીભર હુ છક થઈ ગયો તેનાં સર્વાંગ ઘાટીલા હતા, શરીરે કાઇક હૃષ્ટપુષ્ટ હતી, જરાક ઉચી હતી–બહુજ ઉચી નહી–બહુ જાડી પણ નહોતી પાછળથી જોતા તે યુવતી કોઈ પણ પુરુષને કદરૂપી કે બેડોળ લાગે એવી નહોતી હુ એક જગ્યાએ ઉભો ઉભો તેની આકૃતિના મનમા જ વખાણ કરી રહ્યો હતો એટલામા નોકરે મેજ

ખુરશીઓ જરાક અહીં તહીં હટાવીને ખખડાટ કર્યો તેથી તે યુવતીનુ ધ્યાન તે તરફ ખેચાયુ, તેણે બારી બહાર જોવાનુ પડતુ મૂકીને ઓરડાની અદર નજર કરી મને ઉભેલો જોઇને તે મેજ તરફ આવવા લાગી જેમ જેમ તે પાસેને પાસે આવતી ગઇ તેમ તેમ મે તેના વિષે નીચે પ્રમાણે અભિપ્રાય બાધ્યા પ્રથમ મને તે અધકાર જેવી કાળી લાગી પછી જુવાન લાગી અને પછી મને તે ગદી લાગી! છેવટનો અભિપ્રાય મારા મનમા બાધતા મને પોતાને પણ અજાયબી ઉપજી!

કુદરત કદી ભૂલ કરતી નથી, એ સિદ્ધાત આજ મને ખરો લાગ્યો, જે યુવતીનુ બદન યોગ્ય રીતે ઘાટીલુ અને સુદર લાગતુ હતું, તેનુ વદન આટલુ બધુ ગદુ! તેનો ચહેરો ખડબચડો હતો તેના ઉપલા હોઠ ઉપર એક આછી કાળી લીટી જણાતી હતી તેને લગભગ મૂછ કહુ તો ચાલે! તેનો ચહેરો લગભગ એક પુરુષના જેવો હતો તેમા દઢતા, ગભીરતા અને ભારેખમપણુ ચોખ્ખા જણાતા હતા તેની આખો ગોળ અને તીક્ષ્ણ હતી તેના વાળ જાડા અને તદ્દન કાળા—કોલસા જેવા—હતા કપાળ ઉપર તે જરાક વધારે આગળ ઉગેલા હતા અત્યારે તેના વદન ઉપરના ભાવમા ચોકકસ સ્ત્રીત્વ તો નહોતુ જ ખરેખર! એકદરે તેને જોઇને મને એજ ગ્લાનિ ઉપજી કે, વિધાતાએ આ કેવી વિચિત્ર ભૂલ કરી છે? ગર્દનથી માડીને કમર અને કમરથી માડીને ઠેઠ પગ સુધી જે આકૃતિમા સુદરતા મૂકેલી છે તેમા વદન આવુ ગદુ! સ્વપ્નાવસ્થામા જેમ કેટલીકવાર ગુચવણ ઉપજાવનારી વિચિત્ર આકૃતિઓ જોઇને આપણે છળી ઉઠીએ છીએ—મુઝાઇ જઇએ છીએ અત્યારે મારી તેવી હાલત થઈ પડી.

હવે માત્ર તેનો અવાજ સાભળવો બાકી હતો તેમા પુરૂષત્વ હશે કે સ્ત્રીત્વ, એજ પ્રશ્ન અત્યારે મારા મનમા સર્વોપરિ હતો, એટલામા તે મેજ નજદિકની એક ખુરશી પોતાના હાથની ઇશારતથી બતાવતી બોલી “મિ હાર્ટરાઇટ!” તેના સ્યામવર્ણા ચહેરામા તેજ આવ્યુ, નેત્રમા મૃદુતા જણાઈ અને જાણે એક સ્ત્રી જ બોલતી હોય તેમ તે

આગળ બોલી " ગઇ રાતે તો અમે તમારી વાટ જોઈ જોઇને થાકી ગયા ! પછી તો તમે નહી આવો એમ ધારીને અમે સુઇ ગયા રાત્રે તમને અહીં એકલવાયા જેવુ લાગ્યુ હશે અમારામાથી કોઇને નહીં જોયાથી કટાળો આવ્યો હશે એ માટે માફી આપશો તમારી શિષ્યાઓમાની હુ એક છુ આપણે હાથ મેળવીશુ ? મોડા કે વહેલા આપણે એ શિષ્ટાચાર પાળવોજ પડશે તો શા માટે તે વહેલો ન પાળવો ? "

આવકારના આ શબ્દો મારા કાનમા રૂપેરી ઘટડી જેવા મધૂર લાગ્યા તેમા મૃદુતા પણ હતી સ્પષ્ટતા હતી અને વિવેક હતો પોતાનો ધાટીલો હાથ તેણે મારા તરફ ધર્યો અને મે શિષ્ટાચાર પ્રમાણે તે ઝાલીને હલાવ્યો તેનો અવાજ સાભળીને મારો તેના વિષેનો ખેદ થોડોક ઘટયો અમે બન્ને સાથે સાથે બે ખુરશીઓ ઉપર બેઠા, અને મારી આ એક શિષ્યાએ વાતચીત શરૂ કરી

" હુ આશા રાખુ છુ કે, તમારી આ નવી નોકરીમા તમે આનદ પૂર્વક જોડાયા હશો તથા તમારો દરજ્જો વધારવાની તમને ઉમેદ હશે આજ તો મારા સિવાય તમને બીજા કોઇનો મેળાપ નહીં થઈ શકે મારી બહેન તેના ઓરડામા છે તેનુ જરાક માથુ દુખે છે કેટલીક સ્ત્રી-ઓને આવી રીતે વારવાર માથામા દુખાવો થાય છે આવી તેને હુ ખાસ 'સ્ત્રીઓનો રોગ' એવુ નામ આપુ છુ, મારી બહેનની વૃદ્ધ દાઈ મિસિસ વેસે તેની સારવારમા રોકાયલી છે કદાચ તેને માટે ચ્હા બનાવતી હશે મારા કાકા, મિ. ફેરલી કદી પણ અમારી સાથે નાસ્તો કે ભોજન કરવા બેસતા નથી તેઓ બિચારા માદા રહે છે અને કુવારી હાલતમા તેઓ એકલા પોતાની ઓરડીમા આખો વખત ગાળે છે ઘર-મા મારા સિવાય બીજુ કોઇ વધારે તદુરસ્ત નથી બે જુવાન બાઇઓ થોડાક દિવસ અહીં મહેમાન તરીકે આવી હતી પણ ગઇ કાલેજ નિરાશ થઇને તેઓ જતી રહી તેઓ નિરાશ થાય એમા આશ્ચર્ય નહોતુ મિ. ફેરલી માદા હોવાથી અમે કોઈ દિવસ મોટેથી હા હા હી હી કરીને હસતા નહી, નાચતા કુદતા નહીં અને બહુ બોલબોલ કરતા નહી.

આનુ પરિણામ એ આવ્યુ કે, હમેશા જમવા વખતે અમે ભેગા થતા ત્યારે અમારી વચ્ચે વઢાવઢ થતી. ચાર સ્ત્રીઓ એકઠી થઇને મૂગીમૂગી તેમજ શાન્તિથી દિવસો વિતાવે એમ શી રીતે માની શકાય? સ્ત્રી જાતિજ આવી છે સ્ત્રીજાતિ ક્યારે હળીમળીને રહી શકે નહી અમારી જાતિ માટે હુ ખોટી મગરૂરી ધરાવતી નથી મિ, હાર્ટરાઇટ! તમને મારી આ વલણુ વિચિત્ર લાગશે–કહો તમે ચ્હા પીશો કે કૉફી?–કોઇ સ્ત્રી, પોતાની જાતિ માટે બહુ સારો અભિપ્રાય ધરાવતી હોતી નથી કેટલીક એ વાત મારી પેઠે ખુલ્લી રીતે કહી દે છે અને ઘણીક તે વાત છૂપાવે છે સાચુ કહેજો તમે ગુચવાઇ ગયા ને? શા માટે? હુ આમ બેદરકારીથી વાતચીત કરૂ છુ તે તમને નથી ગમતી? અથવા તો નાસ્તા સબધી તમે વિચાર કરો છો? પહેલી બાબતમા હુ તમને સ્વસ્થ બનાવવા માટે ચ્હા આપીશ અને એક સ્ત્રીને જોકે પોતાની જીભ બધ રાખવી એ મુશ્કેલીભરેલુ લાગે છે તો પણ હુ મારાથી બનતા પ્રયત્ને મૂગી રહીશ, અને બીજી બાબતમા હુ તમને આશા આપુ છુ કે, નાસ્તાની વાનીઓમા તમે નિરાશ નહીં થાઓ "

મોટેથી હસતા હસતા તેણે મને ચ્હાનો પ્યાલો આપ્યો વાત કરવા ની તેની સરળ ઢબ અને એક તદ્દન અજાણ્યા પુરૂષ તરફ આનદ ભરેલી પરિચયતા બતાવવાની તેની રીતભાતની સાથે નિર્મળ કુદરતીપણુ, આત્મશ્રદ્ધા અને અસકોચ જોઇને કોઈપણ ચકોર માણસને તેના તરફ માન ઉપજે એમા નવાઈ નહોતી આ યુવતી સાથે અપરિચિતપણુ કે અક્કડપણુ રાખવુ બની શકે તેમ નહોતુ તેમજ વળી વિચારમા પણ તેની સાથે છૂટ લઇને ગમેતેમ બકી જવુ સહેલુ નહોતુ એમ મને તરતજ પ્રેરણા થઇ તેની આનદી વાતચીત તરફ મને મોહ ઉપજ્યો અને તેની પેઠેજ આનદી રીતે મે વાતચીત કરવા ધારી તોપણ ઉપલી પ્રેરણાને લીધે મે સયમ રાખ્યો

'હુ અજાણ્યો છુ' એવુ કારણ મારી ગુચવણના સબધમા મે રજૂ કર્યા પછી તે બોલી "ખરૂ છે ખરૂ છે આ ઘરમા તમે કોઇને

ઓળખતા નથી તેથી તમને સકોચ થાય, એ ખરૂ છે વળી તેમ થાય એ સ્વાભાવિક પણ છે મારે પહેલેથીજ એ બાબતનો વિચાર કરવો જોઇતો હતો પણ હવે હુ તમારો એ સકોચ અને તમારી એ ગુચવણ દૂર કરવા પ્રયત્ન કરીશ હુ પહેલા તમને મારો પરિચય કરાવુ છુ મારૂ નામ મેરિયન હોલ્કોબ, મિ. ફેરલીને હુ કાકા કહુ છુ અને મિસ ફેરલીને બ્હેન કહુ છુ એમા, ખરૂ પૂછાવો તો, સાધારણ રીતે સ્ત્રીઓ જેવી અયોક્રમ હોય છે તેવીજ હુ છુ મારી માતા બે વખત પરણી હતી પહેલા મારા પિતા મિ હોલ્કોમ સાથે અને પછી મારી સાવકી બ્હેન-ના પિતા મિ. ફેરલી સાથે અમે બન્ને બ્હેનો અનાથ છીએ એટલુજ અમારી વચ્ચે મળતાપણુ છે બાકી બીજી બધી બાબતોમા અમે જુદી પ્રકૃતિની છીએ મારા પિતા ગરીબ હતા અને મિસ ફેરલીના પિતા પૈસાદાર હતા મારી પાસે મુદ્દલે પૈસો નથી અને તે ખૂબ પૈસાપાત્ર છે હુ કાળી અને ગદી છુ તે ગોરી અને ખૂબસુરત છે સૌ કોઈ મને મોઢામોઢ ચોખ્ખુ કહી દેનારી અને વિચિત્ર ગણી કાટે છે અને તે સાલસ સ્વભાવની તેમજ મોહક છે ટૂકમા તે દેવી છે અને હુ—મિ હાર્ટરાઇટ તમને ફાવે તેની મને કહેજો અને વાકય પુરૂ કરજો, પણ એટલુ ધ્યાનમા રાખજો કે સ્ત્રીઓ પ્રત્યે જે માન ધરાવવુ જોઇએ તે માન સાથે મને ન્યાય આપજો મિ. ફેરલી માટે હુ તમને શુ કહુ ? ખરૂ પૂછાવો તો, હુ તેમના વિષે બહુ થોડુ જાણુ છુ તમને નાસ્તા પછી તે જરૂર પોતાની પાસે બોલાવશે તેમના વિષે તમે ફાવે તે અભિપ્રાય બાધજો દરમ્યાન હુ એટલુજ કહીશ કે, મર્હુમ મિ. ફેરલીના તે નાના ભાઈ થાય છે તેઓ જન્મથી કુવારા છે અને મારી બ્હેન મિસ ફેરલીના વાલી છે. મને મિસ ફેરલી વિના અને મિસ ફેરલીને મારા વિના ગમતુ નથી આથી હુ લિમરિજ–ભવનમા રહેવા આવી છુ અમે બન્ને જણીઓ પરસ્પર પ્રેમ ધરાવીએ છીએ સયોગો જોતા આવુ ન બની શકે એમ તમને મનમા વિચાર આવે અને હુ તમારી સાથે તે મુદ્દામા સમત થાઉં છુ તોપણ અમે બન્ને જણીઓ એક બીજા ઉપર વહાલ ધરા-

વીએ છીએ એ ખરીજ બિના છે મિ હાર્ટરાઇટ ! તમારે અમને બન્નેને ખુશ રાખવી પડશે વળી તમારી વધારે કસોટી એજ બાબતમા થશે, કારણ કે આખા ઘરમા અમો બેજ જણીઓ સિવાય તમારૂ કોઇ સાથી હશે નહી. મિસિસ વેમે એક ડાહી બાઈ છે તેનામા બધા સદ્‌ગુણો છે પણ તે તેના કામકાજમા જ પરોવાયલી રહે છે મિ. ફેરલી જેવા કોઈ દર્દી તમે નહીં જોયા હોય તેમને કોઇની સાથે વાતચીત સુદ્ધાત કરવી ગમતી નથી એમને શુ દર્દ થયલુ છે, એ તો હુ સમજીજ શકતી નથી ડાકટરો પણ તેમનુ દર્દ કળી શકતા નથી અને તે પોતે પણ પિછાની શકતા નથી કે તેમને કઈ જાતનુ દર્દ લાગુ પડયુ છે ! જ્ઞાનતતુઓને લગતુ કોઇક દર્દ છે એમ અમે બધા કહીએ છીએ પણ તેમ છતા અમેજ સમજી શકતા નથી કે અમે પોતે શુ કહીએ છીએ અને એ દર્દનો અર્થ શો ? આમ છતા હુ તમને સલાહ આપુ છુ કે આજે જ્યારે તમે તેમને મળવા જાઓ ત્યારે તેમની વિચિત્રતાઓનાજ વખાણ કરજો જુના સિક્કાઓનુ, અને ચિત્રોનુ તેમનુ સગ્રહસ્થાન તમે વખાણજો બસ, એટલુ કરવાથી તે ખુશી થઈ જશે જો ગામડાની જિદગીથી તમને સતોષ થતો હશે, જો શહેરી જજાળોથી અલગ રહેવાની તમને વૃત્તિ થતી હશે તો હુ ખાત્રીથી કહુ છુ કે, અહીંના જેવુ સુખી જીવન તમે ક્યાયે ગાળી શકશો નહીં હરરોજ નાસ્તો કર્યા પછી બપોરે જમવા જતા સુધી મિ. ફેરલીના ચિત્રો સુધારવાનુ કામ તમારે કરવાનુ છે બપોર પછી અમે બે જણીઓ અમારી ચિત્રકલાની ચોપડીઓ લઇને તમારી સાથે બહાર ફરીને તમારી દેખરેખ નીચે સૃષ્ટિની સુદરતાને બેડોળ બનાવીશુ ! ચિત્રકલાનો શોખ મારી બહેનને બહુ છે મને જરાકે નથી સ્રીઓ ચિત્રકામ કરી શકેજ નહીં કારણ તેમના મન ચચળ હોય છે અને તેમની આખો બેદરકાર હોય છે આથીજ હુ કહુ છુ કે—કુદરતને સારી રીતે ચીતરવાને બદલે અમે તમારી દેખરેખ નીચે બેડોળ બનાવીશુ. પણ એમા કાઈ પણ ગુચાવા જેવુ નથી. મારી બહેનનો શોખ પૂરો કરવો જોઇએ. હુ તો માત્ર કાગળો અને રગ, તેની

ખાતરજ બગાડુછુ ઇગ્લાડમા ઘણી સ્ત્રીઓ નિરાતે તેમજ કરે છે દર-રોજ સાજે અમે તમારા સાથી તરીકે તમને ખુશ કરવા પ્રયત્ન કરીશુ મિસ ફેરલી સગીત સારૂ જાણે છે પણ હુ સગીતમા ઢ છુ! સગી-તનો એકકે સૂર હુ સમજી શકતી નથી, પણ શેત્રજ અને પાનાની રમતોમા તથા બિલિયર્ડ રમવામા—જોકે સ્ત્રી તરીકે મારામા આવડત ઓછી હોય એ બનવા જોગ છે તોપણ—હુ તમારાથી પણ ઉતરૂ એવી નથી આ તમારો હરરોજનો કાર્યક્રમ છે તમને આ જાતનુ શાન્ત, અને નિયમિત જીવન પસદ પડશે? કે પછી, લિમરિજ–ભવનના એકલ્વડોકલ વાતાવરણથી અસતોષ મેળવીને ફેરફાર માટે અને સાહસ તથા ભેદ-ભરમના કામો કરવા માટે છૂપી ઇચ્છા ધરાવીને અસ્વસ્થ રહ્યા કરશો?—"

આટલે સુધી તે પોતાની સરળ વાણી વહેવરાવી રહી હતી તેમા મે અતરાય નાખ્યો નહોતો પણ "સાહસ અને ભેદભરમ" એ શબ્દો તેના મુખમાથી બહાર પડયા કે તરતજ મને ભટકતી ભેદી ભામિની યાદ આવી'' તે સ્ત્રીએ પોતાની તુટક તુટક વાતમા મિસિસ ફેરલી વિષે જે ઇશારા કર્યા હતા તે મને યાદ આવ્યા કદાચ દિવાનશાળામાથી એ નાસી છૂટેલી સ્ત્રી અને લિમરિજ–ભવનની મહુમ ગૃહરાણીના સબધમા મેરી-અન કાઇક જાણતી હોય તો મારી જીજ્ઞાસા તૃપ્ત થશે એમ માનીને મેરીઅનને એ વિષે સવાલ કરવાની મને કુદરતી પ્રેરણા થઈ આવી

મે કહ્યુ "દુનિયાના બધાયે માણસો કરતા હુ કદાચ સૌથી વધારે અસતોષી હોઉ, તોપણ હમણા તો થોડોક વખત હુ કોઈ સાહસ કરવાની ઇચ્છા રાખતો નથી આ ઘરમા મે પગ મૂક્યો તેની પહેલી રાત્રેજ સાહસ અને ભેદભરમથી ભરપૂર એક બનાવ બન્યો હતો એના અનુભવ ને લીધે, મિસ હોલ્કોબ! હુ તમને ખાત્રી આપુ છુ કે, કદાપિ લાબો કાળ નહીં તોપણ હુ કબરલેડમા રહીશ તે દરમ્યાન તો એ ભેદભરમ માટે મને અજાયબી અને અસ્વસ્થતા ઉપજ્યા જ કરશે"

"એવુ તે શુ હતુ, મિ હાર્ટરાઇટ! મને નહીં કહો?"

"તમને તે સાભળવાનો હક્ક છે એ સાહસકર્મમાં જે મુખ્ય

વ્યક્તિ હતી તેને હુ બિલકુલ ઓળખતો નથી કદાચ તમે તેને ઓળખતા હો કે નહીં તે હુ કહી શકતો નથી. તેણે મર્હુમ મિસિસ ફેરલીનુ નામ દઇને બહુજ આભાર અને માયામમતા દાખવ્યા હતા"

"મારી માતાનુ નામ! તમારી વાત મને પુરેપુરી કહો મહેરબાની કરીને કશુ પણ બાકી રાખશો નહીં"

મે તરતજ સફેદ વસ્ત્રવાળી સ્ત્રીની વાત રજેરજ તેને કહી સભળાવી મિસિસ ફેરલી અને લિમરિજ-ભવન માટે તે સ્ત્રી જે જે આભાર ભર્યા શબ્દો બોલી હતી તે મે બરાબર રીતે અક્ષરે અક્ષર કહી સભળાવ્યા

હુ એ વર્ણન કરતો હતો તે દરમ્યાન મિસ હોલ્કોબ મારા સામુ આતુરતાથી નિહાળી રહી હતી લાગણી અને ઉત્કેરણી તેના ચહેરામા ચોખ્ખા જણાઈ આવતા હતા, પણ હુ એ જાણીને નિરાશ થયો કે, જે ભેદ હુ ઉકેલી શકયો નહતો તેના સબધમા તે પણ મારી પેઠે કશુજ જાણતી નહોતી!

તેણે પૂછ્યુ "તમે ખાત્રીથી કહો છો કે, એ અજાણી સ્ત્રીએ મારી માતા વિષેજ આ બત્રુ કહ્યુ હતુ?"

"તદ્દન ખાત્રીથી" મે કહ્યુ "તે ગમે તે હોય પણ લિમરિજની ગામડી નિશાળમા તે એકવાર ભણતી હતી, મિસિસ ફેરલી તેના ઉપર અત્યત વહાલ બતાવતા હતા અને એ વહાલથી આભારઘેલી બનેલી તે અજાણી સ્ત્રી તમારા કુટુબના હાલના બધા હયાત કુટુબીઓ તરફ અત્યત માનભર્યો વહાલ ધરાવે છે આટલી વાતો તો ચોકકસ છે વળી તે સ્ત્રીને ખબર છે કે—મિસિસ ફેરલી અને તેમના પતિ મરણ પામેલા છે મિસ ફેરલી સાથે તે નાનપણમા રમતી હોય એમ પણ તેના કહેવા ઉપરથી મને સમજાયુ છે"

"તે આ જગ્યાએ જન્મેલી હતી કે?"

"ના. તેનો જન્મ હેંપશાયરમા થયો હતો એવુ તેણે ચોખ્ખુ કહ્યુ હતુ."

"તમે તેનું નામ કેમ ન પૂછ્યુ?"

" એ બાબતમા મારા બધા પ્રયત્ન તદ્દન નિષ્ફળ નીવડયા "

" ઘણી અજાયબીની વાત! મિ. હાર્ટરાઇટ! એ બિચારીને તમે મદદ કરી, એ તો તદ્દન વાજબી કર્યું હતુ કારણકે તમારા દેખતા તેણે દિવાની હોવા વિષે તમારા મનમા લગારે શક ઉત્પન્ન કર્યો નહોતો પણ તેનુ નામ મેળવવા માટે તમે વધારે મક્કમ રહ્યા નહી, એ ઠીક થયુ નહી ગમે તે રીતે આપણે આ ભેદ ઉકેલવો જોઇએ મિ. ફેરલી અથવા મારી બહેન આગળ આ વાતનો ઇશારો સુદ્ધાત ન કરશો મારી પેઠેજ તેઓ આ બાઇને ઓળખતા નહીં હોય એમ હુ ખાત્રીથી માનુ છુ પણ મારામા અને તેમનામા ફરક એટલો છે કે, તે બન્ને આવી આવી વાતો સાભળીને હબકી જાય છે-ઉસ્કેરાઈ જાય છે-ગભરાઈ જાય છે અને કોઇ જાતનો નિકાલ લાવવાને બદલે ઉલટા મુઝવણોમા વધારા કરે છે હુ તો દઢતાથી આ ભેદ ખોલવામા તમને મદદ કરીશ આ પળથીજ હુ તે કામ કરવા માડીશ મારી માતા બીજીવાર પરણીને આ ઘરમા રહેવા આવી ત્યારે તેણે એક ગામડી નિશાળ સ્થાપી હતી એ નિશાળ હજી પણ ચાલે છે, પણ તે વખતના જુના શિક્ષકોમાથી કેટ-લાક તો મરણ પામેલા છે, અને કેટલાક અહીથી ચાલ્યા ગયલા છે એટલે એ વખતનો માહિતગાર એકે શિક્ષક આપણને મળી શકશે નહી આ સિવાય બીજો કોઇ રસ્તો ?

અત્રે એ ઓરડામા નોકરે આવીને જાહેર કર્યું કે, મિ. ફેરલીએ કહેવરાવ્યુ છે કે, નાસ્તા પછી નવા શિક્ષક મળી જાય તો સારૂ

મિસ હોલ્કોમે કહ્યુ "દીવાનખાના આગળ ઉભો રહે મિ. હાર્ટરાઇટ હમણાજ આવશે તેમને તારી સાથે લઇ જજે " નોકર ગયો તે પછી મિસ હોલ્કોમ બોલી "હ હુ શુ કહેતી હતી ? હ એજ કે આ ભેદનો ખુલાસો મેળવવાનો એક બીજો રસ્તો છે મારી બહેન પાસે અને મારી પાસે મારી માતાના ઘણા કાગળો છે આમાના કેટલાક મારા પિતા ઉપર તથા કેટલાક મિસ ફેરલીના પિતા ઉપર મારી માતાએ લખેલા હતા બીજા કોઇ માર્ગોની ગેરહાજરીમા હું એ કાગળો તપાસતા-

નુ કામ શરૂ કરીશ ખાસ કરીને મિ. ફેરલી ઉપર લખાયલા પત્રોમાથી કાઇક મળી આવશે મિ. ફેરલી, લંડનના બહુ શૉખીન હતા તેથી ઘણીવાર તેઓ ત્યા રહેતા મારી માતા તેમને અહીથી પત્રો લખીને શાળાના સબંધમા ઘણુખરૂ માહિતીઓ આપતી આપણે ફરી મળીશુ ત્યારે મને લાગે છે કે, હુ તમને આ વિષયમા કાઇક વધારે જાણુવા જોગ હકિકત પૂરી પાડી શકીશ, મારી બહેન પણ કદાચ બપોરે તમને મળી શકશે હુ તેનો પરિચય કરાવીશ અને તેના ચિત્રો તમને બતાવીશ આપણો બપોરે મળવાનો વખત બે વાગ્યાનો છે "

પહેલાના જેવી કુદરતી સરળતાથી તે હસતી હસતી જતી રહી. હુ તેને મળ્યો અને તેનાથી વિખૂટો પડયો તે દરમ્યાન તે મારી સાથે કેટલી બધી સરળતાથી ભળી ગઈ હતી, એ જોઇને હુ વિસ્મિત થયો પણ મને એ બાબતમા અત્યારે વિચાર કરવાનો વખત નહોતો કારણુ કે, મિ. ફેરલીને મારે મળવા જવાનુ હતુ અને મને તેમની પાસે લઈ જવા માટે નોકર દીવાનખાના આગળ મારી રાહ જોતો હતો. હુ તે ઓરડામાથી બહાર નીકળ્યો અને તે નોકરની પાછળ પાછળ મિ. ફેરલીની સૌથી પહેલ વહેલી મુલાકાત લેવા ગયો

## પરિચ્છેદ ૭.

### વિચિત્ર બુઢ્ઢો

તે નોકરની સાથે હુ દાદર ઉપર ચઢયો મને મારા સુવાના ઓરડા આગળ તે લઈ ગયો અને તે ઓરડાની પાસેનો એક ઓરડો ઉઘાડીને મને કહ્યુ "મારા શેઠે મને ફરમાવ્યુ છે કે, આપને બેસવા ઉઠવાનો ઓરડો બતાવવો આપને આ ઓરડો પસદ પડશે, સાહેબ ?"

હુ તેમા દાખલ થયો જો હુ આ ઓરડો પસદ ન કરૂ તો મને જરૂર કોઇ મૂર્ખ કહે હવા અજવાળા માટે તેમા પુષ્કળ બારીઓ હતી મારા સુવાના ઓરડા જેવોજ આ ઓરડો હતો તેમાંનો સામાન પણ

ઉમદા હતો લખવાનુ મેજ, ખુરશી, બે કૉચ અને વળી વચ્ચોવચ્ચ એક ગોળ મેજ અને તેની આસપાસ કેટલીક ખુરશીઓ, મેજ ઉપર સુગધીદાર ફુલદાની અને દિવાલો ઉપર કેટલાક ચિત્રો, જમીન ઉપર એક સુદર ગાલીચો—આ બધુ મે એક ગૃહસ્થને છાજતા ઠાઠનુ જોઇને આનદ અનુભવ્યો મારા લખવાના મેજ ઉપર ચિત્રકામ માટેના દરેક સાધનો—રગની પ્યાલીઓ, પીંછીઓ ઇત્યાદિ પડેલા હતા, એ પણ મે જોયુ વળી એક સ્થળે ચોપડીઓનુ એક કબાટ પણ હતુ તેમા પાકી બાધણીની, સોનેરી અક્ષરો વાળી અને આખને ગમે એવી રીતે ગોઠવેલી ચોપડીઓ હતી મારે આ ઓરડાને પસદ કર્યા વિના ચાલે તેમજ નહોતુ

મે મારી પસદગી જાહેર કરી આ એકનો એક નોકર મારી પસદગી જોઇને બીજા નોકરેની માફક હસવા કે પોતાના તરફથી આનદ પ્રદર્શિત કરવા મડયો નહીં તે બરફ જેવી ઠડી બેદરકારીથી મને નમ્યો અને બારણા આગળ જઇને ઉભો રહ્યો મને બહાર જવાની આ નિશાની હતી

અમે તે પછી એ વિશાળ મકાનમાના એક ગલી જેવા વાકા ભાગમા થઇને થોડાક પગથીઆવાળા એક દાદર ઉપર ચઢયા એક ખાલી ઓરડામા થઇને તે નોકર મને એક ઓરડાના બારણા આગળ લઈ ગયો ધીમે રહીને તે ઓરડો તેણે ઉઘાડયો. તેની પાછળ હુ તેમા દાખલ થયો એટલે તેણે એક રેશમનો પડદો તે બારણા ઉપર પાડી દીધો એ પછી નોકરે " **મિ. હાર્ટરાઇટ** " એમ કહીને ત્યાથી રજા લીધી

એક વિશાળ ઓરડામા હુ ઉભો હતો તેની નક્કુર છતમા સુદર કોતરકામ હતુ જમિન ઉપર ગાલીચા બિછાવેલા હતા તે ઓરડાના એક ખૂણામા એક મોટુ કબાટ હતુ તેમા પુષ્કળ ચોપડીઓ હતી તે આશરે છ ફીટ ઉંચુ હતુ તેના ઉપરના ભાગમા આરસ પહાણના કેટલાક પૂતળા ગોઠવેલા હતા એક બીજા ખૂણામા એક મોટી રગીન તસ્વીર લટકાવેલી હતી તેમા " **કુમારીકા મેરીમાતા અને બાળક** "નુ ચિત્ર હતું તે તસ્વીરના સોનેરી ચોકઠામા વચ્ચોવચ્ચ મહાન્ ચિત્રકાર

"રાફેલ"નુ નામ કોતરેલુ હતુ તેના અક્ષરો પણ સોનેરી હતા, પણ તે તરતજ દૂરથી વાચી શકાય એવી રીતે તે ચોકઠામા કોતરેલા હતા આ ઓરડામા મે એક વિચિત્રતા જોઈ દરેક બારીને જાડા કાચના બારણા હતા સૂર્યનો પ્રકાશ પ્રવેશી ન શકે પણ અજવાળુ આવે એવા તે બારણા-માના કાચ હતા આથી ઓરડામા ઝાખુ અજવાળુ હતુ હવાની આવજા માટે છેક ઉચે નાના બાકોરા જેવુ કાઈ ન હતુ પણ ઓરડાના છેડાની સામસામી બે બારી અર્ધી ઉઘાડી રાખવામા આવેલી હતી આ ઓરડામા કોઇ વ્યક્તિ હતી કે નહીં? હા મકાનનો માલિક એક મોટી આરામ ખુરશીમા બેઠો હતો તેની ખુરશીની એક બાજુએ એક મેજ હતુ અને એક બાજુએ ખુરશી સાથે જોડી રાખેલી એક નાની મરખી બેસણી-મા એક ચોપડી હતી. તેની ખુરશી પાસે જરાક દૂર બીજી બે ત્રણ ખાલી સાદી ખુરશીઓ પડેલી હતી

૪૦ વર્ષની ઉમ્મર વિતાવ્યા પછી એક માણસના દેખાવ ઉપરથી તેની ઉમ્મર જો કળી શકાય તો મને મિ ફેરલીની ઉમ્મર ૫૦ની ઉપર અને ૬૦ની અદર લાગી. દાઢી વિનાનો તેનો ચહેરો, પાતળો અને ફિક્કો હતો પણ તેમા કરચલીઓ નહોતી. તેનુ નાક અણીદાર હતું તેની આખો ઝાખા ભુખરા રગની, મોટી અને જરાક ઉડી હતી પોપચા ગોળ હતા અને ભવા ચન્દ્રાકાર હતા તેના વાળ કુમાશવાળા હોય એમ લાગતુ નહતુ તે બુઢ્ઢાપામા દાખલ થઇ ચૂકયો હતો એની સાબિતી એના સફેદ વાળ આપી રહ્યા હતા તેણે કાળો કોટ અને સફેદ પાટલુન પહેરેલા હતા કોટના બટન ખુલ્લા હોવાથી તેણે અદર પહેરેલુ સફેદ ખમીસ તથા કાળુ જાકીટ જોઇ શકાતા હતા તેના પગ નાના હતા તેણે રાખોડી રગના મોજા પહેરેલા હતા અને બૈરા પહેરે છે તેવી સપાટની એક જોડ તેના પગ પાસે પડેલી હતી. તેના નાના નાજુક હાથની બે આગળીઓમા હીરાની ચકચકિત બે વીંટીઓ હતી તેની કિંમત મારા જેવો અનુભવવિનાનો માણસ આકી શકે નહી-કદાચ તે મોટી કિમતની હોઈ શકે. એકદરે તેનો ચહેરો જોતા કળી શકાતું હતું કે, જો તેને સ્ત્રીનો

પોષાક પહેરાવવામા આવે તો તે જરૂર એક વૃદ્ધ સ્ત્રી જેવો દેખાય! સહવારે મિસ હોલ્કોમ્બનો ચહેરો જોઇને મને આ ઘરના બીજા માણસો-ના ચહેરા સારા હશે કે કેમ તેની મોટી શકા ઉપજી હતી પણ મિ. ફેરલીને જોતા મને લાગ્યુ કે, કદાચ મારી શકાઓ હવે ખોટી પડશે

તેની પાસે જતા મને લાગ્યુ કે, તે બગાસા ખાઇને પડી રહેનારો માણસ નથી તેની પાસેના નાના મેજ ઉપર એક રૂપેરી નાનુ પુતળુ હતુ અને તે સિવાય નાના મોટા કદના સિક્કાઓનુ એક ખોખુ પડેલુ હતુ એ ખોખુ તે મેજમાથી ખેચી કાઢેલુ ખાનુ હતુ અને બીજા ત્રણ ચાર એવાજ ખાના તે મેજને હતા બહાર કાઢેલા એ ખાનામા અથવા એ ખોખામા ચોકઠાઓ હતા તેમા તે સિક્કાઓ ગોઠવેલા હતા. પાસેજ તે સિક્કાઓ સાફ કરવાના સાધન જેવા કે પીંછીઓ, બે ત્રણ પ્યાલીઓમા જુદા જુદા મિશ્રણો, એક બે રૂમાલ, મિશ્રણોની શિશિઓ વગેરે પડેલા હતા અત્યારે તેના હાથમા એક ગદો કટાયલો સિક્કો હતો અને પીછીથી એ સિક્કો તે સાફ કરતો હતો ખુરશીથી થોડેક દૂર જઇને હુ ઉભો રહ્યો એટલે ઝીણા ખોખરા અવાજે તે બોલ્યો "લિમરિજમા તમને બોલાવતા તમે આવી પહોચ્યા તેથી મને આનદ થાય છે, મિ. હાર્ટરાઇટ! બેસો પેલી ખુરશી ઉપર બેસો ને? અને મહેરબાની કરીને ખુરશી જરાક પણ ખસેડશો નહીં મારૂ મગજ એટલુ બધુ નબળુ છે કે, કોઇ પણ જાતનો ખખડાટ મને બહુજ ત્રાસ ઉપજાવે છે તમને અપાવેલા બે ઓરડા ગમ્યા કે નહીં? તે પસદ પડયા?"

"બન્ને ઓરડાઓનુ મે બારિકાઇથી નિરીક્ષણ કર્યું છે, મિ. ફેરલી! અને હુ આપને ખાત્રી આપુ છુ કે—"

તેણે એકદમ પોતાની આખો મીંચી દઇને પોતાનો એક હાથ ઉચો કર્યો અને મને બોલતો અટકાવ્યો હુ અચબાથી ચૂપ રહી ગયો અને પછી તેણે કહ્યુ "મને માફ કરશો, પણ તમે હજી પણ ધીમા સ્વરે બોલવાની તસ્દી લઇ ન શકો? મારૂ મગજ એટલુ બધુ નબળુ છે કે, મોટે સાદે કોઈ વાત કરે છે એટલે તેમા ન સમજાય એવો ઝઝણાટ શરૂ થાય છે

મારા જેવા દર્દી ઉપર તમારે મહેરબાની રાખવી જોઇએ હુ બધાને જે કહુ છુ તેજ મે તમને કહ્યુ છે વારૂ તમને એ ઓરડા પસદ પડયા. ખરૂ ને?"

"આનાથી વધુ સુદર અને વધુ સગવડવાળા ઓરડાઓ મે બીજે ક્યાયે જોયા નથી" આ વાક્ય હુ જરાક ધીમા સ્વરે બોલ્યો મને લાગ્યુ કે, મિ. ફેરલીનો સ્વાર્થી અગત ચાહ અને મિ ફેરલીનુ નબળુ મગજ–એ બેમા કશોજ ફરક નથી

"બહુ ખુશી થાઉ છુ મિ હાર્ટરાઇટ! તમારો દરજ્જો અને તમારૂ માન અહીં પુરેપુરા જળવાશે એક કલાકારના સાસારિક દરજ્જા માટે આ ઘરમા અદેખાઇ કરે એવુ, કટાળાભરેલુ, ઇંગ્લિશ જગલીપણા-ની લાગણીઓવાળુ, કોઇ જ નથી મારી જુવાની દેશાવરમા મુસાફરી-ઓમા વીતેલી હતી એટલે મને લોકોના સ્વભાવનો ઘણો અનુભવ મળેલો છે. અહીં આસપાસ વસતા ગૃહસ્થ લોકો—તેમને એવુ વિશેષણ લગાડતા મને કટાળો ઉપજે છે તોપણ મારે સભ્યતાની ખાતર વાપરવુ જોઇએ–એ લોકો સબધી મારે કહેવુ જોઇએ કે, તેઓને પણ કલામા બિલકુલ રસ નથી મિ. હાર્ટરાઇટ! પાચમા ચાર્લ્સને પોતાના હાથમા રગની પીંછી પકડતો જોઇને, અહીંના પાડોશી લોકો જરૂર અજાયબ થયા હોત! મિ. હાર્ટરાઇટ! આ સિક્કાઓનુ ખોખુ મેજમા મૂકીને મને તેની નીચેનુ ખોખુ આપી શકશો? મારૂ મગજ એટલુ બધુ નબળુ છે કે, હુ જરાક હીલચાલ કરૂ છુ એટલે મને ધોકો પહોચે છે ખરેખર હુ તમારો આભાર માનુ છુ"

મગજની નબળી હાલતવાળો આ માણસ જો ખુરશીનો ખખડાટ સહન કરી શકતો ન હતો, જો મોટે સાદે કોઇની વાત સાભળી શકતો નહતો એને છેક છેલ્લુ તેણે કહ્યુ તેમ, જો જરાકે હીલચાલ કરતો નહતો તો પછી મૂગો મૂગો બિછાનામા કેમ પડી રહેતો ન હતો?! પોતે જાતે લાબી લાબી વાતો શુ કરવા કરતો હતો?! અને કાઇ પણ કામકાજમા શુ કરવા જીવ ઘાલતો હતો?! આવા વિચારો કરતા મે તેના કહેવા પ્રમાણે

મેજના નીચેના ભાગમા જ્યા પોલાણુ હતુ ત્યા એક ખોખુ ગોઠવ્યુ અને તેની નીચેનુ ખોખુ બહાર કાઢીને મેજ ઉપર મૂક્યુ આમ કરતા જરાક ખખડાટ તો થયો પણ **મિ. ફેરલીએ** તે માટે જરાકે વાંધો લીધો નહીં, તેથી હુ અજાયબ થયો અને વળી વધારે અજાયબ તો એથી થયો કે તેણે મારી મહેનત બદલ મારો આભાર માનતા કહ્યુ "તમને હઝારો ધન્યવાદ! તમારી હઝાર વાર માફી માગુ છુ તમે આ સિક્કાઓ જોયા? કેવા લાગે છે? આપણે બન્ને ચિત્રકલામા રસ ધરાવીએ છીએ, એ આપણી રસવૃત્તિની સમાનતા છે અને તે ઉપરાત સિક્કાઓમા પણ રસ ધરાવીએ છીએ એ બીજી સમાનતા છે વારૂ હવે મે તમને જે શરતો લખી હતી તે વિષે તમારો મત જાણવા માગુ છુ એ શરતો તમને સતોષકારક લાગી કે નહીં?

"એ શરતો ઘણીજ સતોષકારક છે, **મિ. ફેરલી!**"

"બહુ ખુશી થાઉ છુ વારૂ, પછી? હ મને ઠીક યાદ આવ્યુ વારૂ, તમારી કલાની કુશલતાનો લાભ મને આપવા સારૂ તમે જે સાલસપણુ બતાવ્યુ છે તે વિષે જણાવવાનુ કે–મારો મુખ્ય નોકર પહેલા અઠવાડીઆની આખરે તમારી ઇચ્છાઓ જાણવા માટે તમારી સેવામા હાજર રહેશે અને હુ બીજુ શુ કહેવાનો હતો? ખરેખર! વિચિત્રજ! મારે ઘણુ ઘણુ કહેવાનુ હતુ પણ હુ બધુ ભૂલી ગયો લાગુ છુ હવે કશુ જ યાદ આવતુ નથી? તમે ઘટડી વગાડવા મહેરબાની કરશો? સામેના ખૂણામા તે છે, જુઓ ખરેખર! હુ તમારો આભાર માનુ છુ"

મે ઘટડી વગાડી એક નવો નોકર બિલકુલ ખડખડાટ કર્યા વિના હાજર થયો તે કોઇ વિદેશી જણાતો હતો તેણે પોતાના માથાના વાળ હોળ્યા હતા અને તેના વદન ઉપર મદ હાસ્ય જણાતુ હતુ

"લુઇસ!" **મિ. ફેરલીએ** પોતાના હાથમા એક સિક્કો લઇને તેને પીંછી વતી સાફ કરતા કરતા કહ્યુ "મે આજ સહવારે તારે માટે એક યાદી લખી મૂકી છે એ યાદી શોધી કાઢ ને? **મિ. હાર્ટરાઇટ!** હઝારો વાર તમને ધન્યવાદ! મે તમને બહુ ત્રાસ આપ્યો. ખરૂંને?"

હું તેને જવાબ આપવા જાઉં તે પહેલા તેણે પોતાની આંખોના પોપચા મીચી દીધા અને જ્યારે તેણે એમ કર્યુ ત્યારે તો જરૂર તે મને ત્રાસદાયક લાગ્યો ! હું ચૂપકીદીથી બેસી રહ્યો અને ચિત્રકાર રાફેલનુ "કુમારિકા અને બાળક"નુ ચિત્ર નિહાળવા લાગ્યો દરમ્યાન નોકર બહાર ગયો અને એક નાની નોંધપોથી લઇને પાછો આવ્યો મિ. ફેરલીએ રાહત મેળવી હોય તેમ શ્વાસ લીધા પછી પોતાની આંખો ઉઘાડી અને નોંધપોથી પોતાના હાથમા લઇને તે ઉઘાડીને કહ્યુ "હ બરાબર લુઇસ ! સામેની પેલી ચિત્રાવલિ અહીં લાવ " તેણે સામેની બારી પાસે એક ટીપાઈ ઉપર પડેલી ચિત્રાવલિ તરફ આંગળી ચીંધી અને કહ્યુ "ભુરા પૂઠાવાળી નહીં—એમા તો મે પોતે દોરેલા ચિત્રો છે મિ હાર્ટ-રાઇટ ! અસલ ઉપરથી નકલ કરવાનો તમને શોખ છે ખરૂને ! વાહ ! ઠીક થયુ જુઓ, વારૂ આપણી રસવૃત્તિની પાછી આ સમાનતા મળી લુઇસ ! રાતા પૂઠાની ચિત્રાવલિ લે જોજે, તે પાડી નાખીશ નહીં. મિ. હાર્ટરાઇટ ! જો એ ચિત્રાવલિ તે જમિન ઉપર પાડી નાખે તો મારા મગજમા એટલો બધો ઝણઝણાટ થાય કે મારા દુ ખનો પાર ન રહે ખુરશી ઉપર તે મુકાતુ તો કેમ ? તમને મિ. હાર્ટરાઇટ ! તે ત્યા સલામત લાગે છે ? વારૂ બહુ ખુશી થાઉં છુ હવે એ ચિત્રાવલિ ઉઘાડીને મને આભારી કરશો ? લુઇસ ! હવે જતો રહે કેવો ગધેડા જેવો છે ? મારા હાથમાથી આ નોંધપોથી કેમ નથી લઈ લેતો ? હવે મારે તેનુ શુ કામ છે ? હઝારો વાર તમને ધન્યવાદ, મિ. હાર્ટરાઇટ ! નોકરો ગધેડા જેવા જ હોય છે, ખરૂને ? કહો, તમને એ ચિત્રો કેવા લાગે છે ? એકવાર એક ઠેકાણે હરાજીમાથી એ સુદર ચિત્રો હૃદયવિદારક સ્થિતિમાથી મને મળી આવ્યા. મે જ્યારે તે જોયા ત્યારે મને લાગ્યુ કે, કોઈ સખ્ત હૃદયના ખરીદદારો અને દલાલોના હાથની તેમા દુર્ગંધ આવતી હતી ! તમે એ ચિત્રો દુરસ્ત કરવાનુ માથે લઈ શકશો ?"

મિ. ફેરલીના નાકના નસ્કોરા મને તાજુબ કરી રહ્યા ! તેણે કહ્યા પ્રમાણે કોઈ જાતની દુર્ગંધ આવે એવુ મારૂ મગજ નબળુ નહોતુ ! પણ

ચિત્રોને લગતા મારા જ્ઞાન અને અનુભવ ઉપરથી મને લાગ્યુ કે, તે ચિત્રો ઉમદા હતા - જલમિશ્રિત રગની ઇંગ્લિશ ચિત્રકલા તેમા પૂર્ણાશે વિકસી રહી હતી આવા ચિત્રો એક લીલાઉમાથી મિ ફેરલીને મળ્યા એ તે ચિત્રોના આગલ્યા માલિકની કમનસિબીનુ જ પરિણામ હતુ

મે જવાબ દીધો "આ ચિત્રો સભાળભરી રીતે તૈયાર કરવા જેવા છે મારા અભિપ્રાય પ્રમાણે તે ચિત્રો નવા જેવા બનાવવા માટે—"

મિ ફેરલી વચ્ચે જ બોલી ઉઠ્યો "હુ તમારી માફી માગુ છુ તમે બોલો છો તે વખતે હુ આખો બધ કરૂ તો તમને વાધો નથીને ? તમારો આ ધીમો સ્વર પણ હુ સહન કરી શકતો નથી વારૂ ? તમે શુ કહેતા હતા ?" તેણે પોતાની આખો મીંચી દીધી

"હુ એમ કહેતો હતો કે તે ચિત્રો નવા જેવા બનાવવા માટે જેટલો વખત રોકીએ અને જેટલી મહેનત લઈએ તે ઓછા જ છે—"

મિ ફેરલીએ પોતાની આખો ઉઘાડી અને એક બારી તરફ લાચારી ભરેલા ભયના ભાવ સહિત જોઇને કહ્યુ "મિ હાર્ટરાઇટ ! મને માફ કરવા હુ તમને ખાસ વિનતિ કરૂ છુ પણ ચોક્કસ મારા બાગમા–મારા ખાનગી બાગમા નીચે કોઇ ધાધલીઆ છોકરા ઘોઘાટ કરી રહ્યા હોય એમ લાગે છે "

"મે એવો કાંઈ ઘોઘાટ સાભળ્યો નહીં, મિ. ફેરલી !"

"મારા ઉપર ઉપકાર કરો મારા નબળા મગજની શાન્તિ જાળવવામા અત્યાર સુધી તમે કેટલી બધી ભલાઇ બતાવી ? પેલી બારીનુ કાચનુ બારણુ ઉઘાડો જો જો, હો, સુરજના કિરણો મારા ઉપર પડે નહીં. તમે તે બારી ઉઘાડી ખરૂને ? હવે બાગમા નજર કરો કે, એ ઘોઘાટીઆં છોકરા છે કે નહીં ?"

આ તેની નવી વિનતિ પ્રમાણે મે બાગમા નજર કરી બાગની ચારે બાજુએ ઉચી દિવાલો હતી. એક પણ નાનુ કે મોટુ પ્રાણી એક ખૂણામા જણાતુ નહોતુ મે એ વાત મિ. ફેરલીને કહી.

"હઝારોવાર તમને ધન્યવાદ, મિ. હાર્ટરાઇટ ! મને ભણકારા વાગ્યા હશે અહીં તો કોઇ છોકરા જ નથી ઇશ્વરનો આભાર માનવો જોઇએ પણ નોકરો જાણે મગજ વિના જ જન્મ્યા હોય તેમ પડોશમાના છોકરા સાથે ભળીને ફીફીઆરીઓ પાડે, એમા નવાઇ નથી મિ. હાર્ટરાઇટ ! તેઓ મૂર્ખા જ લેખાવા જોઇએ છોકરાના ચારિત્ર ઘડવા માટે ઘણા સુધારા શિક્ષણપદ્ધતિમા કરવા જોઈએ કુદરતનો લાભ કાઇ ઘોઘાટ મચાવીને લઈ શકાય નહીં ખચિત આપણા મહાન્ રાફેલે કુદરતની જે શાન્તતા ચીતરેલી છે, તે વખાણવા જોગ છે" તેણે રાફેલના ચિત્ર તરફ નજર કરી તે ચિત્રના ઉપલા ભાગમા ભુરૂ આકાશ તથા તેની નીચે ઝાડોની ઘટાઓનો ચિતાર હતો

મિ ફેરલી બોલ્યો "અને એ ચિત્રમા કુદરતની નહીં જ પણ મેડોના અને બાળકના મો ઉપરની શાન્તિ કેવી સરસ છે ? એમાથી અત્યારના છોકરાની દોડાદોડી અને ચીમાચીમનો લગારે ભાસ થાય છે ? અત્યારના બાળકોમા આવી શાન્તિ હોવી જોઇએ હવે જો તમારી રજા હોય તો હુ મારી આખો બધ કરૂ તમે આ ચિત્રો બરાબર દુરસ્ત કરી શકશો ખરૂને ? બહુ ખુશી થાઉ છુ હવે કાઇ નક્કી કરવાનુ બાકી રહે છે ? હુ તો તે ભુલી જ ગયો છુ લુઇસને ફરીથી આપણે પાછો બોલાવીશુ ? તમને હઝારો ધન્યવાદ મિ. હાર્ટરાઈટ !"

આ ગૃહસ્થના પોતાની જ આત્મપ્રશસાના અને એકની એક ઢબના જેવા કે, "બહુ ખુશી થાઉ છુ" "હઝારો ધન્યવાદ" "મહેરબાની કરશો ?" વગેરે વાક્યો સાભળીને તેમજ કાઇ નહી તો છ સાત વખત તેણે મને કાઇને કાંઈ નજીવા કામ કરવા ઉઠાડ્યો—એ બધાને લીધે હવે તો હુ ખરેખર ! ત્રાસી ગયો હતો આ વિચિત્ર દર્દી, મગજની નબળાઈની ફરિયાદ કરતો હોવા છતા લવારા કરતા જરાકે નબળાઈ બતાવતો નહીં, તેથી કોને આશ્ચર્ય ન ઉપજે ? હુ હવે મિ ફેરલી પાસેથી વિખૂટો પડવા ઘણો ઇન્તેજાર હતો તેવામા મને એક બાબત વિષે તેને પ્રશ્ન કરવો વાજબી લાગ્યો મે કહ્યુ "એક જ મુદ્દો પુછવાનો રહી ગયો, મિ. ફે-

રલી ! જે બે સન્નારીઓને મારે શિક્ષણ આપવાનુ છે તેમને માટે મને તમારા તરફની કાઇ સૂચનાઓ આપશો ?"

"હ વારૂ બરાબર હુ એ બાબતમા વચ્ચે પડવા માગતો નથી મિ. હાર્ટરાઇટ ! તેઓ જ પોતાની બાબતમા પોતાને રૂચશે તેવુ શિક્ષણ તમારી પાસેથી લેશે મારી ભત્રીજી આપણી આ સુદર કલાની રમી-અણ છે તે પોતાની ખામીઓની સારી સમજ ધરાવે છે મહેરબાની કરીને તેના ઉપર ધ્યાન આપજો વારૂ હવે બીજુ કાઇ રહી જાય છે ? ના આપણે એકબીજાના સ્વભાવથી, રસવૃત્તિથી વગેરેથી સારી પેઠે માહિતગાર થઈ ગયા છીએ ખરૂ ને ? તમને હવે વધુ વખત રોકવાનો મને કાઇ જ હકક નથી બધુ આપણે નકકી કરી દીધુ તેથી હુ બહુ ખુશી થાઉ છુ ચિત્રાવલિ તમારા ઓરડામા લઇ જવા માટે લુઇમિને બોલાવવા સારૂ ઘટડી વગાડશો ?

"તમને વાધો ન હોય તો, હુ મારી મેળે લઇ જઇ શકીશ, મિ ફેરલી "

"એમ ? તમે એટલા બધા મજબૂત છો ? અહા ! મજબૂત થવામા કેવી મઝા છે ? તમે તે પાડી નાખશો નહીને ? તમને લિમરિજ-મા બોલાવતા તમે આવ્યા એથી હુ કેટલો બધો ખુશી થાઉ છુ ? તમારી સાથે હુ કલાકોના કલાકો વાત કરી શક્યો હોત પણ મારા મગજની નબળાઈને લીધે, ખરેખર ! લાચાર છુ ! મિ હાર્ટરાઇટ ! જતા જતા તમે ચિત્રાવલિ પાડી નાખો નહીં અને બારણા જોરથી અફાળો નહીં, એ વિષે કાળજી રાખી શકશો ? હજારો ધન્યવાદ, મિ હાર્ટરાઇટ ! ધીમેથી–બહુ ધીમેથી જજો હો ? જરાક પણ અવાજ થાય કે મારા મગજમા ચપ્પુ વાગ્યુ હોય એવુ દુખ થાય છે "

તે ઓરડામાથી હુ બહાર આવ્યો અને તેના બારણા વાસ્યા તે પછી મે છૂટકારાનો એક લાબો શ્વાસ છોડયો મને અત્યારે એમ લાગ્યુ કે–જાણે એક મહાસાગરમા ઉંડી ડૂબકી માર્યા પછી પાણીની સપાટી ઉપર હું હમણા આવ્યો છુ !

મારા ઓરડામા જઇ પહોચ્યા પછી મે પહેલો નિશ્ચય એ કર્યો કે, હવે કદી મારી મેળે ચાલી ચલાવીને આ બુઢ્ઢાજી પાસે હુ જઇશ નહીં તેને ખાસ જરૂર હશે તોજ તેના બોલાવવાથી જઇશ મિ. ફેરલીની બહારની સભ્યતા અને અદરખાનેથી તેનો કટાળો તેમજ તેની આપવડાઇ વગેરે મને દભરૂપ લાગ્યા હુ પોતે તેનાથી કટાળી ગયો હોવાથી મે બીજી પ્રવૃત્તિમા ચિત્ત પરોવ્યુ એ બીજી પ્રવૃત્તિ તેણે આપેલી ચિત્રાલિમાના ચિત્રો બારિકાઇથી તપાસવાની હતી તે ચિત્રોમા કયા કયા નવો ઓપ ચઢાવવાની જરૂર હતી તે સબધમા મે ઉપરછલ્લો વિચાર પણ કરી જોયો કેટલેક વખત આ સ્થિતિમા પસાર થયા બાદ બે વાગવાની થોડીક જ વાર હતી તે વખતે હુ જમવાના ઓરડામા જવા નીચે ઉતર્યો મિસ ફેરલી સાથે અત્યારે મારી ઓળખાણ કરવામા આવશે એવી મને આશા હતી ઉપરાત મિસ હોલ્કોમ, પોતાની માતાના કાગળોમાથી કાઈ જાણવાજોગ હકિકત તારવી કાઢીને મને કહેશે, એવી પણ મને આશા હતી.

---

## પરિચ્છેદ. ૮.

---

### મારી બીજી શિષ્યા.

હુ જ્યારે જમવાના ઓરડામા દાખલ થયો ત્યારે મિસ હોલ્કોમ અને આધેડ ઉમ્મરની એક બાઇને જમવાના ટેબલ આગળ બેઠેલા મે જોયા

તે આધેડ બાઈ સાથે મારૂ ઓળખાણ કરાવવામા આવ્યુ તે મિસ હોલ્કોબની પહેલાની આયા મિસિસ વેસે એક પૂતળીની માફક તદ્દન શાન્ત રીતે બેઠેલી હતી તેના મોઢા ઉપર ગભીરતા હતી આપણે ઘણાક જણ જે જાતની ધાધલ કરીએ છીએ તે કદાપિ તે કરતી નહીં જ્યારે તેણે ઉછેરેલી છોકરીઓ બાગમા ફરતી ત્યારે ઘરમા બારી આગળ તે બેસી રહેતી કોઇવાર તે પોતે પણ બાગમા જઇને બેસતી. કાઈ પણ વસ્તુ તરફ તે જોતી તે પહેલા, કોઈની સાથે વાતચીત કરતી તે પહેલા,

અને નજીવા સવાલોના જવાબ 'હા' કે ' ના' મા આપતી તે પહેલા–હમેશા તેના હોઠ ઉપર એક જ જાતનું ગભીરતાનુ સ્મિત જણાતું, એકજ ઢબે તેનુ માથુ ગભીરતાથી જરાક જરાક હાલતુ અને અત્યારે તે જેવી રીતે બેઠેલી હતી તેવી જ રીતે બેસી રહેતી શાન્ત, ધીમી અને નિર્દોષ વૃદ્ધ સ્ત્રી તરીકે મે તેના વિષે અભિપ્રાય બાંધ્યો. વિધાતાને આ દુનિયામા એટલુ બધુ કરવાનુ છે અને સ્ત્રી પુરુષોની ઉત્પત્તિની વિવિધતા સિવાય તેને પ્રાણીઓ, ઝાડ, પાદડા વગેરે ઉગાડવાના એટલા બધા કામો કરવાના છે કે જરૂર કેટલીકવાર તેનામા બેદરકારી આવી જતી હશે મિસિસ વેમેને ઉત્પન્ન કરતી વખતે વિધાતાને ભાજીપાલો ઉગાડવામા રોકાણ નહીં હોય એમ કોણ કહી શકે ? ! કારણ જો એમ ન હોત તો આ બાઇને જીવનના હર્ષશોકના પ્રસગોમા પણ એકની એક ઢબે અને એકની એક વૃત્તિથી અડગ રહેનારી એટલે કે લાગણીઓમા શૂન્યકાર જેવી બનાવી નહોત !

મિસ હોલ્કોમ્બ અગાઉની માફક મારી સાથે ઉત્સાહથી અને ચપળતાથી વાતો કરવા મડી પડી પણ તે દરમ્યાન મિસિસ વેસે જેવી ને તેવી ઠડી રહી કોઈકવાર વચ્ચે વચ્ચે તેનુ ગભીર સ્મિત જણાતુ અમે જમવાની શરૂઆત કરી પણ મિસ ફેરલીના બિલકુલ દર્શન થયા નહી, તેથી હુ અજબ થયો મારા ચહેરામા આતુરતાના ભાવ, મિસ હોલ્કોમ્બ તરત જ પારખી શકી હુ મિસ ફેરલી સબધી વિચારમા હતો, એ તેનાથી અજાણ્યુ રહ્યુ નહી હુ વારવાર બારણા તરફ નજર કરતો હતો તે જોઈને તે બોલી " મિ હાર્ટરાઇટ, તમારા મનમા અત્યારે શા વિચારો તરવરી રહ્યા છે, તે હુ કળી શકુ છુ તમે અજાયબ થતા હશો કે, તમારી બીજી શિષ્યા કેમ આવી નહી ? હજી તેનુ માથુ દુખ્યા કરે છે. તેને જમવાની રૂચિ નથી એટલે અત્યારે તે આવી નથી પણ જો તમે મારા ઉપર વિશ્વાસ રાખો તો, જમ્યા પછી હુ જરૂર તમને તેની સાથે પરિચય કરાવીશ તે કદાચ બાગમા અત્યારે ફરતી હશે "

આડીઅવળી પરચુરણ વાતો પછી અને જમણ પૂરૂ કર્યા પછી

પાસેની ખુરશી ઉપર પડેલી એક પોટકી લઈને મિસ હોલ્કોબે કહ્યુઃ "ચાલો, બાગમા આવો છો ને?"

મિસિસ વેસેને ત્યાજ બેઠેલી રાખીને અમે બે બાગમા ગયા મિસ હોલ્કોબ અને હુ એકલા પડયા એટલે તે બોલી "તમારાવાળા પેલા ભેદી બનાવ વિષે મારે તમને નિરાશાના સમાચાર આપવાના છે તે મધ્યરાત્રિએ તમે જેમ કશો ભેદ ખોલી શકયા ન હતા તેમ હુ પણ હજી ખોલી શકી નથી અત્યાર સુધી મારી માતાના કાગળો મે ફેદયા, વાચ્યા, પણ ફોકટ જ! એમ છતા, મિ હાર્ટરાઈટ! હુ પણ તમારા જેવા સ્વભાવની છુ નિરાશ થયા વિના હજી આ બાબતમા આપણે વધારે પ્રયત્ન કરીશુ યાદ રાખજો કે, આ ભેદમા તમારી સાથી એક સ્ત્રી છે અને સ્ત્રીઓનો સ્વભાવ તો તમે જાણો છો ઉત્સુકતા, અધીરતા અને શરૂ કરેલી બાબતનો આ પાર કે પેલે પાર છેડો લાવવાની હઠ વગેરે કઈ સ્ત્રીઓમા નથી હોતા? આ સજોગમા મોડી કે વહેલી તમને ફતેહ મળશે જ કાગળો હજી બધાજ પૂરા થયા નથી ઘણા કાગળો જોવાના બાકી છે તે બધા આજ સાજ સુધીમા હુ તપાસ્યા વિના નહીં રહુ"

તરતમા જ ભેદ ખુલે, એવી મારી આશા નાશ પામી, પણ મિસ હોલ્કોબની ખતમા મે વિશ્વાસ રાખ્યો એક આશા નાશ થવાથી બીજી આશાનુ પણ શુ થશે, એની મારા મનમા ગડભાગ થઈ રહી એ બીજી આશા મિસ ફેરલી સબધી હતી તેની સાથે આજે મારો મેળાપ થશે કે નહીં અને થશે તો આ ઘરની ત્રણ વ્યક્તિઓને જોઈને મારા મનમા ઓછીવત્તી નિરાશાની જે લાગણી ઉપજી હતી તેમા વધારો થશે કે કેમ, એની મને વિમાસણ થઈ પડી.

અમે ચાલતા ચાલતા બાગની વચ્ચોવચ્ચ જઈ પહોચ્યા ત્યારે મિસ હોલ્કોબે મને પૂછ્યુ "મિ ફેરલીની મુલાકાતથી તમને આનદ થયો કે નહીં? હમેશની પેઠે મગજની નબળાઈની ફરિયાદ આજે પણ તેઓ કરતા હતા કે? તમારો સાચો અભિપ્રાય આપજો, હો? પણ તમારી વિચારમગ્ન સ્થિતિ ઉપરથી હું સમજી શકુ છુ કે, તમને

બીજાઓના જેવી જ નિરાશા ઉપજેલી છે મિ ફેરલીએ પોતાની હમેશની ફરિયાદ દરેક પળે તમારી આગળ કરીને તમને અપાર કંટાળો ઉપજાવ્યો હોવો જ જોઈએ બસ હવે મારે કઇ વધારે જાણવુ નથી તમે શુ કહેશો તે હુ સમજી શકુ છુ એટલે મને તેમા કાંઈ કૌતક લાગતુ નથી "

મિ. ફેરલી વિષે મારે મિસ હોલ્કોમ્બને હવે કાઇ કહેવાનુ રહ્યુ નહી તેથી મને કાઇક આનદ થયો મારી આ વાતોડિયણ શિષ્યાની લુલીબાઈ લવલવ કર્યા જ કરતી હતી અને હુ તે સાભળતો હતો એટલુ સારૂ હતુ કે, અમે તે વખતે આગળને આગળ ચાલતા બધ રહ્યા ન હતા થોડેક દૂર ગયા પછી એક લત્તાકુજ આગળ અમે આવી પહોચ્યા વનવેલીઓથી છવાયલો અને કુદરતે બનાવેલા વાકાચુકા લાકડાઓની કમાનો અને છાપરાવાળો આ લતાકુજ આખોને મોહ ઉપજાવતો હતો બહારના તડકામાથી તે લતાકુજમા પેસતા અત્યત શીતળતાનો અનુભવ થતો હતો એ શીતળતાથી હૃદય પ્રફુલ્લ બનતુ હતુ મે જોયુ કે તે ગોળાકાર લતાકુજમા કેટલાક બાકડાઓ થોડે થોડે અતરે મૂકેલા હતા થોડીક ખુરશીઓ પણ હતી એમાના એક બાકડા ઉપર એક યુવતી પોતાના હાથમાની એક ચિત્રાવલિના પાના ઉથલાવતી બેઠી હતી એજ યુવતી મિસ ફેરલી હતી

હુ તેનુ વર્ણન કેવી રીતે કરૂ ? મારા જીવનના પાછલા ભાગમા જે બનાવો બન્યા તેમા સતત મારા મનમા સ્ત્રી રહેલી એ યુવતીને અને તેને લગતી મારી ઉર્મિઓને હુ કેવી રીતે જૂદી પાડુ ? આ કથાનક હુ લખવા બેઠો છુ તે વખતે તે જેવી મને ભાસે છે તેને બદલે તે પ્રથમદર્શને મને કેવી ભાસી, એનુ વર્ણન હું કયા શબ્દોમા કરૂ ?

મિસ ફેરલીની એક મોટી તસ્વીર, અનેક વારાફેરાના કાળ પછી મે ચીતરી છે પ્રથમદર્શને લતાકુજમા તે જેવી મને ભાસી હતી, એ સમયે તે જેવી સ્થિતિમા બેઠી હતી અને એ સમયે તેનો પોષાક, તેનુ રૂપ, તેના અગો વગેરેની જેવી સ્થિતિ હતી તેવી જ મે તેને તે તસ્વીરમા ચીતરી છે એ તસ્વીર આજે મારા લખવાના મેજ ઉપર મારી

સામે જ લટકાવેલી જોવામા આવે છે હુ તેના તરફ જોઉ છુ એટલે તે સમયના મારા વિચારો એકાએક સ્ફુરી આવે છે લતાકુજ આછો લીલા રગનો જણાય છે તેમા એક નાજુક જુવાન બાળાને રેશમી પોષાકમા બેઠેલી હુ જોઉ છુ એ રેશમી પોષાક રગીન નથી સફેદ છે પણ તેમા વાદળી રગના તથા સાફ દેખાઈ આવે એવા સફેદ પટા છે એક વાદળી રગનો અને એક સફેદ, વળી પાછો એક વાદળી રગનો અને વળી એક સફેદ એમ ક્રમાનુક્રમે એ પટા શોભી રહ્યા છે એજ જાતનો એક રૂમાલ તેણે પોતાના બને ખભા ઉપર પહોળો કરીને વીંટાળેલો છે તેના માથા ઉપર ઘાસની બનાવટની ટોપી છે એ ટોપીનો પડછાયો તેના અર્ધા ચહેરા ઉપર પડે છે તેના માથાના વાળ કાળા છે પણ તેમા આછા પીળા રગનુ મિશ્રણ છે એ વાળ લીસા છે, વળી ચળકાટવાળા છે માથામા સાદી સેંથી પાડીને બન્ને કાનની ઉપરથી તે પાછળના ભાગમા ગુથી લેવામા આવેલા છે એ વાળની એક બે લટો તેના ઉપર છુટી ફર-ફરે છે તેની આખો ઉપરની ભમ્મર તેના માથાના વાળ કરતા જરાક વધારે કાળી છે કવિઓએ પોતાના કાવ્યોમા જે જાતની આખોના ગાન ગાયા છે અને ખરા જીવનમા જે જાતની આખો કોઈની હશે કે કેમ એવી આપણને શકા ઉપજે છે તેજ જાતની ગોળ અને ભુરી મોહક આખો હુ કેમ વિસરી શકુ ? તે આખો રગે મોહક છે, દેખાવમા મોહક છે અને તેમાના તેજને લીધે મોહક છે આ મોટી, નાજુક, શાન્ત, વિચાર પૂર્ણ આખોના ઉડાણમા રહેલા સચ્ચાઈ અને નિર્દોષપણાથી મોહક્તાને સર્વોપરિપણુ મળે છે દરેક ભાવો પ્રદર્શિત કરતી વખતે તે આખો, હૃદય-ની શુદ્ધતાની પ્રતીતિ આપે છે તેના વદનમા રહેલી સહેજસાજ ખોડ-ખાપણુ આ આખોની મોહક્તામા ઢકાઈ જાય છે તેનુ નાક, સ્ત્રીઓના નાક ઘણે ભાગે હોય છે તેમજ, સહેજ નમેલુ છે તેના હોઠ જ્યારે હસતા હસતા છૂટા પડે છે, ત્યારે તેના ગાલમા ખાડા પડે છે. તેના ચહેરાના ઉપલા ભાગ કરતા નીચલો ભાગ જરાક-સહેજસાજ નાનો છે બીજી કોઈ સ્ત્રીના ચહેરામા આવી ખોડખાપણની નોધ કરવી બની શકે, પણ આના

ચહેરામાથી તેની નોધ કરવી મુશ્કેલ છે, કેમકે તેની આખોની મોહકતામા એ બધી ખોડો ડૂલ થઈ જાય છે.

મે દોરેલુ આ ચિત્ર શુ બરોબર તેને મળતુ છે ? મારા મનમા રમી રહેલી મૂર્ત્તિની તાદૃશ છાપ પાડવી મુશ્કેલી હોય જ આ ચિત્ર જોતા કોઇ નિરીક્ષક એટલુ જ કહે કે, એક સુન્દર પોષાકવાળી એક સુદર નાજુક છોકરી, પોતાના હાથમાની ચિત્રપોથીના પાના ઉથલાવતી લતાકુજમા બેઠી છે એક ચિત્રકાર ચિત્રકલાની બધી ખુબીઓ પોતાના ચિત્રમા સમાવી શકે, પણ ભાષ્યકારને ભાષામા તેના વર્ણન માટે પૂરતા શબ્દો ન મળે, એ સ્વાભાવિક છે

મિસ ફેરલીના સૌન્દર્ય માટે એટલુ જ કહેવુ બસ થઇ પડશે કે, તેનુ વર્ણન કરવા માટે, તેને લગતા મારા વિચારો વ્યકત કરવા માટે શબ્દો જ નથી પુરુષ વાચક વર્ગને હુ એટલુ જ સૂચવીશ કે, તમારા હૃદયને હલમલાવી મુકનાર તમને મળેલી સૌથી પહેલી સ્ત્રી માટે તમને જેવા વિચારો ઉપજ્યા હોય તેવા જ વિચારો મને ઉપજ્યા હતા એમ ધારી લ્યો જે મોટી ભુરી આખો અવર્ણનીય માયાળુ નજરે તમારી આખો સાથે સૌથી પહેલી મળી હોય અને જેનુ મિલન જેમ તમે વિસરી શકો નહીં તેમજ હુ તથા તે-બન્નેજણ-કદી વિસરી શકયા નથી તમે જેને સૌથી વધારે ચાહતા હો, તેના કઠમાથી નીકળતા મધૂર શબ્દો જ્યારે તમારે કાને પડે ત્યારે તમને જેવો આહ્લાદ થાય તેવો જ મને તેના મધૂર શબ્દોથી થયો હતો જે પગલા અહીં તહીં પડતા તમારા હૃદયના ધબકારા વધ્યા હોય એમ છતા જે પગલાથી તમને આનદ મળ્યો હોય તેમજ તેના પગલાએ મારા હૃદયની અને મનની સ્થિતિ કરી મૂકી હતી તમારા હૃદયમદિરની મનોરમ દેવી જેવી જ તેને ધારી લ્યો અને એ પછી જેમ આ જગત્‌ની બધી સ્ત્રીઓમા મને તે અનુપમ લાગી છે તેમ તમને પણ લાગશે જ

તેની અને મારી નજર જ્યારે એક થઇ ત્યારે આપણુને બધાને જેમ આપણી પ્રિય મૂર્તિને જોતા ઉર્મિઓ થાય છે, તેમ જ મને થઈ.

તેના વદનની મોહકતા તેનો મનોહર દેખાવ, તેની હૃદયહારક સાદાઈ–એ બધાએ મારૂ હૃદય જીતી લીધુ પણ તેજ વખતે મને એમ લાગ્યુ કે, તેનામા કઇપણ બાકી છે એક પળે મને તેનામા કાઇક બાકી છે, એમ લાગતુ તો બીજી પળે મારા પોતાનામા કાઇક બાકી છે, એમ લાગતુ શુ બાકી છે, ક્યા બાકી છે અને કોનામા બાકી છે એની મને સમજ પડી નહીં તે મારા તરફ જોતી ત્યારે વારવાર મારા મનમા પડેલી કોણુ જાણે કોનીયે મજબૂત અસર એકદમ તાજી થતી–તેમા વળી વિરૂદ્ધતા ભાસતી અને વળી કાઈક બાકી છે, એમ થયા કરતુ, બાકી શુ હતુ ? મને બિલકુલ સમજ પડી નહીં કે, બાકી શુ હતુ ? મિસ ફેરલી સાથેની પ્રથમ વાતચીતમા મને કાઈ ખાસ સ્વસ્થતા ઉપજી નહીં તેણે આવકારના થોડાક શબ્દો વિવેકભરી ભાષામા કહ્યા તેના એ થોડા શબ્દોનો મે પણ થોડા શબ્દોમા ઉત્તર આપ્યો અમારી વાતચીત કદાચ અહીં જ અટકી પડી પડી હોત કારણુ અમે બને વાતચીત કરનારા પરસ્પર શરમાતા હતા પરતુ મિસ હોલ્કોમે પોતાની વગર સકોચભરેલી રીતે અને સુરળતાથી તેમા સાધણુ કર્યુ

મિસ ફેરલીના હાથમાની ચિત્રાવલિ તરફ આગળી ચીંધીને મિસ હોલ્કોબ બોલી "જુઓ મિસ હાર્ટરાઇટ ! હવે તમારે ખચિત કબૂલ કરવુ પડશે કે, આખરે એક આદર્શ શિષ્યા તમને મળી છે તમે આ ઘરમા પગ મૂકયો એવુ જાણ્યા પછી તેણે તરત જ પોતાની કીંમતી ચિત્રપોથી હાથમા લીધી છે સર્વવ્યાપી કુદરતના તેના દોરેલા ચિત્રો તે તપાસી જાય છે અને હવે તે તમારી તરફથી વખાણુના વાકયો સાભળવા ચાહે છે !"

મિસ ફેરલી આ સાભળીને ખડખડાટ હસી પડી આ વખતે તેનો ચહેરો સતેજ જણાયો પોતાની ભુરી આખો ઘડીકમા મારા તરફ અને ઘડીકમા મિસ હોલ્કોમ તરફ ચમકાવતી તે બોલી "હુ અણુછાજતા વખાણુ કરાવવા માગતી નથી મને ચિત્રકલાનો શોખ છે, પણુ હુ તેમા કેવી અજ્ઞાન છું એની મને ખબર છે તેથી હમેશા શરૂઆત કરતા

ડરૂ છુ **મિ હાર્ટરાઇટ**! તમે અહીં આવ્યા એમ જાણ્યા પછી હુ મારી ચિત્રપોથી એટલા માટે જોતી હતી કે, તેમા કાઈ ભૂલ હોય તો હુ મારી મેળે શોધી કાઢુ હુ નાની બાલિકા હતી ત્યારે જેમ મારા પાઠ કરતી તેમજ અત્યારે હુ આ પોથી તરફ જોતી હતી રખેને હુ તમારી નજરમા એક તદ્દન અણઘડ છોકરી નીવડુ એવી મને બીક રહે, એ સ્વાભાવિક છે "

તેણે આમ કહીને તે ચિત્રાવલિ એક બાજુએ બાકડા ઉપર મૂકી દીધી તેણે પોતાની ભૂલ કબલ કરનાર શબ્દો કેટલી બધી સુદરતાથી, કેટલી બધી સરળતાથી, કેટલી બધી સુયોગ્યતાથી અને વળી એક બાલિકાના જેવી સત્યપરાયણતાથી કહ્યા હતા? **મિસ હોલ્કોમે** વાતનુ વહેણુ આગળ વહેવરાવ્યુ "સારા, ખરાબ કે પછી બેદરકારીભરેલા પણ એક શિષ્યાના ચિત્રો શિક્ષક પોતાના સખ્ત દૃષ્ટિબિન્દુથી જુએ એમા કાઈ ખોટુ નથી **લૉરા**! આપણે એ ચિત્રો ગાડીમા લઈ ને બેસીએ અને **મિ હાર્ટરાઇટ**, તે તપાસે ત્યારે આપણા અને તેમના મનની સ્થિતિ કેવી હોય, એ તુ જાણે છે? જ્યારે ખરા સૃષ્ટિસૌન્દર્ય તરફ આપણા શિક્ષક જુએ અને સૃષ્ટિસૌન્દર્યમા આપણે ચિત્ર મારફત કરેલા બગાડા પણ જુએ ત્યારે તેમને આપણા ચિત્રો તરફ કટાળો ઉપજે જ, પરતુ આપણી શક્તિનો કયાસ કરીને આપણે બની શકતુ તાદૃશ સૃષ્ટિસૌન્દર્ય ચીતરવા પ્રયત્ન કરેલો છે, એમ સમજીને તેઓ આપણા વખાણ કરે અને બેડોળ ચિત્રોને પોતાની કલાથી સુધારે, એ શુ સ્વાભાવિક નથી?"

**મિસ ફેરલીએ** કહ્યુ "**મિ. હાર્ટરાઇટ**! મારા બિલ્કુલ વખાણ ન કરે, એમ હુ ઇચ્છુ છુ"

અમે ત્રણે જણ આ વખતે લતાકુજમાથી બહાર નીકળ્યા

મે પૂછ્યુ "તમે આવી ઇચ્છા કેમ રાખો છો એનુ કારણ જણાવશો?

**મિસ ફેરલીએ** જવાબ દીધો "કારણ કે તમે મને જે કાઈ કહેશો તેમા હુ વિશ્વાસ રાખીશ, અને તમારા કહેવા પ્રમાણે જ વર્તીશ."

અહીં આ બાળાએ પોતાના ચારિત્રનુ રહસ્ય અજાણપણે અમને બતાવ્યુ તેને પોતાને હમેશા સચ્ચાઈ તરફ પ્રેમ હતો આથી કુદરતી નિર્દોષપણે બીજાઓને સાચા માનીને તેમના ઉપર ઉદારતાથી તે વિશ્વાસ રાખતી પ્રથમ તેના કહેવા ઉપરથી મે તેનો સ્વભાવ આવા પ્રકારનો ધારી લીધો હવે અનુભવથી કહુ છુ કે, તે આવા સ્વભાવની જ છે

અમે જમવાના ઓરડામા પાછા ગયા મિસિસ વેમે હજી પણ પોતાની જગ્યાએ ખોળામા હાથ રાખીને કાંઈ વિચારોમા તલ્લીન થયલી બેઠી હતી મિસ હોલ્કોમ્બે તેને કહ્યુ "અમે ગાડીમા બેસી બહાર ફરવા જઈએ છીએ તમે આવોછો ને ?"

મિસિસ વેમે પોતાની જગ્યાએથી ઉઠી અને અમે સૌ બહાર ગાડી ઉભી હતી ત્યા ગયા ગાડીમા મિસિસ વેમે અને મિસ હોલ્કોમ્બ, એક બાજુએ બેઠા અને હુ તથા મિસ ફેરલી બીજી બાજુએ બેઠા ગાડી ચાલવા માડી અને મિસ ફેરલીએ પોતાની ચિત્રપોથી ઉઘાડીને મારા ખોળામા મૂકી ચિત્રકલાના મારા અનુભવ પ્રમાણે એ ચિત્રો વિષે ગભીરપણે ટીકા કરવી અશકય હતી, કારણ મિસ હોલ્કોમ્બે આ સુન્દર કલા સ્ત્રીઓને આવડે જ નહીં એવો સિદ્ધાત વારવાર પ્રતિપાદન કરીને ચોખ્ખુ કહી દીધેલું હતુ કે, એ ચિત્રો હસવા જેવી રીતે જ દોરાયલા હશે હુ ચિત્રો તપાસતો હતો ત્યારે પણ મિસ હોલ્કોમ્બ હાસ્યજનક ઢબે ભૂલો બતાવીને આ કલામા મિસ ફેરલીની પ્રવીણતા નથી એમ કહ્યા કરતી હતી આથી ગાડીમા માત્ર એ ચિત્રોના જ વિષયમા વાતચીત સકોચાઈ રહી નહીં મને યાદ છે કે મે સહેજસાજ ઉપલક નજરથી એ ચિત્રો જોયા, અને કેટલાક વખાણ્યા તે દરમ્યાન મિસ ફેરલીએ થોડી અને ટૂકી વાતચીત કરી હતી તેણે શુ શુ કહ્યુ તે હજી પણ હુ વિસરી જઈ શકયો નથી મને એ વાતચીત અત્યારે પણ યાદ આવે છે અને જાણે થોડાક જ કલાક ઉપર તે થઈ હોય એમ લાગે છે

મારે કબૂલ કરી દેવુ જોઈએ કે, આ પ્રથમ દિવસથી જ તેની મોહકતા મારા હૃદય ઉપર અસર કરી ચૂકી તેની રીતભાતે, તેની સાદાઈએ

તેની સરળતાએ, તેના તાબેદારપણાએ અને તેની મીઠી મધૂરી વાણીએ મારા મનનુ આકર્ષણ કરી લીધુ પેન્સિલનો ઉપયોગ કેવી રીતે કરવો, અને રગ કેવી રીતે ભેગા કરવા, એ નજીવી બાબતમા તેણે મને આતુરતાથી સવાલો પૂછ્યા હતા. મે તેના હૃદયનો નિર્દોષભાવ જોઈ ને તે સવાલોના યોગ્ય જવાબો આપ્યા હતા તેની મોહક આખો, એ જવાબો સાભળતી વખતે, એવુ સૂચવતી હતી કે હુ તેને જે કાઈ શીખવુ તે ગ્રહણ કરવા પોતે તત્પર હતી. ગાડીમાથી પસાર થતા, માર્ગમા આવતા કુદરતના દેખાવો જોવાને બદલે હુ તેની આખો સામે જોતો તેને જવાબો દેતો હતો

લગભગ ત્રણ કલાક સુધી બહાર ફરીને અમે પાછા લિમરિજભવનમા આવ્યા આવતી કાલે આ બન્ને શિષ્યાઓએ શુ ચીતરવુ, એ વિષે મે તેમને સૂચનાઓ આપી, અને તેઓ પોતપોતાના ઓરડામા ગઇ હુ મારા બેસવા ઉઠવાના ઓરડામા ગયો આ એકાન્તમા મને લાગ્યુ કે મારૂ ચિત્ત અસ્વસ્થ બની ગયુ હતું આનુ કારણ શુ હતુ ? વિચાર કરતા મને લાગ્યુ કે, એક મહેમાન તરીકે ગાડીમા ફરવા જતા મને બહુ આનદ થયો હતો પરતુ ચિત્રકલાના શિક્ષક તરીકે મને ઘણો થોડો આનદ મળ્યો હતો મિસ ફેરલીમા અથવા તો મારામા મને 'કાઇક પણ બાકી છે', એવુ લાગ્યુ તેની સાથે મારો પરિચય કરાવવામા આવ્યો ત્યારે મને એવી જ લાગણી થઈ હતી. કાઇક પણ બાકી છે શુ બાકી છે ? શેની ઉણપ જણાય છે ? મારૂ ગુચવાયલુ મગજ એ સવાલોનો જવાબ દઈ શકયુ નહીં મારી અસ્વસ્થતાનુ કારણ કદાચ એજ હોવુ જોઈએ આમ છતા પણ જ્યારે નોકરે મને ખબર આપી કે—ભોજનનો સમય થયો છે ત્યારે મારી એકાત અવસ્થામાથી, આ ઘરની સ્ત્રીઓની સોબતમા જતા જતા મને કાઇક આનદ ઉપજ્યો



# પરિચ્છેદ ૯.

## આબેહુબ સરખાપણુ !

ભોજન-ગૃહમા જતા મારા ત્રણે સાથીઓના પોષાક જોઈને હુ ચકિત થયો અત્યારે તેઓએ પોતાના પોષાક બદલ્યા હતા મિસિસ વેસે અને મિસ હોલ્કોબના પોષાકો કીંમતી હતા તેમણે પોતાની વયના પ્રમાણમા તે પહેરેલા હતા મિસિસ વેસેનો પોષાક, વાદળી રગના રેશમી કાપડ ઉપર રૂપેરી પટાની કોરોવાળો હતો, અને મિસ હોલ્કોબનો પોષાક ખુલતા પીળા રગના રેશમી કાપડનો બનાવેલો હતો પણ મિસ ફેરલીનો પોષાક જોઈને હુ ચકિત થયો તદ્દન સફેદ રેશમી કાપડનો પોષાક તેણે પહેરેલો હતો એ પોષાક તેને બહુ મરસ દીપતો હતો તોપણ એક પૈસાદાર છોકરીને લાયકનો તે પોષાક કહી શકાય નહીં. કોઈ તટસ્થ માણસ તો તેનો એ પોષાક જોઈને એમ જ ધારે કે, તે કોઈ ગરીબની કન્યા હશે મિસિસ વેસેના પોષાકની સરખામણીમા તે તદ્દન કગાલ લાગતો હતો મને પાછળથી મિસ ફેરલીના સ્વભાવનો પરિચય થતા જણાયુ કે, પૈસાદાર તરીકે જરાક પણ મગજનો ફાંકો નહીં રાખવાની તેની કુદરતી ખાસિયત હોવાથી તે હમેશા સાદા કપડા પહેરવા જ પસદ કરતી મિસિસ વેસે અને મિસ હોલ્કોબ ઘણીવાર તેને ભપકાદાર પોષાક પહેરવા આગ્રહ કરતા પરતુ તે માનતી જ નહીં

ભોજન પૂરૂ થયા પછી અમે સૌ દીવાનખાનામા ગયા મિ. ફેરલીના નોકરે મને પૂછ્યુ કે, જમ્યા પછી તમે કઈ જાતનો દારૂ પસદ કરો છો ? મને લાગ્યુ કે-મિ ફેરલીએ મારા માટે આટલી કાળજી ખાસ રખાવી છે એ માટે તેનો આભાર માનવો જોઈએ પરતુ મે એ પ્રશ્ન કરવા માટે નોકરનો આભાર માનીને દારૂની ના પાડી જ્યા સુધી હુ આ સ્ત્રી-સાથીઓની સોબતમા રહ્યો ત્યા સુધી લિમરિજ-ભવનમા દારૂ નહી પીવાની મે ખાસ કાળજી રાખી હતી.

દીવાનખાનુ મકાનના નીચેના ભાગમા હતુ તેની આગળ એક

અગાશી હતી અને કાચના મોટા બારણામા થઈને તેમા જવાતુ હતુ મકાનનો એ ભાગ જો કે ભોયતળીઆનો હતો તોપણ બહારના ભાગ કરતા તે જરાક ઉચો હતો અમે દીવાનખાનામા દાખલ થયા ત્યારે ચન્દ્રમાનો પ્રકાશ તેમા પૂર બહારમા પડી રહ્યો હતો બહારના ઝાડવાનો જે પડછાયો, એ પ્રકાશમા બારીમા થઈને પડતો હતો તે પણ સુન્દર લાગતો હતો **મિસિસ વેમે** દીવાનખાનામા દાખલ થતા જ એક ખૂણામા પડેલી આરામખુરશીમા પડી અને પડતા વેત તેણે નિદ્રાદેવીને ખોળે માથુ મૂકયુ ! મારી વિનતિથી **મિસ ફેરલી** પિયાના પાસે જઇને બેડી હુ તેની પાછળ પાછળ પિયાના પાસે ગયો અને એ વખતે મે જોયુ કે, **મિસ હોલ્કોમ્બ** એક બારી આગળ જઇને પોતાની માતાના કાગળો તપાસવા લાગી

ધણા વખત પછી જ્યારે હુ આ કથાનક લખુ છુ ત્યારે એ દીવાનખાનામા હમેશા રાત્રે ભોજન પછી અમે એકઠા થતા તે વખતે મને થતો આનદ બરાબર યાદ આવે છે હૃદયના એ આનદનુ વર્ણન કરવુ મુશ્કેલ છે

**મિસ ફેરલીએ** પિયાનો વગાડવા માડયો અને તે સાથે પોતાના મધૂર કઠથી ગાન લલકારવાનો આરભ કર્યો હુ પિયાના પાસે ધડીકમા **મિસ ફેરલીનુ** ગાન સાભળતો તો ઘડીકમા તેના મધૂર વદન તરફ મુગ્ધતાથી નિહાળી રહેતો ઉભો રહ્યો અધવચ્ચ અમને એમ લાગ્યુ કે–ચદ્રનુ અજવાળુ દિવાનખાનાના બારણા અને બારીઓમાથી સારી રીતે અદર પડતુ હતુ તેથી અમે દીવાઓ બુઝાવી નાખ્યા માત્ર પિયાના ઉપરની એ મિણબત્તીઓ બળતી રાખી એ વખતનો દેખાવ રળીઆમણો હતો ઠડા પવનની લહેરકીઓ મદમદ શીતળતા ફેલાવી રહી હતી અને હૃદયમા શાન્તિ અર્પી રહી હતી

લગભગ અર્ધો કલાક સગીતની મોજ ચાખ્યા પછી **મિસ ફેરલી** અગાશીમા ગઈ અને હુ પણ તેની પાછળ ગયો **મિસ હોલ્કોમ્બે** આ વખતે પોતાની જગ્યા બદલી તે જઈને પિયાનાની બત્તીઓનો ઉજાસ

આવી શકે, એવી રીતે એક કૅાચમા બેઠી અમે કાચના બારણામાથી અગાશીમા ગયા પછી લગભગ પાચેક ક્ષણ ત્યા ઉભા રહ્યા રાતના પવનના સુસવાટથી શરદી ન થાય તે માટે મિસ ફેરલીને મે સલાહ આપ્યા પ્રમાણે તે પોતાના નાજુક સફેદ હાથમાનો સફેદ રૂમાલ પોતાના નાક અને મો ઉપર દાબી રહી હતી તેવામા મિસ હોલ્કોબે મને બોલાવ્યો ધીમા, આતુર અને કાઇંક ખોખરા સાદે અદરના ભાગમાથી તેણે કહ્યુ "મિ હાર્ટરાઇટ ! ફક્ત એક ક્ષણ મારૂ અહીં આવશો ? મારે તમને એક વાત કરવાની છે "

હુ તરત જ અગાશીમાથી અદર આવ્યો પિયાના પાસે એક કૅાચમા મિસ હોલ્કોબ બેઠેલી હતી તેના ખોળામા કેટલાક છૂટાછવાયા કાગળો પડયા હતા અને એક કાગળ તેના હાથમા હતો એક ખુરશી તેની નજદિક ઘસડી જઇને હુ તે ઉપર બેઠો હુ અગાશી અને કૅાચવાળી જગ્યાની વચ્ચોવચ્ચ બેઠો હતો અગાશીમા જવાનુ કાચનુ બારણુ એ જગ્યાએથી બહુ દૂર નહોતું હુ અગાશીમા ફરતી મિસ ફેરલીને એ બારણામાથી બરાબર જોઇ શકતો હતો ચન્દ્રના અજવાળામા અગાશીમા તે એક ખૂણેથી બીજા ખૂણે આવજા કરતી હતી

મિસ હોલ્કોબે મને કહ્યુ "આ કાગળમાની હકિકત સાભળો, મિ હાર્ટરાઇટ ! એમાથી લડનવાળા રસ્તાના બનાવ સબધી કાંઈ ભેદ ખુલે એવુ હોય તો મને જણાવશો આ કાગળ મારી માતાએ તેમના બીજા ભરથાર મિ ફિલિપ ફેરલી ઉપર લખેલો છે આજથી ૧૧-૧૨ વર્ષ ઉપર તે લખાયલો છે. એ વખતે મિ અને મિસિસ ફેરલી તથા લૅારા, આ મકાનમા જ રહેતા હતા હુ પારિસમા એક નિશાળે તે વખતે ભણુવા ગયલી હતી "

આ વખતે અગાશીના કાચના બારણામાથી મિસ ફેરલીએ અદરના ભાગમા ડોકીયુ કર્યું અને અમને બેને કાગળ વાચવામા રોકાયલા જોઈને તે અદર નહીં આવતા જ અગાશીમા જ ફરવા લાગી મિસ હોલ્કોબ નીચે પ્રમાણે વાચવા લાગી

"મારા વહાલા ફિલિપ! વારવાર હુ મારી નિશાળો અને તેમા ભણતા છોકરા વિષે તમને લખુ છુ તેથી કટાળો ઉપજતો હશે પણ એમા મારો વાક નથી લિમરિજના એકના એક પ્રકારના નિરસ વાતાવરણમા હુ બીજુ કરૂ શુ? પણ આ વખતે તો એક નાની શિષ્યા વિષે મારે તમને રસભરેલી માહિતી આપવાની છે

આ ગામડાની બુઢ્ઢી દુકાનદારણ મિસિસ કેપને તમે આળખો છો. તે હમણા મરણ-પથારીએ છે ડાકટરે તેની આશા છોડી દીધી છે તેની એક બહેન જીવે છે, તે ગયે અઠવાડીએ તેની સારવાર કરવા અહીં આવી છે એ બાઈ હેપ્શાયરની છે—તેનુ નામ મિસિસ કેથેરિક ચાર દિવસ ઉપર મિસિસ કેથેરિક મને મળવા આવી હતી તેની સાથે તેની એક નાની છોકરી હતી આ છોકરી બહુ સુદર છે આપણી વહાલી લૉરા કરતા તે એકાદ વર્ષ મોટી છે—"

આ છેલ્લુ વાક્ય મિસ હૉલકોબના મોમાથી બહાર પડયુ તેજ વખતે લૉરા, અગાશીમાના બારણા આગળથી પસાર થઈ તે મદ સ્વરે એક ગાન લલકારતી હીતી તે બારણા આગળ આવી ત્યારે મિસ હૉલ્કોમ્બે વાચવુ બધ કર્યું અને તે જરાક દૂર ગઈ એટલે પાછુ વાચવુ શરૂ કર્યું,

"મિસિસ કેથેરિક એક સુઘડ અને ખાનદાન સ્ત્રી જણાય છે તે આશરે ૩૦-૩૫ વર્ષની હશે તે દેખાવે સુદર છે પણ તેની રીતભાતમા અને દેખાવમા ન સમજાય એવુ કાઈક છે ખરૂ પોતાના સબધમા તે બધી વાતો છાની રાખે છે તેના ચહેરા ઉપરથી મને લાગે છે કે, તેને કાઈક પણ છાનુ રાખવા જેવુ છે ખરૂ જો તમે તેને જુઓ તો એમ જ કહો કે, આ બાઇ જરૂર એક જીવતી ભેદભરેલી પેટી છે મારી પાસે તો તે એક તદ્દન સાદા કામે આવી હતી એ કામ તેની છોકરી એનીને મારી નિશાળમા ભણવા મૂકવાનુ હતુ મિસિસ કેપનો મદવાડ કયા સુધી પહોચશે, એ ચોક્કસ ન હોવાથી એનીને ઘરમા નક્કામી બેસાડી મૂકવા કરતા નિશાળે મૂકી હોય તો ઠીક, એમ ધારીને તે મારી નિશાળમા તેને બેસાડી ગઇ છે"

અહી વળી પાછી મિસ હોલ્કોબ ચૂપ રહી ગઇ, કારણકે બારણા આગળથી લૅારા પસાર થઇ તેના જવા બાદ કાગળનુ વાચન આગળ ચાલ્યુ —

" ફિલિપ! આ નવી શિષ્યા તરફ મને અત્યત વહાલ ઉપજે છે એનુ કારણ આ કાગળના છેવટના ભાગમા લખીશ એ જાણીને તમને તાજુબી થશે તેની માએ પોતાની હકિકત જેમ મને જણાવી નથી તેમજ તે છોકરીની હકિકત પણ જણાવી નથી તે છોકરીનો સ્વભાવ કેવો છે, એની પરીક્ષા મે તેને ભણાવતી વખતે કરી જોઇ છે તેની ઉંમરના પ્રમાણમા તેની બુદ્ધિ ખીલેલી નથી. આથી મે ખાનગી રીતે એક ડાકટરને બોલાવીને તેની તપાસ કરાવી છે ડાકટરનો અભિપ્રાય એવો છે કે, તે વિચિત્ર સ્વભાવની જ રહેશે પરતુ નિશાળમા તેના ભણતર ઉપર વધારે મહેનત લેવામા આવશે તો તેના મગજ ઉપર કાઇક નવા સસ્કારો પડવાથી કદાચ તેનો સ્વભાવ ફરી શકશે તેની ગ્રહણશક્તિ ધીમી છે અમુક બાબતની ધુન તેના મગજમા ભરાય છે તો તેને લગતીજ વાતો કરે છે અને બીજા કશા ઉપર તે ધ્યાન આપતી નથી વહાલા! તમને એમ લાગશે કે, હુ એક મૂર્ખી ઉપર નકામો સ્નેહભાવ રાખુ છુ પણ એ છોકરી વારવાર મીઠા, વહાલ ઉપજાવે એવા અને આભારભર્યા શબ્દો કહ્યા કરે છે તે જ્યારે બોલે છે ત્યારે અર્ધી ગભરાયલી અને બ્હીનેલી હાલતમા બોલતી હોય એમ જણાય છે, આથી મને તેની દયા આવે છે તેને કોઇ રગીન પોષાક ગમતા જ નથી આથી મે આપણી લૅારાના કેટલાક સફેદ કપડા એની કૅથેરિકને પહેરવા આપ્યા છે મે એ કપડા તેને આપ્યા ત્યારે પહેલા તો તેણે આના કાની કરી એક ક્ષણ તે ગભરાયા જેવી લાગી પણ પછીથી બહુ ખુશી થઇ ગઇ અને મારો હાથ ઝાલીને ચુબન કરતી કહેવા લાગી "હુ જીવીશ ત્યા સુધી સફેદ કપડા જ પહેરીશ તમારી યાદગિરી હુ ભૂલીશ નહીં તમારો વહાલ હુ કદી વિસરીશ નહી" તેના વિચિત્ર સ્વભાવનો આ નમૂનો છે આની આ વાત તે વારવાર મને કહ્યા કરે છે ગરીબ

બિચારી ! તેનુ મગજ ભણવા તરફ નથી આવી વાતો તે વારવાર કરતી હોવાથી હુ તેને બીજા સફેદ કપડા સીવડાવી આપીશ—"

મિસ હોલ્કોબ અત્રે અટકી ગઇ તેણે મને પૂછયુ "તમને જે છોકરી મળી હતી તે ૨૨–૨૩ વર્ષની હતી ?"

"હા બરાબર એટલીજ ઉમ્મરની હતી "

"તેણે માથાથી તે પગ સુધી સફેદ વસ્ત્રો જ ધારણ કરેલા હતા ?"

"હા બધા સફેદ વસ્ત્રો ! સફેદ સિવાય બીજો કોઇ રગ જ નહોતો "

હુ આ જવાબ દેતો હતો તે વખતે લૉરા અગાસીમાના બારણા આગળ ત્રીજી વખત આવી તે આ વખતે કઠેરાને ટેકો દઇને ઉભી રહી તેના સફેદ રેશમી પોષાક તરફ તથા તેની ઘાસની ટોપી તરફ મારી નજર ગઇ ચન્દ્ર-પ્રકાશમા તે પોષાક અને ટોપી ચળકતા હતા અચાનક તે ચળકાટ જોતા જ મારા મનમા ચરૂરાટ થયો હૃદયના ધબ કારા વધ્યા નાડીનો વેગ વધ્યો ન સમજી શકાય એવા કોઇક કારણે મારી આ સ્થિતિ થઈ પડી "બધા સફેદ વસ્ત્રો !" મિસ હો'કોમે કહ્યુ "તમને રસ્તામા મળેલી ભટકની છોકરી જો તેજ હોય તો મારી માના-ને તેણે કહ્યુ હતુ તેમ, જીવના સુધી સફેદ વસ્ત્રો પહેરવાની તેની હઠ તેણે છોડી નથી એમ લાગે છે ખરેખર ! તે વિચિત્ર મગજની હોવી જોઇએ ગરીબ બિચારી ! મિ. હાર્ટરાઇટ ! આ કાગળના છેવટના વાકયો અગત્યના છે સાભળો, હુ તે વાચી બતાવુ "

તે નીચે પ્રમાણે વાચવા લાગી

"મારા વહાલા ! કાગળ પૂરો કરતા પહેલા હુ કહીશ કે, મને એની કૈથેરિક ગમે છે તેનુ ખાસ કારણ તમને પણ મારી પેઠે અજાયબી ઉપજાવશે તે બહુ ખુબસુરત નથી આમ છતા પણ વિધાતાએ કોઈ અપૂર્વ મેળ બેસાડેલો હોય એમ મને લાગે છે તેના વાળનો રગ, અને તેના શરીરનો રગ અને ટૂકમા કહુ તો તેના ચહેરાનો તમામ દેખાવ જ્યારે હુ જોઉં છુ ત્યારે તે બરાબર—"

મિસ હોલ્કોમ્બ આગળ બોલવા જતી હતી તે પહેલા હુ એકદમ ચોકીને મારી ખુરશીમાથી ઉભો થઇ ગયો જ્યારે લડનના એકાન્ત રસ્તામા મધ્યરાત્રિયે મારા ખભાને પાછળથી સ્પર્શ થયો હતો ત્યારે હુ આવી જ રીતે ચોકયો હતો

અગાશીમા ચન્દ્રમાના રૂપેરી અજવાળામા સફેદ પોષાકમા મિસ ફેરલી ઉભી હતી તે એવી રીતે ઉભી હતી કે-તેને જોતા જ મને લડનના રસ્તામા મળેલી સફેદ વસ્ત્રોવાળી સ્ત્રી ઉભી હોય એવો ભાસ થયો ! તેનો ચહેરો, તેની આખો, અને એકદરે ઉભા રહેવાની તેની બધી જ ઢબ, એ સફેદ વસ્ત્રોવાળી સ્ત્રીને મળતા જ હતા આજે ચાર-પાચ કલાકથી મારા મનમા જે ભ્રમણા થઇ રહી હતી તે જાણે પલકમા દૂર થઈ હોય એમ મને લાગ્યુ મિસ ફેરલીને જોતા "કાઇક પણ બાકી છે," એવો ખ્યાલ મને સૌથી પહેલા આવ્યો હતો શુ બાકી હતુ તે હુ તે વખતે સમજી શકયો ન હતો પણ હવે સમજી શકયો કે, દિવાનશાળામાથી નાસી છૂટેલી સ્ત્રી અને લિમરિજ-ભવનમાની મારી આ બીજી શિષ્યા, એ બન્ને આબેહુબ એક સરખા જ છે, એવો ખ્યાલ અત્યાર સુધી મારા મગજમા લાવતા હુ ખચકાતો હતો, તેથી જ મને લાગતુ હતુ કે-"કાઇક પણ બાકી છે" મારી શકાનુ સમાધાન થતા જ હુ વધારે અકળાઇ ગયો

"જોયુ કે ?" મિસ હોલ્કોમ્બે મને પ્રશ્ન કર્યો "મારી માતાએ ૧૧ વર્ષ ઉપર જોયેલુ સરખાપણુ તમે અત્યારે પણ જોયુ કે ?"

મે ચિતાતુર સ્વરે જવાબ દીધો "જોયુ, પણ તેથી હુ ઘણોજ નાખુશ થાઉ છુ એ ભટકતી, એકલવાઈ, મિત્રો વિનાની, દુખી સ્ત્રીને આ ઉજળા ભવિષ્યવાળી નિર્દોષ અને સુખી વ્યક્તિ સાથે ભેળી દેવાની કાઇ જ જરૂર નથી આના જીવન ઉપર એનો પડછાયો પણ ન જોઇએ હુ એ બંનેનો વિચાર સરખાપણાના મુદ્દા ઉપર એકી વખતે કરવા માગતો નથી મારા મગજમાથી એ છાપ દૂર કરવી જોઇએ બોલાવી લ્યો, એ ચાદનીમાથી તેને એકદમ અદર બોલાવી લ્યો "

"મિ હાર્ટરાઇટ ! તમે મને અજબ કરો છો સ્ત્રીઓ ગમે તેવી હોય પણ આ ઓગણીસમી સદીના પુરુષો પણ વહેમી ! !"

"મહેરબાની કરીને તેને અંદર બોલાવી લ્યો."

"ચૂપ ચૂપ એજ તેની મેળે અંદર આવે છે તેને આ બાબતમા કશુ પણ કહેશો નહીં તે બન્નેના સરખાપણાની વાત આપણે બેજ જણ જાણીએ લૉરા ! અંદર આવ બહેન ! પિયાનો વગાડીને મિસિસ વેસેને જગાડ મિ હાર્ટરાઇટને પણ તારૂ સંગીત સાંભળવુ છે પણ અત્યારે ઘણુ જ સુંદર અને હૃદયને આનંદથી ઉછાળે એવુ કોઇ ગીત ગાજે હો કે ?"

## પરિચ્છેદ ૧૦.

### પ્રણયમંદિરમાં !

લિમરિજ-ભવનમા અનેક બનાવોથી ભરપૂર પ્રથમ દિવસ મે આ પ્રમાણે વીતાવ્યો અમારી ગુપ્ત વાત મે અને મિસ હોલ્કોમે છાની રાખી લૉરા અને એની વચ્ચે આબેહુબ એકસરખાપણુ જોયા પછી અમે કાઇ વધારે ભેદ ખોલી શકયા નહી એક વખત મિસ હોલ્કોમે બહુ જ સંભાળભરેલી રીતે લૉરાને પ્રશ્નો કરીને મહુંમ મિસિસ ફેરલી તથા એની કેથેરિકના ભૂતકાળના કાઇ સ્મરણો તેને છે કે કેમ, એ વિષે તપાસ કરી જોઈ, પણ લૉરાને જે કાંઈ યાદ હતુ તે અમારા ભેદમા વધારે અજવાળુ નાખનારૂ નીવડયુ નહીં એનીનો ચહેરો પોતાના જેવો હતો, એ વાત તેને યાદ હતી પણ તેને સફેદ કપડા ઉપર બહુ પ્રેમ હોવા વિષે તેમજ મિસિસ ફેરલી ઉપર પ્રેમ ધરાવીને તે કાઇ વિચિત્ર વાકયો વારવાર બોલતી કે નહી, એ વિષે લૉરાને કાઇ ખબર ન હતી એની ફકત થોડાક જ મહિના લિમરિજમા રહી હતી અને પછી હેમ્પશાયર પાછી ગઇ હતી એ વાત લૉરા કહી શકી પણ પછીથી કોઈ વાર તે છોકરી તેની મા સાથે પાછી લિમરિજમા આવી હતી કે નહી,

એ વિષે તે કાઇ કહી શકી નહીં આ પછી, મિસ હૅાલ્કોમ્બે અને મેં મિસિસ ફેરલીના કેટલાક કાગળો વાચ્યા હતા પણ તે વાચન નિરર્થક જ નીવડયુ હતુ

દિવસો અને અઠવાડીઆ વહી ગયા પાનખર ઋતુ વહી ગઇ અને ઉનાળો બેઠો હમેશા હુ મારી શિષ્યાઓને ચિત્રકામ શીખવાડતો હતો પણ એ દરમ્યાન મારા મનની હાલત કેવી થઇ પડી હતી ? સમય તો વહ્યો જતો હતો પણ તે સાથે મારૂ મન પણ એક તરફ વચ્યુ જતુ હતુ. કઈ તરફ ? મિસ ફેરલીનુ વર્ણન કરવા માટે મારી નબળી કગાલ ભાષા તો નિષ્ફળ નીવડી હતી પણ મારા મનમા મિસ ફેરલીએ જે ઉર્મિઓ ઉત્પન્ન કરી હતી તે જાહેર કરવા માટે મારી ભાષા ફત્તેહમદ નીવડે છે. મારૂ મન કઇ તરફ વહેતુ હતુ ? મિસ ફેરલી તરફ !

હુ તેને ચહાતો હતો !

આપણા શબ્દો જ્યારે આપણને નુકશાન કરે છે ત્યારે તે રાક્ષસો જેવા લાગે છે અને જ્યારે તે આપણી સેવા બજાવે છે ત્યારે વહેતીઆ પ્રાણીઓ જેવા લાગે છે બધાયેની આવી સ્થિતિ હોય છે જે ચાર શબ્દો મે ઉપર લખ્યા તેમા, મારી સ્થિતિ જોતા, ફત્તેહની આશા થોડી હતી. આસપાસ નિરાશા અને હામીના સજોગો પણ હતા, છતા એ વાત ખરી છે કે, હુ તેને ચહાતો હતો આ નિરાશાજનક કબૂલાત વાચતા જે વાચક સન્નારી મારા તરફ દયા બતાવે તેમની સાથે હુ નિસાસો નાખુ છુ, અને જે સખ્ત હૃદયના વાચકપુરુષ તિરસ્કારથી હસે તેમની સાથે હસવા માડુ છુ મારા પ્રત્યે લાગણી બતાવો, કે તિરસ્કાર બતાવો પણ સત્ય હકિકત કહેવાના અડગ નિશ્ચયથી હુ કબૂલ કરૂ છુ કે–હુ તેને ચહાતો હતો

મારા પ્રેમના કાઇ કારણો નહતા ? જે સજોગોમા હુ લિમરિજ ભવનમા અત્યારે વસતો હતો તે સજોગોમા થોડાક કારણો તો હતા જ મારા આખા વસવાટ દરમ્યાન મારી સાથીઓ તરીકે ફક્ત બેજ સન્નારીઓ હતી એમાની એક સન્નારી વાતચીતમા સભ્ય અને કુશળ, હાસ્ય વિનોદથી ભરપૂર તથા તેજ સાથે ઉંચા કુળવાન કુટુબોને છાજે તેવા

ગુણોથી ભરપૂર હતી અને બીજી સન્નારી સૌન્દર્ય, મૃદુતા અને સરળતાથી ભરપૂર હતી આ ગુણો કિયા માણસના હૃદયને વિશુદ્ધ નથી બનાવતા? એટલુજ નહી પણ કિયા માણસના હૃદયને નથી જીતી લેતા? એક પણ દિવસ, મારી શિષ્યા મિસ ફ્રેરલીને મારે એકાન્તમા શિક્ષણ આપવાનુ ન બન્યુ હોય, એવો પસાર થયો નહતો દરરોજ મારે મિસ ફ્રેરલી સાથે બેસવુ પડતુ તેનો હાથ ઝાલીને મારે તેને ચિત્રોમા રગ પુરવાનુ શીખવવુ પડતુ અમે તે વખતે અડોઅડ બેસતા અને તે એટલે સુધી કે તેના કોમળ ગુલાબી ગાલ, જ્યારે ચિત્રપોથીમાથી તે નીચુ જોઇને ચિત્રકામમા તલ્લીન થઈ જતી ત્યારે, મારા ગાલને અડકતા હુ તેને શિક્ષણ દરમ્યાન જ્યારે કાઈ પણ સૂચનાઓ ચિત્રો પરત્વે જ આપતો ત્યારે તે બહુ જ સાવધાનીથી મારા તરફ જોઇ રહેતી તેની મોહક આખો અને તેના સુવાળા વાળ જાણે મને તેના હૃદયનો કોઈ અનેરો સદેશ કહેતા હોય એવુ મને લાગતુ અનેકવાર મારે તેના શરીરને સ્પર્શ થાય એવી રીતે નીચા નમવુ પડતુ અને તેને પણ તેજ રીતે નમવુ પડતુ

આ નિર્દોષ અને ન નિવારી શકાય એવો પરિચય, ધીમે ધીમે દરરોજ વધ્યો જતો હતો તેની ચિત્રકલા ઉપરાત તેના સગીતમા પણ જાદૂ હતુ તેની માફક હુ પણ સગીતમા કુશળ છુ કોઇક વાર તે પિયાનો વગાડતી અને હુ તેના કઠની, તેની આગળીઓની અને તેના વદનની મોહકતાના મનમા ને મનમા વખાણ કરતો જ્યારે પિયાના પાસે ઉભો રહેતો ત્યારે તે મૃદુ સ્વરે પૂછતી "મિ હાર્ટરાઇટ! તમે વગાડશો?" અમે જગ્યા બદલતા હુ પિયાનો વગાડવા બેસતો અને તે પાસેની એક ખુરશી ઉપર બેસતી પણ એ જગ્યા બદલતી વખતે તેના મનોહર પોષાકનો જો મને જરાક પણ સ્પર્શ થતો તો મારૂ હૃદય કેટલુ બધુ આહ્લાદપૂર્ણ બની જતુ?! અમારા આ બધા કાર્યોમા ઘણીવાર મિસ ફ્રેરલીને મારા જેવો શિક્ષક મળ્યો તે માટે અને મને મિસ ફ્રેરલી જેવી શિષ્યા મળી તે માટે મિસ હોલ્કોબ, પોતાની હાજરજવાબીવાળી ટોળથી મશ્કરી કરતી અને

મિસિસ વેસે પણ ઉધણુસીપણુામા હામા હા મેળવતી અમારા પ્રેમ-મા આડખીલી રૂપ કોઈ પણ ન હોવાથી તે કોમળ લાગણી-પ્રેમ-અવિચ્છિન્નતાથી વધે અને અમારા બન્નેના હૃદય એક બીજા તરફ આકર્ષાય, એમા કાઇ નવાઈ નહતી

મારી સ્થિતિ મારે ધ્યાનમા લેવી જોઇતી હતી, ઉર્મિઓના આવેશમા કાઇ ગાડુઘેલુ વર્તન બતાવી ન જવાય તેની સભાળ મારે રાખવી જોઇતી હતી એ સભાળ મે રાખી ખરી, પણ જરાક મોડુ થયુ મારો પહેલાનો અનુભવ અને પહેલાનો સયમ, મિસ ફેરવી આગળ ટકી શક્યા નહીં મારા ધધાની રૂઇએ યુવતીઓને ભણાવવાનો આ કાઇ મને પહેલો પ્રસગ મળ્યો નહતો લડનમા આવી રીતે કેટલાક કુટુબોની યુવતીઓને હુ ભણાવવા જતો હતો ત્યા હમેશા શિક્ષણુ આપીને મારા મન ઉપર હુ કાબ રાખતો જે શિષ્યાઓને હુ લડનમા ભણાવતો તેમના ઘરમા પ્રવેશતા મારી છત્રી બહારના દીવાનખાનામા મૂકતો તેની સાથેજ મનની સ્વચ્છદ વૃત્તિઓને બહાર જ મૂકતો અને તે પછી ભણાવવાના ઓરડાની અદર દાખલ થઇને બહુજ શાન્ત મને શિષ્યાઓને ભણાવતો મારા જીવનના ધધાને લગતા અભિલાષની સિદ્ધિ માટે સયમ અને શિષ્ટાચારથી વિદ્યાર્થિનીઓની સાથે વર્તવામાજ મારૂ શ્રેય હતુ એમ સમજીને હુ તેમના તરફ એક વડીલની માફક વર્તતો લડનમા તો વડીલ તરીકેનો જુસ્સો હુ જાળવી શક્યો, પણ અહીં એ જુસ્સો જરાક સ્ખલિત થયો હુ વર્તનમા તદ્દન અવિચારી તો બન્યો નહીં, મારૂ ભાન મે તદ્દન ગુમાવી દીધુ નહીં, કોઇ મારા કાર્ય માટે ઠપકો આપે એવી હેવાનિયત મે બતાવી નહીં પણુ મારા હૃદયને મે કોમળ લાગણીમા તરબોળ તો કરી દીધુ જ ! અહીં જ્યારે આ શિષ્યા મારી પાસે બેસતી ત્યારે મારા હૃદયમા આનદ ઉપજતો પણુ જ્યારે તે મારી પાસેથી જતી ત્યારે આસપાસ મને બધુ ઉજ્જડ વેરાન જેવુ લાગતું તે જ્યારે જ્યારે પોષાક બદલતી ત્યારે મારૂ ધ્યાન તે પોષાકના ફેરફારથી તરતજ ખેચાતુ તે મારી સાથે હાથ

મિલાવતી, મારી સાથે વાતો કરતી અને જ્યારે જ્યારે તેના અંગોને મારો સ્પર્શ થતો ત્યારે જીવનમા એવી બીજી કોઇ પણ સ્ત્રીને મે જોઈ નથી એવો અનુભવ મને થતો શા માટે મારા હૃદયને ક્ષણે ક્ષણે મે આ વિકારમા વધારે ઘસડાવા દીધુ ? શા માટે પહેલીજ ક્ષણે મે તેના ઉપર અંકુશ ન રાખ્યો ? લંડનની મારી શિષ્યાઓ સાથે મે જેવુ અળગાપણુ રાખ્યુ હતુ તેવુ અહીં રાખવાની સભાળ કેમ ન લીધી ? એનો ખુલાસો હુ બીજા કિયા શબ્દોમા આપુ ? એનો ખુલાસો સાદો અને સીદ્ધો છે એનો ખુલાસો એ છે કે હુ તેને ચહાતો હતો

અઠવાડીઆ પસાર થયા અહી આવ્યાને લગભગ બે માસ પૂર્ણ થઇને ત્રીજો બેસવાની તૈયારીમા હતો જીવનની પ્રત્યેક ક્ષણ ધન્યાસ્પદ ગણતો હુ મારા દિવસો અહી સુખમા વીતાવતો હતો ભૂતકાળની બધી વાતો હુ ભૂલી ગયો હતો ભવિષ્યના જરાક પણ વિચાર મારા મનમા આવતા નહતા ઘણીકવાર એકાન્તમા આખો મીચીને જ્યારે હુ બેસતો ત્યારે મિસ ફેરવીની મનોરમ મૂર્તિ મારી સામે તરવરી રહેતી તેના હૃદયના અદ્‌ભુત ગાનના સૂરમા હુ મારા સૂર તલ્લીન કરી દેતો મને એ વખતે ખબર ન હતી કે, એમ કરવામા હુ એક નાશકારક ખડકને અથડાતો હતો આખરે એક દિવસે મને અચાનક ચેતવણી મળી કે હુ એક નાશકારક ખડકને અથડાઉ છુ મને તરતજ ભાન થયુ કે મારા મનની નબળાઈ વધી જવા પામી છે મારૂ હૃદય ચોકી ઉઠયુ મારી રીતભાતને હુ ઠપકો આપવા લાગ્યો મને એ ચેતવણી કેવી રીતે મળી ? એ બનાવ નીચે પ્રમાણે બન્યો -

એક રાત્રે હમેશના રિવાજ મુજબ અમે છૂટા પડયા તે વખતે અથવા તે પહેલા મે કદી પણ તેની આગળ મારા મોથી એમ કહ્યુ નહતુ કે હુ તને ચહાઉ છુ તે પોતે પણ કદી એના વિચારથી ચોકી નહતી અને હુ જે રાત્રિની વાત કરૂ છુ તે રાત્રે પણ એવી કઇ લાગણી તેણે વ્યક્ત કરી નહતી-પણ બીજે દિવસે સહવારે જ્યારે અમે એક બીજાને મળ્યા ત્યારે તેની રીતભાતમા મે, હમેશ કરતા ઉલ્ટા પ્રકાર-

નો ફેરફાર અચાનક જોયો આ ફેરફારમા જ બધી ચેતવણી હતી! તેણે મૂકવૃત્તિથી, તદ્દન સાદી રીતે, અને તેજ સાથે માયાળુપણાથી મને આ ચેતવણી આપીને ચેતાવ્યો

મે તેના હૃદયના અતરપટ ઉપર આઘાત કરવા જેવા શબ્દો કદી પણ ઉચ્ચાર્યા નહતા પરતુ તેનુ સ્ત્રીહૃદય મારી લાગણીઓ પિછાની ગયુ હુ જે પથે પળતો હતો તે વાજબી નહી હોય, અથવા તો તે પથમા સરળતાના સયોગો નહીં હોય, એમ તેને લાગ્યુ હોવુ જોઇએ તેની રીતભાતના ફેરફારથી હુ ચોકયો-હજી પણ ચોકુ છુ, પણ એ વાત અહી જણાવવી દેવી જોઇએ કે, તેના હૃદયની લાગણીઓની આનાકાની પછી લાચારીથી તેણે પોતાની રીતભાતમા ફેરફાર કર્યો હોવો જોઇએ, એ મુદ્દો હુ કળી ગયો

તેનુ તે દિવસનુ હસતુ ફિક્કુ હતુ તેની આખો સકોચ સાથે તે બહુ થોડી થોડી વારે મારા તરફ ઢાળતી હતી એ આખોમા મને એક દેવીની આર્દ્રતા અને એક બાળકની નિર્દોષ મુઝવણનો સાક્ષાત્કાર થતો હતો તેના હાથ જરાક વધારે ટઢા હતા તેના વદન ઉપર લજ્જાની છાપ ચોખ્ખી દેખાતી હતી અને તેમા પણ વચ્ચે વચ્ચે સકોચ અને મુઝવણના જણાતા મિશ્રણથી હુ સમજી ગયો કે, આ સ્થિતિ માટે તે પોતાના મનને જરૂર ઠપકો આપે છે, એટલુજ નહી પણ તેના મનમા ભયની આછી લાગણી યે ઉદ્ભવી છે આ બધો ફેરફાર એક જ રાતમા શાથી થયો હશે? શુ તે એક શ્રીમત કુટુબની છે અને હુ મધ્યમ સ્થિતિનો માણસ છુ તેથી પ્રેમમદિરમા પ્રવેશવાના દરવાજા મારા માટે બધ હશે?

મારી શકાઓ અને ગુચવણનો તોડ લાવવા માટે મે મિસ હોલ્કોમ્બના ચહેરા તરફ જોયુ હુ તરતજ કળી ગયો કે મિસ ફેરલીની રીતભાતમા જે ફેરફાર થયો હતો તેની અસર તેની સાવકી બહેનમા પણ થઈ હતી મિસ હોલ્કોમ્બે મને કાઇ કહ્યુ તો નહી, પણ જાણે મને ઠપકો આપતી હોય એમ હરઘડી તે મારા તરફ તીક્ષ્ણ

નજરે જોયા કરતી કોઇ વાર તેની નજરમા ક્રોધ જણાતો, કોઈવાર ભયાનકતા દેખાતી અને કોઇ વાર તદ્દન શાન્તિ અને બેદરકારી જણાતા હુ મૂર્ખ નહતો હુ સમજી ચૂકયો કે, અમારા પ્રેમમા અતરાય રૂપ થઇ પડે એવો કાઈ પણ અગમ્ય અને અકથ્ય સયોગ અસ્તિત્વ ધરાવે છે

પરસ્પર સકોચ અને અતડાપણાનુ આ મૂગુ નાટક લગભગ એક અઠવાડીઉ ચાલ્યુ એ દરમ્યાન મને પસ્તાવો થયો કે, શા માટે મે લડનમાની મારી બીજી શિષ્યાઓની માફક અહી પણ સયમવૃત્તિ રાખી ન હતી ? મારા પ્રેમના કુદરતીપણા માટે ઘણીવાર હુ કારણો પણ ઉપજાવી કાઢતો અને મનમા જ વિચાર કરતો કે, મે ઠપકાપાત્ર થવા જેવુ કર્યું છે શુ ?

જે પ્રેમપ્રવાહ ખડક સાથે અથડાઇને પાછો પડે તેના વમળોમા રહેવુ, અતિ દુ ખદાયક છે મારી સ્થિતિ આવી દુ ખદાયક થઈ પડી એક વાર મને એટલી બધી લાગણી થઈ આવી કે, અહીંથી એકદમ જતા રહેવુ અને હમેશને માટે આ સ્થાન અને તેના સસ્મરણો ભૂલી જવા બહેતર છે, પણ કોણ જાણે શાથી એમ કરવાની મારી હિમ્મત ચાલી નહી

હુ લાચાર હતો, મારૂ માનભગ થયુ હતુ અને મારૂ હૃદય બહુ દુ ખનો અનુભવ કરતુ હતુ આ હાલતમાથી મારો છૂટકારો કોણ કરશે ?

આખરે **મિસ હો**'કોમે મારા હૃદય ઉપર પોતાની કડની અને ચોખ્ખી વાણીથી સખ્તમા સખ્ત જખ્મ કરીને આ સ્થાનમાથી મારો છૂટકારો કર્યો એક અઠવાડીઆ સુધી અમારા વચ્ચે અતડાપણુ શા કારણે રહ્યુ, **મિસ ફેરલી** અને મારા વચ્ચે પ્રેમનો પ્રવાહ અસ્ખલિતપણે વહેવરાવવા દેવામા વાધારૂપ શા કારણો હતા—એ બધુ **મિસ હોલ્કોમે** મને કહ્યુ ખરા કારણો જાણ્યા પછી, માત્ર **મિસ હોલ્કોમ**ની કડવાશ અને કડકાઇ સાથે રહેલી એક જાતની શુદ્ધ પ્રકારની માયાળુતાથી જ મારૂ અતકરણ જખ્મ સહન કરી શકયુ **લિમરિજ** ભવનમા જે બનાવો હવે પછી બનનાર હતા તે જોતા, **મિસ ફેરલી** અને **મિસ હોલ્કોમ**મા દેખાયેલા ફેરફાર વાજબી હતા એ બનાવોને લીધે મારો પ્રેમ અસ્થાને હતો

ખરેખર! આ વાત લખતા મારૂ કાળજુ કપાઇ જાય છે, પણ તે લખ્યા સિવાય છૂટકો નથી મિસ હો'કામે મને શુ કર્યુ અને કેવી રીતે કર્યુ એની હકિકત આગામી પરિચ્છેદમા લખુ છુ

## પરિચ્છેદ ૧૧.

### વહાલમા વિઘ્ન'

કુબરલેડમા મને આવ્યાને લગભગ પોણા ત્રણ મહિના વીતી ચૂક્યા હતા ત્રીજા મહિનાના છેલ્લા અઠવાડીઆમા ગુરૂવારને દિવસે સહવારે હમેશના રિવાજ મુજબ જ્યારે હુ નવ વાગે નાસ્તાના ઓરડામા ગયો ત્યારે માત્ર મિસિસ વેસે ત્યા બેઠેલી હતી આજ સુધી કદી પણ મિસ હોલ્કોબ મારા કરતા આ ઓરડામા મોડી આવી નહતી તેથી હુ તેની ગેરહાજરીથી ચિતાતુર બન્યો

મિસ ફેરલી આ વખતે બગીચામા હતી હુ બારી આગળ ગયો ત્યારે તેણે મને દીઠો અને નમન કર્યું પરતુ તે ઓરડામા આવી નહી, તેણે મને કાઇ કહ્યુ નહી અથવા તો મે તેને કાઇ પૂછ્યુ નહી એમ છતા એક બીજાને જોઇને અમને જરાક ગભરાટની લાગણી ઉપજી હુ મારી જગ્યાએ જઇને બેઠો અને મિસ ફેરલી બગીચામા જ રહી

આશરે પાચેક ક્ષણુ વીત્યા બાદ મિસ હોલ્કોબ આવી પહોચી. તેના ચહેરા ઉપરથી હુ સમજી ગયો કે, તેને કોઇ જરૂરી કામ માટે મોડુ થયુ હતુ તે પોતાની ખુરશી ઉપર બેસતા બોલી "મિ. ફેરલીએ મને ઘર સબધી એક અગત્યની બાબતમા વાતચીત કરવા રોકી હતી તેથી મને જરાક મોડુ થઇ ગયુ "

આ વખતે મિસ ફેરલી બગીચામાથી અદર આવી હમેશના રિવાજ મુજબ તેણે મારી સાથે હાથ મેળવ્યો પણ મારા તરફ તેણે હમેશ મુજબ પોતાની આખો ઢાળી નહીં! તેનો હાથ હમેશ કરતા આજે

વધારે ઠંડો હતો ! મિસિસ વેસે સાથે જ્યારે તેણે હાથ મેળવ્યો ત્યારે તેને પણ તે વધારે ઠંડો લાગ્યો પણ તે વૃદ્ધ સ્ત્રીએ એ માટે કારણ ઉપજાવીને કહ્યુ "તારો હાથ મને ઠંડો લાગે છે તેનુ કારણ હવાનો ફેરફાર હોય એમ જણાય છે શિયાળો બેસવાની તૈયારીમા છે માટે તબિયતની સભાળ રાખજે "

ખરેખર ! મારા હૃદયમા તો શિયાળો બેસી ચૂક્યો હતો ! કદાચ મિસ ફેરલીના હૃદયમા પણ તેમજ થયુ હશે !

આજનો નાસ્તો કરતી વખતે અમારી વચ્ચે કાંઈ વાતચીત થઈ નહીં બહુજ ટૂંક વખતમા અમે નાસ્તો કરી રહ્યા હરરોજ આ ટેબલ ઉપર અમારી વચ્ચે છેલ્લા ત્રણ માસથી હમેશા આનદ અને ઉલ્લાસમા જ વાતચીત થતી આજે વાતચીત થઇ નહીં તેથી મિસ ફેરલીનુ મો ઉદાસ અને દયાજનક દેખાતુ હતુ કેટલીક વારે જાણે આનાકાની અને સયમ પછી બોલવાનો ઠરાવ કર્યો હોય તેમ, મિસ હોલ્કોમે વિચિત્ર રીતે કહ્યુ "લૅારા ! કાકાને હમણા જ હુ મળી આવી છુ તેમણે જણાવ્યુ છે કે, પેલો ઓરડો તૈયાર કરી રાખવો જોઇએ મે તને કહ્યુ હતુ તે પ્રમાણે તેમણે બીજી બાબતોમા હા પાડી છે દિવસ સોમવાર ઠર્યો છે–મગળવાર નહીં "

મિસ હોલ્કોમ, આ બધુ કહેતી હતી તે વખતે મિસ ફેરલી નીચુ જોઈ રહી હતી તે પોતાની આગળીઓથી ટેબલ ઉપર પાથરેલા કપડાની કરોચળીઓ વાળતી હતી તેના ગાલ અને હોઠ અત્યારે ફિક્કા પડી ગયા હતા, તેના હોઠ ધ્રુજતા હતા મે એકલાએ જ તેની આ સ્થિતિ જોઈ નહોતી મિસ હોલ્કોમે પણ જોઇ હતી અને તેથી કાંઇ વધુ ગ્લાનિ ભરેલી સ્થિતિ અટકાવવા સારૂ તે પોતાની ખુરશી ઉપરથી ઉઠી. મિસિસ વેસે અને મિસ ફેરલી પણ તરતજ ઉઠીને જતા રહ્યા મિસ ફેરલીની માયાળુ ભુરી આખોમા અત્યારે લાચારીની લાગણી જણાતી હતી મારા હૃદયમા જાણે જખ્મ પડયો હોય એવુ દુ ખ ઉત્પન્ન થયુ. મને લાગ્યુ કે, હવે જરૂર મારી અને તેની મુલાકાતોનો અત આવશે.

થોડી વારે હું પણ મારી ખુરશીમાથી ઉઠીને બગીચામા ગયો. બહાર નીકળીને મે જમવાના ઓરડા તરફ નજર કરી તો તેની બારીમા મિસ હોલ્કોબ, પોતાના હાથમા ટોપી અને શાલ લઇને મારા તરફ ટગર ટગર નિહાળી રહેલી મે જોઈ તેણે ત્યાથી જ મને પૂછ્યુ "તમને જરા ફુરસદ છે ?"

મે જવાબ દીધો "હા તમારે માટે મને કોઈ પણ વખતે ફુરસદ છે જ, મિસ હો'કોબ !"

"ઉભા રહો હુ આવુ છુ મારે તમને ખાનગીમા કાઇક કહેવાનુ છે"

આમ કહીને તે બહાર આવી અને અમે બન્ને સાથે સાથે ચાલવા માડતા હતા તેવામા માળીના છોકરાએ આવીને મિસ હોલ્કોબના હાથમા એક કાગળ મૂક્યો

તે બોલી "આ કાગળ મારો છે ?"

"ના મિસ ફેરલીને આપવાનો છે"

મિસ હોલ્કોબે તેના ઉપરનુ શરનામુ વાચ્યુ અને કહ્યુ "અક્ષર વિચિત્ર જણાય છે કોણે આ કાગળ લખ્યો હશે ? એ છોકરા, આ કાગળ તને કોણે આપ્યો ?"

તે છોકરાએ જવાબ દીધો "એક બાઇએ"

"તે કોણ હતી ?"

"એક બુઢ્ઢી હતી"

"બુઢ્ઢી ! તુ એને ઓળખે છે ?"

"બિલ્કુલ નહીં. મે તો સ્વપનામા પણ એવી બુઢ્ઢી જોઈ નથી"

"તે બહાર ઉભેલી છે કે ?"

"ના, તે તો તરત જ જતી રહી"

"અજબ થવા જેવુ જ ને ?" મિસ હોલ્કોબે કહ્યુ "પણ મને લાગે છે કે, કાઇક નાણાની મદદ માટે આ કાગળ લખવામા આવ્યો હશે" તે છોકરાને તેણે કહ્યુ "અદર જઈને નોકરને આ કાગળ આપ

તે મિસ ફેરલીને પહોચાડશે " કાગળ તે છોકરાને પાછો આપીને તેણે મને કહ્યુ " મિ હાર્ટરાઇટ ! તમને વાધો ન હોય તો, હવે ચાલો "

અમે ચાલતા ચાલતા લતાકુજ આગળ જઇ પહોચ્યા અત્યાર સુધી અમે બન્ને ચૂપ જ હતા, લતાકુજમા પ્રવેશ કરતા તે બોલી ' હવે અહીં આપણે એકલા જ છીએ "

તે શુ કહેવાની હતી તેની કલ્પના મે ક્યારની કરી લીધી હતી અમે બન્ને સામસામા બે બાક ઉપર બેઠા એટલે તેણે કહેવા માડયુ

" મિ. હાર્ટરાઇટ ! ખુલ્લા દિલથી કેટલીક વાતો કહેવા માટે મે તમને અહીં એકાન્તમા બોલાવ્યા છે લાબા લાબા શબ્દો ગોઠવીને બોલવાની મને આદત નથી ખોટી વાતો હુ કદી કહેતી નથી, પણ હમેશા મને જે લાગે છે તે હુ સૌ કોઇને મોઢામોઢ સાફ સાફ કહી દઉ છુ વારૂ શરૂઆતમા મારે કહી દેવુ જોઇએ કે, તમે આ મકાનમા આજ સુધી રહ્યા તે દરમ્યાન એક નિર્મળ મનના મિત્ર તરીકે તમે મને લાગ્યા છો લડનના એકાન્ત રસ્તામા તમને મળેલી ભટકતી સ્ત્રીના વિચિત્ર સયોગો વિષે તમે મને વાત કરી ત્યારથી તમારા તરફ મારી સ્નેહ ભરેલી લાગણીઓ દોરવાઈ છે તમે નામ ઠામ જાણ્યા વિના તે બાઇને જવા દીધી એ ડહાપણનુ કામ કર્યું નહોતુ પરતુ તમે એકદરે સયમ બતાવ્યો હતો, ગૃહસ્થાઈ બતાવી હતી અને માનવહૃદયમા રહેલી દયાનો સાક્ષાત્કાર કરાવ્યો હતો તમે હમેશા સારા કામો જ કરશો એવો અભિપ્રાય, એ વાત જાણ્યા પછી મે તમારા વિષે બાધ્યો છે અને મને એ કહેતા આનદ ઉપજે છે કે, મારો અભિપ્રાય ઉલ્ટાવી નાખવા જેવુ તમે કશુ જ કર્યું નથી "

અહીં તે અટકી ગઈ—પણ તેજ વખતે તેણે હાથથી ઇશારો કરીને પોતાને કાઈ જવાબ જોઇતો નથી એમ જણાવ્યુ પછી તે બોલી " હુ તમારી હિતેચ્છુ છુ. અને તેથી મારે તમને બહુજ ચોખ્ખા શબ્દોમા કહી દેવુ જોઇએ કે, કોઈની પણ મદદ વિના, કોઇના તરફની

કાઈ ઈશારત કે સૂચના વિના મે તમારી એક ખાનગી વાત શોધી કાઢી છે મિ. હાર્ટરાઈટ? તમે અવિચારીપણે અને તમારા મનને કબજે રાખ્યા વિના મારી બહેન લૉરાને ચહાવા માડી છે તમારો તેના તરફનો પ્રેમ ગભીર અને સહૃદયી છે હુ તમારી પાસેથી એ વાત કબુલ કરાવવા માગતી નથી મારે એ માટે કાઇજ કારણો સાભળવાની જરૂર નથી કેમકે હુ જાણુ છુ કે, તમે પ્રમાણિક માણસ છો હુ તમને ઠપકો પણ આપતી નથી પરતુ એક વ્યર્થ પ્રયામ કરવા માટે હુ તમારી દયા ખાઉ છુ તમારૂ હૃદય તમે એક નિરર્થક પ્રેમના ફદામા ફસાવી દીધુ છે તમે કોઈ અનર્થ કર્યો છે, એમ હુ કહેતી નથી ગૃહસ્થાઇની હદ તમે ઓળગી નથી–તમે મારી બહેનને એકાન્તમા કદી ચોરીછૂપીથી તમારા અત કરણની વાતનો એક શબ્દ સુદ્ધાત કહ્યો નથી, એ હુ જાણુ છુ પણ હુ કહીશ કે, તમે મનની નબળાઈ બતાવવા માટે ગુન્હેગાર છો તમારૂ પોતાનુ હિત સાધવામા બેદરકારી બતાવવા માટે ગુન્હેગાર છો, આ સિવાય તમે કોઇ બીજો ગુન્હો કર્યો નથી જો તમે વિનય વિવેકની હદ ઓળગી ગયા હોત તો હુ તરતજ તમને અહીંથી રજા આપી દેત—એમા હુ કોઇની પણ સલાહ લેવા જાત નહી પણ તમે માત્ર મનમાજ પ્રેમ ઉત્પન્ન કર્યો છે. તેથી તમારા આટલા વર્ષોનો અને તમારી સ્થિતિની કમનસીબીનો હુ વાક કાઢુ છુ હુ તમારો વાક કાઢતી નથી મારી સાથે હાથ મેળવો–મે તમને દુ ખ ઉપજાવ્યુ છે, પણ હજી તમને વધુ દુ ખ થાય, એવુ કાંઇક કહેવાનુ બાકી છે તે કહ્યા સિવાય છૂટકો નથી દરમ્યાન તમારી શુભેચ્છક, મેરીઅન હોલ્કોમ સાથે, પહેલા હાથ મેળવી લ્યો

તેના કડકપણા સાથે માયાળુપણાનુ અજબ મિશ્રણ જોઇને હુ છક્ક થયો તેણે મારો હાથ પકડીને હલાવ્યો તે વખતે મારી આખો ઝાખી પડી ગઇ મે તેનો આભાર માનવા પ્રયાસ કર્યો પણ મારા મો માથી એકકે શબ્દ બહાર નીકળી શકયો નહીં

તેણે વળી પાછુ કહેવા માડયુ “ મારૂ કહેવુ ધ્યાન દઇને સાભળજો.

સાસારિક ઉચા નીચા દરજ્જાનો અહી સવાલ નથી પણ સજોગોનો સવાલ છે મારી સાથે એકજ મકાનમા મિત્ર તરીકે વસનાર એક સજ્જનને સાસારિક ઉચ્ચ–નીચ દરજ્જા વિષે કડવા શબ્દો કહીને દુ ખ ઉપજાવવાની કઠોર પદ્ધતિ મારે ગ્રહણ કરવાની નથી એટલુ સારૂ છે, પણ બારીક અને અગત્યના સજોગો જોતા, મિ. હાર્ટરાઇટ, વધુ નુકશાન થતુ અટકાવવા માટે તમારે જેમ બને તેમ જલ્દીથી લિમરિજ–ભવન તજી જવુ જોઇએ મારી ફરજ છે કે, મારે તમને એમજ કહેવુ જોઇએ કદાચ તમે ઈંગ્લાડના સૌથી વધુ ખાનદાન અને સૌથી વધુ ધનવાન કુટુબના હોત તોપણુ અત્યારે અમુક સયોગોને લીધે મે તમને આમ જ કહ્યુ હોત તમે ચિત્રકલાના શિક્ષક છો તેથી જ નહી પણ લૉરા ફેરલીનુ સગપણ થઇ ચૂકેલુ છે તેથી તમારે અહીથીજવુ જ જોઇએ "

છેલ્લા વાકયે બદુકની ગોળીની માફક મારા હૃદયને વીંધી નાખ્યુ મારા ગાત્ર ઠડાગાર બની ગયા હુ એક શબ્દ પણ બોલી શકયો નહીં હુ લગાર પણ હાલી શકયો નહીં પાનખર ઋતુના પવનના સુસવાટથી ઝાડ ઉપર ખરી પડતા પાદડા જ્યારે મારા પગ આગળ આવીને પડયા ત્યારે તે તદ્દન ઠડા લાગ્યા મારી બધી આશાઓ ચુરા થઈ ગઈ જેને હુ અત કરણથી ચાહતો હતો તેનુ સગપણ થઈ ચૂકેલુ છે ! આ શબ્દોએ મારા હૃદયને ખળભળાવી મૂકયુ શુ જેની સાથે તેનુ સગપણ થયુ છે તેને તે મારી પેઠે જ ચાહતી હતી ? નહીં–એક તલભાર પણ નહીં ! તે તેને નહીં જ ચહાતી હોય

હુ આ પ્રમાણે વિચારોમા હતો તેવામા મિસ હોલ્કોબ બોલી 'તમારો પ્રેમ દાટી દો આ જગ્યાએ જ દાટી દો તે અહીં ઉત્પન્ન થયો હતો અને તેનો અહીં જ નાશ થવો જોઇએ એક મર્દની માફક દઢતાથી તેનો નાશ કરો એક સ્ત્રીની માફક ઢોળાયલા દૂધ ઉપર રૂદન કરવુ નકામુ છે." તે બહુજ જુસ્સાથી અને બહુ જ તીવ્રતાથી બોલતી હતી મારા તરફ તે સખ્તાઈથી જોઇ રહી હતી હા ! તેને મારા હૃદયના જખ્મની કયા ખબર હતી ? પ્રેમ ! પ્રેમ ! ! પ્રેમની લાગણી એ શી ચીજ હોય છે એની

તેને ક્યા મુદ્દલે ખબર હતી? પ્રેમના પથથી અજાણી આ કુમારિકાને એ બાબતની શી ગતાગમ હોય કે, પ્રેમ દાટી દેવાનું કહેવુ સહેલું છે, પણ તેમ કરવુ મુશ્કેલ છે! પણ ખરે જ! મારે તેના કહેવા પ્રમાણે બહારથી તો શાન્તિ બતાવવી જ જોઇએ મારા હૃદયમા ગ્રાહે તેટલું દુખ હોય તોપણ તેને બહાર વ્યકત કર્યાથી હવે કશુ જ સરે તેમ નથી મે બની શકે તેવી રીતે બહારથી શાન્ત દેખાવ કરવા યત્ન કર્યો

"તમે સ્વસ્થ થયા?"

"મિસ હોલ્કોબ, હુ સ્વસ્થ છુ—તમારી અને તેની માફી માગુ છુ—તમારી સલાહ પ્રમાણે ચાલવા હુ તૈયાર છુ મારા પ્રત્યે તમે બતાવેલી સજ્જનતાઇનો બદલો તમે કહો તેવી રીતે વાળવા હુ તૈયાર છું"

મિસ હોલ્કોમ બોલી "તમારા આ શબ્દો સાભળીને હુ ખુશી થાઉ છુ મિ. હાર્ટરાઇટ! દર્દ સહન કરવુ એના જેવી ઔર મઝા બીજા કશામા નથી તમારે લીધે મારી બહેનની કેવી વિહ્વળ દશા થઈ ગઈ છે, એનો વિચાર કરીને તમારા પોતાના હિત ખાતર તથા તેના હિત ખાતર તમારે હવે અહીંથી જવુ જ જોઇએ તમારી હાજરીથી અત્યારે તો કાઇ અનર્થ થયો નથી પણ કદાચ તે થાય અને પરિણામે મારી બહેન બિચારી અત્યત દુખી બની જાય મારી પોતાની જિદગી કરતા હુ તેને વધારે ચાહુ છુ તેના શુદ્ધ, ઉદાત્ત અને સરળ સ્વભાવથી હુ પુરેપુરી વાકેફ છુ તેનુ સગપણ આજકાલનુ થયલુ નથી એ સગપણને વફાદાર રહેવા તે બધાયલી છે પણ તમારા આગમન પછી તે બેવફા બનવા માડેલી છે લાચારીથી તે એમ કરે છે, એ તે સમજે છે એમ પણ મે જોયુ છે પોતાના મનને તે ઠપકો આપે છે, એ પણ હુ જાણુ છુ પરતુ એ સ્થિતિમાથી તેને મુક્ત કરવી અને લગ્નસબધનો પવિત્ર કરાર તે પાળે એમ કરવુ, એ **મારી** ફરજ છે મિ હાર્ટરાઇટ! તેના સગપણનો કરાર પ્રેમનો કરાર નથી પણ ખાનદાનીનો—કુટુબના માનનો અને કુટુબની આબરૂનો કરાર છે તેના પિતાએ પોતાની મરણપથારી ઉપર તે આજથી બે વર્ષ ઉપર કરી આપેલો છે લૉરાએ જોકે તે

તરફ પસંદગી બતાવી નથી તોપણ તેણે નાપસંદગી પણ બતાવી નથી તેણે તે કરાર પાળવાની પોતાની ફરજ સ્વીકારી છે તમે અહીં આવ્યા તે પહેલા તે આ ફરજમા વિશ્વાસ રાખીને અનેક સ્ત્રીઓની માફક જેની સાથે તેના લગ્ન, કુટુબની આબરૂને ખાતર કરવામા આવે તેની સાથે લગ્ન કરવા રાજી હતી તેના ઠરી ચૂકેલા વરને તે ધિક્કારતી નહોતી આથી કદાચ લગ્ન પછી તે તેને ચહાતા શીખી હોત પણ મારે કહેવુ જોઇએ કે, તમારા આવવા પછી તેની હાલત કેવી બની ચૂકેલી છે, એનુ વર્ણન હુ લાબા લાબા વાક્યોમા આપવા ચહાતી નથી માત્ર એ ટલુ જ કહીશ કે તેના હૃદયની શાતિ ઉડી ગઇ છે–તેનો મનોષ નાશ પામ્યો છે–તે નવા વિચારો અને નવી લાગણીઓ અનુભવવા લાગી છે એ બધુ ગેરવાજબી છે એ બધાના મૂળ વધારે ઉંડા જાય નહી તે પહેલા નવી લાગણીઓ છેદી નાખવી જોઇએ **મિ. હાર્ટરાઇટ**! હુ મારી ફરજ જ બજાવુ છુ તમારી ગેરહાજરીમા હુ એ નવી લાગણીઓ છેદવાનુ કામ સારી રીતે કરી શકીશ કરારની પવિત્રતા જાળવવી એ જેમ મારી ફરજ છે તેમ તેની યે ફરજ છે અને હુ કહીશ કે, જો તમે એક ગૃહસ્થ હો, આબરૂદાર અને ખાનદાન હો તો તમારી પણ ફરજ છે કે તમારી શિષ્યાને કરારની પવિત્રતા જાળવનારી બનાવવી જોઇએ આથી તમે તેને ભૂલી જાઓ તમે તમારો પ્રેમભાવ અહીં જ દાટી દો અને અમને તજી જાઓ તમે દયાળુ છો, એ હુ જાણુ છુ લડનના રસ્તામા મળેલી ભટકતી સ્ત્રી ઉપર તમે દયા કરેલી છે તો પછી આ એક કુળવાન સ્ત્રી ઉપર પણ તમે દયા નહીં કરો? મને આશા છે કે, મારી આ વિનતિ ફોકટ નીવડશે નહી ”

લડનના રસ્તાવાળી ભટકતી ભેદી ભામિની! અત્યાર સુધી મારા મનમા તેના વિષે કાંઈ વિચાર ઉપજ્યા નહતા પણ હવે તેની આકૃતિ મારા મનમા ગુચવણભરેલી રીતે તરવરી રહી **મિસ ફેરલી** સબધી વાતચીત કરતા કરતા એ ભટકતી સ્ત્રીનો ઇશારો પણ કર્યા સિવાય શુ ચાલી શકે તેમ નહોતુ? એ બન્નેનો એક સાથે વિચાર કરવાનુ દુર્ભાગી

કામ મને શા માટે સોપવામા આવ્યુ ?

મે કહ્યુ " મારી નોકરીની મુદ્દત હજી બાકી છે હુ તે આખી મુદ્દત સુધી નોકરી કરવા બધાયલો છુ છતા અધવચથી મારે જવુ જોઇએ તો કહો, મિ. ફેરલીને હુ કિયુ કારણ આપીને અહીંથી છૂટો થાઉં ? જે કારણ હુ રજુ કરૂ તે સ્વીકારાયા બાદ અને મને છૂટો કરવામા આવ્યા બાદ મારે ક્યારે જવુ, એ પણ કહો તમારી સલાહને અનુસરવાનુ હુ વચન આપુ છુ "

" જેમ બને તેમ તમારે તત્કાળ અહીથી જવુ જોઇએ હવે બિલ્કુલ વખત નથી તમે સાભળ્યુ હશે કે, મે સોમવારનો દિવસ કહ્યો છે સોમવારે તે ગૃહસ્થ આવનાર છે "

" તો હુ આજે જ અહીંથી જવા માગુ છુ હુ વહેલો જાઉં, એજ ઠીક થઈ પડશે "

" ના આજે જ નહી તમારે મુદતબધીમાથી છૂટા થવા માટે મિ. ફેરલીને એમ જણાવવુ જોઇશે કે, કોઈ નહીં ધારેલી જરૂરને લીધે તમારે લડન જવુ જોઇએ આવતી કાલે ટપાલના કાગળો આવે ત્યા સુધી તમે થોભી જાઓ અને ટપાલમા આવેલા એકાદ કાગળથી તમને લડનમા તાકીદથી બોલાવેલા છે, એમ મિ. ફેરલીને જાહેર કરીને તમે છૂટા થવાનો આગ્રહ કરજો આવી છેતરપીડી કરવી, એ નીતિની નજરે ગેરવાજબી છે પણ એક સારા ઉદ્દેશને ખાતર તેમ કર્યા વિના છૂટકો નથી આવતી કાલે એટલે શુક્રવારે સહવારે સહવારની ટપાલ આવ્યા પછી તમે મિ. ફેરલીને મળજો તમારૂ બધુ બાકી રહેલુ કામ તે દરમ્યાન પુરૂ કરજો કેમ કે તમને સોપાયલુ કામ પુરૂ કરેલુ જોઇને મિ. ફેરલી વધારે ગુસ્સે થતા અટકી જશે તમને રજા મળે તે પછી તમે શનીવારે અહીંથી વદાય થજો "

તે આ પ્રમાણે બોલી રહી એટલામા લતાકુજ બહાર કોઈકના પગલા સભળાયા એ કોણ હશે ? શુ મિસ ફેરલી આવતી હશે ? જો અત્યારે તે આવી ચઢે તો મારી શી હાલત થાય ? આવા વિચાર મને

ઉપજ્યા, પણુ લતાકુજમા દાખલ થનાર એક દાસી હતી એ જોઇને મે છૂટકારાનો શ્વાસ લીધો

તે દાસી ગભરાયલી જણાતી હતી તેણે કહ્યુ "એક ખાનગી વાત કહેવાની છે, મિસ !" તે બન્ને જણુ બહાર ગયા

હુ એકલો પડયો મને હવે મારા ઘરના, મારી માતાના, મારી બહેનના અને લડનના ઓળખીતાઓના વિચાર આવ્યા હવે મારે એ બધા પાસે જવુ પડશે. પણુ એજ વખતે મને એની કેથેરિક સાભરી આવી તે મને લડનમા મળી ત્યારનો આખો દેખાવ મને યાદ આવ્યો અત્યારે મને તે શાથી યાદ આવી ? લડન ! લડન ! તે લડનમા પોતાની એક ઓળખીતી બાઈ ને ત્યા "ટોટરહામ સ્ટ્રિટ" તરફ ગઈ હતી હુ પણુ લડન જનાર હતો કદાચ લંડનમા મારો ને તેનો ફરીથી ભેટો થાય હુ તેના વિષે વિચાર કરવા ધારતો નહતો તોપણુ મારૂ મન તેના જ વિચારોમા ઘસડાતુ ચાલ્યુ ! હુ ન સમજી શકયો કે, મને અત્યારે શા માટે તેનાજ વિચારો આવતા હતા ?

થોડીક ક્ષણુ પછી મિસ હોલ્કોબ પાછી આવી તે પણુ ગભરાયલી જણાતી હતી પણુ મને તો તેણે મક્કમપણાથી કહ્યુ "મિ. હાર્ટરાઇટ ! આપણે હવે બધુ નક્કી કરી દીધુ છે મિત્રો તરીકે આપણે બન્ને એક બીજાના મન પારખી શકયા છીએ બધા ખુલાસા થઈ ચૂકયા છે હુ ધારૂ છુ કે, હવે કાંઈ કહેવાનુ બાકી રહેતુ નથી મારે હવે જવુ જોઇએ ખરૂ કહુ તો, લૅારા સબધી અત્યારે એક ચિતાતુર સમાચાર મળ્યા છે, તેથી મારે તેની પાસે જવુ જ જોઇએ પેલી નોકરડી કહી ગઈ કે, પેલો કાગળ વાચ્યા પછી લૅારા ગભરાઈ ગઈ છે—અસ્વસ્થ બની ગઈ છે કાગળમા કોણુ જાણે એવુ શુ હશે ? હુ તપાસ કરૂ છુ દરમ્યાન તમને આપેલી સૂચનાઓ પ્રમાણે તમારો કાર્યક્રમ ઘડી રાખજો"

અમે બન્ને લતાકુજમાથી બહાર નીકળ્યા મિસ હોલ્કોબે મને કહ્યુ કે, બધા ખુલાસા કરી લીધા છે પણુ મને બધા ખુલાસા થયલા લાગ્યા નહી મિસ ફેરલીનુ સગપણુ કોઇકિ બીજાની સાથે થયુ છે, એ

ખબર જાણ્યા પછી મને એ બીજો કોણ છે તે જાણવાની જીજ્ઞાસા થઈ હતી મિસ હોલ્કોમ્બે તેના વિષે કાંઇ ખુલાસો કર્યો નહતો આથી જ ખુલાસા બાકી હતા એમ મને લાગ્યુ અમે બન્ને મકાન તરફ જતા હતા તે દરમ્યાન મે મિસ હોલ્કોમ્બને પૂછ્યુ " મિસ હોલ્કોમ ! તમે અત્યાર સુધી મારા તરફ મમતા બતાવી છે અને મે તમારી મરજી પ્રમાણે વર્તવાની કબૂલાત આપેલી છે, એ જોતા, મને એક વાતનો ખુલાસો કરી શકશો ? મિસ ફેરલીનુ સગપણ જે ગૃહસ્થ સાથે થયુ છે તેઓ કોણ છે ? " છેલ્લુ વાકય મે તુટક તુટક સ્વરે અને આનાકાની સાથે પૂછ્યુ

તેણે કહ્યુ " તેઓ હેમ્પશાયરના એક શ્રીમત ગૃહસ્થ છે "

હેંપ્શાયર ! એની કેથેરિકની જન્મભૂમિ ! ફરીથી મને સફેદ વસ્ત્રવાળી સ્ત્રી યાદ આવી ! આજ હરઘડીએ મને એ સ્ત્રી કેમ યાદ આવ્યા કરતી હતી ?

' એ ગૃહસ્થનુ નામ ? "

" સર પર્સિવલ ગ્લાઇડ "

સર !–સર પર્સિવલ !–અહીં પાછુ મને યાદ આવ્યુ કે, એની એ મને બેરોનેટના દરજ્જાના માણસોના નામ પૂછ્યા હતા એ પ્રશ્નો વખતે તે કેટલી બધી શકાશીલ જણાતી હતી, એ પણ મને યાદ આવ્યુ હુ એકાએક ઉભો રહી ગયો અને મિસ હોલ્કોમ્બ તરફ જોવા લાગ્યો

" સર પર્સિવલ ગ્લાઇડ " જાણે તેનો પહેલો જવાબ મે સાભળ્યો ન હોય એમ માની લઇને તેણે ફરીથી એ નામ કહ્યુ

ઉશ્કેરાયલી હાલતમા મે પૂછ્યુ —

" નાઇટ કે બેરોનેટ ? "

તે એક ક્ષણ થોભી ગઇ અને તદ્દન બેદરકારીભરેલી શાતિથી બોલી-

" અલબત્ત, બેરોનેટ ! "



# પરિચ્છેદ. ૧૨.

## નનામો કાગળ!

અમે એક પણ શબ્દ બોલ્યા વિના ઘરમા ગયા મિરા હોલ્કોમ્બ પોતાની સાવકી બહેનના ઓરડામા ગઇ અને હુ મારા ઓરડામા ગયો હુ એકલો પડયો એટલે જે વિચારો અત્યાર સુધી મારા મનમા ઉપજ્યા નહોતા અને જે વિચારો હુ ન સહન કરી શકુ એવી મારી હાલતના કારણ રૂપ બન્યા હતા તે વિચારોમા હુ તલ્લીન થયો

મિસ ફેરલીનુ સગપણ થઈ ચૂકેલુ છે તેનો ભવિષ્યનો ભરથાર સર પર્સિવલ ગ્લાઇડ છે તે બેરોનટ છે અને હેમ્પશાયરમા મિલ્કત ધરાવે છે

ઇંગ્લાડમા સેકડો બેરોનેટો છે અને હેમ્પશાયરમા કેટલાયે ડઝન મિલ્કતદારો હશે સાબિતીના સામાન્ય નિયમો પ્રમાણે અનુમાન દોરતા, મને લાગ્યુ કે, સફેદ વસ્ત્રોવાળી સ્ત્રીએ જે શકાસ્પદ શબ્દો ઉચ્ચાર્યા હતા તેમની સાથે સર પર્સિવલનો સબધ યોજવો નિરર્થક છે કદાચ હેમ્પશાયરનો કોઇ બીજોજ બેરોનેટ તેના દુખના કારણ રૂપ હોઇ શકે પરતુ તેમ છતા મને સર પર્સિવલ ઉપર જ શક આવ્યો આનુ કારણ શુ હશે? કદાચ એ હોઇ શકે કે, એની અને મિસ ફેરલીનો પૂર્વકાળનો આછો સબધ હમણા મારા મનમા તરવરી રહ્યો હતો અને મિસ ફેરલીનો સબધ સર પર્સિવલ સાથે હમણા માલુમ પડયો તેથી એનીનો પણ સર પર્સિવલ સાથે સબધ હોઇ શકે ખરી વાત શી હતી, એ શોધી કાઢવુ અશક્ય હતુ આ તો માત્ર ઉડતુ અનુમાન હતુ પ્રથમદર્શનિક શકા હતી મિસ હોલ્કોમ્બે મને લતાકુજમાથી ઘર તરફ આવતા બાગમા જે ખબર આપી હતી તે જાણ્યા પછી મારા ઉપર વિચિત્ર અસર થઈ હતી નજદિકના ભવિષ્યમા કોઇક અણુચિતવ્યો ભય અમારી ઉપર આવી પડશે, એવી મને પ્રેરણા થઈ જો એની સાથે સર પર્સિવલને સબધ હોવાની મારી શકા ખરી પડે

તો તે જ ગૃહસ્થ સાથે **મિસ ફેરલી** પરણનાર હોવાથી ભય આવી પડે, એ દેખીતુ હતુ પણ મારી પાસે કાઈ સાબિતીઓ નહોતી મગજના તરગથી હુ ગમે તેને ગમે તેની સાથે જોડી દઉં, એથી કાઇ વળે તેમ નહતુ સમય ઉપર બધી બાબતોનો સ્ફોટ કરવાનુ છોડીને હુ **મિ ફેરલી**-ના અધૂરા રહેલા ચિત્રો પુરા કરવાના કાર્યમા પ્રવૃત્ત થયો

આશરે અર્ધો કલાક પસાર થયા પછી મારા ઓરડાના બારણા ઉપર ટકોરા સભળાયા મે બારણા ઉઘાડયા અને **મિસ હોલ્કોબ** તેમા દાખલ થઈ। મારી અજાયબીનો પાર રહ્યો નહી તે ગુસ્સે થયલી હતી એકદમ હડફડ હડફડ કરતી તે એક ખુરશીમા બેઠી અને બોલી “ **મિ.** હાર્ટરાઇટ, મે ધાર્યુ હતુ કે, આજથી જ હવે તમારો અને અમારો સબધ પુરો થયો છે કોઇ દુ ખદાયક વાત હવે મારે તમને કહેવી પડશે નહીં એમ મે અનુમાન કર્યુ હતુ પણ ઓચિતા બનાવો બન્યા છે અને મારે તમારી સલાહ લેવાની છે મારી બહેનના લગ્ન સબંધમા તેના મન ઉપર આઘાત કરવાની–તેને ગભરાવી મૂકવાની–લુચ્ચાઇભરેલી કોશિષ કોઇકે કરી છે તમને પેલો વિચિત્ર અક્ષરનો કાગળ યાદ હશે ”

“ હા ખરેખર ! ”

“ એ કાગળ મારી બહેનને માળીનો છોકરો આપી આવ્યો તે પછી મારી બહેને તે વાચ્યો કાગળમા લખનારનુ નામ નથી તેમા **સર પર્સિવલ ગ્લાઇડની** નિદા કરીને તેમને હલકા પાડવાનો પ્રયત્ન કરવામા આવેલો છે મારી બહેન એ વાચીને ગભરાઈ ગઈ છે તેણે મને બોલાવી તે પછી હુ તેને આશ્વાસનો આપીને, એ કાગળ તદ્દન જુઠ્ઠો તથા કોઇકની અગત અદેખાઇને લીધે લખાયલો છે એમ જણાવીને અહી આવી છુ હું જાણુ છુ કે, આ બાબત અમારા કુટુબને લગતી જ ખાનગી બાબત છે. હું જાણુ છુ કે–જે બાબતમા તમને સબધ ન હોય તે બાબતમા તમારી સલાહ લેવી ન જોઇએ—”

“ **મિસ હોલ્કોબ**, મને કહેવાની પરવાનગી આપશો કે, તમારી

અથવા તો મિસ ફેરલીની સુખદુખની બધી વાતોમા હુ અતકરણ પૂર્વક લાગણી ધરાવુ છુ ખાનગી વાતો જેવીને તેવી ખાનગી રાખીને તમને તનમનથી મદદ કરવા હુ હમેશા ઇંતેજાર છુ "

" આ સાભળીને મને આનદ થાય છે અત્યારે તો અમને મદદ અને સલાહ આપી શકો એવા આ ઘરમા તમે એકલા જ છો મિ. ફેરલીના મગજની તદ્દન નબળી હાલતમા આવા ગભરાવનારા બનાવો વિષે તેમની કાઈ સલાહ લેવા જતા હુ અચકાઉ છુ એવી વાતો જાણીને કદાચ તેમનુ દર્દ વધી જાય અને એકને બદલે વધારે પીડાઓની પચાતમા પડવુ પડે મિસિસ વેસેની સલાહ તો કોઇ બાબતમા ઉપયોગી થઇ પડે જ નહી અહીંનો પાદરી એક ઘણો ભલો આસામી છે તેને કાઇ પૂછવા જાઉ તો તે બદગી કરવાની જ—ખરા મનથી બદગી કરવાનીજ—સલાહ આપે આસપાસના પાડોશીઓને કોઇ દહાડો આફતોના પ્રસગોનોજ અનુભવ નથી આથી આપણે બન્નેએ આ બાબતમા પગલા ભરવાના છે મારો વિચાર એવો છે કે, આ લખનારને શોધી કાઢવા માટે પોલિસ-ની મદદ મેળવવી વળી મને એવો વિચાર આવે છે કે, એક દિવસ થોભી જવુ અને આવતી કાલે મિ ફેરલીના ધારાશાસ્ત્રીની સલાહ લેવી, પણ એમ કરૂ તો એક દિવસ ભાગે છે આ બાબતમા ઝડપથી કામ લેવુજ જોઇએ તો શુ કરવુ ? મિ હાર્ટરાઇટ, તમારી શી સલાહ છે ? મને તમારા પ્રમાણિકપણામા અને તમારી સહૃદયતામા વિશ્વાસ છે મને ખાત્રી છે કે, ત્રણ મહિના સુધી તમે અમારા વિશ્વાસુ મિત્ર તરીકે જ અહીં રહેલા છો "

આમ કહ્યા પછી તેણે મને કાગળ આપ્યો અને કહ્યુ "વાચો, આ કાગળ" કાગળમા સબોધન રૂપે કાઈ પણ લખાયલુ નહતુ તે નીચે પ્રમાણે હતો —

" સ્વપ્નોમા તમને વિશ્વાસ છે ? તમારા હિતને ખાતર આશા રાખુ છુ કે, તમને વિશ્વાસ હશેજ બાઇબલમા સ્વપ્નો વિષે શુ કહ્યુ છે તે જુઓ ( જીનેસીસ ૪૦ ૮, ૪૧ ૨૫ ડેનીઅલ ૪ ૧૮–૨૫ ) અને બહુ મોડુ ન થાય તે પહેલા ચેતો

"ગઇ કાલે રાત્રે મને તમારા વિષે સ્વપ્ન આવ્યુ હતુ મિસ ફેરલી, હુ એક દેવળમા ઉભી હતી વચ્ચોવચ્ચ વેદી આગળ એક પાદરી સાહેબ ધર્મનુ પુસ્તક લઇને ઉભા હતા અને એક બાજુએ હુ ઉભી હતી થોડીક વાર પછી બે જણુ અમારી પાસે આવ્યા તે બે જણુ લગ્ન માટે આવતા હતા-એક પુરષ અને એક સ્ત્રી સ્ત્રીએ રેશમી પોષાક પહેર્યો હતો તેનુ વદન સુદર અને નિર્દોષ હતુ એને જોઇને મારૂ હૃદય રડી પડયુ મારી આખોમા આસુ ભરાઇ આવ્યા એ સ્ત્રી તમે જ હતા

ઓ યુવાન બાળા! ઇશ્વર તમારૂ સારૂ કરો મારા આસુ દરરોજ કોઇ દુખદાયક બનાવ જોઇને પડતા આસુ ન હતા પણ એક ઘાતકી અને પ્રપચી પુરુષની દયાહીનતા બદલ મારા હૃદયને પહોચેલા આઘાતથી દ્રવતા હૃદયના આસુ હતા મને તમારી દયા આવી

તમે જે પુરુષ સાથે દેવળમા પરણુવા આવ્યા હતા તેનો બહારનો દેખાવ એક ગૃહસ્થના જેવો હતો તે બહુ ઉચો ન હતો તેમજ ઠીંગણો પણ ન હતો-સામાન્ય ઉચાઇ કરતા તો જરાક નીચો હતો. તેના મો ઉપર તેજ હતુ, ચચળતા હતી, હાસ્ય હતુ, ને આનદ હતો તેનુ વય ૪૫ વર્ષનુ હતુ તેના વાળ કાળા હતા કપાળ મોટુ હતુ તેને એક નાની સરખી દાઢી હતી, અને તે છેડા આગળ અણીદાર હતી તેની આખો ભુરી હતી તેમા ચળકાટ જણાતો હતો તેનુ નાક સીધ્ધુ અને પોપટ જેવુ અણીઆળુ હતુ તે રગે ગોરો હતો. ઘડીએ ઘડીએ તેને ઉધરસ આવતી અને તેથી બબ્બે ત્રણ ત્રણ ક્ષણુ પછી તે ધીમા ખુખારા કરતો હતો એ ખુખારા દાબવા માટે જ્યારે તે પોતાનો જમણો હાથ તેમાના રૂમાલ સાથે પોતાના મો ઉપર દાબતો હતો ત્યારે તે હાથમા એક કાળો તલ ચોખ્ખો જણાતો હતો આ પુરુષને લગતુ મારૂ સ્વપ્ન શુ બરાબર છે? મિસ ફેરલી, તમે સારી રીતે જાણો છો કે એ તે જ છે અને હુ છેતરાતી નથી પણ મારે હજી તમને વિશેષ કહેવાનુ છે બરાબર વાચજો અને તેનો લાભ લેજો.

તમે બન્ને અમારી તરફ આવતા હતા ત્યારે મારી આખમાના આસુના બે કિરણો સીધા નીકળ્યા એક તમારા હૃદયમા અને એક તેના હૃદયમા પેઠુ એને પરિણામે મે જોયુ કે, તેનુ હૃદય કેવુ હતુ ? તે રાત્રિના જેવુ કાળુ હતુ એમા લાલચોળ ધગધગતા નીચેના અક્ષરો ચોખ્ખા લખેલા હતા

“ ક્રૂરતા અને દયાહીનતાથી તેણે બીજાઓના માર્ગમા કાટા વેર્યા છે અને પોતાની પરણેતરના માર્ગમા પણ તે એવી જ રીતે દુ ખ રૂપી કાટા પાથરશે ” કોઇક દેવે એ અક્ષરો લખ્યા હતા મે તે અક્ષરો વાચ્યા અને તે પછી કિરણો બહાર નીકળ્યા એ કિરણોમા મે જોયુ કે, શયતાન તેની પીઠ પાછળ હસતો હસતો ઉભો હતો ! કિરણો તે પછી તમારા તરફ પડયા મે જોયુ કે, દેવ તમારી પીઠ પાછળ રૂદન કરતો ઉભો છે ! તમારૂ હૃદય નિર્મળ અને અજ્ઞાન હતુ કિરણો દ્વારા એ તપાસ્યા પછી ફરીથી મે તમો બન્ને તરફ જોયુ તો જાણે તમે પૂર્વ દિશામા ધસડાતા હતા અને તે પશ્ચિમ દિશામા ધસડાતો હતો તમે બન્ને વિખૂટા પડયા અને પાદરી સાહેબ તમને એકત્ર કરવામા તથા તમારૂ બન્નેનુ લગ્ન કરવામા નિષ્ફળ નીવડયો ! તેણે ધર્મપોથી બધ કરી અને નિરાશ વદને જોઇ રહ્યો

હુ તરતજ જાગી મારી આખમા એ વખતે આસુ હતા મારૂ હૃદય કમકમ્યુ, કારણુ કે હુ સ્વપ્નોમા વિશ્વાસ ધરાવુ છુ

**મિસ ફેરલી**, મારી વિનતી છે કે, તમે પણ શ્રદ્ધાળુ બનજો, સ્વપ્ન કદી ખોટા પડતા નથી તમારા હિતને ખાતર કહુ છુ કે, સ્વપ્નની ચેતવણીની હામી કરશો નહીં **જોસફ** અને ડેનીઅલ તેમજ ધર્મ-પોથીમા આવતા બીજા મહાન્ પુરુષો સ્વપ્નમા વિશ્વાસ રાખતા હતા જમણા હાથ ઉપર કાળા તલ વાળા માણસની દુ ખી પત્ની બનો તે પહેલા મારી વાત ખરી છે કે ખોટી તેની તપાસ કરવા ખાતર તેનુ ભૂતકાળનું જીવન કેવુ હતુ તેની બરોબર ચોકસાઇ કરશો આ ચેતવણીમા મને કશો જ લાભ નથી—તમને ઘણો લાભ છે. મારા અતકાળના શ્વાસ

સુધી તમારા હિત માટે હુ લાગણી ધરાવ્યા કરીશ, કારણકે તમારી માતા મારી સૌથી પહેલી, સૌથી ઉત્તમ અને સૌમા એક જ શુભેચ્છક અને મિત્ર હતી મારા હૃદયમા મારી શુભેચ્છકની પુત્રી માટે કોમળમા કોમળ લાગણીઓ કેમ ન હોય ? ”

આ અપૂર્વ કાગળ અહીં પુરો થયો તેની નીચે કોઇની સહી નહતી અક્ષરો ઉપરથી કાઇ ભેદ શોધી શકાય એવી આશા નહતી લીંટીઓવાળા ચીમળાયલા કાગળ ઉપર તે વાકાચુકા લખાયલા હતા. તેમા ડાઘા પણ ઘણા હતા

મિસ હોલ્કોમ્બે કહ્યુ “ કોઇ અભણે આ કાગળ લખ્યો હોય, એમ જણાતુ નથી. વળી તેજ સાથે કોઇ ખાનદાન અને વિદ્વાન કુળના કુટુમ્બી તરફથી પણ તે લખાયલો જણાતો નથી તમે શુ ધારો છો, મિ હાર્ટરાઇટ ? ”

“ હુ એમજ ધારૂ છુ આ કાગળ કોઇ સ્ત્રીએ લખ્યો છે, એ તો ચોક્કસ પણ તે સ્ત્રી—”

“ દિવાની જ હોવી જોઇએ ” મિસ હોલ્કોમ્બે મારૂ વાક્ય પુરૂ કર્યું.

મે જવાબ દીધો નહી કાગળના છેવટના વાક્યો મારૂ ખાસ ધ્યાન ખેચી રહ્યા હતા લખનારને મિસ ફેરલીની માતા સાથે સારો પરિચય હતો, એમ તેમા જણાવેલુ હતું લખનારને મિસ ફેરલી માટે કોમળ લાગણીઓ હોવાની વાતનો તેમા ઉલ્લેખ હતો એ લખાણનો અને મિસ હોલ્કોમ્બે મારા પુરા કરેલા વાક્યનો અર્થ હુ સરખાવવા લાગ્યો મારા મનમા એ સરખામણીથી જે વિચારો સ્ફુર્યા તે ખુલ્લી રીતે જાહેર કરતા અથવા તો છૂપી રીતે મનમા ને મનમા તે વિચારોને ઉત્તેજન આપતા હુ ડરવા લાગ્યો. મને તો એવીજ શકા ઉપજી કે—મારૂ પોતાનુ મગજ ઠેકાણે છે કે નહીં ? લડન છોડયા પછી આજ સુધીમા જે જે બનાવો બનતા જતા હતા તેમા એકની એક બાબતની ગધ મને કેમ આવ્યા કરતી હતી ? એકની એક વ્યક્તિના જ વિચારો દરેકે દરેક બનાવમા કર-

વાનુ મને પણ શુ દિવાનાપણુ લાગ્યુ હતુ ? મે મારા મનમા દૃઢતાથી ઠરાવ કર્યો કે, ચોખ્ખી દેખાતી સાબિતી વિના તરંગવશ થઇને મારે આ બાબતમા કોઇ પણ જાતના વિચારો પહેલેથી ઘડવા નહીં

મે કહ્યુ. "પોલિસને આ બાબત અત્યારથી જ સોપવા પહેલા આપણે પોતે કાંઈ તપાસ કરીએ તો ઠીક માળીના છોકરાને આપણે ફરીથી પૂછી જોઇએ કે, તે કાગળ આપી જનારી બાઈ કઈ દિશા તરફ ગઈ? હજી બહુ વખત ગયો નથી એટલે કદાચ તે ગામમા ગઈ હશે તો હરકોઇને પૂછતા પૂછતા આપણે તેનો પત્તો મેળવીશુ બીજી બાબત તમે મને હમણાજ કહ્યુ કે, મિ. ફેરલીના ધારાશાસ્ત્રીને કાલે લખી જણાવીશુ આવતી કાલે શા માટે? આજે જ તેને આ હકિકત લખી જણાવવામા કાઇ વાંધો છે?"

મિસ હોલ્કોમ્બે જવાબ દીધો "એ સવાલનો જવાબ આપતા પહેલા મારે તમને અમુક વાતોનો ખુલાસો કરવો જોઇએ એ બાબતો મારી બહેનના લગ્નને લગતી છે સહવારે તમને તે જણાવવાની મને જરૂર લાગી નહતી સર પર્સિવલ ગ્લાઇડ અહીં આવવાના છે એનુ કારણ એ કે, લગ્નની તારીખ નક્કી કરવી સર પર્સિવલનો વિચાર આ વર્ષ પુરૂ થતા પહેલા લગ્ન કરી નાખવાનો છે"

મે આતુરતાથી પૂછ્યુ "મિસ ફેરલીને એ વિષે ખબર છે?"

તેણે જવાબ દીધો "ના, તેને મુદ્દલે ખબર નથી અને હાલમા જે બધુ બન્યુ છે તે જોતા, એ ખબર તેને કહેવાની જોખમદારી હુ મારે શિરે લેવાની નથી સર પર્સિવલે પોતાનો ઇરાદો, માત્ર મિ. ફેરલીને લખી જણાવેલો છે લૉરાના વાલી તરીકે તેમણે આ બાબતમા મિ ગિલમોર નામના પોતાના લંડનમાના ધારાશાસ્ત્રીની સલાહ માગી છે. મિ ગિલમોર જરૂરી કામ પ્રસગે ગ્લાસગો ગયલા છે પણ તેમણે ત્યાથી જવાબ લખેલો છે કે, 'લંડન જતા હુ લિમરિજ આવી જઇશ માટે હુ આવુ ત્યા સુધી આ મુદ્દાનો વિચાર મુલતવી રાખજો.' આવતી કાલે મિ ગિલમોર અહીં આવવાના છે સોમવારે સર પર્સિવલ આવવાના

છે આથી બન્ને પક્ષ એકત્ર મળીને વિચાર ચલાવશે જો સર પર્સિવલની ઇચ્છા મુજબ આ વર્ષ પુરૂ થતા પહેલા લગ્ન ઠરશે તો મિ ગિલમોર લડન પાછા જશે, અને મારી બહેનના લગ્નનુ કરારપત્ર ઘડી કાઢશે મિ હાર્ટરાઇટ, ધારાશાસ્ત્રીની સલાહ આવતી કાલે લેવાનુ મે કેમ કહ્યુ હતુ તે હવે તમે સમજી શકયા હશો મિ. ગિલમોર, ફેરલીકુટુબનો બે પેઢીઓનો જુનો અને વૃદ્ધ ધારાશાસ્ત્રી છે અમારૂ કુટુબ તેના ઉપર જેટલો વિશ્વાસ રાખે છે, તેટલો બીજા કોઇના ઉપર રાખતું નથી ”

લગ્નનુ કરારપત્ર! એ શબ્દોએ મારી પ્રેરણાબુદ્ધિને આઘાત પહોચાડયો એ શબ્દોએ મારા મનમા અદેખાઇ ભરેલી નિરાશા ઉત્પન્ન કરી એ શબ્દોએ મારા હૃદયને ડખ દીધો એ શબ્દો સાભળીને મને જે વિચારો આવ્યા તે અત્રે મારે જણાવવા જોઇએ, કેમકે આ કમકમાટી ઉપજાવનારી કથાનુ પ્રારભથી તે અત સુધી, જેવુ ને તેવુ વર્ણન કરવાનુ મે માથે લીધુ છે લગ્નનુ કરારપત્ર થનાર છે, એ સાભળીને મને વિચાર આવ્યા કે જો સર પર્સિવલ ગ્લાઇડ ઉપર આ નનામા પત્રમા મૂકાયલા આક્ષેપો ખરા ઠરે તો મિસ ફેરલીની કેવી અવદશા થાય? જો એ આક્ષેપો પુરવાર કરી આપવામા આવે તે પહેલા આ કરારપત્ર મજુર થાય તો સર પર્સિવલ ગ્લાઇડ પાછળથી બિલ્કુલ દાદ દે નહીં કરારપત્ર એકદમ વહેલુ શા માટે મજુર થવુ જોઇએ? મને મિસ ફેરલીના પોતાનાજ હિતને ખાતર આ કરારપત્રની વાત ગમી નહી સર પર્સિવલ ગ્લાઇડ માટે મારા મનમા કુદરતી રીતેજ વેર અને તિરસ્કારની લાગણી ઉત્પન્ન થઇ મે મારા હૃદયને છેતર્યું નથી. અને બીજાઓને છેતરવાની કોશિષ કરતો નથી એ વખતે મારા મનમા ઉપર જણાવેલી જે લાગણી ઉત્પન્ન થઈ તે કેવળ એક અબળા પ્રત્યેની શુદ્ધ ભક્તિભરી ઉર્મિઓના પરિણામ રૂપ હતી

નવી લાગણીથી ઉત્તેજિત થઇને મે મિસ હોલ્કોબને કહ્યુ “આપણે જો ભેદ શોધી કાઢવો હોય તો એક પણ ક્ષણ નિરર્થક ગુમાવવી

જોઇએ નહીં હુ ફરીથી કહીશ કે, માળીના છોકરાને પૂછપરછ કરીને તરતજ આપણે ગામમા તપાસ કરવા જવુ જોઇએ ”

મિ હોલ્કોમ્બે ખુરશીમાથી ઉઠતા કહ્યુ “ ચાલો, હુ તમારી સાથે આવુ છુ આપણે બન્ને આ બાબતમા આપણાથી બનતુ કરીશુ ”

મે બારણા પાસે જઇને તેને આગળ જવા દેવા માટે તે ઉઘાડયુ પણ એજ વખતે મને બે ત્રણ વિશેષ પ્રશ્નો પૂછવાની ઉર્મિ થઈ આવી

મે કહ્યુ ‘ એ નનામા કાગળમા જે પુરુષનુ વર્ણન આપેલુ છે, તે શુ સર પર્સિવલ ગ્લાઇડને આબેહુબ મળતુ આવે છે ? તેમા તેમનુ નામ તો બિલ્કુલ લખેલુ નથી !”

“ વર્ણન આબેહુબ તેમનુ જ છે–તેમની ઉમ્મર પણ ચોક્કસ લખેલી છે અત્યારે તેઓ બરાબર ૪૫ વર્ષના છે—”

૪૫ વર્ષની ઉમ્મરનો વર !–અને કન્યા તો પુરી ૨૧ વર્ષની પણ નથી ! આવડી ઉમ્મરના કેટલાયે કુવારા કે રાંડેલા પુરુષો ઘણી વાર આટલી જ વયની સ્ત્રીઓ સાથે પરણે છે અનુભવ ઉપરથી માલુમ પડયુ છે કે, એવા લગ્નવાળાઓ સુખી થાય છે હુ એ વાત જાણતો હતો એમ છતા પણ ૨૧ વર્ષની વયની તુલનામા અમમાન જણાતી ૪૫ વર્ષની વયનો ઉલ્લેખ થતા જ મારા તેના પ્રત્યેના અંધ તિરસ્કારમા અને અવિશ્વાસમા બમણો વધારો થયો

“ વળી તેમના જમણા હાથમા જે કાળો તલ જણાય છે તેનુ વર્ણન પણ આબેહુબ છે ” મિસ હોલ્કોમ્બે કહેવા માડયુ “ ઈટાલિમા જ્યારે તેઓ મુસાફરી કરતા હતા ત્યારે ઘણા વર્ષ પહેલા તેમને થયલા જખ્મને લીધે તેમના હાથ ઉપર નાનુ સરખુ કાળુ ઘાબુ પડેલુ છે અને તે દૂરથી જોતા તલ જેવુ જ લાગે એ મુદ્દામા તો શક નથી કે, આ નનામો પત્ર લખનાર બાઈ, સર પર્સિવલના અગત દેખાવની પુરેપુરી માહિતી ધરાવે છે.”

“ શુ તેમને વારવાર ઉધરસ આવે છે ? શુ એ મુદ્દાનો ઉલ્લેખ પણ ખરો છે ? ”

" હા તે તદન ખરો છે સર પર્સિવલને ઉધરસની દરકાર જણાતી નથી, પણ તેમના મિત્રોને ઘણીવાર એથી ભારે ચિંતા થાય છે. "

" તેમના ચારિત્ર વિરૂદ્ધ કોઇ જાતની ફરિયાદ તમારે કાને નહીં આવી હોય, એવી હું આશા રાખુ છુ "

" મિ હાર્ટરાઈટ એ નનામા કાગળની ખરાબ અસર તમારા ઉપર થયલી લાગે છે, તેથી જ તમે તેમને અન્યાય કરો છો "

મને લાગ્યુ કે, મારા વદન ઉપર લોહી ધાઈ આવ્યુ કારણકે મને ખબર હતી કે, એ કાગળે મારા મન અને મગજ ઉપર પુરેપુરી અસર કરી હતી. પરતુ એ ખરી વાત તેને કેમ કહેવાય ? મે જરાક ગુચવાયલા સ્વરે કહ્યુ " હુ ભૂલી ગયો એ સવાલ પૂછવાનો મને અધિકાર નથી ખરૂને ? "

તે બોલી ' તમે એ સવાલ પૂછયો તેથી મને દિલગીરી થતી નથી, કારણ કે સર પર્સિવલના નિષ્કલક ચારિત્રની સાબિતી આપવાની તક, મને એ સવાલથી મળે છે મિ હાર્ટરાઈટ ' હુ ખાત્રીથી કહુ છુ કે, તેમની સામે એક પણ શબ્દ આજ સુધી અમે સાભળ્યો નથી તેઓ બે વખત સખ્ત હરિફાઈ વાળી ચુટણીઓમાથી તદન ફત્તેહમદ રીતે અને મોટી સખ્યાના મતો મળવીને પાર્લામેન્ટના સભાસદ તરીકે ચુટાયા હતા. ઈગ્લાડમા સારી કીર્ત્તિવાળો પુરૂષ જ આવી ફત્તેહ મેળવી શકે છે, એ વાત તમે જાણતા હશો "

મારે હવે તેને કાઇ પણ પૂછવાનુ નહોતુ મે બારણુ ખોલીને તેને મારી આગળ બહાર નીકળવા દીધી અને તેની પાછળ હું બહાર નીકળ્યો મને તેના જવાબોથી સતોષ થયો નહતો માનવજગતના પાપ પુન્યની નોધ રાખનાર દેવ, જો આ વખતે આકાશમાથી નીચે ઉતરી આવ્યો હોત અને તે દેવે તેના કથનને પુષ્ટિ આપી હોત તેમજ મારી આખો આગળ પોતાની નોધોની પવિત્ર પોથી ખુલ્લી મૂકી હોત તોપણ હું તેના લખાણથી સતોષ પામત નહી.

અમે માળીના છોકરા પાસે ગયા તેણે માત્ર એટલુજ કહ્યુ કે—તે

કાગળ આપનારી એક બુઢ્ઢી સ્ત્રી હતી તેણે એક પણ શબ્દ પોતાના મોમાથી કાઢયો ન હતો કાગળ આપીને તે ઉતાવળી ઉતાવળી દક્ષિણ તરફ ગઇ હતી

દક્ષિણ દિશા તરફ લિમરિજ ગામડાના ખોયડા આવેલા હતા અમે તરત જ ગામ તરફ ગયા

---

## પરિચ્છેદ ૧૩.

---

### ભૂતના ભણકારા !

લિમરિજ ગામડામા અમે બધી જાતના માણસોને પૂછપરછ કરી પણ અમને ફત્તેહ મળી નહી ત્રણ ગામડીઆઓએ તે બાઇને જોઈ હતી પણ તેનુ વર્ણન તેઓ આપી શકયા નહી તેમજ તે કઈ દિશામા ગઈ એ વિષે પણ તેઓ કાઇ ચોક્કસ ખબર આપી શક્યા નહી

હુ અને મિસ હોલ્કોમ્બ ફરતા ફરતા મિસિસ ફેરલીએ સ્થાપેલી શાળા આગળ જઇ પહોચ્યા શાળાના મકાનમા પ્રવેશ કરતા તે બોલી "અહીથી કાઇ પત્તો મળે એવી મને આશા લાગતી નથી. કારણ કે તે સ્ત્રી અહીંથી પસાર થઈ હશે ત્યારે શિક્ષક ભણાવવામા અને છોકરા ભણવામા રોકાયલા હશે એટલે ભાગ્યે જ કોઇએ તેને જોઈ હશે "

મે કાઇ જવાબ ન દેતા શાળાના મકાન તરફ જ જવા માડયુ શાળાની પાછલી બારી આગળ જઇ પહોચતા, અમે જોયુ કે, શિક્ષકની પૂઠ અમારા તરફ હતી તેના હાથમા એક ચોપડી હતી તે છોકરાને ઉદ્દેશીને કાઇક કહેતો હતો એક ખૂણામા એક બાકડા ઉપર એક છોકરાને ઉભો રાખવામા આવ્યો હતો બીજા બધા છોકરા શિક્ષકનુ કહેવુ સાભળતા હતા અમે બારી આગળ જ ઉભા રહ્યા અને શિક્ષક પોતાનુ કહેવુ પુરૂ કરી રહે, તે પછી અદર દાખલ થવા વિચાર રાખ્યો શિક્ષક નીચે પ્રમાણે મોટેથી બોલતો હતો " છોકરાઓ, હુ કહુ છુ તે ધ્યાન દઇને

સાભળો હવેથી આ શાળામા જો ભૂતોની વાત કરતા હું કોઇને સાભળીશ તો આ જેકોબના કરતા પણ તમારી ખરાબ વલે કરીશ દુનિયામા ભૂતો છે જ નહીં ભૂતોની વાત તમારે કોઇ દિવસ માનવી નહીં. ખોટા વહેમની આવી વાતો આ શાળાના છોકરા માનશે તો તે મૂરખાજ કહેવાશે એવા મૂરખા છોકરાંને શિક્ષા કર્યા વિના હુ રહીશ નહી આજે જેકોબને એવી મૂરખાઇ ભરેલી વાત કહેવા માટે મે ખૂણામા ઉભો રાખ્યો છે જુઓ, તેને કેવી શરમ ઉપજે છે ? ધ્યાનમા રાખજો, મે તેની હઠીલાઈને ખાતર તેને આ સજા કરી છે ગઇ કાલે રાતે તેણે ભૂત જોયુ એમ તે કહે છે હુ કહુ છુ કે, ભૂત છે જ નહીં, એમ છતા તે હઠ કરે છે જો હજી પણ તે હઠ કરશે તો હુ સોટીએ સોટીએ તેને મારીને તેના શરીરમાથી અને મગજમાથી ભૂત કાઢી નાખીશ ! યાદ રાખજો, તમે પણ આવુ કાંઈ કહેશો તો તમને બધાને ફટકારતા હુ અચકાઇશ નહી ”

મિસ હોલ્કોબે આ સાભળીને ધીમેથી મને કહ્યુ “ આપણે કવખતે અહીં આવ્યા ” પણ મે શાળાના બારણા તરફ જવા માડયુ એટલે તે પણ મારી પાછળ આવી અમે અદર દાખલ થયા એટલે બધા છોકરા વિસ્મય પામ્યા “ હવે તમે બધા જમવા જાઓ પણ જેકોબ અહીંજ ઉભો રહે એને ખાવુ હશે તો ભૂત એને માટે ખાવાનુ લાવશે ! ” શિક્ષકે હુકમ કર્યો

આ વખતે બધા છોકરા પોતાની જગ્યાએથી ઉઠયા. જેકોબ પોતાની જગ્યાએથી હાલ્યોચાલ્યો નહીં પણ પોતાનુ મોઢુ મચકોડીને તેણે જરાક ખુખારો કર્યો બધા છોકરા એવાજ ખુખારા કરતા શાળાના મકાનમાથી જતા રહ્યા જેકોબ તરફ સહાનુભૂતિ અને શિક્ષક તરફ અણગમો બતાવવાની બાળકોની આ પદ્ધતિ હતી, એમ હું પામી ગયો

મિસ હોલ્કોબે શિક્ષક તરફ જોઇને કહ્યુ “ મિ ડેમ્પ્સ્ટર અમે તમને એક બાબતમા પ્રશ્ન કરવા માટે અહીં આવ્યા છીએ. તમે ભૂત કાઢવાની ખાયલમા હશો, એવી અમને ખબર ન હતી. આ બધી શી

ઘાયલ છે ? શુ કોઈ અણધાર્યો બનાવ બન્યો છે ?"

શિક્ષકે કહ્યુ " પેલો મૂરખ છોકરો તેના ગોઠીઆઓને બ્હીવ-વરાવે છે તે કહે છે કે, ગઈ કાલે રાત્રે, 'મે ભૂત જોયુ' હુ કહુ છુ કે, ભૂત જેવી બાબત દુનિયામા છે જ, નહી પણ તેમ છતા તે મમતે ચઢયો છે અને 'મે જોયુ' 'મે જોયુ' એમ કહ્યા કરે છે "

મિસ હોલ્કોબ બોલી " ઘણુ જ વિચિત્ર ! નાના છોકરાઓના મગજ-મા જો અત્યારથી ભૂતોની વાત પેસી જાય તો મોટપણમા તેઓ બ્હીકણુ જ બની જાય. આથી મિ ડેમ્પસ્ટર, તમે તેમના મગજમાથી આ ખ્યાલ દૂર કરવા પ્રયત્નો કરો છો, એ ખુશી થવા જેવુ છે દર-મ્યાન, હુ અહી કેમ આવી છુ એ બાબતમા હુ તમને ખુલાસો આપુ "

આમ કહીને તેણે ગામડીઆઓને જે પ્રશ્નો કર્યા હતા તેજ પ્રશ્નો શિક્ષકને પણ પૂછ્યા પરતુ તેના જવાબ નિરાશાજનક નીવડયા અમે જે અજાણી બાઇને શોધતા હતા, તેને મિ ડેમ્પસ્ટરે જોઇ ન હતી મિસ હોલ્કોબે અને મે તે પછી ત્યાથી વદાયગિરી લઈ બહાર જવા માડયુ એટલામા જે છોકરાને બાકડા ઉપર ઉભો કર્યો હતો તેણે દયાજનક રીતે નિસાસો નાખીને મિસ હોલ્કોમનુ ધ્યાન ખેચ્યુ

મિસ હોલ્કોબે તેની પાસે જઇને કહ્યુ " ગાડા, તુ શામાટે હઠ કરે છે ? મિ. ડેમ્પસ્ટરની માફી માગ અને ભૂતની વાત તારા મગજ-માથી કાઢી નાખ, સમજ્યો ? "

જેકોબે કહ્યુ " પણ મે જોયુ છે અને જુઠુ શા માટે બોલુ ?"

" છટ્ ! છટ્ ! તે તેવુ કશુ જ જોયુ નથી આવો વહેમ ન રાખવો જોઇએ—"

શિક્ષકે અત્રે અધવચ કહ્યુ " મિસ હોલ્કોબ, એ છોકરાને તમે કાઈ સવાલો ન પૂછો તો ઠીક. આ હઠીનો છોકરો મારી સોટીઓ ખાઇનેજ પાશરો થશે મને ભય રહે છે કે, તમે જેમ જેમ તેને વધારે સવાલો પૂછશો તેમ તેમ તે તમને વધારે ભડકાવી મૂકશે "

મિસ હોલ્કોબ " મિ ડેમ્પસ્ટર, હુ કાઈ એના જવાબોથી ભડકી જાઉં એવી નથી. " તે છોકરા તરફ ફરીને તે પૂછવા લાગી " વારૂ છોકરા, કહે જોઉં તે ક્યારે એ ભૂત જોયુ ? "

જેકોબ " કાલે સાંજરે "

" એમ ? કાલે સાંજરે જોયુ ? એ કોના જેવુ હતુ ? "

" તદ્દન સફેદ! બધા ભૂત એવાજ હોય છે "

" એ ક્યા હતું વારૂ ? "

" વળી બીજે ક્યા હોય ? ભૂત તો કબ્રસ્તાનમા જ હોય મે કબ્રસ્તાનમા જોયુ "

" ઓહો ! જાણે બહુ ભૂત પહેલા જોયા હોય અને ભૂતોનો અનુભવ હોય એમ તુ વાત કરે છે તો ! ઘેલા છોકરા ! તુ જન્મ્યો ત્યારથીજ ભૂતોના રીતરિવાજની તને ખબર છે કે શુ ? પણુ તારી એ વાતોનો હમણાજ છેડો આવશે કહે જોઉં, એ ભૂત કોનુ હતુ વારૂ ? "

" એ પણુ હુ જાણુ છુ " આમ કહીને જેકોબે પોતાની ફત્તેહ થઈ હોય, એમ દર્શાવતા માથુ હલાવ્યુ

શિક્ષક આ છોકરાના જવાબોથી કટાળી ગયો હતો તેણે કહ્યુ " માફ કરજો, મિસ હોલ્કોબ, આવા આવા સવાલો પૂછીને તમે આ છોકરાના વહેમને ઉત્તેજન આપો છો, એ ઠીક થતુ નથી "

" મિ. ડેમ્પસ્ટર, આ એકલા જ સવાલનો જવાબ સાભળીને હુ જતી રહીશ કહે જોઇએ જેકોબ, એ ભૂત કોનુ હતુ ? "

" કહુ ? " આમ સામો સવાલ કરીને થોડીવાર સુધી તે મિસ હોલ્કોબ તરફ જોઇ રહ્યો અને પછી બોલ્યો " એ ભૂત મિસિસ ફેરલીનુ હતું ! "

આ અસાધારણુ જવાબથી મિસ હોલ્કોબનો ચહેરો તદ્દન બદલાઇ ગયો તે તદ્દન ફીકી પડી ગઈ પણુ વળી પાછો તેનો ચહેરો ગુસ્સાથી લાલચોળ બની ગયો અને તેના તરફ તે પોતાની આખો મોટી કરીને જોવા લાગી. આથી તે છોકરો બાપડો ગભરાઇ ગયો. તેની આંખ-

માથી આસુ ટપકવા માડયા મિસ હોલ્કોબ તે છોકરાને કાઇક કહેવા જતી હતી પણ તેને રડતો જોઇને અચકી ગઇ સયમ જાળવીને તે શિક્ષકને કહેવા લાગી

" આ છોકરાના કહેવા ઉપર વજન આપવુ નકામુ છે પણ તે તેના મગજમાથી કોઇ ખ્યાલ ઉપજાવીને બોલેલો નથી મને મોટો શક છે, કે આસપાસના લોકો આવુજ કાઈ કહેતા હોવા જોઇએ અને તેમનુ કહેવુ સાભળીને આ છોકરો બોલ્યો હોવો જોઇએ, મિ ડેપસ્ટર, હુ નિરર્થક ખોદણી કરનારા નવરા લોકોને માફ કરી શકીશ નહીં મરનારાઓ તરફ જે માન અને આભારની લાગણીઓ આ ગામના લોકોએ રાખવી જોઇએ, તે તેમનામા નથી હુ તપાસ કરીશ કે, એવા કોણ કોણ છે અને મિ ફેરલીની લાગવગથી હુ તેઓને જરૂર શિક્ષા કરાવીશ " શિક્ષક તેના કહેવા સાથે સમત થઇ શકયો નહીં તેણે કહ્યું " મિસ હોલ્કોમ, તમારી ભૂલ થાય છે આ મૂરખ છોકરાના મગજનો જ એ ભ્રમ છે તે એમ કહે છે કે—ગઈ કાલે સાજે તે કબરસ્તાન આગળથી પસાર થતો હતો ત્યારે મિસિસ ફેરલીની કબર આગળ એક સફેદ વસ્ત્રવાળી સ્ત્રી ઉભી હતી તેણે એ ખરેખર જોઇ હોય કે, તેના મગજમા એવો કોઇ ખોટો ખ્યાલ પેસી ગયો હોય, એ કહી શકાતુ નથી પણ એટલુ તો સ્વાભાવિક રીતે માની શકાય કે, જેની કબર આગળ આવી કોઇ આકૃતિ ઉભેલી હોય તેનુ જ તે ભૂત છે એમ હરકોઇ રસ્તે જનાર ધારી લે છોકરાના નબળા મગજનુ અને મૂરખાઇનું જ આ પરિણામ છે આ ઉપરાત હુ તેને કાઇ વધુ મહત્ત્વ આપતો નથી "

મિસ હોલ્કોબને આ કથનથી સતોષ તો થયો નહીં પણ દેખીતી રીતે તેને લાગ્યુ કે, શિક્ષકનુ અનુમાન ખોટુ નથી તેણે હાલ તુર્ત શિક્ષકનુ કહેવુ માની લેવુ ઠીક ધાર્યું અને વળી પાછી કોઇકવાર આવીશ, એમ કહીને તે ત્યાથી વદાય થઈ.

હુ આ આખી વિચિત્ર વાતચીત દરમ્યાન એક બાજુ ઉભો રહીને બધુ સાભળ્યા કરતો હતો અને મારા મનમા આ બનાવ સબધમાં

અભિપ્રાયો બાંધતો હતો. મિસ હોલકોમ્બ અને હું એકલા પડયા ત્યારે તેણે મને પૂછ્યું "મિ. હાર્ટરાઈટ, આ બનાવના સબંધમા તમારો શો અભિપ્રાય છે ?"

મે કહ્યુ "મારૂ માનવુ છે કે, એ છોકરાની વાત તદન ખરી બિના ઉપર રચાયલી છે મારો વિચાર એવો છે કે, મિસિસ ફેરલીની કબર જે જગ્યાએ આવેલી છે, તે જગ્યાની મુલાકાત લેવી જોઇએ"

"ભલે એ જગ્યા તમને બતાવવાની ગોઠવણ કરી આપીશ" આમ કહીને તે ચૂપ રહી ગઇ થોડી વાર સુધી અમે બન્ને વિચારમા ને વિચારમા આગળ ચાલ્યા બાદ તે બોલી "નિશાળમા મે એ છોકરાને મોઢેથી જે સાભળ્યુ, તેથી મારૂ મગજ એટલુ બધુ ગુચવાઈ ગયુ છે કે, કાગળના બનાવ ઉપર મારૂ ધ્યાન જતુજ નથી હવે આપણે શુ કરવુ એ વિષે હુ કાઇ અભિપ્રાય બાધી શકતી નથી એ કાગળ કોણે લખ્યો હશે એ વિષેની તપાસ આપણે હવે પડતીજ મૂકીએ અને ધારાશાસ્ત્રીને આવતી કાલથી જે કાંઈ કરવુ હોય તે કરવા દઇએ તો કેમ ?"

"આપણી તપાસ પડતી મૂકવી નહીં, એવો મારો દૃઢ મત છે નિશાળમા જે કાઇ મે સાભળ્યુ છે, તે ઉપરથી મને તો આ કાર્ય કરવામા ઉત્સાહ આવ્યો છે"

તેણે આશ્ચર્ય બતાવતા કહ્યુ : "શુ કહો છો ? ઉત્સાહ શા કારણે ?"

"કારણકે, જ્યારે તમે મને એ કાગળ સૌથી પહેલો વાચવા આપ્યો ત્યારે મારા મનમા ઉપજેલી એક શકાને હવે ટેકો મળ્યો છે"

"તમને શી શકા ઉપજી હતી ?"

"કાગળ વાચીને મે મારી શકા દબાવી દીધી હતી મારા તરગોને લીધે મને શકા ઉપજી હશે એમ હુ ધારતો હતો પણ હવે મને લાગે છે કે, મારી શકા કદાચ ખરી હોવી જોઈએ. છોકરાએ તમને આપેલા જવાબો તથા શિક્ષકે કરેલા ખુલાસાનો મેળ બેસાડીને હું જ્યારે તે ઉપર વિચાર કરૂ છુ ત્યારે મારી તો એજ ખાત્રી થાય છે કે, કબરસ્તાનમા દેખાયલુ ભૂત અને મિસ ફેરલી ઉપર કાગળ લખનાર, એ

બન્ને જૂદા જૂદા નહીં પણ એકજ વ્યક્તિ છે "

" કઈ વ્યક્તિ ? ! "

" શિક્ષકે કહ્યુ તે તમે સાભળ્યુ જ હશે કે, છોકરાએ સફેદ વસ્ત્રો વાળી સ્ત્રી જોઇ હતી હવે ધારી લ્યો કે, તે કોણ હશે ? "

" શુ એની કેથેરિક ? !"

" હા, એની કેથેરિક "

આ સાભળીને તે મારો હાથ પકડીને પોતાનુ શરીર ટેકવી રહી બહુજ ધીમા સ્વરે તે બોલી "મને કાઈ સમજ પડતી નથી પણ તમારી આ શકાથી મને કાઇક ન સમજાય એવી ગભરામણ થાય છે મને લાગે છે કે—"તે અટકી ગઇ અને ફિક્કુ હાસ્ય કરીને પાછી બોલી ' મિ હાર્ટરાઇટ, હુ હમણા તમને કબર બતાવુ એ ઠીક થઇ પડશે હુ તે પછી એકલી ઘેર જઇ શકીશ લૅારાને એકલી રાખવી ન જોઇએ મારે તેની પાસે ને પાસે રહેવુ જોઇએ ચાલો આપણે કબર-સ્તાન તરફ જઇએ "

તે મને કબરસ્તાન આગળ લઇ ગઇ એક એકાન્ત સ્થાનમા એક દેવળ હતુ અને તેની પાસે એ કબરસ્તાન આવેલુ હતુ તે બન્ને એક ટેકરી ઉપર આવેલા હતા કબરસ્તાનની આસપાસ પથ્થરની એક નાની દિવાલ હતી તેની પાસેજ પાણીનો એક ઝરો હતો અને ઝાડોની ઘટા તે ઝરાની આસપાસ ઝુકી રહી હતી કબરસ્તાન આગળથીજ એક ઉચા દેખાતા આરસપહાણના સ્તભ તરફ આગળી ચીંધીને તે બોલી " તમે જોવા માગો છો એ કબર ત્યાજ છે હુ હવે વધારે આગળ નહીં આવુ તમે કાઇ ભેદ શોધી કાઢો તો મને કહેજો હુ હવે ઘેર પાછી જઇશ"

તે ગઇ હુ કબરસ્તાનમા ગયો તેણે બતાવેલા સ્તભ પાસે મિસિસ ફેરલીની કબર મે જોઇ તેની આસપાસ થોડુ થોડુ ઘાસ ઉગેલુ હતુ અને જમિન ધૂળ વિનાની તેમજ સખત હતી, આથી કોઇના પગલા ત્યા નહોતા પરિણામે હુ નિરાશ થયો સ્તભ ઉપર કોતરેલા

અક્ષરો મે વાચ્યા એ અક્ષરો આગળનો ભાગ કોઇકે તાજો જ સાફ કરેલો હતો કબર પણુ અરધી સાફસુફ કરેલી હતી અને અડધી સાફ કરવાની બાકી હતી મને તરતજ પ્રશ્ન થયો "આ કબર કોણે સાફ કરવા માડી હશે ?" આસપાસની બીજી કબરો સાફ નહોતી માત્ર આ કબર અડધી સાફ થયલી હતી મારા પ્રશ્નનુ નિરાકરણ કરવા માટે મે આસપાસ જરા લામે નજર ફરી જે ટેકરા ઉપર કબરસ્તાન અને દેવળ આવેલા હતા તેની ઉપર કોઇની વસ્તી નહતી માણસોના વસવાટના સ્થાનથી આ અલગ આવેલી ટેકરી ઉપર મિસિસ ફેરવીની કબર કોણે સાફ કરવા માડી હશે ? દેવળની એક બાજુ કબરસ્તાન હતુ ત્યા હુ ઉભેલો હતો દેવળની બીજી બાજુએ કોઈ ઝુપડુ કે ઝુપડા છે કે નહીં, તેની તપાસ કરવાનો વિચાર કરીને હુ દેવળમા થઇને બીજી બાજુ તરફ ગયો એ બાજુએ મને જણાયુ કે, એ માળનુ એક નાનુ મકાન જરાક દૂર આવેલુ હતુ એ મકાનના બારણામા એક બુઢ્ઢી સ્ત્રી ઉભેલી હતી

હુ તેની પાસે ગયો અને દેવળ તથા કબરસ્તાન વિષે વાતચીત કરવા લાગ્યો વાતચીત કરતા તેણે કટાળો બતાવ્યો નહીં તેણે જણાવ્યુ કે, "મારો ધણી આ દેવળ અને કબરસ્તાનનો રખવાળ છે" મારી તપાસનો પત્તો લાગશે, એવી આશા રાખીને મે મિસ ફેરવીની કબર વિષે વાત કાઢી અને તેની સાફસુફી માટે તે બાઇના વખાણ કર્યા તેણે માથુ ધુણાવીને કહ્યુ "હુ કે મારા ધણી હમણા કબરસ્તાનની એકકે કબરોની સભાળ રાખી શક્યા નથી કેમકે તે માદા છે અને હુ ઘરના કામકાજમા તથા તેમની સારવારમા જ રોકાયલી રહુ છુ રવિવારે પણ મારા ધણી દેવળમા જઇ શકતા નથી, આથી તમે કબરની સાફસુફી માટે મારા જે વખાણ કરો છો તેને હુ બિલ્કુલ લાયક નથી "

આ જવાબ ઉપરથી મારે જે ખબર જોઇતી હતી તે મળી શકી કબર સાફ કરનાર તે નહોતી એટલુ જાણી લઇને મે તેને થોડાક પૈસા આપ્યા અને લિમરિજ-ભુવનને રસ્તે ચાલવા માડયુ. માર્ગમા મે નિર્ણય

કર્યો કે, આજે જ સાજે છૂપાઇને તપાસ કરવી કે, આ કબર કોણ સાફ કરે છે મારે કહી દેવુ જોઇએ કે, નિશાળમા જેકોમ નામના વિદ્યાર્થીએ સફેદ વસ્ત્રવાળી સ્ત્રીને સાયકાળે કબરસ્થાનમા જોઈ હતી એટલ તે હમેશા સાયકાળે જ ત્યા નજરે પડતી હશે, એમ ધારી લઇને અને જો તે ખરેખર એની કેવેરિક હોય તો તેની સાથે વાત-ચીત કરીને કાગળને લગતી ખરી હકીકત ઉપર અજવાળુ પાડવાની અત્યારે મને કાઇક આશાઓ ઉપજી જેણે કબર સાફ કરવા માડી છે તે પોતાનુ કામ પુરૂ કરવા માટે જરુર આજ સાયકાળે કબરસ્તાનમા આવશે, એમ મે અનુમાન કર્યુ

લિમરિજ ભુવનમા હુ પાછો ફર્યો ત્યારે મિસ હોલ્કોમે મને અનેક પ્રશ્નો કર્યા "આજ સાજે કબરસ્તાનમા જઈ આવ્યા પછી બધુ કહીશ," એમ મે જણાવ્યુ એ પછી હુ ચિત્રોને લગતુ મારૂ કામ પુરૂ કરવા માટે મારા ઓરડામા ગયો માત્ર હવે એકજ દિવસ મારે સારૂ ફાજલ હતો પરમ દિવસે મારે લિમરિજ-ભુવનમાથી ઉઠાતરી કરવાની છે કાલે ધારાશાસ્ત્રી આવનાર છે એટલે કદાચ મને ફુરસદ મળી શકશે નહીં આથી મે ઠેઠ સાજ પડતા સુધી ચિત્રોની દુરસ્તીનુ કામ પુરૂ કરવાનો ઠરાવ કર્યો મારૂ કામ કરતા કરતા હુ થોડી થોડી વારે બારી તરફ જોતો અને ક્યારે સૂર્યાસ્ત થાય તેની રાહ જોતો

આખરે સૂર્ય આથમવા લાગ્યો અને હું મારૂ કામ પુરૂ કરી રહ્યો આ કામ પુરૂ કર્યાથી મને સ્વસ્થતા ઉપજી, કારણકે મિ ફેરલી તરફથી હવે મને ઠપકો મળવાની ચિતા રહી નહીં. મિ ફેરલીને બધુ વ્યવસ્થિત રીતે પાછુ સોપી દેવા માટે ગોઠવીને મારો લાબો કોટ તથા ટોપી હાથમા લઇને હુ તે ઘરમાથી બહાર નીકળ્યો



# પરિચ્છેદ ૧૪.

## કબરસ્તાનમાં સફેદ વસ્ત્રવાળી સ્ત્રી'

કબરસ્તાન ખુલ્લુ હોવાથી મારે કયા છૂપાઈ રહેવુ, એ વિષે થોડોક વખત મારે ગડભાગ કરવી પડી આખરે દેવળના પગથીઆ આગળ એક દિવાલ પાછળ મે છૂપાઇ રહેવાનો નિશ્ચય કર્યો છૂપાઇને કોઇની ચિકિત્સા આજ સુધી મે જોઇ નહતી, પરતુ અત્યારનો હેતુ લક્ષમા લેતા તેમ કર્યા સિવાય ચાલે તેમ નહતુ જે દિવાલ પાછળ હુ છૂપાયો તેને એક મોટી બારી જેવુ આકાર પણ હતુ અહીં ઉભો રહીને હુ બન્ને પાસ નજર કરી શકતો હતો મિસિસ ફેરલીની કબર હુ એક પાસ જોઈ શકતો અને રખવાળનુ મકાન પણ બીજી પાસ જોઈ શકતો

વાદળા ઘેરાવા માડયા હતા આસપાસ નિરવ શાન્તિ હતી. કોઇ પણ માણસનો અવરજવર ત્યા ન હતો એક પણ પક્ષી ત્યાથી ઉડતુ ન હતું એક પણ કુતરૂ ત્યા ભમતુ ન હતુ એ નિરવ શાન્તિમા થોડી થોડી વારે ઝાડવાના પાદડાનો ખખડાટ વિક્ષેપ પાડતો હતો. કટાળા ભરેલો દેખાવ કટાળા ભરેલા સમયે મારે જોયા કરવાનો હતો. લગભગ અર્ધો કલાક આ સ્થિતિમા પસાર થયો, પણ મને તે એક અર્ધા દિવસ જેટલો લાબો લાગ્યો! આખરે કોઇકના પગલા સભળાયા, અને વાતચીત પણ સ્પષ્ટતાથી સભળાઇ "બેટા! એ કાગળ માટે તુ જરાકે હરખડીશ નહીં મે એ છોકરાને કાગળ આપ્યા પછી તે સીદ્ધો મકાનમાજ ગયો હતો હું પાછી ફરી તે પછી કોઇએ મારી પૂઠ પકડી નહોતી માટે કશી ચિન્તા કરીશ નહીં"

મારૂ ધ્યાન આ વાકયોથી તરતજ તે બોલનાર તરફ ખેચાયુ મારી સહિસલામત જગ્યાએથી મે જોયુ કે, બે સ્ત્રીઓ તે દિવાલની નજદિક જ થઇને કબરસ્તાનમાં ગઈ તેમણે મને જોયો નહીં હુ તેમને બરોબર નિહાળી શકયો એક સ્ત્રીએ પોતાના શરીર ઉપર શાલ વીંટાળેલી હતી બીજી સ્ત્રીએ એક મોટો કાળો ઝબ્બો પહેરેલો હતો. મુસા-

ફ્રીમા આવા ઝભ્ભાઓ ઘણા સ્રીપુરુષો પહેરે છે ઝભ્ભો પહેરનારી સ્રીએ પોતાનુ મોઢુ દેખાય નહીં એટલી નીચી પોતાની ટોપી રાખેલી હતી તેના ઝભ્ભાની નીચે તેના પગ આગળ, મે જોયુ કે, તેના અદરના પોષાકની સફેદ ઝુલ દેખાતી હતી આ સફેદ રગની ઝુલ જોઇને મારૂ હૃદય ધડકવા લાગ્યુ

તેઓ મિસિસ ફ્રૈલીની કબર પાસે જ જઇ પહોચ્યા તે વખતે શાલમા લપેટાયલી સ્રીએ ઝભ્ભાવાળી સ્રીને કહ્યુ “ જો, આ ગરમ ઝભ્ભો તારા શરીર ઉપરથી બિલકુલ ઉતારીશ નહીં ગઈ કાલે તુ તદ્દન સફેદ પોષાકમા વિચિત્ર દેખાતી હતી એવી મિસિસ ટોડે મારી આગળ ફરિયાદ કરી છે અને તે ખરી લાગે છે એવી વિચિત્રતા અહીં નુકશાન કારક થઈ પડે જો, તુ અહીં અર્ધો કલાક ગાળીશ તે દરમ્યાન હુ જરાક પેલી બાજુ ફરી આવુ મને આવી બિહામણી જગ્યામા તારી પેઠે રહેવુ ગમતુ નથી તારે જે કાઇ કામ કરવુ હોય તે હવે આજે તો પુરૂ જ કરી નાખજે રાત પડતા પહેલા હુ અહી પાછી આવી પહોચીશ અને આપણે દીવા થતા પહેલા ઘેર જઇશુ ”

આમ કહીને તે બાઈ તેની પાસેથી વિખૂટી પડી તે પાછી ફરી ત્યારે મારા તરફજ તેનુ મો હતુ હુ તેની નજરે ન પડુ માટે સાવ-ચેતીથી છૂપાઇ રહ્યો પણ મે તેનુ મો જોઇ લીધુ તે એક બુઢ્ઢી અને તદુરસ્ત સ્રી હતી તેના ચહેરા ઉપરથી તે પ્રપચી કે લુચ્ચી હોય એમ જણાતુ નહતુ દિવાલ આગળ આવીને તે પોતાની શાલ બરાબર રીતે લપેટવા ઉભી રહી અને એમ કરતા કરતા તે બબડી “ વિચિત્ર ! તદ્દન વિચિત્ર ! નાનપણમાયે આ છોકરી આવી તરગી અને એકની એક વાતની હઠ કરનારી હતી અને હજીયે તેવીને તેવીજ રહી છે. પણ બિચારી નિર્દોષ છે— ગરીબ બિચારી ! મારે મન તો તે છોકરૂ જ રહેવાની ”

તેણે એકવાર તે કબર તરફ નજર કરી અને નિસાસો નાખ્યો જાણે પોતાને આ છોકરીની હઠ નાપસદ હોય તેમ તેણે જરાક માથુ ધુણાવ્યુ અને તે પછી તે ત્યાથી ચાલી ગઇ

હવે હુ વિચારવમળમા પડયો આ બાઈ સાથે મારે વાતચીત

કરવી કે કબર આગળની સ્ત્રી સાથે વાતચીત કરવી? જેણે કાગળ પહોચાડયો હતો તેના કરતા જેણે તે પત્ર લખ્યો હતો તેની સાથેની વાતચીત કાઇક ફળદાયક થઇ પડે અને વળી કબર પાસેની સ્ત્રીનો અંદરનો પોષાક સફેદ હતો એટલે કદાચ આ અપરિચિત સ્ત્રી કરતા તે મારી કાઇક પરિચિત–કદાચ મને લંડન આગળ મળેલી સફેદ વસ્ત્ર વાળી સ્ત્રી–હોય, એમ ધારીને મે આ વૃદ્ધ સ્ત્રી સાથે વાતચીત કરવાનો વિચાર માંડી વાળ્યો

વૃદ્ધ સ્ત્રી તો ગઈ હવે મે કબર પાસેની સ્ત્રી તરફ નજર ફેરવી તે સ્ત્રી થોડીકવાર સુધી કબર તરફ જોતી ઉભી રહી અને તેની આસ પાસ ફરીને તેણે પોતાના ઝભ્ભામાથી એક સફેદ રૂમાલ અથવા તો સફેદ કપડાને કડકો બહાર કાઢયો એ પછી તે કબરસ્તાન પાસેના પાણીના ઝરા તરફ ગઇ આ ઝરાનો થોડોક ભાગ કબરસ્તાનની દિવાલની લગોલગજ વહેતો હતો. તે સ્ત્રીએ કપડાનો કડકો પાણીમા બોળ્યો અને કબર પાસે પાછી આવી મે જોયુ કે–આરસપહાણના સફેદ સ્તભને તે સ્ત્રીએ સપ્રેમ ચુબન કર્યું, કોતરેલા અક્ષરો આગળ ઘુંટણભેર બેસીને પડીને તેણે નમસ્કાર કર્યા અને તે પછી કબર સાફ કરવાનુ કામ શરૂ કર્યું

આ સ્ત્રીને ગભરામણની હાલતમા નહીં નાખીને કેવી રીતે તેની સમિપ જઇને ઉભા રહેવુ, એ બાબતમા મે વિચાર કરી જોયો દેવળ બહાર આવીને જરાક ખખડાટ કરતા કરતા મે દેવળના પગથીઆ ઉપર ચઢવા માડયુ આમ કરવાથી તેનુ ધ્યાન મારા તરફ ખેચવાનો મારો ઇરાદો હતો, પણ પોતાના કાયમા તે એવી એકાગ્રતાથી ગુથાયલી હતી કે, મારા તરફ તેનુ ધ્યાન ગયુ નહી ધીમે પગલે હુ તે કબર આગળ જઇને તેની સામે ઉભો રહ્યો તેનુ ધ્યાન મારા તરફ જતા તે ધીમી ચીસ પાડીને ઉભી થઈ ગઈ અને મારા તરફ ગભરાયલી હાલતે જોવા લાગી મે તેને ઓળખી. લંડનના રસ્તામા મને મળેલી તે સ્ત્રી હતી! મે તેને આશ્વાસન આપવા યત્ન કર્યો "બાળા, ગભરાઇશ નહીં. યાદ છે? આપણે એકવાર મળ્યા હતા. હું તારો મિત્ર છુ."

તે મારા તરફ એકીટશે જોઇ રહી થોડી વાર સુધી તેણે કાઇ જવાબ ન દીધાથી મે કહ્યુ "લડન જવાના રસ્તામા એક વાર મધ્ય રાત્રિ વીત્યા પછી તુ મને મળી હતી અને તારી સાથે ચાલીને લડનમા મે તને ગાડીમા બેસાડીને મદદ આપી હતી એ બનાવ તો તને જરૂર યાદ હશેજ તારા એક મિત્રને તુ એકદમ ભૂલી જાય, એમ હુ નથી માનતો"

તેના વદન ઉપરનો ગભરાટ દૂર થયો તેણે છૂટકારો મેળવ્યો હોય એવી રીતે શ્વાસ લીધો તેને પાછલા સસ્મરણો યાદ આવ્યા હોય, એમ લાગ્યુ તેને મે હજી પણ વધારે ઉત્સાહ આપતા કહ્યુ "જો તે મને ઓળખ્યો હોય તો હજી પણ વધારે સ્વસ્થતા મેળવવા માટે પાચેક ક્ષણ આરામ લે એકદમ મારી સાથે વાતચીત કરવાની કોશિષ ન કરીશ"

તે બોલી "તમે બહુ માયાળુ છો તે રાત્રે જેવા માયાળુ હતા તેવા જ અત્યારે પણ છો"

તે આથી કાઇ વિશેષ બોલી નહીં મે તેને સ્વસ્થ થવા માટે વખત આપ્યો અને હવે કેવી રીતે વાતચીત શરૂ કરવી તેને લગતી વિચારમાળા ગોઠવી જ્યારે મે તેના વદન ઉપર સપૂર્ણ શાન્તિના ચિહ્નન જોયા ત્યારે પૂછ્યુ "હવે તું સ્વસ્થ થઇ? લગાર પણ ગભરાયા વિના મારી સાથે થોડીક વાતચીત કરી શકીશ? હુ તારો મિત્ર છુ એ બિના ભૂલી જઇશ નહીં"

મારા સવાલનો જવાબ આપ્યા વિના તેણે પૂછ્યુ "તમે અહીં કેવી રીતે આવ્યા?"

"જો, પાછી તુ એક વાત ભૂલી ગઇ મે તને તે રાતે કહ્યુ હતુ કે, હુ કબરલેડ જવાનો છુ એ પછી હું અહીં આવ્યો અને લિમરિજ-ભુવનમા રહુ છુ"

"લિમરિજ-ભુવનમા!" તેના ફિક્કા ચહેરામા અત્રે ઝળકાટ માલુમ પડચો. આકુ અવળુ જોતી તેની આખો મારા તરફ ઠરી અને તે બોલી "ખરે, એ મકાનમા તમે કેવા સુખી હશો!!"

તેના હૃદયમા ઉત્પન્ન થયલા ઉત્સાહનો પુરેપુરો લાભ લેવાનો મે ઠરાવ કર્યો મે તેના તરફ ખાસ નિહાળીને જોયુ મિસ ફેરલી સાથેનુ તેનુ આબેહુબ સરખાપણુ મે એકવાર ફરીથી તપાસ્યુ મારા નિરીક્ષણમા મે જોયુ કે, એની, લૌરાને મળતી હોવા છતા તે બન્નેમા કેટલોક તફાવત પણ હતો તેઓ બન્નેના મોનો ઘાટ સામાન્ય રીતે એકસરખો હતો બન્નેના વાળનો રગ એક હતો બન્નેના હોઠ કોઇ કોઈ વાર જરાજરા ફરકતા ત્યારે હૃદયનુ બ્હીકણપણુ જણાઈ આવતુ બન્નેના શરીરની ઉચાઇ એક સરખી હતી એટલુજ નહીં પણ બન્નેના શરીરનો ઘાટ એકવડો હોવાથી તેઓ બન્ને ચોકાવનારી રીતે એક બીજાને મળતી આવતી હતી, પણ સરખાપણાનો અત આટલેથી જ આવતો હતો એ સિવાય તે બન્નેનો તફાવત હુ નીચે પ્રમાણે નિહાળી શકયો–મિસ ફેરલીની નાજુક ખુબસુરતી, તેની આખમાંનો આરપાર દેખાતો ચળકાટ, તેના શરીરની ચામડીની સુવાળી સ્વચ્છતા, તેના હોઠ ઉપર ભાસતી અદ્દભુત નિર્મળતાની લાલાશ–આ બધુ એનીમા નહતુ એનીનો દેખાવ માદલો, કટાળો ઉપજાવે એવો અને તદ્દન ફિકકો હતો એ બન્નેમા આ તફાવત હોવા છતા પણ મારી પાસે ઉભેલી મૂર્તિને જોતા મને એવો તરગ આવ્યો કે, કદાચ મિસ ફેરલી માદી પડે તો બરાબર આ એનીના જેવી દેખાય ખરી ! એ તરગને વધુ વખત પોષવા મે આનાકાની કરી, પરતુ તે મારા મનમાથી દૂર થયો નહીં મિસ ફેરલી માદી પડે એવુ હુ ઇચ્છુ જ શી રીતે ? પણ કદાચ એમ બન્યુ તો ? એ વિચાર આવતાજ મને કપારી થઈ અચાનક મારા હાથને સ્પર્શ થયો હુ ચમકયો. જોઉં છુ તો એનીએ મારો હાથ ઝાલ્યો હતો ટગર ટગર મારા તરફ જોતા તેણે વિચિત્ર ઉતાવળા સ્વરે પૂછ્યુ "તમે મારા તરફ જોઇ રહીને કાનો વિચાર કરો છો ? તમને કઈ બાબતના વિચારો આવે છે ?"

મે જવાબ દીધો "હુ તો અમસ્તોજ જોતો હતો. તુ અહીં શી રીતે આવી ?"

" મિસિસ કલેમટસ સાથે તે મારા ઉપર બહુ માયા રાખે છે. બે દિવસથીજ હુ અહીં આવી છું "

" ગઈ કાલે સાંજે તું અહીં આવી હતી ને ? "

" તમે કેવી રીતે એ વાત જાણી ? "

" મે તો માત્ર અનુમાન કર્યું "

તે મારી પાસેથી ખસીને કબર પાસે ગઇ અને ઘુંટણું વાળીને બેસીને તે કબરને પ્રણામ કર્યાં બાદ બોલી " હું અહીં શા માટે ન આવું ? મારી જન્મદાતા માતા કરતા પણ જેણે મારા ઉપર વધારે વહાલ કર્યો હતો તેને ખાતર જ હું લિમરિજમા આવી છુ પહેલી તકે મે તેની કબરના દર્શન કર્યાં અને તેના ઉપર કચરો છવાયલો જોઇને મારૂં હૃદય કંપી ઉઠયુ તેની કબર બરફ જેવી સફેદ રાખવી જોઇએ, કેમકે તેનો આત્મા સ્વચ્છ હતો ગઇ કાલે મે જ્યારે આ કબરની ખરાબ હાલત જોઇ ત્યારે તરતજ મે તેને સ્વચ્છ બનાવવાનુ કામ આદર્યું 'રાત પડી ગઇ એટલે તે અધુરૂં મૂકીને હું ગઈ હતી આજે પાછી આવીને તે પુરૂં કરવાનો વિચાર રાખ્યો છે એમા શું હું કાંઇ ખોટું કરૂં છું ? નહીં જ મિસિસ ફેરલીને ખાતર હું જે કાંઇ કરૂં છુ તેમા કશુયે ખોટું ન હોય " તેના ઉપર ઉપકારો કરનાર મિસિસ ફેરલી પ્રત્યેનુ વહાલ તેના હૃદયમા હજી પણ જાગ્રત હતુ, એ જોઇને હું ચકિત થયો તેની ઉગતી જુવાનીમા તેને જે પ્રેમ એ મરનાર સન્નારી પ્રત્યે ઉપજ્યો હતો તે વય વધતા વધ્યાજ કર્યો હતો મને લાગ્યુ કે, તેના મનમા સર્વો પરિ તરગો સદ્‌ગત મિસિસ ફેરલીને લગતા હતા તેથી તેનો વધુ વિશ્વાસ સપાદન કરવા માટે તેજ વિષય ઉપર વાતચીત કરવી ઠીક થઈ પડશે આથી મે કહ્યું " આ કબર સ્વચ્છ રાખવી જોઇએ, એ વિચાર સાથે હું સમત થાઉં છું જેમ બને તેમ વેળાસર આ કામ આટોપી નાખવું જોઇએ માટે તારૂં કામ તું ખુશીથી પુરૂં કર "

આ સાભળીને તેણે કપડાનો કકડો કબર ઉપર ઘસવા માડયો. તેને એ કાર્ય કરવા દઇને હું બોલ્યો " તને અહીં આવેલી જોઇને મને ખુશી ઉપજી છે પણ તેજ સહિત અજાયબી પણ ઉપજી છે જે રાતે આપણે વિખૂટા પડયા તે રાતે મને તારી સહિસલામતિ માટે

બહુ ચિંતા ઉપજી હતી આખી રાત મને ઉંઘ આવી નહોતી"

તેણે અજાયબી બતાવતા મારા તરફ જોઇને પ્રશ્ન કર્યો "ચિન્તા? ! શા માટે ?"

"મને ખાસ ચિન્તા તો એટલા માટે ઉપજી હતી કે, તુ ગાડીમા બેસીને ગઈ તે પછી તરતજ ત્યા આગળ બે માણુસો એક ગાડીમા બેસીને આવ્યા હતા હુ જે જગ્યાએ ઉભો હતો ત્યાથી તેમને જોઈ શકતો હતો પણુ તેમણે મને જોયો નહતો. તેઓએ રસ્તામા ઉભેલા પોલિસના સિપાહીને કેટલીક પૂછપરછ કરી—"

તેણે કબર સાફ કરવાનુ કામ તરતજ પડતુ મૂકયુ તેના હાથમાથી કપડાનો કકડો પડી ગયો તેણે તરતજ આરસપહાણુના સ્તભને પોતાના બન્ને હાથથી બાથ ભરી બ્હીતા બ્હીતા તેણે મારા તરફ જોયુ તેના દિલમા ગભરાટ ઉપજ્યો હતો, એ હુ સમજી ગયો, પણ હવે મારે એ વાત આગળ કહ્યા સિવાય છૂટકો નહતો મે આગળ બોલવુ ચાલુ રાખ્યુ "તે બે માણુસોએ સિપાહીને પૂછ્યુ કે, કોઈ બાઇને અહીંથી જતા જોઇ છે? તેઓએ તારા પોષાકનુ વર્ણન આપ્યુ પણ સિપાહી તેમને સતોષકારક જવાબ દઈ શક્યો નહીં શી રીતે આપે? તેણે તને જોઈજ નહોતી એ પછી એક જણે સિપાહીને કહ્યુ કે, દિવાનશાળામાથી એ બાઈ નાસી ગયલી છે માટે તેને પકડી પાડવી જોઇએ—"

આ સાભળીને તે કુદકારો મારીને ઉભી થઈ અને જાણે તે ઘડી-એજ તેને કોઈ પકડવા આવ્યુ હોય તેમ નાસવા તૈયાર થઇ

"ઉભી રહે! બ્હીવાની જરૂર નથી" મે કહ્યુ 'અત્યારે તને કોઇ પકડવા આવ્યુ નથી હુ તો તારો મિત્ર છુ મારી વાત પુરી સાભળી લે મે એ વખતે તને કેવી રીતે બચાવી, એ સબંધીની હકિકત તારે જાણુવી જોઇએ મે તે વખતે, જો એ માણુસોને તારી પૂઠ પકડવા કહ્યુ હોત તો જરૂર તેઓ તને પકડી પાડત પણુ મે એકે શબ્દ એ વિષે ઉચ્ચાર્યો નહીં તેમને મે કશુ કહ્યુ નહીં, આથી તે વખતે તું બચી ગઇ અને સહિસલામત રહી. હુ જોઉં છુ કે, સારે નસિબે તુ

અત્યારે પણ સલામત છે. મારી વાત ઉપર વિચાર કરી જો તુ અત્યારે તદ્દન સલામત છે અને હુ તારો મિત્ર છુ, એ બે વાતો તારા મગજમા બરાબર ઠસાવજે ”

મે જોયુ કે, આ વાકયોથી તેના મન ઉપર સારી અસર થવા પામી મારા વાકયો ઉપર તે મનન કરતી હોય, એમ મને લાગ્યુ તેના હાથથી તે પોતાના ઝભ્ભાની કરોચળીઓ વાળવા લાગી થોડી વારે તે બોલી “ મને તેઓ દિવાનશાળામા લઇ જાય, એ તમે પસદ કરો છો? હુ ફરીથી દિવાનશાળામા જઉ એ તમને ઠીક લાગે છે ? ”

“ બિલ્કુલ નહીં તુ તેમાથી નાસી ગઇ અને મે તને બચાવી, એથી મને આનદ થાય છે ”

“ હા, હા, તમે મને બચાવી હતી ખરેખર, તમે મને કટોકટ વખતે બચાવી હતી ત્યાથી નાસી જવુ એ તો સહેલુ હતુ કારણ તેઓને મારા માટે લગારે શકા ઉપજી ન હતી હુ હમેશા શાન્ત અને તાબેદાર રહેતી વળી હુ સહેલાઇથી ગભરાઈ જતી એટલે તેમને મારી દહેશત નહોતી હુ ત્યાથી નાઠી તો ખરી, પણ મને લડનનો રસ્તો જડયો નહીં મુશકેલી તે વખતે જ ઉભી થઇ હતી મને લાગ્યુ હતુ કે, નાસી જવુ સહેલુ હતુ પણ પાછા પકડાવુ નહીં, એ સહેલુ નહતુ. જો તમે મને એ વખતે મદદ કરી નહોત તો હુ જરૂર પકડાઇ જાત. તમે મને કટોકટ વખતેજ બચાવી હતી મે તે વખતે તમારો આભાર માન્યો હતો કે નહીં? હુ તમારો ઘણોજ આભાર માનુ છુ તમે બહુ ભલા છો ”

“તુ મને જ્યા તે વખતે પહેલવહેલી મળી હતી ત્યાથી એ દિવાનશાળા બહુ દૂર હતી કે પાસે? તુ મને તારો મિત્ર માનતી હોઉ તો બરોબર જવાબ આપ કહે જોઇએ, એ દિવાનશાળા પાસે જ હતી કે નહીં? ”

તેણે મને એ દિવાનશાળા કયા આવેલી હતી તેની માહિતી આપી. તે એક ખાનગી દિવાનશાળા હતી. અમે બન્ને પહેલવહેલા જ્યાં

મળ્યા ત્યાંથી તે બહુ દૂર નહોતી એ જગ્યાની માહિતી આપ્યા બાદ તેણે પુન મને પૂછ્યુ "હુ ફરીથી એ દિવાનશાળામા જઉ, એ તમને ઠીક લાગે છે ?

" નહીંજ—અલબત્ત—નહીંજ તુ બચી ગઈ એથી મને ખરેખર ખુશાલી ઉપજી છે વારૂ, તે કહ્યું હતુ કે, લંડનમા તારી એક ઓળખીતી બાઈ હતી એ બાઇને ત્યા જ તુ તે પછી રહી હતી કે ? તેણે તને યોગ્ય રીતે આશ્રરો આપ્યો હતો કે ? "

" હા રાત તો બહુ વીતી ગઈ હતી પણ મિસિસ ક્લેમટસને જગાડવામા મને તેના ઘરમાની એક છોકરીએ મદદ કરી હતી એ છોકરી સિવણકામ કરતી હોવાથી તે વખતે જાગતી હતી મિસિસ ક્લેમટસે મને માયાથી આવકાર આપ્યો હતો મિસિસ ક્લેમટસ બહુ ભલી છે પણ મિસિસ ફેરલી જેવી નહી મિસિસ ફેરલી જેવુ તો આ દુનિયામા હવે એકકે માણસ નહીં હોય "

" મિસિસ ક્લેમટસ તને નાનપણથી જ ઓળખે છે ? "

" હા હેંપશાયરમા તે એકવાર અમારી પાડોશણ હતી મને નાનપણથી ઉછેરનાર મિસિસ ક્લેમટસ જ છે બહુ વરસ ઉપર જ્યારે તે અમારા ગામમાથી વદાય થઇ ત્યારે મને ખાસ કહેતી ગઇ હતી કે " એની, જ્યારે તને કાઇ મુશિબત પડે ત્યારે જરૂર મારી પાસે આવજે તને હુ કોઇ પણ વખતે—ભલે મધરાત વીતી ગઇ હશે તોપણ—આશરો આપી શકીશ, કારણ મારો ભરથાર મરી ગયો છે એટલે હવે તને આશરો આપવામા મને ના પાડનારૂ કોઈ જ નથી. વળી મને કોઇ બાળ બચ્ચા નથી. મે પહેલેથી તારી સભાળ લીધી છે અને તુ રાજી હોઇશ તો ગમે ત્યારે તારી સભાળ લઈશ " કેવી ભલી બાઇ ? એ માયાભરેલા શબ્દો જાણે અત્યારે પણ તે કહેતી હોય એમ અક્ષરે અક્ષર મને યાદ છે "

" તારા માબાપ હયાત નથી ? "

" બાપને તો મે કદી જોયા જ નથી. મારી માએ કદી એમના વિષે એકકે અક્ષર મને કહ્યો નહોતો. બાપ ! બાપનું મુખ તો મે જોયું

જ નથી મારા બાપ કદાચ મારા જન્મ પહેલા મરી ગયા હશે ”

“ અને તારી માતા ? ”

“ મને એની સાથે બનતુ નથી અમે એક બીજાને ત્રાસ રૂપ થઇ પડીએ છીએ મને તે ગમતી નથી હુ તેને ગમતી નથી ”

મે આ શુ સાભળ્યુ ? પરસ્પર ત્રાસ રૂપ ? ! શા માટે ? મને પહેલી જ વખત શકા ઉપજી કે, કદાચ તેની માએ તેને દિવાનશાળામા મોકલી હોય ! મારા વિચારોમા એનીએ ભગ પાડયો તે બોલી ‘ મારી માને માટે મને કશુ પૂછશો જ નહી મિસિસ ક્લેમટસ માટે તમે જે કાઇ પૂછશો તેના જવાબો હુ આપીશ મિસિસ ક્લેમટસ તમારા જેવીજ માયાળુ છે તે પણ તમારી પેઠે મને કહે છે કે, “ મારે દિવાનશાળામા હવે પૂરાઈ રહેવુ ન જોઇએ, ” અને હુ નાસી આવી તેથી તે પણ તમારી પેઠે જ ખુશી થયલી છે મારી કમનસિબીથી તેને બહુ લાગી આવ્યુ છે તે એકવાર રડી હતી અને તે હમેશા કહે છે કે, એ કમનસિબીને લગતી વાત બધા લોકોથી છૂપાવી રાખવી જોઇએ. ”

તેની કમનસિબી ? કિયા અર્થમા તે આ ‘ કમનસિબી ’ શબ્દનો ઉપયોગ કરતી હતી ? તેણે લૉરા ઉપર કાગળ લખ્યો હતો તેનો ઉદ્દેશ કોઈ જાણી જાય નહીં એને લગતી કમનસિબી ? કે પછી એમ ભોળી અને કોમળ હૃદયવાળી સ્ત્રીના લગ્ન તોડી નાખવામા મદદ રૂપ થઈ પડે એવી રીતે લગ્ન પહેલા જ તેના હૃદય ઉપર આઘાત કરવાની રીતને લગતી કમનસિબી ? આ શબ્દ તેણે કિયા અર્થમા વાપર્યો હતો, એ જાણવાનો ઠરાવ કરીને મે સીધો જ પ્રશ્ન કર્યો

“ કમનસિબી શેની ? ”

“ હુ દિવાનશાળામા ગઈ તેને લગતી જ તો ? બીજી તે કઇ બાબતની કમનસિબી હોય ? ” તેણે જવાબ દીધો

મને લાગ્યુ કે, આ છોકરીએ ખુબીબધ કોઇક બાબત મારાથી છૂપાવી દીધી છે મને તેનો જવાબ ઉડાવનારો લાગ્યો કાગળને લગતી વાત કાઢવી જ એવો ઠરાવ કરીને મે કહ્યુ “ એક બીજી બાબતને લગતી કમનસિબી પણ હોઇ શકે ”

' કઇ બાબતને લગતી ? "

" જન્મારા સુધી શોક અને શરમમા કોઇને અબડવુ પડે તેને લગતી કમનસિબી પણ હોઇ શકે વળી એક સ્ત્રી જે પુરુષને ચહાતી હોય તે પુરુષના માનઆબરૂમા અને પોતાના ગુણોમા આધળી શ્રદ્ધા ધરાવવાની પણ કમનસિબી હોઇ શકે "

એક બાળકની માફક મુઝવણ ભરેલી ઢબે તે મારા તરફ જોઇ રહી હુ અજબ થયો કે, મારી વાત સાભળીને તેના વદન ઉપર કોઇ છૂપી વાત જાહેર થઈ જવાથી ઉપજતી શરમનો લગારે શેરડો કેમ પડયો નહીં ! તેના હૃદયમા કોઇ જાતની વેદના થતી હોય અને તેથી મો ઉપર ગભરાટની છાયા પડી રહે, એવા કાઈ પણ ચિહ્ન મે જોયા નહીં

તેણે કહ્યુ " હુ તમારૂ કહેવુ સમજી શકી નહીં "

" કાઈ ફિકર નહી આપણે જે વાત કરતા હતા તે ફરીએ કહે જોઇએ, તું લડનમા મિસિસ કલેમટમને ત્યા કેટલા દિવસ રહી ? અને પછી અહીં કેવી રીતે આવી ? "

" કેટલા દિવસ ? અમે અહીં આવ્યા ત્યા સુધી અમે ગયે પરમ દિવસે જ અહીં આવ્યા મિસિસ કલેમટસ પણ અહી મારી સાથે આવી છે "

' એમ ? ત્યારે તો તુ આ ગામમા રહે છે વાહ ! તુ અહીં રહે છે તોયે તારા વિષે મને બિલકુલ ખબર પડી નહી, એ અજાયબીજ ને ? "

" ના ના અમે કાઈ આ ગામમા જ રહેતા નથી અહીંથી ત્રણ ગાઉ દૂર એક ખેતરમા અમે રહીએ છીએ મિસિસ ટોડનુ એ ખેતર છે "

એ ખેતરથી હુ પરિચિત હતો અમે ઘણીવાર એ જગ્યાએ ફરવા ગયા હતા, કારણકે તેની આસપાસ કેટલીક ટેકરીઓ આવેલી હતી

તેણે કહ્યું " મિસિસ ટોડ અને મિસિસ કલેમટસ સગા થાય છે વારવાર લડનમા મિસિસ કલેમટસ ઉપર તે કાગળો લખતી હતી

કે, અહીં આવી જા આથી તે અહી આવી અને મને પણ પોતાની સાથે લાવી કેવી ભલી બાઈ? અહીં આવ્યા પછી લિમરિજનુ આ કબ્રસ્તાન નજીકજ છે, એવી મને ખબર પડી ત્યારે તો હુ બહુ જ ખુશી થઇ ગઈ કાલે હુ આ જગ્યાએ આવી ગઇ ત્યારે મિસિસ ક્લેમટસ મને રસ્તો બતાવવા આવી હતી એ બધા ભલા છે ખરા, પણ મને એ લોકોની એક રીત ગમતી નથી—''

"કઇ રીત ?"

"એ બધા મને વારવાર ઠપકો આપ્યા કરે છે કે, મારે સફેદ પોષાક પહેરવો ન જોઇએ તેઓ મને વિચિત્ર કહે છે પણ તેઓ મારો સ્વભાવ શી રીતે જાણે ? મિસિસ ફેરલી બહુ સારી રીતે જાણતા હતા. મિસિસ ફેરલી મને હરરોજ સફેદ પોષાક પહેરવા દેતા મારો એ પોષાક જોઇને તેમને આનદ થતો તે જીવ્યા ત્યા સુધી એ જ પોષાક પહેરવામા મને ઉત્તેજન આપતા જુઓ, તેમની કબરના પથ્થરનો રગ સફેદ છે સ્તભ પણ સફેદ છે હુ તે સ્વચ્છ કરૂ છુ શા માટે ? મિસિસ ફેરલીને ખાતર જ મિસિસ ફેરલી પોતે સફેદ પોષાક પહેરતા એમની છોકરીને પણ તેવો પોષાક પહેરાવતા મિસ ફેરલી સુખી છે કે ? તેમની તબિયત સારી રહે છે ને ? હજી પણ તે સફેદ પોષાક પહેરે છે કે ? નાનપણમા અમે બન્ને જણુ સફેદ પોષાક પહેરતા "

અહીં મારે જોઇતા ખાસ જવાબોની ખરેખરી તક મને મળી કાગળને લગતી વાત અત્રે કાઢવી ઠીક થઈ પડશે, એમ ધારીને મે કહ્યુ· "મિસ ફેરલીની તબિયત આજે સહવારની સારી નથી તેનુ મન પણ આજે દુખી હોય એમ મને લાગ્યુ હતુ "

તે કાઇક બરબડી, પણ તેનો બરબડાટ એટલો બધો અસ્પષ્ટ હતો કે, તેના શબ્દો મને સમજાયા નહી

મે પૂછ્યુ "મિસ ફેરલીની તબિયત આજે સહવારે કેમ સારી નહોતી, એ વિષે તે મને કાઈ પૂછ્યુ ખરૂને ?"

"ના મે એવુ કાઇ પૂછ્યુજ નથી "

" હુ જ મારી મેળે એ વિષે કાઇક કહીશ." મે કહ્યુ " મિસ ફેરલીને તારો લખેલો કાગળ મળ્યો છે "

તેની રીતભાત તપાસવા માટે હુ આટલુ કહીને થોભી ગયો તે વિહ્વલ બની ગઈ તેના મો ઉપર વધુ ફિક્કાશ પથરાઈ ચૂકી તેણે પૂછ્યુ " તમે કેવી રીતે જાણ્યુ કે, એ કાગળ મે લખ્યો હતો ? તમને એ કાગળ કોણે બતાવ્યો ? મે એ કાગળ લખ્યો નહોતો એ કાગળ વિષે હુ કાઇ જ જાણુતી નથી "

મે દઢતાથી કહ્યુ " ખોટુ જ શા સારૂ બોલે છે ? એ કાગળ તે જ લખ્યો છે એવો કાગળ લખવામા તે મોટી ભૂલ કરી છે બિચારી મિસ ફેરલી એ વાચીને બહુ જ ગભરાઈ ગઈ છે જો તારે તેને કાંઈ ખબર આપવી હતી તો તેને જાતે મળીને કેમ ન આપી ? લિમરિજ ભવનમા તુ આવી હોત અને મિસ ફેરલીને એકાન્તમા મળીને બધી વાત પહેલેથી તે છેલ્લે સુધી તે કહી હોત તો અત્યારે જેવો તેને આઘાત થયો છે, તેવો ન થાત "

તેણે સ્તભની બીજી બાજુએ પોતાનુ મો છૂપાવ્યુ અને કશોજવાબ દીધો નહીં મે કહ્યુ " એ કાગળમાની હકિકત જો સાચી જ હોય તો મિસ ફેરલીને હજી પણ રૂબરૂમા મળીને તારે બધો ખુલાસો કરવો ઘટે છે. તારી દાનત જો શુદ્ધ હશે તો મિસ ફેરલી પોતાની માની માફક જ તારા પ્રત્યે માયાળુપણુ બતાવશે તારી છૂપી વાત તે કોઇને કહી દેશે નહી તને કોઈ જાતની ઇજા થાય નહી, એ સબધમા તે ખાસ સભાળ રાખશે આવતી કાલે તુ તેને મળીશ ? કહે તો તું અત્યારે જે ખેતરમા રહે છે ત્યા તે તને મળે, અથવા તારી મરજી હોય તો લિમ-રિજ-ભવનના બાગમા તે તને મળે "

પોતાનુ મો હજી પણ મારાથી છૂપાવેલુ રાખીને તે સ્વગત બોલી " અરેરે, હું મરી ગઇ હોત, હુ મારૂ મો છૂપાવી શકી હોત, હું આરામ મેળવી શકી હોત તો કેવી સારૂ થાત ? મિસિસ ફેરલી ! તમારી છોક-રીને હુ કેટલી બધી ચાહુ છુ ? મિસિસ ફેરલી ! ઓ મિસિસ ફેરલી !

એક વાર મને જવાબ આપો-મને બચાવો એક વખત તમે મારી માતા તરીકેનુ સ્થાન જાળવ્યુ છે અત્યારે મને કહો, મારે શુ કરવુ ? તમારી સાથે હુ કબરમા કેમ દટાઇ ગઇ નહી ? " તેણે સ્તભને જોરથી ચુબન કર્યું એ ચુબનનો અવાજ હુ સાભળી શકયો એ સ્ત્રી અત્યારે પોતાની લાગણીઓ કાબુમા રાખી શકી નહતી અને મગજની નબળી હાલતમા તેનો મરનાર પ્રત્યેનો વહાલ તેને અત્યત વિહ્વલ અને અડધી બેભાન બનાવી ચૂકયો હતો ગરીબ બિચારી ! મે ધીમે રહીને તેની પાસે જઇને તેના બન્ને હાથ મારા હાથમા લીધા અને તે થાબડતા થાબડતા તેને આશ્વાસન આપવા યત્ન કર્યાં પણ તે યત્ન નકામા હતા તેણે આચકો મારીને પોતાના હાથ છટકાવી નાખ્યા અને પુન પોતાનુ મો તે સ્તભની પાછળ મારાથી વિમુખ રાખ્યુ ગમે તે ઉપાયે પણ તેને શાન્ત કરવી જોઇએ એમ ધારીને મે તેની સામે એક નમ્ર ધમકી રજૂ કરી " એની, એની, આ સારૂ દેખાય છે ? જો તુ સ્વસ્થ નહીં થાય તો પછી મારે તારા વિષે ખરાબ અભિપ્રાય બાધવો પડશે અત્યાર સુધી મે તને ડાહી છોકરી ગણી છે પણ જો તુ આમ હઠ કર્યા કરશે તો મારે એમ ધારી લેવુ પડશે કે જે માણસે તને દિવાનશાળામા મોકલી તેણે ઠીક કર્યું—"

હુ એ વાકય પુરૂ કરી શકયો નહી કેમકે તેને દિવાનશાળામા મોકલનાર સબધી મે જ્યા ઉલ્લેખ કર્યો ત્યા તો તે સફાળી ઉઠીને ઉભી થઈ એક વિકાળ વાઘણના જેવી તેની આખો લાલચોળ થઇ ગઇ તેના શરીરમા કાઇ અજબ જોશ આવ્યુ અને કપડાનો જે કકડો નીચે પડેલો હતો તે પોતાના હાથમા લઈને તેણે એવા જોરથી દાબ્યો કે, તેમાથી પાણી નીતરવા લાગ્યુ

"બીજી કોઈ વાત કરો " તે દાત કચકચાવતી બોલી " એ વાત કરશો તો મારૂ મગજ ઠેકાણે નહીં રહે "

હવે મને તેની આ રીતભાત ઉપરથી લાગ્યુ કે તેના મગજમા માત્ર મિસિસ ફેરલીની માયાના જ તરગો ભરેલા નથી પણ તેને

દિવાનશાળામા મોકલનાર માણુસ પ્રત્યેના ગુસ્સાના તરગો પણ છે ખરા. તેને કોણે દિવાનશાળામા મોકલી હશે ? તેની માએ તેને ત્યા મોકલી હશે, કે બીજા કોઇએ ? એ માણુસ કોણ હશે, એને લગતો ખુલાસો આ સ્ત્રી પાસેથી મળવો મુસ્કેલ હતો, કારણ કે હમણા જ મે તેનુ જે ભયાનક સ્વરૂપ જોયુ તે ઉપરથી એ મુદ્દામા વધારે હઠ કરવી, એ નિર્દયતા થઇ પડે, એમ મને લાગ્યુ જો આવી ને આવી રીતે આ નબળા મગજની છોકરી ગભરાયલી અને ઉસ્કેરાયલી રહે તો જરૂર તેના હૃદય ઉપર વધારે આઘાત થાય અને એ દશામા કદાચ ન બનવાનુ કાઇ બની જાય તો મારે પસ્તાવુ પડે, એમ ધારીને મે બીજા વિષયમા વાતચીત કરવા ઠરાવ કર્યો. મે કહ્યુ "તને ત્રાસ ઉપજે એવુ હવે હુ કાઇ નહી બોલુ "

તેણે કહ્યુ "તમે મારા તરફ ટગર ટગર શુ કરવા જોઇ રહો છો ? તમે મારી પાસેથી કઇ વાત જાણવા માગો છો ? મને સીધો સવાલ કરો તમારે શુ જાણવુ છે ? '

"તુ શાન્ત થા અને તે પછી મે જે કાઈ કહ્યુ છે તે ઉપર વિચાર ચલાવી જો, એટલુ જ મારે તને કહેવાનુ છે "

" કહ્યુ ? " તે કપડાના કકડાને આમળતી આમળતી સ્વગત બબડવા લાગી "તેણે શુ કહ્યુ ? તે મારા તરફ જોઇને પોતાનુ માથુ ધુણાવીને બોલી " તમે મને શા માટે મદદ નથી કરતા ? "

"હા હુ તને જરૂર મદદ કરીશ જો યાદ કર, મે તને કહ્યુ કે, આવતી કાલે તુ મિસ ફેરલીને રૂબરૂમા મળ અને પેલા કાગળની રજેરજ વાત તેને રૂબરૂમા કહે ધ્યાનમા આવ્યુ ? "

"ઓ મિસ ફેરલી !–મિસ ફેરલી–મિસ ફેરલી—" આ શબ્દો ઉચ્ચારવાથી જ તેને કાઇક શાન્તિ વળતી હોય એવો મને ભાસ થયો તે અસલ મુજબ સ્વસ્થ બની

મે કહ્યુ " મિસ ફેરલીની બ્હીક રાખવાની જરૂર જ નથી એ બહુ ભલી છે. તારા કાગળમાની હકિકત તે પુરેપુરી જાણે છે એટલે તને

ખુલાસાથી વાત કરતા ફાવશે-કાગળમા જોકે તે કોઇના નામ લખ્યા નથી પણ મિસ ફેરલીને ખબર છે કે જે માણસ વિષે તે લખાણ કર્યું છે તે માણસ સર પર્સિવલ ગ્લાઈડ—"

બસ ! થઈ ચૂક્યુ ! આ નામનો ઉચ્ચાર તેને કાને પડતા જ તે એક હરણીની માફક ચોકી જ્યા તે ઉભી હતી ત્યાજ એક ઝ્લગ મારી ને તેણે મોટી ચીસ પાડી એ ચીસથી આખા કબરસ્તાનમા પડઘો સભળાયો અને મારૂ હૃદય પણ એ કરુણાજનક અતિ તીવ્ર ચીસથી ધ્રૂજી ઉઠ્યુ જ્યારે મે એ નામ દીધુ નહોતુ, પણ માત્ર તેનો ઉલ્લેખ કર્યો હતો ત્યારે મે તેનો વિકાળ ચહેરો જોયો હતો પણ હવે જ્યારે એ નામ દીધુ ત્યારે તેણે મોટી ગગનભેદી ચીસ પાડી એ ઉપરથી મને બધો ખુલાસો મળી ગયો હવે મારા મનમા શકા રહી નહીં કે, તેને દિવાનશાળામા પૂરનાર તેની મા નહોતી પણ એક પુરુષ હતો અને તે પુરુષ બીજો કોઇ જ નહીં પણ સર પર્સિવલ ગ્લાઇડ જ હતો !

એનીએ પાડેલી ચીસ મે એકલાએજ સાભળી નહોતી, કારણ કે, થોડીક જ વારમા મે દૂરથી એક અવાજ સાભળ્યો "આવુ છુ, બેટા, આવુ છુ "

એકાદ ક્ષણ વીત્યા બાદ દેવળની બાજુમાથી શાલમા લપેટાયલી સ્ત્રી ત્યા આવી પહોચી તેને જોતા જ એની તેને વળગી પડી

તે સ્ત્રીએ મારા તરફ ગુસ્સાભરેલી નજરે જોતા કરડા અવાજે કહ્યુ "તમે કોણ છો ? આ બિચારી નિરાધાર છોકરીને આવી રીતે ગભરાવી મૂકતા તમને શરમ ન આવી ? " એનીના શરીર ઉપર હાથ ફેરવતા ફેરવતા તેના તરફ જોઇને તે બોલી " શુ થયુ, બેટા ? એણે તને હેરાન કરી ? "

" ના ના "

" ત્યારે તે શાથી ચીસ પાડી ? "

" હુ ગભરાઇ ગઈ છુ ઘેર ચાલો આપણે અહીં ઉભા નહીં રહીએ "

મે તેને હેરાન કરી નથી, એ જાણીને મિસિસ ક્લેમટ્સનો ગુસ્સો ઓછો પડયો ખુલાસો માગતી હોય, એવી ઢબે તે મારા તરફ જોઈ રહી

મે કહ્યુ " તમને ગુસ્સે થવાનુ કારણ આપનારૂ કામ કરતા મારે ખરેખર શરમાવુ જોઇએ પણ એવુ કોઈ શરમિંદગીનુ કૃત્ય મે કર્યુ નથી માત્ર કમનસિબે મારી વાતચીતથી અજાણતા જ તેને ગભરાવાનુ કારણ મળ્યુ છે હુ કાઈ આજે તેને પહેલીવાર મળ્યો નથી તમે જ તેને પૂછો તે તરત જ કહેશે કે, કોઈ પણ સ્ત્રીને જાણી જોઇને હેરાન કરૂ એવો હુ છુ જ નહીં "

આ શબ્દો એની કૈથેરિક સાભળે, એવી રીતે મોટેથી અને સ્પષ્ટતાથી હુ બોલ્યો હતો તેણે ખરેખર તે સાભળ્યા અને કહ્યુ " હા હા એમણે એકવાર મને મદદ કરી હતી એમણે એકવાર મારા તરફ ભલાઇ બતાવી હતી—" બાકીનુ કાઇક તેણે મિસિસ ક્લેમટસના કાનમા ધીમેથી કહી સભળાવ્યુ

મિસિસ ક્લેમટસે, ગુચવણભરેલી નજરે મારા તરફ જોઇને કહ્યુ " વિચિત્ર સયોગ ! તમારી સાથે મે ગુસ્સાભરેલી રીતભાત દાખવી તે માટે હુ દિલગીર છુ. પણ સાહેબ ! તમે જ કબુલ કરશો કે, અજાણ્યા ને આધળા બન્ને બરાબર હોય છે શરૂઆતના ખુલાસાને અભાવે હુ ગુસ્સે થઈ જઉં એ સ્વાભાવિક જ હતુ પણ તમારા કરતા મારો જ મોટો વાક કે મે તેને આ જગ્યાએ એકલી મૂકી ગઈ ગુજરી ભૂલી જજો, સાહેબ ! ચાલ, બેટા, ચાલ હવે આપણે ઘેર જઇએ "

તેઓ કબ્રસ્તાનમાથી જવા લાગ્યા. મે તેમના ખેતર સુધી તેમનો સગાથ કરવા તત્પરતા દાખવી, પણ મિસિસ ક્લેમટસે સભ્યતાથી મારો આભાર માનીને ના પાડી.

મે એની કૈથેરિકને કહ્યુ, " મને માફ કરવા કોશિષ કરજે. " તેને ઉશ્કેરી મૂકવાનો મારો ઇરાદો નહીં હોવા છતા અજાણતા જ સર પર્સિવલના નામોચ્ચારથી તે બૂમ પાડી ઉઠી અને એ પછી જે કાંઇ

બન્યુ તેથી મને દિલગીરી ઉપજી હજી પણ તેના ચહેરા ઉપર સ્વસ્થતા નહોતી એ જોઇને મને તે બિચારીની દયા આવી

તે બોલી " હુ કોશિષ તો કરીશ પણ તમે ઘણી વાતો જાણી ગયા છો, તેથી હવે જ્યારે પણ હુ તમને જોઇશ ત્યારે મને તમારી બ્હીક લાગશે "

મિસિસ ક્રેનેમટ્રસ મારા તરફ દયાજનક નજરથી જોઇ રહી તેઓ થોડાક ડગલા આગળ ચાલ્યા મને લાગ્યુ કે, તેઓ હવે પાછા નહી ફરે પણ તરત જ એની થોભી ગઇ અને બોલી " ઉભા રહો હુ છેલ્લા પ્રણામ કરી આવુ "

તે મિસિસ ફેરલીની કબર પાસે ગઇ પોતાના બન્ને હાથ તેણે સ્તભની આસપાસ વીટાળ્યા અને તેને ચુબન કર્યુ તે પછી જતા જતા તેણે મારા તરફ જોઇને કહ્યુ " હવે મને શાન્તિ વળી છે હુ તમને માફ કરૂ છુ "

તેઓ બન્ને કબરસ્તાનમાથી વદાય થયા દેવળ આગળ થઇને, રખવાળના મકાન નજદિક તેમને મે જતા જોયા રખવાળની સ્ત્રી મકાન બહાર ઉભી હતી તેની સાથે તેઓએ કાઇક વાતચીત કરી અને તે પછી તેઓ સરિયામ રસ્તા ઉપર ચાલવા લાગ્યા એની કેથેરિકની પૂઠ જ્યા સુધી હુ જોઈ શકતો હતો ત્યા સુધી એજ જગ્યાએ ઉભો રહ્યો અને જ્યારે મારી નજરે દેખાતી તે બધ થઇ ત્યારે મારા મનમા ચિન્તા અને શોકમિશ્રિત લાગણી ઉપજી. મને લાગ્યુ કે, સફેદ વસ્ત્રવાળી સ્ત્રીના એ છેલ્લા જ દર્શન હતા !

## પરિચ્છેદ ૧૫.

### અચાનક અલોપ !

અર્ધો કલાક પછી હુ લિમરિજ-ભુવનમા જઇ પહોચ્યો મિસ હોલ્કોબ મારી વાત સાભળવા તૈયાર થઇને દિવાનખાનામા બેઠી હતી મે તેને અથેતિ સર્વ બિનાઓ કહી સભળાવી

શાન્તિથી અને દૃઢતાથી તેણે એ વાત સાભળી તેની સાભળવાની ઢબથી હુ અજબ થયો અધવચમા કોઈ પણ જાતનો પ્રશ્ન કર્યા વિના ધીરજથી આવી વાતો સાભળનાર સ્ત્રીની સયમી પ્રકૃતિના જેટલા વખાણ કરાય તેટલા ઓછા છે

મારૂ કહેવુ પુરેપુરૂ સાભળ્યા બાદ તે બોલી. "મારૂ મન સાક્ષી પૂરે છે કે, ભવિષ્ય વાદળાઓથી ઘેરાયલુ છે "

મે કહ્યુ "આપણે વર્તમાનકાળનો સદુપયોગ કરીએ તો ભવિષ્ય સારૂ નીવડવાનો સભવ છે એ બનવા જોગ છે કે, હુ એક પુરુષ હોવાથી એની કેયેરિકે મારી સાથે છૂટથી વાત કરી ન હોય, પણ એક સ્ત્રી આગળ તે પોતાનુ હૃદય ખોલીને કદાચ વધુ સ્ફોટ કરે જો મિસ ફેરલી—"

મિસ હૉલકોમે તરત જ કહ્યુ "અરે, એનો વિચાર તો અત્યારે કરવા જેવો જ નથી "

મે કહ્યુ "તો હુ બીજી સૂચના કરૂ છુ એની કેયેરિકને તમે મળો. તેનો વિશ્વાસ સપાદન કરવાના પ્રયત્નો તમે સારી રીતે કરી શકશો હુ તો હવે તેની લાગણીઓ ઉશ્કેરતા ડરૂ છુ મને તેના નબળા મગજની દયા આવે છે જો તમને વાધો ન હોય તો આવતી કાલે જ આપણે એ ખેતરમા જઈએ "

"મને કશો જ વાધો નથી. લૉરાનુ હિત સાધી શકાતુ હોય તો હુ કોઈ વાતની આનાકાની કરીશ નહી તમે એ ખેતર કોનુ કહ્યુ ?"

"મિસિસ ટૉડનુ આપણે ઘણી વખત એ જગ્યાએ ફરવા ગયા છીએ, એ તમને યાદ હશેજ "

"બરાબર પણ એ ખેતર મિસિસ ટૉડનુ નથી એ તો મિ. ફેરલીનુ ખેતર છે મિસિસ ટૉડ તો માત્ર તે ખેતર ખેડનાર ખેડુતની સ્ત્રી છે અમારે ત્યા એ ખેડુતની એક છોકરી હમેશા દૂધ આપવા આવે છે એ છોકરી રોજ આવતી હોવાથી ત્યાના કાઇક ,સમાચાર આપણને આપી શકશે હું હમણા જ તેને પૂછી જોઉં કદાચ તે છોકરી હજી પણ નોકરો આગળ વાતચીત કરતી બેઠી હશે "

તેણે ઘટડી વગાડી એક નોકર ત્યા આવ્યો તેને પૂછપરછ કરતા ખબર મળી કે, એ છોકરી અહીં નથી નોકરના જવા બાદ મિસ હોલ્કોમે કહ્યુ "કાઇ ફિકર નહી આવતી કાલે હુ એ છોકરીને પૂછી જોઇશ. દરમ્યાન એની કૈથેરિક પાસેથી મારે શુ શુ જાણી લવુ, તે આપણે નક્કી કરીએ તમારા મનમા એ વાતની તો હવે શકા જ નથી રહી કે, તેને દિવાનશાળામા મોકલનાર સર પર્સિવલ ગ્લાઇડ જ હતા ખરૂને ?"

"હા મને ચોક્કસ ખાત્રી થઇ છે કે, એ કામ એ ગૃહસ્થનુ જ હતુ ફક્ત શકા રહે છે તેમના હેતુની કિયા હેતુથી એનીને દિવાનશાળામા મોકલવામા આવી હતી, એ આપણે જાણવુ જોઇએ એ બન્નેના જીવનમા એવો શો ભેદી બનાવ બન્યો હતો કે જેથી આ કગાલ સ્ત્રીને એ શ્રીમત, મોભાદાર અને આબરૂદાર ગૃહસ્થે દિવાનશાળામા પૂરાવી ? એનીની માતા હયાત હોવા છતા સર પર્સિવલ જેવા મોટા માણસને આ જોખમદારી વહોરવાની જરૂર શા કારણે જણાઇ ?—"

"તેને એક ખાનગી દિવાનશાળામા રાખી હતી ખરૂને ?"

"હા ખાનગી દિવાનશાળામા આવી એક સસ્થામા હમેશા નાણા આપવા પડે છે, કોઈ ગરીબ અવસ્થાની સ્ત્રીને કે પુરુષને આવી સસ્થાનુ ખર્ચ જરૂર ભારે પડે, આથી આપણે જે બીજો ખુલાસો મેળવવાનો છે તે એ કે, આ ગરીબ બાઇનુ ખર્ચ સર પર્સિવલે આપ્યુ હતુ કે નહીં ?"

"મિ હાર્ટરાઇટ તમારી શકાઓ સગીન છે હુ તમને ખાત્રી આપુ છુ કે, તેના ખરા ખુલાસા હુ મેળવીશ જ આવતી કાલે જો એની કૈથેરિક આ બાબતમા મદદગાર થઇ પડશે તો ઠીક, નહીંતર સર પર્સિવલ ગ્લાઇડને જાતે તેના ખુલાસા કરવા પડશે અને મને તથા મિ. ગિલ્મોરને સતોષવા જોઇશે મારી બહેનનુ ભવિષ્ય મને વધારે વહાલુ છે અને જ્યા તેના લગ્નને લગતી વાત હોય ત્યા બરોબર વિચાર કરીને પગલુ ભરવામા જ ડહાપણ સમાયલુ છે"

અત્રે અમે વિખૂટા પડયા

બીજે દિવસે સહવારે નાસ્તો કર્યા પછી તરત જ અમે ખેતર

તરફ જઈ શક્યા નહીં, કારણ કે, મિસ હોલ્કોમ્બને બાગમા લતાકુંજમા મે આપેલા વચન પ્રમાણે તે દિવસની ટપાલ આવ્યા બાદ મારે મિ ફેરલીને મળીને અહીંથી વદાય થવાની પરવાનગી લઈ લેવાની હતી આથી ટપાલ આવતા સુધી હું થોભ્યો

મારૂ ધારવુ હતુ કે, તે દિવસે ટપાલમા મારો એકે કાગળ નહી આવે અને તેમ છતા કાગળ આવ્યો છે એમ જણાવીને મારે જુઠુ બોલવુ પડશે પણ તે દિવસે ટપાલમા મને બે કાગળો મળ્યા લડનમાના મારા મિત્રોના તે પત્રો હતા તેમા કાઇ ખાસ અગત્યના સમાચાર ન હતા પણ મારે અગત્યના સમાચાર મળેલા હોવાનો દેખાવ કરવાનો હતો હુ મારા ઓરડામા ગયો અને કાગળો વાચ્યા બાદ નોકરને બોલાવી-ને મિ ફેરલીને મે સદેશો કહેવરાવ્યો કે, એક અગત્યના કારણસર મારે આપને મળવુ છે

સદેશો કહાવ્યા બાદ મે તો નિશ્ચય જ કરી દીધો કે, મિ. ફેરલી રજા આપે કિવા ન આપે તોપણ આવતી કાલે હુ લડન જઇશ જ મે આજ સુધી મારી ફરજ બજાવી હતી અને હજી પણ બજાવવા તૈયાર હતો પરતુ સજોગોને લીધે મારે અહીંથી ગયા સિવાય છુટકો ન હોવાથી મિ ફેરલીની પરવાનગી મળે કે નહીં, તેની મને મુદ્દલે દરકાર નહોતી

નોકરે થોડીવાર પછી પાછા આવીને મને ખબર આપી કે, મિ ફેરલીએ રૂબરૂમા મળવાની ના પાડી છે, કારણ કે, તેમની તબિયત આજે બહુ ખરાબ છે આથી મારે જે કાંઈ જણાવવાનુ હોય તે લખીને જણાવવુ મને આ સદેશો સાભળીને નવાઇ ઉપજી નહી આવી રીતે ઘણી વખત મારા ત્રણ માસના વસવાટ દરમ્યાન અમારી વચ્ચે ચીઠ્ઠીઓ-થીજ વાતચીતનો વહેવાર ચાલ્યો હતો અત્યાર સુધીમા તેમના દર્શનનો લાભ માત્ર હું એક જ વાર પામી શક્યો હતો એ લાભ મે લિમરિજ-ભુવનમા પગ મૂક્યો ત્યારે મને મળ્યો હતો તે જ એ દર્શન-નો લાભ જેમ સૌથી પહેલો હતો તેમ સૌથી છેલ્લો જ નીવડયો. તેમના

સદેશાને માન આપીને મે તરત જ ટૂકાણુમા સભ્યતાથી અને સ્પષ્ટતાથી એક કાગળ લખી કાઢયો અને નોકર સાથે તે મોકલી આપ્યો આશરે અર્ધા કલાક પછી એ કાગળનો જવાબ મને મળ્યો તે એક જાડા વાદળી રગના નોટ–પેપર ઉપર મોટા અને મોતીના દાણા જેવા અક્ષરે લખાયલો હતો એ જવાબમા મને રજા તો આપવામા આવી હતી પણ આનાકાની અને અપમાન સાથે રજા આપવામા આવી હતી ! મિ. ફેરલી એ તે જવાબમા શરૂઆતમા પોતાની રીત મુજબ મને ધન્યવાદ આપીને જણાવ્યુ હતુ કે " તમારી અરજીથી હુ ઘણોજ તાજુબ અને નિરાશ થયો છુ હુ કોઈ ધધાદારી માણુસ નથી પણ મારા મુખ્ય નોકરની મે સલાહ લીધી છે તે ધધાદારી માણુસ છે તે મને સલાહ આપે છે કે મોત અને જીવનના જ એકલા સવાલને અપવાદ રૂપ ગણીએ તે સિવાય બીજા કોઈ પણ દાખલામા તમોને રજા મળી શકે નહી જો કલા પ્રત્યેની મારી ઉચ્ચ પૂજ્યબુદ્ધિ મારી હાલની મગજની નબળી હાલતમા ઓછી કરી શકાય તો જ મિ. હાર્ટરાઇટ, તમારી હાલની માગણી પુરી પાડી શકાય પણ તેવી વસ્તુસ્થિતિ નથી અને હાલના દાખલામા કલા પ્રત્યે તમારી પૂજ્યબુદ્ધિ ઓછી થઈ ગઇ હોય એમ મને જણાય છે " મિ. ફેરલીએ જવાબમા છેવટે જણાવ્યુ હતુ કે, " આ અરજી અત્યત અનિયમિત છે મને સપૂર્ણ આરામ અને શાતિની જરૂર છે એમા તમે દખલગિરી કરો અને આ મકાનમા અસતુષ્ટ મનથી રહો એથી બન્ને પક્ષને ચરભડાટનુ કારણ મળે તેમ છે હુ અત્યારના સજોગોમા તમને રજા આપવાની ના પાડી શકયો હોત પણ મારા મગજને શાન્તિ આપવા ખાતર, મિ. હાર્ટરાઇટ, તમને ખબર આપુ છુ કે, તમારે જવુ હોય તો તમે જઇ શકશો "

આ કાગળની ગડી કરીને મે બીજા કાગળો ભેગો મૂકયો. મિસ હોલ્કોબને જો મે વચન આપ્યુ નહોત તો મિ ફેરલીના પત્રને અપમાન રૂપે ગણીને તેનો અસ્વીકાર કર્યો હોત પણ મે જવાનુ વચન આપેલુ હોવાથી મારી નોકરીની લિખિત પરવાનગી તરીકે તે કાગળ મે

જાળવી રાખ્યો મે તે કાગળની લગારે દરકાર કરી નહી અને મારી યાદગિરીમાથી તેને દૂર કર્યો બપોરે જમવાનો વખત થયો ત્યારે હુ નીચે ગયો અને મિસ હોલ્કોબને મે ખબર આપી કે, " ખેતરમા આવવા હવે હુ તૈયાર છુ " જમી રહ્યા પછી અમે ખેતરમા જવા નીકળ્યા ત્યારે તેણે મને સૌથી પહેલો પ્રશ્ન કર્યો " મિ ફેરલીએ તમને સતોષકારક જવાબ દીધો કે ? "

" મિસ હોલ્કોબ, તેમણે મને જવાની છૂટ આપી છે. " એકદમ તેણે મારા મો સામે જોયુ અને મારૂ મ્લાન મુખ જોઇને તેણે પોતાની મરજીથી મારો હાથ ઝાલ્યો મને કેવી રીતે રજા મળી એ પોતે સમજી ગઈ છે એમ બતાવવા માટે કોઇ પણ જાતના શબ્દો કરતા આ માયાળુપણુ વધુ સૂચન કરનારૂ હતુ પોતે મારા તરફ સમભાવ બતાવે છે અને તે પણ એક શેઠ તરીકે નહીં પણ એક મિત્ર તરીકે બતાવે છે, એમ પ્રદર્શિત કરવા માટે તેની આ રીતભાત બસ હતી મે એ બુઢ્ઢા ગૃહસ્થના કાગળ માહેલા અપમાનની દરકાર નહોતી કરી પણ આ સ્ત્રીની સહૃદયતા મારા અતરના ઉંડાણમા પહોચી

ખેતરમા જતા જતા અમે નક્કી કર્યુ કે, મિસ હોલ્કોબ એકલીજ તે મકાનમા જશે અને હુ બહાર ઉભો રહીશ એ પ્રમાણે નક્કી કર્યા બાદ તે મિસિસ ટોડના મકાનમા ગઇ અને મારી અજાયબી વચ્ચે તરતજ તે પાચેક ક્ષણમા પાછી ફરી

મે પૂછયુ " તેણે વાતચીત કરવાની ના પાડી કે શુ ? "

તેણે જવાબ દીધો " એની કેથેરિક તો જતી રહી ! "

" શુ જતી રહી ?! એકાએક ? ! "

" હા આજે સહવારે જ આઠ વાગે, તે અને મિસિસ કલેમટસ ચાલ્યા ગયા ! "

હુ કાઈ વધુ બોલી શકયો નહી–મને લાગ્યુ કે, શોધખોળની દરેક તક, એ સ્ત્રીઓની સાથેજ ચાલી ગઇ !

મિસ હોલ્કોબે કહ્યુ " મિસિસ ટોડ કહે છે કે, એ લોકોના

સબધમા હુ કશુ પણ જાણતી નથી ગઇ કાલે રાતે તેઓ સહિસલામતિથી ઘેર આવ્યા હતા અને બધાની સાથે તેમણે હસી ખુશીને વાતચીત કરી હતી પણ રાત્રે વ્યાળુ કરતી વખતે એની કેથેરિક બેભાન થઇ ગઇ હતી તે લોકો જે દિવસે લ ડનથી આવ્યા તે દિવસે પણ આવી જ રીતે એની બેભાન થઈ ગઈ હતી પહેલી મૂર્ચ્છાનુ કારણ એક છાપુ હતુ એ છાપામા કાઇક સ્થાનિક ખબર વાચીને તે ચીસાચીસ પાડીને મૂર્ચ્છિત થઇ હતી "

"મિસિસ ટોડને ખબર છે કે, છાપામાના કિયા ફકરાથી એનીની એવી દશા થઇ હતી ? "

" ના, મિસિસ ટોડે છાપુ પહેલેથી તે છેલ્લે સુધી વાચી જોયુ હતુ પણ તેમા કોઈ ઉશ્કેરનારા બનાવનુ વર્ણન નહોતુ, મિ હાર્ટરાઇટ ! એમ છતા પણ મે એ છાપુ જોયુ તો મને જણાયુ કે, અધિપતિએ અમારા કુટુબને લગતી ખબરો ઉપર તેમા નોધ લખેલી હતી મારી બહેનના સર પર્સિવલ સાથે થનારા લગ્નની ખબર તે છાપામા પ્રકટ થયલી હતી મે તરત જ અનુમાન કર્યું કે, આ નોધ વાચ્યાથી જ એનીનુ મગજ ઠેકાણે રહ્યું નહીં હોય વળી એનીએ જે કાગળ લખ્યો તે આ નોધ વાચ્યા પછી જ લખ્યો હોવો જોઇએ, એવુ મે બીજુ અનુમાન પણ કર્યું તમારૂ શુ માનવુ છે, મિ હાર્ટરાઇટ ? "

" બન્ને અનુમાન ખરા છે પણ ગઇ કાલે એની બેભાન થઈ તેનુ કારણ શુ ?"

" એ કારણ હજી મળી શકયુ નથી એમના ઘરમા કોઇ અજાણ્યુ માણુસ આવેલુ નથી કોઈએ તેની સાથે ઉશ્કેરી મૂકનારી વાતચીત કરી નથી જમતી વખતે જ્યારે અમારી દૂધવાળી અહીંના બનાવોને લગતી વાતચીત કરતી હતી ત્યારે તેમણે બધાએ બહારથી એક મોટી ચીસ સાભળી અને જ્યારે બધા બહાર દોડી ગયા ત્યારે એની કેથેરિક મોત જેવી ફિક્કી પડી ગઈ હતી અને બેભાન થઇ ગઇ હતી, એવુ તેમણે જોયુ ! તેને ઘરમા લાવવામા આવી એ પછી મોડી રાત સુધી

મિસિસ ક્લેમટમ સાથે એની કઇક વાતો કરતી હતી આજે સહવારે એકાએક મિસિસ ક્લેમટસે જાહેર કર્યું કે, અમારે અહીંથી જવુ જ પડશે કારણ પૂછના તેણે જણાવ્યુ કે, ‘ એક બનાવ અચાનક બનવા પામ્યો છે તેથી એનીને અહીં રહેવુ ગમતુ નથી આ ઘરના લોકોનો કોઇ પણ જાતનો દોષ નથી અને એ બનાવ સાથે આ ઘરમાના કોઇને કાઇ લાગતુ વળગતુ નથી ’ મિસિસ ક્લેમટસને દબાણ કરવા નક્કી હતુ, કારણ તે જવાની જ હઠ કરતી હતી એનીની તબિયતની ખાતર વધુ દબાણ કરવાનુ બધ રાખીને તેઓએ આજ સહવારે તેમને જવા દીધા એ બન્ને જણ કોઇ પણ જાતની સભ્યતા કે શિષ્ટાચારની રીત-ભાત દાખવ્યા વિના જ જતા રહ્યા તેથી મિસિસ ટોડને ઘણો ગુસ્સો ઉપજ્યો છે મિ હાર્ટરાઇટ, હુ નથી સમજી શકતી કે, એનીને બીજી વાર બેભાન થવાનુ અને એકદમ ચાલ્યા જવાનુ કારણ શુ મળ્યુ હશે ? તમે કાઇ અનુમાન કરી શકો છો ?”

“ અનુમાન બીજુ શુ હોઈ શકે ? કબરસ્તાનમા જે માણસનુ નામ સાભળીને તે ચીસ પાડી ઉઠી હતી અને છાપામા પણ જે માણસનુ નામ અને તેના લગ્નના સમાચાર વાચીને તે બેભાન થઇ ગઇ હતી તેજ માણસને લગતા કાઇક વિશેષ સમાચાર વાચીને તે બીજી વખત બેભાન થઈ ગઇ હશે એવુ મારૂ અનુમાન છે વાતચીતની વિગત આ-પણે મેળવીશુ તો મારૂ અનુમાન ખરૂ છે કે ખોટુ, એ તરત જ સમજાશે ”

“મિસિસ ટોડને વિગત પૂછીએ તેના કરતા તેની છોકરીને પૂછીએ તો ઠીક. તે જુવાન અને ચબરાક હોવાથી તેની યાદગિરી સારી હશે એ છોકરી આજે સાજે દૂધ આપવા આવશે ત્યારે તેને પૂછી જોઇશુ. હાલ તુર્ત ચાલો, આપણે ઘેર જઇએ ”

અમે મિસ ટોડનો આભાર માનીને ઘેર ગયા ઘેર પહોચ્યા બાદ અમે તપાસ કરી તો દૂધવાળીને રસોડા આગળ પોતાનુ દૂધનુ વાસણ માજતી અને ધીમા સ્વરે કાઇક ગાતી જોઇ

મિસ હોલ્કોમ્બ સાથે હુ તેની પાસે ગયો મિસ હોલ્કોમ્બે

હસીને તેને પૂછ્યુ "હુન્ના, તુ હમેશા જે દૂધ લાવે છે તેના આ ગૃહસ્થ બહુ વખાણુ કરે છે એ દૂધની સ્વચ્છતા અને સુદરતા માટે હુ તેમના તરફથી તને ધન્યવાદ આપુ છુ "

તે શરમાઈ ગઇ અને નીચુ જોઇને બોલી "એમા કાઇ વિશેષતા નથી હુ મારી ફરજ જ બજાવુ છુ "

મિસ હોલ્કોમ્બે મૂળ મુદ્દાની વાતનુ સાધણુ કરતા કહ્યુ "તારા પિતાને ત્યા અમે હમણા જ જઇ આવ્યા ગઈ કાલે સાજે તુ ઘેર ગઇ તે પછી તારે ત્યા આવેલા પરોણામાથી એકને અકસ્માત થયો હતો ખરૂ ને ?"

"હા જી એક છોકરી બેભાન થઈ ગઇ હતી "

"એ શાથી બેભાન થઇ ગઈ હશે ? તમે લોકોએ તેને ગભરાવી નાખવા જેવુ કશુ નહીં જ કહ્યુ હોય તમે કોઇ ભૂતપ્રેતની વાતો કરતા હતા કે શુ ?"

"ના રે !" તે છોકરી હસીને બોલી "અમે તો ગામગપાટા હાકતા હતા "

"તારી બહેનો ખેતરની વાતચીત કરતી હતી ખરૂ ને ?

"હા "

"અને તુ આપણા ઘર વિષે કાઇક સમાચાર કહેતી હતી ખરૂને ?"

"હા એમ જ અમે તો જરાકે ગભરાટ ઉપજે એવી વાતો કરતા નહોતા બધાએ હમતા હસતા આનદ કરતા હતા એટલામા અચાનક એ છોકરીને વાઇ આવ્યુ મને તો એ વખતે અજાયબી જ થઇ કે, ઉશ્કેરણીની લગારે વાત અમે કરી નથી અને એ છોકરીને વાઇ કેમ આવ્યુ ?"

મિસ હોલ્કોમ્બને મે ધીમે રહીને કહ્યુ "વાતચીતની વિગત " તે મારો ઉદ્દેશ સમજી ગઇ અને તે છોકરીને પૂછવા લાગી "વાતચીત દરમ્યાન તે કોઇના નામ દીધા હતા ? અને આપણે ત્યા મહેમાનો આવવાના છે, એ સમાચાર કહ્યા હતા ?"

"હાસ્તો! નામ વગર વાતચીત કેમ થાય? લંડનવાળા વકીલ મિ. ગિલ્મોર, શનિવારે આવવાના છે અને સર પર્સિવલ ગ્લાઇડ સોમવારે આવવાના છે, તેથી હવે વધારે દૂધલઈ જવુ પડશે, એમ મે કહ્યુ હતુ નામ દઈને મે વાતચીત કરી, એ મે ખોટુ કર્યું? નામ નહોતા દેવાના?"

"ના ના નામ દીધા એમા કશુએ ખોટુ થયુ નથી હુ તો અમસ્થી જ પૂછતી હતી ચાલો મિ. હાર્ટરાઇટ આપણે હજાને નકામી રોકી રાખીએ છીએ તારૂ કામ કર્યા કર હજા કાઈ ખાસ કારણસર મે પૂછપરછ કરી નથી હો કે?"

અમે બન્ને તે છોકરી આગળથી વદાય થયા મકાનમા પેસતા બારણા આગળ અમે બન્ને ઉભા રહી ગયા અને એક બીજાના મો સામે જોવા લાગ્યા મે પૂછ્યુ—

"મિસ હોલ્કોમ્બ, તમારા મનના હવે કોઇ જાતની શકા રહે છે કે?"

"સર પર્સિવલ ગ્લાઇડે મારી શકાનુ સમાધાન કરનારો ખુલાસો કરવો જ જોઇશે જો તેમ નહીં થાય તો લૉરા કદાપિ કાળે તેમને પરણુશે નહીં"

## પરિચ્છેદ. ૧૬.

### વસમી વદાય!

અમે ઘરમા દાખલ થયા કે તરતજ નોકરે આવીને ખબર આપ્યા કે, વકીલ મિ ગિલ્મોર આવી પહોચ્યા છે મિસ હોલ્કોમ્બ તેને આવકાર આપવા માટે બહાર ગઇ. થોડીવારે તે અને મિ. ગિલ્મોર દીવાનખાનામા દાખલ થયા અમારો બન્નેનો પરિચય કરાવવામા આવ્યા બાદ હુ આ ગૃહસ્થ તરફ જીજ્ઞાસાથી અને કૌતકથી જોવા લાગ્યો. લિમરિજ–ભવનમાથી મારી વદાયગિરી બાદ આ વૃદ્ધ ગૃહસ્થ રહેનાર હતો, સર પર્સિવલ ગ્લાઇડનો ખુલાસો તેને સાભળવાનો હતો અને તે સાભ-

જ્યા બાદ કેવા નિર્ણય ઉપર આવવુ તે વિષે તે મિસ હોલ્કોમ્બને પોતાની અનુભવી સલાહ આપનાર હતો લગ્નનો આખો સવાલ બરાબર રીતે ગુચવણ વિનાનો અને સાફ બનાવતા સુધી તેને લિમરિજ–ભવનમા રહેવાનુ હતુ જો સર પર્સિવલના ખુલાસાથી તેને સતોષ થાય તો લગ્નનો લિખિત કરાર તે ઘડનાર હતો મે આ ધારાશાસ્ત્રીને સૌથી પહેલો જોયો ત્યારે મને તેના સબધમા રમભરી લાગણી ઉપજી કોઈ અજાણ્યા માણસ તરફ તેને જોતા વેત જ આવી લાગણી કદી મારા મનમા ઉત્પન્ન થઇ નહતી તેનો બહારનો દેખાવ કોઇ વૃદ્ધ ધારાશાસ્ત્રીના જેવો તો નહોતો જ તેના ચહેરામા ચળકાટ હતો તેના સફેદ વાળ જરાક વધારે લાબા હતા પણ તે સફાઇથી હોળેલા હતા તેનો કાળો કોટ, અદરનુ બદન અને 'વેસ્ટ કોટ' તેમજ તેનો પાટલૂન વગેરે તેના શરીરને બરાબર બધબેસ્તા હતા તેણે હાથમા નારગી રગના મોજા પહેરેલા હતા એ મોજા પાદરીઓ પહેરે છે તેવા હતા તેની રીત ભાતમા માયાળુપણુ અને વિવેક જણાતા હતા ધધાની રૂએ આવા લોકોને હમેશા જે ચપળતા અને હાજરજવાબીપણુ રાખવા પડે છે, તે આ ધારાશાસ્ત્રીમા પુરેપુરા હતા તેનો બાધો મજબૂત હતો માન આબરૂ અને સર્વ પ્રકારની સગવડો આખા જીવનમા મળી હોય અને તેથી જે જાતના સુખી દેખાવની પ્રતીતિ થાય, તે પ્રતીતિ તેને જોતા તરત જ થતી તે હસમુખો હતો અને ચચળ હતો તેને જોઇને મને માન ઉપજ્યુ

હુ મિસ હોલ્કોમ્બને અને ધારાશાસ્ત્રીને વાતચીતમા રોકાયલા જોઇને દીવાનખાનામાથી બહાર ગયો અને બાગમા લટાર મારવા લાગ્યો લિમરિજ–ભવનમા હવે હુ બહુ જ થોડા વખતનો મહેમાન હતો આવતી કાલે સહવારે મારે ચોકકસ વદાય થવાનુ હતુ નનામા કાગળ વિષે અત્યાર સુધી જેટલી તપાસમા મે ભાગ લીધો હતો તેટલી અધૂરી મૂકીને મારે ચાલ્યા જવાનુ હતુ આ અધૂરી તપાસ માટે હુ મારો જીવ બાળુ અને મારા હાથે જ તે તપાસ પુરી કરવાની આશા ધરાવુ તો તે

મૂરખાઈ ભરેલુ જ ગણાય મારો હિસ્સો અત્રે પુરો થતો હતો અને બની ગયલા બનાવોને, મને મળેલા ક્ષણિક સુખને, મારામા જાગ્રત થયલા પવિત્ર પ્રેમને, સ્વપ્ન સમાન ગણીને મારે હવે અહીંથી વદાય થવુ જ જોઇએ લિમરિજ-ભવન, તેનો બાગ તેની આસપાસના દેખાવો વગેરે-ના ફક્ત છેલ્લીવાર દર્શન કરવા માટે હુ આમતેમ આસપાસ નિહાળવા લાગ્યો મારા અભ્યાસ-ગૃહની બારી નીચેથી મે આગળ ને આગળ ચાલવા માડયુ શિયાળો બેસી ચૂકેલો હોવાથી બાગમા ઝાડ ઉપરના ફુલ ખરી પડેલા હતા કેટલાક ફુલના નામ મિસ ફેરલીએ મને શીખવ્યા હતા કેટલાક ફુલના ચિત્ર મે તેની પાસે દોરાવ્યા હતા. એ ફુલ અત્યારે ખરી પડેલા હતા અને ચીમળાયલી હાલતમા રસ્તામા વીખરાયલા પડયા હતા, હુ લતાકુજ આગળ ગયો અમે બન્નેએ ઑગસ્ટ માસની ઘણીક ખુશનુમા સાજ તેમા પસાર કરી હતી ચિત્રકામ કરતા અમુક ચિત્રોમા પડછાયો વધારે પાડવા અને અમુકમા ખુલ્લો રગ રાખવા માટે સૂર્યપ્રકાશનો મે તેને અહીં જ અભ્યાસ કરાવ્યો હતો એ સૂર્ય પ્રકાશ અત્યારે મને કામનો નહતો હુ જરાક આગળ ચાલ્યો- બાગ બહાર નીકળીને હુ પાસેની એક ટેકરી ઉપર ચઢયો એ ટેકરીની ટોચ ઉપર અમે બન્ને ઘણીવાર એકલા ઉભા રહીને એક બીજાને પૂજતા હતા એ સુખી દિવસો અત્યારે નહતા અને એ ભૂતકાળ હવે પુન આવી શકનાર નહતો ! તેના દર્શન રૂપ સૂર્યપ્રકાશ હવે હુ જોઈ શકનાર નહતો તેના રૂપેરી ઘટડી જેવા સ્વર હવે હુ સાભળી શકનાર નહતો આ ટેકરીની ટોચ ઉપર તે મારી સાથે વાતો કરતી પોતાના બાળપણુ વિષે પણુ તેણે મને કેટલુક કહ્યુ હતુ, મારી માતા અને બહેન વિષે પૂછપરછ કરી હતી એની વાતોના મને ખાલી ભણકારાજ અત્યારે વાગવા માડયા મે આસપાસ નજર કરી ત્યા કોઈ જ નહોતુ હુ એકલો ઉભો હતો વાયૂ અને દરિયા-ના મોજામા જેમ અગાઉ તેની વાતો લીન થઈ ગઇ હતી તેમ આ જ તેના વિષેના મારા વિચારો પણ વાયૂ અને દરિયાના મોજામા લીન થઇ ગયા. દુખી જિગરે અને બહેબાકળી નજરે હુ ટેકરી પરથી નીચે

ઉતર્યો મૂઢપણે મે અહી તહી લટાર મારવામા વખત ગાળ્યો એ બાદ કેટલીકવારે હુ ઘરમા દાખલ થવા માટે પાછો ફરીને જેવો ઘરના પગથીઆ ઉપર ચઢતો હતો કે તરત જ મિ. ગિલ્મોરને મે બારણામાથી બહાર નીકળતો જોયો મારો અને તેનો સામસામો ભેટો થતા અને અમારી બેની નજર એક થતા તેણે મને કહ્યુ "હુ તમને જ મળવા માગતો હતો યુવાન ગૃહસ્થ, મારે તમારી સાથે થોડીક વાતચીત કરવાની છે તમને ફુરસદ છે ને ?" આમ કહ્યા બાદ મારા જવાબની રાહ જોયા વિના તેણે આગળ કહેવા જ માડયુ "મિસ હોલ્કોમે મને નનામા કાગળની વાત કહી છે તમે તેને એ સબધમા તપાસ કરવામા જે મદદ કરી છે, તે વિષે પણ મને બધી હકિકત તેણે કહી છે સ્વાભાવિક છે કે, તમારી તપાસ અધૂરી રહી છે અને તમારે જવાનુ છે તેથી તમને એ સબધમા એક પ્રકારની ચિતા થાય કે, હવે પછી શુ બનશે ? સાહેબ, હુ તમને ખાત્રી આપુ છુ કે, હવેની તપાસનુ કામ સહિસલામતપણે આગળ ચાલશે તમે નિશ્ચિત રહેજો, કેમકે, મને આ કામ સોપાયા પછી તેની વ્યવસ્થા યોગ્ય રીતે જ થશે "

"મિ. ગિલ્મોર, આ તપાસમા ચોકસાઇથી કામ કરવા અને વધારે સારી સલાહ આપવા માટે તમે મારા કરતા દરેક રીતે વધારે લાયક છો તમે કેવી રીતે હવે કામ કરનાર છો, તે જાણુવા માગુ તો ધૃષ્ટતા નહીં લેખાય ?"

"નહીં જ મિ હાર્ટરાઇટ, આ બાબતમા મે એવો નિર્ણય કર્યો છે કે, લંડનમાના સર પર્સિવલ ગ્લાઇડના વકીલ ઉપર મજકુર નનામા કાગળની હુ એક નકલ મોકલી આપીશ તથા તે સાથે એક હકિકતપત્ર મોકલીશ સર પર્સિવલ અહીં આવશે ત્યારે અસલ કાગળ હુ તેમને બતાવીશ જે બે સ્ત્રીઓ ગુમ થઈ છે, તેઓની તપાસ માટે તો મે હમણા જ એક વિશ્વાસુ નોકરને જૂદા જૂદા સ્થળોએ તપાસ કરવા મોકલી દીધો છે તેને યોગ્ય ખર્ચ કરવા માટે નાણા આપેલા છે. તે પત્તો

મેળવશે એટણે તરત જ અહીં ખબર આપશે સોમવારે **સર પર્સિવલ** અહીં આવશે તે દરમ્યાન આટલુ કામકાજ પૂરતુ છે એક ગૃહસ્થ અને એક આબરૂદાર બેરોનેટ પાસેથી જે જાતના ખુલાસાની આપણે આશા રાખી શકીએ, તે **સર પર્સિવલ** આપશે, એની મને શકા નથી. **સર પર્સિવલ** શિષ્ટ સમાજમા ઉંચા દરજ્જા ઉપર છે, આજ સુધીનુ તેનુ ચારિત્ર નિષ્કલક ગણાયલુ છે અને તેથી મને તો બિલકુલ શકા નથી રહેતી કે, **સર પર્સિવલનો** ખુલાસો સતોષકારક નહીં હોય, પરિણામ સારૂ આવવાનુ છે એની મને તો ખાત્રી છે સાહેબ, આવા બનાવો તો સમાજમા હરઘડી બનતા રહે છે નનામા કાગળો–કમનસિબ સ્ત્રીઓ–અને ઉમરાવોના ખુલાસા, આ બધુ તદ્દન સામાન્ય છે એમા કશુ જ નવાઇ ભરેલુ નથી **મિ. હાર્ટરાઇટ**, આ બનાવમા જો કે કેટલીક ગુચવણ છે ખરી તોપણ તે તદ્દન સામાન્ય જાતનો બનાવ છે ”

“ **મિ ગિલ્મોર**, મારો અભિપ્રાય તમારા કરતા તદ્દન જૂદો છે આ બનાવ મને તો અસાધારણ લાગે છે ”

“ ભાઇ, તમને તે અસાધારણ લાગે એમા નવાઇ નથી હુ બુઢ્ઢો માણુસ છુ એટલે વ્યવહાર નજરે આ બનાવ તપાસુ છુ. તમે જુવાન છો એટલે હૃદયની લાગણીથી દોરવાઈ જઇને આ બનાવ વિષે અભિપ્રાય બાધો છો આજ કાલ કરતા કેટલાયે વર્ષથી આ ધધામા આવા અનેક બનાવોનો ફોડ મે પોતે કરેલો છે મારે મન તો આ બનાવ તદ્દન સામાન્ય છે. તમારો મત વિરૂદ્ધ પ્રકારનો હોઈ શકે જવા દો એની ભાજગડ આવી ભાજગડોમાથી હુ નાસી છૂટીને અહીં આવ્યો છુ, એ ઠીક થયુ છે વારૂ હવે પછી શુ બને છે, એ આપણે જોઇશુ દરમ્યાન ખુલાસાની રાહ જુઓ. **મિ. હાર્ટરાઈટ**, આ સ્થળ કેવુ રમણીય છે? શિકારની અહીં સારી મોજ મળી શકે મે સાભળ્યુ છે કે, તમે સારા ચિત્રકાર છો તમારા જેવા કુદરતના પૂજારીની મને અદેખાઈ આવે છે. તમને કઈ જાતના ચિત્રોનો વધુ શોખ છે?”

મને અસાધારણ લાગેલા બનાવને આમ તદ્દન સામાન્ય અને

નજીવુ સ્વરૂપ આપીને આ ડોગો અનેક પ્રકારની બીજી ત્રીજી વાતો કરવા લાગ્યો મને તેની આ સફાઇ ગમી નહીં મારૂ ચિત્ત તેની વાતોમા ચોટયુ નહી બે કલાક સુધી હુ બાગમા ફરેલો હોવાથી હવે થાકી ગયેલો હતો એમા પણ આ વકીલે મારા અભિપ્રાયથી તદ્દન વિરૂદ્ધ અભિપ્રાય આપીને મારા મનને અને મગજને વધારે થકવી નાખ્યા મને લાગ્યુ કે, હવે વિમરિજ–ભવનમા રહેવાની મારે શી જરૂર ? કોઇને હવે મારી સેવાઓની ગરજ નહોતી તો પછી નિરર્થક વખત વિતાડવા કરતા મારા વતન ભેગો થાઉ, એ જ બહેતર, આવો નિશ્ચય કરીને સભ્યતાથી મિ. ગિ’મોર આગળ એક બહાનુ કાઢીને હુ તેની પાસેથી છૂટો પડયો

હજી સાજ પડી નહોતી એટલે વેળાસર આ મકાનમાથી જવુ ઠીક થઇ પડશે, એમ ધારીને કોઇને કહ્યાકહાવ્યા સિવાય મારો સામાન મારી ઓરડીમાથી લેવા માટે હુ દાદર ઉપર ચઢવા લાગ્યો એટલામા મિસ હો’કોમ મને સામી મળી મને ઉતાવળો ઉતાવળો ઉપર ચઢતો જોઇને તથા મારા મુખ ઉપર ખિન્નતા જોઇને તેણે મારી ખબર પૂછી મે તત્કાળ જણાવી દીધુ કે, “ હુ લડન જવાની ઉતાવળમા છુ સામાન લેવા માટે ઉપર જાઉ છુ ”

તેણે આતુરતાથી અને માયાળુપણાથી કહ્યુ, “ ના ના એમ તો ન જવાય આજની રાત રોકાઇ જાઓ આપણે મિત્રો તરીકે છૂટા પડીએ છીએ, તેના ચિહ્ન તરીકે તમારે આજ રાતનુ ભોજન અમારી સાથે લેવુ જોઇએ, એટલુ જ નહીં પણ જે રીતે દરરોજ રાતે આપણે આનદ કરતા તેમ આજની રાત પણ આનદમા ગાળીશુ મિ. હાર્ટરાઇટ, હુ તમને રોકાઇ જવા ખાસ નિમત્રણ કરૂ છુ—મિસિસ વેસેનુ પણ નિમત્રણ સમજજો—” તે થોડોક વખત બોલી નહીં અને પછી આના-કાની બાદ બોલી “ લૅારાનુ નિમત્રણ પણ સમજજો ”

મે રહેવાનુ વચન આપ્યુ તેઓને કોઇને મારા વિષે ખરાબ અસર થાય, એવો મારો જરાકે વિચાર નહતો, એ ઇશ્વર સિવાય બીજુ કોણ જાણે ?

આજે આખા દિવસ દરમ્યાન મને મિસ ફેરલીનો મેળાપ થયો નહતો. તેની સાથે મારે બિલ્કુલ વાતચીત થઈ નહતી રાતના ભોજનનો સમય થતા જ્યારે હુ જમવાના ઓરડામા ગયો ત્યારે તેની સાથેના મેળાપ વેળા મારે અને તેને બહુજ સયમ રાખવાનો છે, એમ મને લાગ્યુ એ એક ભારે કસોટીની વેળા હતી પણ મે જોયુ કે, આ અમારી છેલ્લી મુલાકાતની યાદગિરી મને રહી જાય એવી તેની રીતભાત હતી તેનો જે પોષાક હુ હમેશા વખાણુનો તે તેણે અત્યારે પહેર્યો હતો એ પોષાક વાદળી રગનો રેશ્મી પોષાક હતો અને તેના ઉપર જૂની ઢબની કોર ચોઢેલી હતી હમેશની માફક અત્યારે તેણે મારી સાથે માયાલુતાથી હાથ મિલાવ્યો એ હાથ ઠડો હતો તેના ફિક્કા જણાતા ગાલમા ચકચકિત લાલાશના બિન્દુઓ હતા તેનુ હસવુ પણ ફિક્કુ હતુ તે બળાત્કારે હસતી હતી અથવા તો હૃદયમાની નિરાશાને ઢાકી દઇને હસવાનો દેખાવ કરતી હતી, એમ મને ભાસ્યા વિના રહ્યુ નહીં ખરેખર, એ એક કમનસિબી હતી કે, મારા હૃદયની ઇચ્છા છતા હુ તેને હૃદય સરસી ચાપી શકતો નહતો જો મને શિષ્ટાચાર નડયો ન હોત તો મે તેને આજ સુધી કદાપિ ચાહી નથી તેના કરતા વિશેષ પ્રેમથી એ વખતે તેને ચાહી હોત !

અમારા ભોજન દરમ્યાન મિ. ગિલ્મોરે રમુજ કરાવીને અમારી દિલગીરી ભૂલાવી દીધી એ વાતોડીઓ ડોસો તરેહવાર વાતો કર્યા જ કરતો અને મિસ હોલ્કોબ તેને ઉત્તેજન આપતી એ બન્નેનુ અનુકરણ કરવા મે મારાથી બનતી કોશિષ કરી, મિસ હોલ્કોબની ભુરી આખોના ફેરફાર, તેના હૃદયમાના ભાવોને હમેશા વ્યક્ત કરતા હતા તે હું જાણતો હતો આજે તે મારા તરફ જ્યારે વાતચીત દરમ્યાન જોતી હતી ત્યારે હુ ખુલ્લી રીતે જોઈ શકતો હતો અને તે ઉપરથી સમજી શકતો હતો કે, તેના હૃદયની ઇચ્છા શી છે? તેની આખોની સાન, મને એમ સમજાવતી હતી કે, " મારી બહેનને મદદ કરો અને તમે મને મદદ કરી એમ હુ માની લઇશ. "

એ આખોના ભાવથી અને તેના પોતાના દાખલા ઉપરથી ખુશ મિજાજ દેખાડતા મે વાતચીતમા ભાગ લીધો અને એ રીતે ભોજન, બહારના બધા આનદભરેલા દેખાવમા પૂરૂ થયુ મિ ગિલ્મોર અને હુ તે પછી બહાર આવ્યા એટલામા એક નોકર આવી પહોચ્યો તેની સાથેની મિ ગિલ્મોરની વાતચીતથી મને જણાયુ કે, એની કેયેરિક અને મિસિસ ક્લેમટસની તપાસ માટે મોકલેલો નોકર એ જ હતો

મિ ગિલ્મોરે તેને પૂછ્યુ "કેમ, તુ શુ કરી આવ્યો ?"

"સાહેબ, એ બે જણે અહીથી કાર્લાઇલની ટીકીટો લીધી હતી"

"વારૂ તુ તેમની પાછળ કાર્લાઇલ ખાતે ગયો હોઇશ"

"હા, સાહેબ પણ મને તેમનો પત્તો મળ્યો નથી"

"કેમ ? તે બધે સ્થળે તપાસ કરી નહોતી ?"

"કરી હતી સ્ટેશન ઉપરના નોકરોને તેમજ કાર્લાઇલ ખાતેની જૂદી જૂદી વીશીઓમા મે પૂછપરછ કરી હતી"

"વારૂ પોલિસખાતાને ખબર આપી હતી કે ?"

"હા, સાહેબ આપે જે હકિકત-પત્ર મને આપ્યુ હતુ તે મે પોલિસખાતાને સોપ્યુ છે"

"બસ તે તારાથી બનતુ સઘળુ કર્યું છે, એની મને ખાત્રી થઈ છે મે પણ મારાથી બનતુ કર્યું છે હવે તેઓને શોધી કાઢવા, એ કામ પોલિસખાતાનુ છે તે સ્ત્રીઓ આપણી પાસેથી તો છટકી જ ગઇ હવે આપણે સર પર્સિવલ ગ્લાઇડના ખુલાસા ઉપર આધાર રાખવાનો રહ્યો સોમવારે એ વિષે બધુ સમજાશે દરમ્યાન—" મારા તરફ જોઇને તેણે કહ્યુ "મિ. હાર્ટરાઇટ, દારૂ પીશો ? આ મકાનમા મે એટલુ તો જોયુ છે કે, દારૂ ઉંચી જાતનો જ વાપરવામા આવે છે"

આમ કહીને તેણે વળી પાછો કાગળને લગતો ગભીર મુદ્દો સામાન્ય વાતથી ઢાકી દીધો એથી મને તેના પ્રત્યે અણગમો ઉપજ્યો, પણ હવે મારે આ બાબતમા ઝાઝુ માથુ મારવાનુ નહતું એટલે હુ લાચાર હતો એ પછી અમે દીવાનખાનામા ગયા આ દીવાનખાનામા

હમેશા રાત્રે જમ્યા પછી અમે રાતનો પહેલો પહોર આનદમાજ ગાળતા આજ એ આનદ છેલ્લીવારનો હતો મિસ ફ્રેરલી પિયાના આગળ ફરતી હતી રોજ હુ આનાકાની વિના તેની પાસે જઇ તેનુ સગીત સાભળતો. આજ શુ કરવુ એ વિષે હુ વિચાર કરવા લાગ્યો પણ તે મારી મદદે આવી મારી નજદિક આવીને તે બોલી "ચાલો, હુ પિયાનો વગાડુ અને તમારી પસદગીના ગીત લલકારૂ"

હુ તેનો આભાર માનવા જાઉ તે પેહેલા તો તે પાછી પિયાના આગળ જઇને તેની હમેશની ખુરશીમા બેઠી અને પિયાનો વગાડવા લાગી હુ હમેશા,તેની પાસેની ખુરશીમા બેસતો હુ તે ખાલી ખુરશી આગળ જઇને ઉભો રહ્યો તેણે મારા તરફ નજર કરી અને કહ્યુ "તમે નહીં બેસો ?"

"હું બેસીશ અલબત્ત, છેલ્લી વખત બેસીશ" મારા આ નિરાશા-જનક ઉત્તરનો તેણે સામો જવાબ વાળ્યો નહી તેણે પિયાનાના સૂર-કાઢવા ચાલુ રાખ્યા હું ખુરશી ઉપર બેઠો તે બાદ તે ધીમેથી બોલી "તમે જવાના છો તેથી મને બહુ દિલગીરી ઉપજે છે" એ જવાબમા તેણે પોતાના હૃદયની લાગણી જ બહાર પાડી હતી તેણે જવાબ દીધો તેથી મને સારૂ લાગ્યુ. મે કહ્યુ "મિસ ફ્રેરલી, આ માયાળુ શબ્દો મને યાદ જ રહેશે આવતી કાલ પછી હમેશને માટે તે શબ્દો હું જરૂર યાદ રાખીશ"

તેનુ વદન મ્લાન બની ગયુ મારા તરફ જોયા વિના જાણે પોતાની ખિન્નતા છૂપાવતી હોય તેમ તે બોલી "આવતી કાલની વાત ન કરશો. આજનો આનદ, સગીતને જ તેની સુખદાયક ભાષામા બહાર પાડવા દો"

તેના હોઠ કપ્યા—એક ધીમો નિસાસો તેમાથી બહાર પડયો. તેણે પોતાનુ દુખ દાબી દેવા યત્ન કર્યો પણ વ્યર્થ ! પિયાના ઉપર તેની આગળી સરળતાથી ફરી શકી નહી તે ખોટા સૂર કાઢવા લાગી અને સગીતની જે સુખદાયક ભાષા તે બહાર પાડવા માગતી હતી તે

ખરેખર બહાર પડી શકી નહી—તેણે પ્રત્યન કર્યા છતા પણ પિયાના-માથી યોગ્ય અને ખરા સૂર નીકળી શકયા નહીં! ગુસ્સાથી તેણે પિયાનો વગાડવો બંધ કર્યો અને પોતાના હાથ જોરથી પોતાના ખોળામા પછાડયા મિ ગિલ્મોર અને મિસ હોલ્કોમ આ વખતે પત્તા રમતા હતા તેમનુ ધ્યાન પણ આ તરફ ખેચાયુ આરામ ખુરશીમા ઝોકા ખાતી મિસિસ વેસે પણ ચોકી

" આવો, આપણે પત્તા રમીએ " મિસ હોલ્કોમે મારા તરફ જોઇને કહ્યુ

તેણે આમ શા માટે કહ્યુ તે હુ સમજી ગયો હવે પત્તા રમવા જવુ, એ જ ઠીક હતુ હુ તેમની સાથે રમતમા જોડાયો મિસિસ વેસેને પણ આમત્રણ કરીને રમતમા ભાગ લેવરાવવામા આવ્યો

અમે ચારે જણ રમવા લાગ્યા એટલે મિસ ફેરલીએ ગુસ્સાથી સ્વગત કહ્યુ " હુ આજે તો વગાડીશજ ન કેમ વગડે ? છેલ્લીવાર પણ વગાડીશ જ "

એ પછી અમે જ્યા સુધી પત્તા રમતા રહ્યા ત્યા સુધી તેણે પિયાનો વગાડયા કર્યો મે જોયુ કે, આજ તે હમેશની માફક સારૂ વગાડી શકતી નહતી ઘણીવાર તે વચ્ચે વચ્ચે કટાળી જતી પણ તેમ છતા ફાવે તેમ વગાડયા જ કરતી તેના હૃદયની નિરાશાનો આ ચોખ્ખો પડઘો હતો અમે જ્યારે પત્તા રમીને છૂટા પડવા માટે દીવાનખાના-માથી જવા લાગ્યા ત્યારે તે પણ ઉઠી

બારણા પાસે અમે પહોચ્યા ત્યારે મિસિસ વેસેએ મારો હાથ ઝાલીને કહ્યુ " મિ હાર્ટરાઇટ, સહવારે તો તમે જશો એટલે હવે ફરીથી આપણે મળી શકીશુ નહી તમે જાઓ છો તેથી મને દિલગીરી ઉપજે છે તમે અહી રહ્યા તે દરમ્યાન મને હમેશા માયાળુ લાગ્યા છો. મારા જેવી એક વૃદ્ધ સ્ત્રી પ્રત્યે જે જાતની સભ્યતા તમને દાખવવી ઘટે તે તમે દાખવી છે એ માટે તમારો આભાર માનીને તમારી ફત્તેહ ઇચ્છુ છુ તમે સુખી રહો, એવો આશિર્વાદ આપુ છુ "

એ બાદ મિ ગિલ્મોરે મારી સાથે હાથ મેળવીને કહ્યુ "મિ. હાર્ટરાઈટ, ભવિષ્યમા આપણે ફરીથી આપણી ઓળખાણ વધારીએ, એમ હુ ઇચ્છુ છુ વાર, મને જે કામ સોપાયુ છે, તે હુ સારી રીતેજ બજાવીશ, એની ખાત્રી રાખજો તમારી સફર સફળ ઇચ્છુ છુ તમારો હાથ ઠડો છે તમને હવે હુ ઝાઝીવાર નહી રોકુ "

એ બાદ મિસ હોલ્કોમ મારી પાસે આવી અને ધીમેથી બોલી "કાલ સહવારે ૭ા વાગે નાસ્તા વખતે હુ તમને જરૂર મળીશ આજ તમે ધારતા હશો તેના કરતા મે ઘણુ વધારે જોયુ છે અને સાભળ્યુ છે તમારી આજની રીતભાત મને પસદ પડી છે અને તેથી હુ જિદગી પર્યંતની તમારી મિત્ર બની છુ, "

એ પછી મિસ ફેરલી મારી નજદિક આવી તેના હાથમા મારો હાથ મેળવતા તેની સામે જોવાની મને હિમ્મત રહી નહી નીચુ જોઇને મે કહ્યુ "સહવારે હુ ઘણો વહેલો જવાનો છુ મિસ ફેરલી, તમે ઉઠયા હશો નહી તે પહેલા—"

"ના ના " તે જરાક દઢતાથી બોલી "હુ પણ સહવારે વહેલી જ ઉઠવાની છુ મેરીઅન સાથે હુ નાસ્તો કરવા જરૂર વહેલી ઉઠીશ" થોડી વાર પછી તે બોલી "ગયા ત્રણ માસનો સહવાસ વિસરી જાઉ એવી કૃતઘ્ન હુ નથી મને—"તે વધારે આગળ બોલી શકી નહી તેણે ધીમેથી મારો હાથ દાબ્યો અને તરતજ છોડી દીધો હુ તેને કાઈ કહુ તે પહેલા તે દીવાનખાનામાથી જતી રહી

મારો અહીનો નિવાસ પુરો થાય છે. લિમરિજ ભવનમા શનિવારની સહવારે સૂર્યનાં કિરણોનો પ્રકાશ પડતા મારી અહીંની પ્રવૃત્તિ મારે લાચારીથી બધ કરવી પડે છે.

સહવારના સાડા સાત થતા પહેલા હુ ભોજનગૃહમા જઇ પહોચ્યો અને જોઉ છુ તો તે બન્ને મારી રાહ જોતા બેઠા છે ઘરમા સર્વત્ર શાતિ હતી. પ્રાત કાળનો મૃદુ પવન વાઈ રહ્યો હતો કુદરત પણ શાતિ ફેલાવી રહી હતી એ શાતિમા અમે ત્રણે જણ નાસ્તો કરવા બેઠા નાસ્તો લેવાના અને વાતો કરવાના પ્રયત્નો અમે કર્યા, પણ તે ફોકટ નીવડયા.

બહારના ઢોગ કરીને શાતિ જાળવવી અશક્ય હતી હુ શાતિ જાળવી શક્યો નહી મેજ આગળથી હુ જ પહેલો ઉઠીને જવા લાગ્યો **મિસ હોલ્કોમ્બ** સાથે છેલ્લી મુલાકાત કરવા મે હાથ મેળવ્યો પણ તે જ વખતે મે જોયુ કે, **મિસ ફેરલી** એકાએક તે ઓરડામાથી જતી રહી મારો હાથ દાબતા **મિસ હોલ્કોમ્બ** બોલી " એણે ઠીક કર્યું તમારી ખાતર અને તેને પોતાને ખાતર તેણે ઠીક કર્યું "

હુ આભો બની ગયો **મિસ ફેરલી** સાથે છેવટનો એક પણ શબ્દ બોલ્યા વિના, તેની મૂર્તિની ઝાખી કર્યા વિના, અહીથી જવુ મને કારી ઘા સમાન લાગ્યુ મે સયમ રાખ્યો **મિસ હોલ્કોમ્બના** દેખતા કાઈ અણછાજતો દેખાવ કરવો યોગ્ય નહતો જેની સાથે અત્યારે હુ હાથ મિલાવી રહ્યો છુ તેને આભારના શબ્દો મારે કહેવા જોઇએ, એમ ધારીને મે **મિસ હોલ્કોમ્બને** ગળગળા સાદે પૂછ્યુ " તમારી સાથે પત્ર વહેવાર કરવા જેવો યોગ્ય હુ નીવડ્યો છુ ?"

" તમે ઉમદાપણે યોગ્ય નીવડયા છો જ્યાસુધી હુ જીવીશ ત્યા સુધી તમારી સાથે પત્રવહેવાર ચલાવીશ અને આ બાબતમા જે કાઈ છેવટનો નિર્ણય આવશે, તે હુ તમને લખી જણાવીશ "

" ભવિષ્યમા ફરીથી હુ તમને કોઈપણ રીતે ઉપયોગી થઈ પડુ એમ તમને લાગે તો મારી ચાલચલગત તમારી યાદગિરીમાથી ભૂસી નાખીને અને મારી મૂરખાઈ વિસરી જઈને તમે—"

હુ વાક્ય પુરૂ કરી શક્યો નહી મારો સાદ બિલ્કુલ બેસી ગયો સખ્ત દિલનો થવા મે કોશિષ કરી તેમ છતા મારી આખમા ઝળઝળીઆ આવી ગયા

તેણે મારા બન્ને હાથ ઝાલ્યા–એકપુરુષના જેટલા જોશથી તેણે તે દાબ્યા—તેની આખોમા ચળકાટનો ભાસ થયો–તેનો ચહેરો સતેજ દેખાયો તેના હૃદયની ઉદારતા અને મારા તરફની તેની મમતાની આ ચોખ્ખી પ્રતીતિ હતી તે બોલી " હુ તમારા ઉપર વિશ્વાસ રાખીશ જો જરૂર પડશે તો હું મારા મિત્ર તરીકે–તેના મિત્ર તરીકે, મારા ભાઈ

તરીકે અને તેના ભાઇ તરીકે—તમારા ઉપર સપૂર્ણ વિશ્વાસ રાખીશ ” તેણે જરાક જોરથી મને પોતાની સરસો ખેચ્યો—આ ભયરહિત, ઉદાર વ્યક્તિએ મારા કપાળમા, એક બહેનની માફક, ચુબન કર્યું અને મારા ખ્રિસ્તિ નામથી સબોધીને તે બોલી “ વૉલ્ટર, ઈશ્વિર તમારૂ સારૂ કરો ”

મારા હાથ તેણે મૂકી દીધા અને કહ્યુ ‘ અહી નિરાતે થોડી વાર સુધી એકલા ઉભા રહો અને સ્વસ્થ થાઓ હુ ઉપર જાઉ છુ અને અગાશીમાથી તમને વદાયગિરી આપવી એજ બહેતર લેખુ છુ ”

તે જતી રહી હુ સ્વસ્થ થવા માટે બારી પાસે ગયો બહારના દેખાવ તરફ હુ શુન્ય મને જોઈ રહ્યો હમેશને માટે આ સ્થાન તજી જવા માટે હુ થોડીવાર પછી પાછો વળીને બારણા તરફ જવા લાગ્યો પણ તેજ અરસામા બધ બારણુ ધીમેથી ઉઘડયુ, એક સ્ત્રીના પોષાકનો ફડફડાટ મારે કાને અથડાયો અને તરતજ મિસ ફેરલીને તે ઓરડામા દાખલ થતી મે જોઇ મારૂ હ્રદય જોશથી ધબકવા લાગ્યુ.

મારી અને તેની નજર એક થઈ તે ઓરડામા અધવચ ઉભી રહી, જરાક આમ તેમ જોવા લાગી અને એ પછી સ્ત્રીજાતિમા રહેલી સ્વાભાવિક ચચલતાનુ દિગ્દર્શન કરાવતી, અણીના સમય સિવાય ભાગ્યેજ પ્રકટ થતી સ્ત્રીજાતિની અનુપમ હિમ્મત દર્શાવતી તે ઉતાવળી ગતિથી મારી પાસે આવીને ઉભી રહી તેના પોષાકમાથી એક સતાડેલી વસ્તુ બહાર કાઢતા તે બોલી “ હુ આ લેવા માટે ગઈ હતી તમારી અહીંની મુલાકાતનુ સ્મરણ તમને તેનાથી થશે તમારા જે મિત્રોને તમે તજી જાઓ છો, તેમનુ પણ સ્મરણ થશે તમે મને કહેતા હતા કે, હમણા હમણા ચિત્રકામમા મે સુધારો કર્યો છે હુ ધારૂ છુ કે, તમને આ પસદ ”

પોતાનુ લજ્જાશીલ વદન આડુ ફેરવીને તેણે એક ચિત્ર મારા તરફ ધર્યું લતાકુજમા અમે સૌથી પહેલા મળ્યા ત્યારેના દેખાવનુ તેણે પોતાને હાથે તૈયાર કરેલુ એ ચિત્ર હતુ ચિત્રવાળો કાગળ મારા તરફ ધરતા તેનો હાથ ધ્રૂજતો હતો. મે તે કાગળ મારા હાથમા લીધો મારી

લાગણીઓ બહાર કાઢતા મને દુ ખ થતુ હતુ કહેવા બેસુ તો ઘણુ કહી શકાય તેમ હતુ પણ મે માત્ર નીચે મુજબ થોડુ કહ્યુ "હુ આ ચિત્ર કદી વ્હીલુ મૂકીશ નહીં મારા જીવનપર્યંત એક કિમતી ખજાનાની માફક હુ તે જાળવી રાખીશ તમે આ યાદગિરી આપી તેથી હુ આભારી છુ, અને છેવટના મેળાપની તક આપીને તમે મારા ઉપર જે ઋણ ચઢાવ્યુ છે, તે મારે કિયા શબ્દોમા આભાર માનુ ? '

તેણે નિર્દોષતાથી જવાબ દીધો "વાહ ! આટલા બધા સુખી દિવસો આપણે સાથે રહીને વીતાવ્યા પછી, જો હુ તમને મળ્યા વિના જવા દઉં તો કૃતઘ્ની ન લેખાઉં કે ? "

" મિસ ફેરલી, એ દિવસો ફરીથી આવવાના નથી એ દિવસો તો ગયા જ ! મારા અને તમારા જીવનના માર્ગો જૂદા છે પણ કોઈ વાર તમારા જીવનની ધન્ય ઘડીઓમા કે એકાદ ક્ષણના શોકમા, જો તમને ફુરસદ હોય તો આ ગરીબ ચિત્રકલા–શિક્ષકને સભારશો ? મારા હૃદયની ભક્તિથી, મારા આત્માના બની શક્તા બળથી, મે તમને શિક્ષણ આપવા યત્ન કર્યો છે આ ગરીબ શિક્ષક કદાપિ એક ક્ષણને માટે પણ સાભરશે ? મિસ હોલ્કોમ્બે મારા ઉપર વિશ્વાસ રાખવા મને વચન આપ્યુ છે એવુ વચન તમે પણ આપી શકશો ? "

હુ તેના તરફ અનિમિષ નયને નિહાળી રહ્યો તેની ભુરી આખોમા ધસી આવતા આસુમા, આ છેવટના મેળાપની દિલગીરીનો મને ચોખ્ખો ભાસ થતો હતો

તે રડતી રડતી બોલી "હુ વચન આપુ છુ અરેરે ! મારા તરફ એવી રીતે ન જુઓ ! અત કરણપૂર્વક હુ વચન આપું છુ "

હુ તેની નજદિક ગયો અને મારો હાથ લાબો કરીને બોલ્યો " મિસ ફેરલી, તમારા પર સ્નેહ રાખનાર તમારા ઘણા મિત્રો છે તેઓ સર્વ તમારૂ ભવિષ્ય સુખી નીવડે, એમ ઇચ્છે છે વદાય થાઉ છુ તે વેળા મારૂ પણ એટલુ કહેવુ ધ્યાનમા રાખશો કે, તમારા પ્રત્યે મારી એવી જ શુભેચ્છાઓ છે ? "

તેના કપોલપ્રદેશ ઉપર અશ્રુની સતત ધારા ચાલવા લાગી. પાસેના મેજ ઉપર એક હાથ ટેકીને બીજો હાથ તેણે મારા તરફ ધર્યો મે ઝડપથી તે ઝાલી લીધો-જોશથી પકડી રાખ્યો મારૂ મસ્તક નીચુ નમ્યુ મારા આસુ તેના હાથ ઉપર ટપકયા એ નાજુક કોમળ હાથને મે મારા હોઠ અરકાડયા—પ્રેમના આવેશમા નહીં અરે, આ છેલ્લી ઘડીએ પ્રેમના આવેશમા તો નહીંજ, પણ હૃદયના દુ ખ અને કકળાણની લાગણીમાજ !

" ઇશ્વરને ખાતર હવે જાઓ ! " તેણે બહુજ મદ અને કકળતા સ્વરે કહ્યુ આટલા ચાર શબ્દોના ટુકા વાકયમા તેના હૃદયની ગુપ્ત વાતનો તેણે સ્ફોટ કરી દીધો એ આજીજી ભરેલા શબ્દોમા તેણે જે કબુલાત કરી દીધી તે સાભળવાનો મને અધિકાર નહતો તેનો જવાબ વાળવાનો પણ મને અધિકાર નહતો તેની પવિત્ર નબળાઇને ખાતર આ ઓરડામાથી મને હાકી કાઢનારા એ શબ્દો હતા બધુ ખલાસ થઈ ચૂકયુ ! મે તેનો હાથ છોડી દીધો મારી અને તેની આખો આસુથી ભરપૂર હતી આસુના પડદામાથી તેના તરફ મે છેલ્લીવાર નજર નાખી તે પાસેની ખુરશી ઉપર તદ્દન હતાશ થઇને ઝીકાઈ અને પોતાના બન્ને હાથથી તેણે પોતાનું વદન ઢાકી દીધુ છેલ્લી વખતની નજર કરીને હુ તે ઓરડાની બહાર ગયો ઓરડાનુ બારણુ બધ કરતાજ મને લાગ્યુ કે, તેની અને મારી વચ્ચે વિરહનો મોટો ઉપસાગર ઉપસ્થિત થયો છે !

---

## પરિચ્છેદ ૧૭.

---

### લગ્નની ભાંજગડ.

લડનના, ચોન્સરી લેનના, સોલિસિટર મિ વિન્સેન્ટ ગિલ્મોરનો અહેવાલ —

મારા મિત્ર, મિ. વૉલ્ટર હાર્ટરાઇટની વિનતિથી હું આ વિગત લખુ છુ મિ. હાર્ટરાઇટ લિમરિજ-ભુવનમાથી ગયા પછી જે કેટલાક

બનાવો બન્યા અને જે **મિસ ફેરલીના** લાભમા ગભીર પ્રકારે આડે આવનારા હતા, તે બનાવોનુ વર્ણન મારા અહેવાલમા છે

આ નોધવાજોગ કૌટુબિક કથામા મારો અહેવાલ ઘણો અગત્યનો અને મુખ્ય છે, પણ એ અહેવાલ ખુલ્લો પાડવામા મારી મજુરી છે કે કેમ એ વિષે અત્રે કાઈ જણાવવાની હુ જરૂર જોતો નથી **મિ હાર્ટરાઇટે** બધી જોખમદારી પોતાને માથે લીધેલી છે અને જે સજોગોનુ બ્યાન હવે પછી થનાર છે તે ઉપરથી જણાશે કે, એ સજોગો જાહેર કરાવવાનો તેને હક્ક છે પ્રત્યેક બનાવો જે વેળા બન્યા તે વેળા તેમા ભાગ લેનારાઓની મુખ જબાની તદ્દન સાચી અને ખુલ્લે ખુલ્લી રીતે-ક્રમવાર રજૂ કરવાની **મિ હાર્ટરાઇટે** જે યોજના ઘડી છે, તે યોજના પ્રમાણે જ હુ માત્ર આ કથાનકમા મારો જે હિસ્સો છે, તે વર્ણવુ છુ

**સર પર્સિવલ ગ્લાઇડનુ** આગમન કુબરલેડમા થયુ અને તે પછી તેઓ ત્યા થોડા દિવસ રહ્યા તે વખતે હુ **લિમરિજ**-ભુવનમા હાજર હતો **મિ. હાર્ટરાઇટ, મિ. ફેરલીનુ** મકાન છોડી ગયા તે પછી જે બનાવો બન્યા તેના વર્ણનની સાકળ હુ નીચે પ્રમાણે સાધુ છુ

**લિમરજ**-ભુવનમા હુ નવેબર માસની બીજી તારીખે ને શુક્રવારે આવ્યો **સર પર્સિવલ** ગ્લાઇડ આવે ત્યા સુધી **મિ. ફેરલી** પાસે રહેવાનો મારો ઇરાદો હતો, અને જો એ બે ગૃહસ્થો વચ્ચે એમ નક્કી થાય કે, **મિસ ફેરલીના** લગ્ન અમુક સમયે **સર પર્સિવલ** સાથે કરવા તો, મારે **લડન** પાછા જઇને એ સન્નારીના લગ્નનુ કરાર-પત્ર કાયદેસર રીતે તૈયાર કરવાનુ હતુ

શુક્રવારે **મિ. ફેરલીએ** અમારી સાથે વાતચીત કરવા મહેરબાની બતાવી નહીં ઘણા વર્ષોથી તે માદા રહેતા અથવા તો માદા હોવાનુ જણાવતા, એ મારાથી અજાણ્યુ નહોતુ શુક્રવારે મારો મેળાપ કરવા જેવી તેમની સ્વસ્થતા નહીં હોવાથી **લિમરિજ**-ભુવનમા મારો સૌથી

પહેલો આદરસત્કાર કરનાર **મિસ હોલ્કોમ્બ** હતી મકાનના દરવાજા ઉપર મારો તેની સાથે મેળાપ થયો એ જ સમયે તેણે **મિ હાર્ટરાઇટનો** પરિચય મારી સાથે કરાવ્યો તે ચિત્રકલા શિક્ષક હતો અને થોડાક માસથી **લિમરિજ**–ભુવનમા રહેતો હતો, એ મે તે વખતે જાણ્યુ

રાત્રે ભોજન વખતે હુ **મિસ ફેરલીને** મળ્યો તેની તબિયત સારી નહોતી એ જોઇને હુ દિલગીર થયો તે એક મોહક અને મમતાળુ છોકરી છે તેનો મિલનસાર અને સરળ સ્વભાવ તેની માતાના જેવો જ છે પણ તેના પિતાને હુ સારી રીતે ઓળખતો હોવાથી કહી શકુ છુ કે, દેખાવમા તે તેના પિતાને મળતી આવે છે તેની માતા **મિસિસ ફેરલીની** આખો અને વાળ કાળા હતા જ્યારે હુ **મિસ હો**'કોમ્બને જોઉ છુ ત્યારે મને **મિસિસ ફેરલી** યાદ આવે છે **મિસ ફેરલી** એ રાત્રે પિયાનો વગાડવા બેઠી હતી પણ તે બહુ સારૂ વગાડી શકી નહીં બીજા બધા પત્તાની રમત રમ્યા હતા **મિ. હાર્ટરાઇટ** વિષે મારા મનમા સારી લાગણીઓ પ્રથમથી જ ઉપજી હતી પણ મે જોયુ કે, તેની વયના જુવાનીઆઓમા જે અતડાપણુ હોય છે, તેમાથી તે વિમુખ ન હતો. હાલના જમાનાના યુવકો ત્રણ બાબતોમા નિષ્ફળ નીવડેલા છે તેઓ સારી પેઠે દારૂ પી શકતા નથી, તેઓ પત્તા સારી રીતે રમી શકતા નથી અને તેઓ એક સન્નારીને યોગ્ય રીતે અભિનન્દન આપી શકતા નથી આ સર્વસામાન્ય નિષ્ફળતાઓના અપવાદ રૂપ **મિ હાર્ટરાઇટ** નહોતો એ સિવાય મારા અને તેના ટૂક પરિચય દરમ્યાન મને તે વિનયી અને ગૃહસ્થાઇથી ભરપૂર જુવાનીઓ લાગ્યો

શુક્રવાર આમ પસાર થયો એ દિવસે એક વધારે અગત્યની બાબત ઉપર મે ધ્યાન આપ્યુ હતુ તે વિષે હુ કાઇ કહેતો નથી, કારણ **મિ. હાર્ટરાઇટે** તે વિષે લબાણથી જણાવેલુ છે એ બાબત નનામા કાગળની છે માત્ર એટલુ જ એ વિષે કહીશ કે, મે તે કાગળ લખનારની ભાળ કાઢવા યોગ્ય પ્રલાજો લીધા અને **સર પર્સિવલ ગ્લાઇડનો** ખુલાસો મેળવવાનુ માથે લીધુ

શનિવારે નાસ્તો કરવા હુ નીચે ઉતર્યો તે પહેલા મિ. હાર્ટરાઇટ ગયેલો હતો મિસ ફેરલી તે દિવસે પોતાના ઓરડામાથી બહાર નીકળી જ નહીં મિસ હોરકોમ્બ બેચેન હતી મર્હુમ મિ ફિલિપ ફેરલી અને તેમની પત્નીના વખતમા આ ઘરમા જેવો આનદ મે નિહાળ્યો હતો તેવો તે દિવસે ન હતો હુ બહાર ફરવા નીકળી ગયો અને પહેલા જ્યારે લિમરિજમા આવતો ત્યારે જે જગ્યાઓની મુલાકાતે જતો ત્યા ગયો. મને લાગ્યુ કે, એ જગ્યાઓ પણ પહેલાના જેવી રહી ન હતી

બપોરે બે વાગે મિ ફેરલીએ મને મળવાની ઇચ્છા બતાવી તેમનામા પહેલાના કરતા જરાકે ફેરફાર થયો નહતો પોતાના વિષે તથા પોતાના દર્દો વિષે જ તેમણે વાતો કરવા માડી કુટુબને લગતી વાત શરૂ કરવા જ્યારે હુ પ્રયત્ન કરતો ત્યારે તેઓ આખો મીચી દેતા અને કહેતા કે " તમે મને કટાળો આપ્યો " પણ હુ વારવાર એજ વાત શરૂ કરીને તેમને ખચિત કટાળો આપવા લાગ્યો એ વાતમાથી હુ એવો સાર દોરી શકયો કે, તેમની ભત્રીજીના લગ્નને તેઓ એક નક્કી થઇ ચૂકેલી બાબત તરીકે જ ગણતા હતા તેના પિતાએ ને લગ્ન મજુર કરેલા હોવાથી પોતે પણ તે મજુર કરતા હતા એ લગ્ન થવાની જરૂર છે એમ જણાવતા હતા અને બધા ખુલાસા થઇ જઇને લગ્નનુ કાર્ય નિર્વિઘ્ને પતી જાય એવી ઇચ્છા ધરાવતા હતા પત્ર માટે તેમણે મિસ ફેરલીની સલાહ લેવા તેમજ કુટુબને લગતા ઇતિહાસનુ વધારે બારિકીથી સસ્મરણ કરીને બન્ને પક્ષને માફક આવે તેમ કરારપત્ર ઘડી કાઢવા મને જણાવ્યુ એકદરે મિ ફેરલીને આવી બાબતોથી કટાળો આવતો તો પછી મારે શા માટે નકામી માથાફોડ કરવી ? મે તેમને વધારે ચીડવ્યા નહી

હુ આ કુટુબના ઇતિહાસથી વાકેફ હતો મને ખબર હતી કે, મિ ફેરલી કુવારા છે અને તેથી લિમરિજની મિલ્કતમા માત્ર પોતાની હયાતિ સુધી જ રસ ધરાવે, એ શકય છે જો હુ આ બિના જાણતો નહોત તો મિ ફેરલીએ મારી સાથેની વાતચીતમા કરારપત્ર માટે જે

બેદરકારીભરેલી વલણુ બતાવી, તેથી હુ જરૂર વિસ્મિત થયો હોત. બધી વસ્તુસ્થિતિ હુ જાણુતો હોવાથી મને મિ. ફેરલીની વાતચીતથી અજાયબી ઉપજી નહી તેમ જ નિરાશા પણુ થઈ નહીં તેમણે મને મારા જ્ઞાનનો ઉપયોગ કરવાની સપૂર્ણ છૂટ આપી હતી એટલુ આશ્વાસન મને પુરતુ હતુ

રવિવારનો દિવસ કટાળો ઉપજાવે એવી રીતે પસાર થયો તે દિવસે સર પર્સિવલના ધારાશાસ્ત્રી તરફથી મને એક પત્ર મળ્યો મે તેને નનામો કાગળ મોકલીને તેનો જે ખુલાસો એક બીજા પત્રમા માગ્યો હતો તે બન્ને પત્રોની પહોચ સ્વીકારનારો એ પત્ર હતો મિસ ફેરલી તે દિવસે બપોરે અમારી સાથે જમવા બેઠી હતી તે ફીક્કી લાગતી હતી–નિરાશ લાગતી હતી અને હમેશના કરતા તદ્દન જુદાજ દેખાવની લાગતી હતી મે તેની સાથે થોડીક વાતચીત કરી, સર પર્સિવલ વિષે થોડોક ઈશારો કર્યો પણુ તે સાભળી રહી તેણે કાઇ જવાબ દીધો નહી બીજા વિષયોની વાતચીતમા તેણે મુદ્દાસર ટુકા જવાબો દીધા પણુ આ વિષય તેણે પડતો મૂકયો મને શકા ઉપજી કે, આ લગ્નને મજુરી આપ્યા પછી હવે કદાચ તે પસ્તાતી હશે–જુવાન બાળાઓની હમેશા આવી ટેવ હોય છે, પણુ આ પસ્તાવો બહુ મોડો હતો

સોમવારે સર પર્સિવલ ગ્લાઇડ આવી પહોચ્યા તેમની રીતભાત અને તેમના દેખાવ ઉપરથી મને તેઓ ઘણુા કામકાજવાળા માણુસ લાગ્યા મે અનુમાન કર્યું હતુ કે, તેઓ જુવાન જ રહ્યા હશે પણુ મારી ધારણુા કરતા તે વધારે વૃદ્ધ લાગ્યા તેમનુ કપાળ મોટુ, ચહેરો ચિતાતુર અને શ્રમિત લાગણીઓવાળો હતો, પણુ તેઓ એક જુવાનની માફક ચપળતાથી કરતા હતા મિસ હોલ્કોબ સાથે તેમણે ખુશ મિજાજથી હાથ મેળવ્યો હુ જાણે તેમનો જુનો દોસ્ત હોઉં તેમ માયાથી તેમણે મારી સાથે વાતચીત કરી. સર પર્સિવલના આગમન વખતે મિસ ફેરલી હાજર નહોતી પણુ દશ મિનિટ બાદ તે આવી સર પર્સિવલે પોતાની ખુરશી ઉપરથી ઉઠીને તેને એક સપૂર્ણ ગૃહસ્થની

રીતભાતથી અભિનંદન દીધુ એ સન્નારીની તબિયતમા પહેલાના કરતા જરાક વધારે બગાડો થયલો જોઇને લાગણી થઈ આવી હોય તેમ **સર પર્સિવલે** મિઠાશથી અને આદર પૂર્વક તેમજ અવાજ અને રીતભાતમા જેમ બને તેમ મૃદુતા લાવીને તેની ખબર અંતર પૂછી એક ખાનદાન કુટુબીની માફક તથા યોગ્ય રીતના આદરથી **સર પર્સિવલ** વર્ત્તતા હતા, છતા પણ **મિસ ફેરલી** અસ્વસ્થ અને ખિન્ન રહી તેથી મને જરાક અજાયબી ઉપજી અને જ્યારે તે થોડીક વાર પછી અમારા ખડમાથી જતી રહી ત્યારે મારી અજાયબીમા વધારો થયો આદરમત્કારની આ દેખીતી ખામી ઉપર **સર પર્સિવલે** જરાકે ધ્યાન આપ્યુ નહી કિંવા આશ્ચર્ય દેખાડયુ નહી **મિસ ફેરલી** જતી રહી તેમણે જરાકે ટીકા કરી નહી અથવાતો પોતાને માઠુ લાગ્યુ છે, એમ પણ જણાવ્યુ નહી **લિમરિજ**-ભવનમા આ પછી પોતાના વસવાટ દરમ્યાન આવી કોઇ ખામી વિષે **સર પર્સિવલે** કદી પણ ઉલ્લેખ કર્યો નહતો મે આ ઉપરથી તેમને એક કુશળ સયમી તરીકે ગણ્યા

**મિસ ફેરલી**, તે ઓરડામા ગઈ એટલે **સર પર્સિવલે** પોતાની મેળે જ નનામા કાગળની વાત કાઢી તેઓ **હે**મ્પશાયરથી અહી આવતા **લં**ડનમા ઉતર્યા હતા અને પોતાના ધારાશાસ્ત્રીને ત્યા જતા, ધારાશાસ્ત્રીએ તેમનો નનામો કાગળ તથા તે સાથેનો મારો કાગળ-એ બન્ને વચાવ્યા હતા **સર પર્સિવલે** જણાવ્યુ કે, તમારી શકાઓના બધા ખુલાસા કરવા હુ તૈયાર છુ અને તે પહેલી જ તકે કરવા માટે મે પોતેજ આ વિષય સૌથી પહેલો છેડયો છે તેમનુ આ કથન સાભળીને મે તેમને અસલ કાગળ બતાવ્યો તેમણે મારો આભાર માન્યો અને કહ્યુ " તે કાગળના રજેરજ આક્ષેપો મારા ધારાશાસ્ત્રીની નકલમાથી મે મોઢે કરી રાખેલા છે તેથી તે અસલ કાગળ જોવાની જરૂર નથી" **સર પર્સિવલે** તે પછી આક્ષેપોના જે રદીઆ આપ્યા તેનો મુખ્ય મુખ્ય સાર નીચે પ્રમાણે હતો

તેમણે જણાવ્યુ કે, " **મિસિસ કેથેરિકે** ભૂતકાળમા મારા કુટુબની

તથા મારી અથાગ સેવાઓ બજાવીને અમારા કુટુબને આભારી કર્યું હતુ તેના ભરથારે પરણ્યા પછી તેને તજી દીધી હતી તેને એક છોકરી હતી આ છોકરીની માનસિક સ્થિતિ નબળી હતી નાનપણથી જ તે છોકરી વિચિત્ર મગજની માલુમ પડી હતી મિસિસ કેયેરિક પરણીને હુ પ્રાયઃમા અમારા મકાનથી ઘણે દૂર રહેતી હતી તોપણ એ ગરીબ બાઇને હુ ભુલી ગયો ન હતો તેના ધણીએ તેને તજી દીધી, એ તેની એક કમનસિબી અને તેની છોકરી બુદ્ધિહીણ હતી એ બીજી કમનસિબી આ બે કમનસિબીઓ છતા પણ તે હિમતથી પોતાનુ ગુજરાન ચલાવતી હતી વખત વહી જતા તેની છોકરી એટલી બધી મૂખ જણાઈ કે, તેને કોઇ ડાકટરની સારવાર નીચે મૂકવાની જરૂર ઉભી થઇ તે છોકરી માત્ર મૂખ જ નહોતી પણ ગમે તેવુ બોલ્યા કરતી મિસિસ કેયેરિકને એમ લાગ્યુ કે, જો કોઇ જાહેર દિવાનશાળામા એ છોકરીને મોકલવામા આવે તો પોતાની આબરૂને ઝાખ લાગે આથી શુ કરવુ, એ સબધમા તે મારી સલાહ માગવા આવી. મિસિસ કેયેરિકની આબરૂ જાળવવાની જીજ્ઞાસા મને પ્રામાણિક લાગી અમારા કુટુબ ઉપર તેણે પોતાની સેવાઓથી આભારનો ભાર નાખેલો હતો, આથી તેની આપત્તિ અને મુઝવણના વખતમા તેને મદદ અને રાહત આપવાની મારી ફરજ વિચારીને મે તેને સલાહ આપી કે, એ છોકરીને એક ખાનગી દિવાનશાળામા રાખવી. ત્યા તેની વૈદકી સારવાર થતા જો તેના મગજની હાલત સુધરે તો ઠીક, આમ ધારીને મે તે છોકરીની સારવારનુ તથા બીજુ જે કાઇ ખર્ચ દિવાનશાળામા થાય તે આપવાનુ કબલ કર્યું છોકરીને ખાનગી દિવાનશાળામા મૂકી, પણ તેની માતા તથા હુ એ જોઈને દિલગીર થયા કે, અમે તેના હિત માટે જે અકુશ તેના ઉપર મૂકયો તે બદલ તે છોકરી અમારા બન્ને તરફ સખ્ત તિરસ્કાર અને અવિશ્વાસ દર્શાવવા લાગી. દિવાનશાળામા તે પોતાની આ લાગણીઓ વારવાર ઉદ્ગાર રૂપે બહાર કાઢતી એવુ તે દિવાનશાળાના ઉપરીએ મને જણાવ્યુ છે તેનામા આ

લાગણીઓ વખત જતા હદથી જ્યારે વધી ગયલી જણાય છે એના પરિણામ રૂપે તે છોકરી દિવાનશાળામાથી નાસી ગઈ છે અને તે પછી તેણે આ કાગળ લખેલો છે ”

સર પર્સિવલે આ હકિકત જણાવ્યા પછી ઉમેર્યું કે “ જો તમારી બન્નેની ખાત્રી ન થતી હોય તો દિવાનશાળાના ઉપરીને તમો આ વિષે પૂછાવી શકશો તેમજ જે બે બાહોશ અને જાણીતા ડાકટરોના પ્રમાણ પત્રોથી તે દિવાનીને દિવાનશાળામા દાખલ કરી હતી તેઓ બનેને તમે પૂછી મગાવીને ખાત્રી કરશો ” ( સર પર્સિવલે અત્રે અમને દિવાન શાળાનુ શરણામુ આપ્યુ તેમજ ઉપર કહેલા બે ડાકટરોના શર-ણામા પણ આપ્યા ) આગળ આવતા તેમણે જણાવ્યુ કે, એ કમનસિબ જુવાન છોકરીને શોધી કાઢવા માટે અને ફરીથી તેને વૈદકી સારવાર હેઠળ મૂકવા માટે મારા ધારાશાસ્ત્રીને મે બનતુ કરવાની સૂચના આપી છે, કારણકે એમ કરવાની મારી ફરજ છે વળી મિસિસ ફેરલી અને તેમના કુટુબનુ હિત વિચારવુ એ પણ મારી ફરજ હોવાથી તે છોકરી ફરીથી આવા છબરડા વાળે નહી તે માટે તેને શોધી કાઢવી, એ પણ મારી ફરજ છે, એમ તમે પણ કબુલ કરશો એવી મને આશા છે ”

તેમણે દર્શાવેલી આશા સબધમા જવાબ આપવાની મે જરૂર વિચારી મારો પોતાનો માર્ગ સરળ હતો કાયદાની એ એક મહાન્ ખુબી છે કે, કોઈ પણ માણસની હકિકત સામે તે વાધો ઉઠાવી શકે–પછી તે હકિકત ભલે કોઇ પણ સજોગોમા અથવા તો ભલે કોઇ પણ જાતના ટૂકા મુદ્દામા રજૂ કરેલી હોય જો અત્યારે એક ધારાશાસ્ત્રી તરીકે મને સર પર્સિવલ ગ્લાઇડના પોતાના જ ખુલાસા ઉપરથી તેમની સામે એક મુકર્દમો ઉભો કરવાનુ કામ ધધાની રૂઇએ સોપવામા આવ્યુ હોત તો ખચિત જ મે તેમ કર્યું હોત, પણ મારી ફરજ એ દિશામા નહોતી– અત્યારે મારી ફરજ એક ન્યાયાધીશના જેવી હતી જે ખુલાસો મે હમણા જ સાભળ્યો તેનો મારે તોલ કરવાનો હતો જે આબરૂદાર સખ્શે તે ખુલાસો રજૂ કર્યો હતો તેની શાખ ઉપર પણ ઘટતું વજન આપ

વાનુ હતુ અને પ્રામાણિકપણે ન્યાય આપવાનો હતો કે, **સર પર્સિવલે** જે ખુનાસો કર્યો તે મુજબ બનાવો બનવા શકય હતા કે નહી તેમજ **સર** પર્સિવલનો ખુલાસો આ બાબતમા સતોષકારક હતો કે નહીં ? મને તો વિચાર કરતા તો એમ લાગ્યુ કે, તેમણે વર્ણવેલા બનાવો શકય હતા આથી મે તરત જ જાહેર કર્યું કે, મારા અભિપ્રાય મુજબ, **સર** પર્સિવલનો ખુલાશો વગર આનાકાનીએ સતોષકારક હતો **મિસ હો**-લ્કોબ થોડીવાર સુધી આતુરતાથી મારા સામે જોઈ રહી એ પછી પોતાની તરફથી થોડાક શબ્દોમા એજ મતલબનુ બોલી, પણ મને લાગ્યુ કે, તે આનાકાની સાથે બોલી હતી સયોગો જોતા એવી આનાકાની મને નિરર્થક ભાસી **સર પર્સિવલ, મિસ હો**લ્કોબની આનાકાની સમજી શકયા કે નહીં તે હુ ખાત્રીથી કહી શકતો નથી પણ મારો અભિપ્રાય છે કે તેઓ સમજ્યા હતા કારણ કે, એ જ વિષય અત્રે બધ કરવાને બદલે તેમણે વધારે આગળ ચલાવતા કહ્યુ " જો મારી સાદી હકિકત માત્ર **મિ.** ગિલ્મોરને મારે કહેવાની હોત તો તેમણે ઉચ્ચારેલા અભિ-પ્રાય પછી એ વિષે કાઈ વધારે કહેવુ નિરથક લેખાત એક ગૃહસ્થ તરીકે મારા કથન ઉપર તેઓ વિશ્વાસ રાખે એવી આશા રાખવામા હુ ખોટો નથી તેમણે મને ન્યાય આપ્યો છે પરિણામે આપણા વચ્ચે આ કમનસિબ વિષયની ચર્ચા પુરી થાય છે પરતુ એક સન્નારી સમક્ષ મારી સ્થિતિ જુદા પ્રકારની છે મારી હકિકત વિષે સાચો પુરાવો હજી પણ મારે કોઇ પુરૂષને આપવો જોઈએ, એમ હુ માનતો નથી, પણ તે એક સન્નારીને તો આપવો જ જોઇએ **મિસ હોલ્કોબ** તમે કદાચ એ પુરાવો ન માગો, પરતુ મારી ફરજ છે કે, **મિસ ફેરલીને** મારે તે આપવો જ જોઇએ. મારી વિનતિ ઉપર ધ્યાન આપશો ? આ કાગળ લખનાર કમનસિબ છોકરીની માતા **મિસિસ કેથેરિક** હજી હયાત છે મે જે ખુલાસો આપ્યો છે તે તદ્દન સાચો છે કે કેમ એવુ **મિસિસ કેથેરિકને** પૂછવાની મહેરબાની કરશો ?"

મે જોયુ કે, આ સાભળીને **મિસ હોલ્કોબનો** ચહેરો ફિક્કો પડી

ગયો તે જરાક અસ્વસ્થ દેખાઈ **મિસ હો**લ્કોમે, જે આનાકાની સાથે **સર પર્સિવલ**નુ પ્રથમ કથન માન્ય રાખ્યુ હતુ તેના સચોટ જવાબ રૂપે **સર પર્સિવલે** આ વિનતિ કરી હતી, એમ મને લાગ્યુ **મિસ હો**લ્કોમ્બની સમજમા પણ આ મુદ્દો ઉતર્યો હોય એમ જણાયુ, કારણ કે તેણે જવાબ દીધો "**સર પર્સિવલ**, હુ તમારા પ્રત્યે અવિશ્વાસ ધરાવુ છુ એમ તમને લાગે છે કે શુ ?"

"બિલ્કુલ નહી, **મિસ હો**લ્કોમ સ્ત્રી જાતિની લાગણીઓ તરફ હુ બેદરકાર નથી એમ બતાવવા ખાતર જ મારી પોતાની મેળે વધુ પુરાવો હુ રજૂ કરૂ છુ મને આશા છે કે, મારી આ હઠ માટે તમે મને માફ કરશો "

તેઓ આમ કહીને લખવાના મેજ આગળ ગયા અને એક ખુરશી તે મેજ પાસે ખસેડીને તથા લખવાના કાગળોની પોથી ઉઘાડીને બોલ્યા "મહેરબાની કરીને તેના ઉપર પત્ર લખો એમ કરતા તમને માત્ર બે ક્ષણ લાગશે મારા ઉપર અંગત આભાર કરવા ખાતર **મિસિસ કેથેરિક**ને બે જ પ્રશ્નો પૂછી જુઓ પ્રથમ એ કે, તેની છોકરીને તેની પરવાનગીથી અને વિનતિથી મે દિવાનશાળામા મૂકી હતી કે નહી ? બીજો પ્રશ્ન એ કે, એ બાબતમા મારો જે હિસ્સો હતો તે માટે તે પોતે આભારની લાગણી ધરાવે છે કે નહી ? **મિ. ગિલ્મોર**નુ અને તમારૂ મન, આ પ્રશ્નોમા શકારહિત ભલે બન્યુ હોય પરતુ **મિસિસ કેથેરિક**ના ખુલાસા વિના મને પોતાને સ્વસ્થતા નહી મળે એટલાજ માટે આટલી ચીઠ્ઠી લખવા કૃપા કરશો ?"

"**સર પર્સિવલ**, મને એ ચીઠ્ઠી લખવાની કાઇ જરૂર લાગતી નથી પણ તમારો આગ્રહ છે તો હુ લખુ છુ" એમ કહીને **મિસ હો**લ્કોમ્બ પોતાની ખુરશીમાથી ઉઠીને લખવાના મેજ આગળ ગઇ **સર પર્સિવલે** તેના હાથમા કલમ આપતા તેનો આભાર માન્યો અને તે પછી તેઓ, તે ઓરડામા જ્યા **મિસ ફેરલી**નો ઈટાલિયન શિકારી કુતરો બેઠેલો હતો ત્યા ગયા પોતાનો હાથ તેના તરફ ધરીને તેમણે ખુશ મિજાજથી તે

કુતરાને ઉદ્દેશીને કહ્યુ ' નિના ! નિના મને ઓળખે છે કે? વાહ ! આપણે બે એક બીજાને ભૂલી ગયા નથી "

તે કુતરો પોતાના આગલા બે પગ વડે સરકીને સર પર્સિવલના પગની સોડમા ભરાયો થોડીવાર તેણે તેમના સામુ જોયુ તેમના હાથ ઉપર ઝડપ મારી અને પછી એકદમ ત્યાથી છટકીને ધુરકીઉ કરતો એક ખુરશી નીચે નતાઈ ગયો સર પર્સિવને આ કુતરા સાથે નજીવો ગેલ કર્યો નહોત તો નભી શકત એમ મને લાગ્યુ પણ એ પછી જ્યારે તેઓ એકદમ એક બારી આગળ જઇને ઉભા રહ્યા ત્યારે હુ સમજી ગયો કે, પોતાનો ગરમ મિજાજ છુપાવા માટે જ તેમણે આ રમતનો ઢોંગ કર્યો હતો જો તેમણે ખરેખર પોતાનો ક્રોધ શમાવવા માટે તેમ કર્યું હોય તો મારી તેમના તરફ દિલસોજી છે, કારણ કે કોઇકવાર હુ પણ મિજાજ ખોઈ બેસુ છુ

મિસ હૅાલ્કોમને પત્ર લખતા બહુ વાર થઈ નહી તેણે ખુરશી ઉપરથી ઉઠીને તે પત્ર ખુલ્લો રાખીને સર પર્સિવલના હાથમા આપ્યો તેમણે નમન કર્યું અને લખાણ વાચ્યા વિનાજ તે કાગળની ગડી કરીને તેના ઉપર શરણામુ લખીને, કાઇ પણ બોલ્યા વિના જ, મિસ હૅાલ્કોમ ના હાથમા મૂકયુ આવી સભ્યતા અને તે પણ અત્યત સુદર રીતભાત સાથે બતાવનાર કોઈ પણ ગૃહસ્થને મે મારી જીદગીમા જોયો નથી,

" સર પર્સિવલ, આ કાગળ ટપાલમા નાખવાનો હજી પણ તમારો આગ્રહ છે ? " મિસ હૅાલ્કોમે પૂછ્યુ

" મારી વિનતિ છે કે, તે ટપાલમા નખાવો " સર પર્સિવલે જવાબ દીધો

ઘટડી વગાડીને એક નોકરને બોલાવીને મિસ હૅાલ્કોમે તે પત્ર ટપાલમા નાખવાની વરદી આપી

એ પછી સર પર્સિવલે કહ્યુ " હવે એ કમનસિબ બાઈને લગતા એક બે પ્રશ્નો હુ પૂછુ તેના ખુલાસા કરવા મહેરબાની કરશો ? મિ ગિલ્મોરે મારા ધારાશાસ્ત્રીને મહેરબાનીની રાહે જે પત્ર લખ્યો

હતો, તેમા નનામો કાગળ લખનાર છોકરીના સબધમા જે શોધખોળ થઇ હતી તેનુ વર્ણન લખેલુ છે પણ અમુક મુદ્દાઓ વિષે તેમા કશો ઇસારો નથી કૃપા કરીને કહેશો કે, એની કેથેરિકનો, મિસ ફેરલી સાથે મેળાપ થયો હતો ?”

“ અલબત્ત નહી જ ” મિસ હોલ્કોબે કહ્યુ

“ તે તેમને મળી હતી ? ?”

“ ના ”

“ માત્ર કોઇક મિ હાર્ટરાઇટે અચાનક તેને કબરસ્તાનમા જોઇ હતી એટલુ જ ને ? એના સિવાય આ ઘરમાથી કોઇ તેને મળ્યુ નથી ખરૂ ને ?”

“ ના કોઇ જ મળ્યુ નથી ”

“ મિ. હાર્ટરાઇટ અહી ચિત્રકળા શિક્ષક તરીકે નોકર હતો ખરૂ ને ? તે કોઇ ચિત્રકલા મડળીનો સભાસદ છે કે નહી ?”

“ હુ ધારૂ છુ કે, એકાદ બે મડળીઓના તે સભાસદ છે ”

થોડીકવાર પછી સર પર્સિવલે ફરીથી પૂછ્યુ “ આ ગામડામા એની કેથેરિક આવી ત્યારે કયા રહેતી, એ તમે જાણી શકયા છો ?”

“ હા મિસિસ ટોડના ખેતરમા રહેતી હતી ”

સર પર્સિવલ “ એ કમનસિબ છોકરીના પોતાના હિતને ખાતર તેને શોધી કાઢવી, એ આપણી બધાની ફરજ છે મિસિસ ટોડને ત્યા તે કદાચ કાઇક બોલી હોય અને તે ઉપરથી તેનો પત્તો મળે, એ બનવા જોગ છે હુ જાતે તે ખેતરમા જઇશ અને તે સબધમા પૂછપરછ કરી જોઇશ દરમ્યાન, મિસ ફેરલી સાથે આ દુ ખદાયક બનાવ વિષે રૂબરૂ-મા હુ વાતચીત કરી શકુ એમ નહોવાથી, મિસ હોલ્કોબ, કૃપા કરીને તમે બધા જરૂરી ખુલાસા મિસ ફેરલીને કરશો ? અલબત્ત, મિસિસ કેથેરિકનો જવાબ આવે ત્યા સુધી તમે થોભી શકશો. ”

મિસ હોલ્કોબે ખુલાસો કરવાનુ માથે લીધુ સર પર્સિવલે તેનો આભાર માન્યો અને તે પછી તેઓ ત્યાથી વદાય થયા તેઓના જવા

બાદ પેલો કુતરો ખુરશી નીચેથી બહાર આવ્યો અને તેમના તરફ જરાક ભસવા માડયો

અમે બે એકલા પડયા એટલે મે મિસ હોલ્કોમ્બને કહ્યુ "આજની સહવાર ખુશનુમા થઈ પડી બધા ખુલાસા થઇ ગયા એટલે હવે આપણે નિશ્ચિત બન્યા "

"હા, એમા તો શક નથી તમને પોતાને સતોષ થયો તેથી મને આનદ થાય છે "

"મને સતોષ ! મિસિસ કેથેરિકને તમે કાગળ લખ્યો તેથી તમને પણ સતોષ થયો જ હશે "

"હા, એથી ઉલટુ તો બને જ શી રીતે ? થોડીવાર પછી તે બોલી "પણ મને લાગે છે કે આ ખુલાસા વખતે તેમજ મિસિસ કેથેરિકને કાગળ લખવાનુ સર પર્સિવલને કહ્યુ તે વખતે મિ હાર્ટરાઇટ અહી હાજર હોત તો ઠીક થઈ પડત "

આ છેલ્લુ વાકય સાભળીને હુ આશ્ચર્યચકિત થયો મે કહ્યુ "નનામા કાગળની બાબતમા બનેલા બનાવો સાથે મિ. હાર્ટરાઇટને ઘણો સબધ હતો, એ ખરૂ છે અને હુ તરત જ કબુલ કરીશ કે, તેણે આ બાબતમા બારિકાઇથી અને ઉત્સાહથી તજવીજ કરી હતી, પણ સર પર્સિવલના ખુલાસા વખતે હાજર રહીને તેણે આ પ્રશ્નમા શુ વધારે અજવાળુ પાડયુ હોત, તે હુ સમજી શકતો નથી "

"એ તો મારો એક તરગ છે મિ. ગિલ્મોર, એ વિષે ચર્ચા કરવાની મને કાંઈ જરૂર ભાસતી નથી તમે અનુભવી છો તેથી તમારી સલાહમા અને દોરવણીમા મને સપૂર્ણ વિશ્વાસ છે "

મારા ઉપર તેણે બધી જોખમદારી નાખી દીધી, એ મને ગમ્યુ નહી જો મિ. ફેરલીએ આમ કહ્યુ હોત તો મને તાજુબી થાત નહીં, કારણ કે તેમનુ મગજ નબળુ છે પણ મિસ હોલ્કોમ્બ જેવી દઢ અને ચતુર બાળા પોતાની મેળે અભિપ્રાય નહી બાધતાં, બધી જોખમદારી મારા ઉપર ઢોળી પાડે અને મને સતોષ થયો તેથી પોને પણ સતુષ્ટ

બની છે, એમ કહે, એ અસ્વાભાવિક તો હતુ જ મે કહ્યુ "જો હજી પણ તમારા મનમા શકાના ગુચળા હોય તો શા માટે તે તમે ખુલ્લે ખુલ્લુ જણાવી દેતા નથી ? મને સ્પષ્ટ કહો સર પર્સિવલ ગ્લાઇડ ઉપર તમને હજી પણ અવિશ્વાસ છે ખરો ?"

"ના ના બિલ્કુલ નથી "

"તેમના ખુલાસામા તમને કાઇ અશકય કે વિરોધાભાસ જેવુ લાગે છે ?"

"મને એવુ શી રીતે લાગે ? તેમણે દિવાનશાળાના ઉપરીની અને બે ડાકટરોના પ્રમાણપત્રોની સાબિતી આપી છે અને તે ઉપરાત એ છોકરીની માનો પુરાવો પણ આપ્યો છે મિ. ગિલ્મોર, આ બધા પુરાવા તેમની તરફેણમા નથી એમ શી રીતે કહી શકાય ?"

"ન જ કહી શકાય તમે લખેલા કાગળનો જવાબ જો સતોષકારક આવે તો પછી સર પર્સિવલને એથી વધુ સતોષ કારક પુરાવો શો આપવો પડે, એ હુ સમજી શકતો નથી "

"બસ ત્યારે જવાબ આવતા સુધી આપણે આ વિષયની ચર્ચા બધ કરીશુ મારી આનાકાની ઉપર, મિ ગિલ્મોર, કાઇ વજન મૂકશો નહી એ આનાકાનીનુ કારણ એટલુ જ છે કે લૉરાના ભવિષ્ય માટે હુ હમણા હમણા અતિ ચિતાતુર બની છુ—જોઈએ તે કરતા વધારે ચિતાતુર બની છુ આથી મારૂ દૃઢ મન પણ અનિશ્ચિત બની ગયેલુ છે " આમ કહીને તે તરત જ ત્યાથી ચાલતી થઈ તે છેલ્લુ વાકય બોલતી વખતે જરાક ગળગળી થઈ ગઇ હતી હુ તેને ઘણા વખતથી ઓળખતો હતો તે હમેશા સહૃદયી, અને સ્પષ્ટવકતા હતી તેનુ બોલવુ હમેશા જુસ્સાદાર અને લાગણીભર્યું હતુ તેને આ પ્રશ્નમા જો સપૂર્ણ સતોષ થયો હોત તો તે કદી પણ ગળગળી થઈ જાત નહીં—જરાકે આનાકાની કરત નહીં ઘણીવાર મિ. ફેરલીની કૌટુમ્બિક બાબતોમા જો ગુચવણો ઉભી થતી તો મિસ હૉલ્કોમ્બ બાહોશીથી અને સાફ મનથી તથા શાન્ત મગજથી તે ગુચવણો ઉકેલવામા ભાગ લેતી, પણ આ બનાવમા

તેણે તેમ ન કર્યું અને આનાકાની બતાવીને જોખમદારી મારા ઉપર ઢોળી પાડી, તેથી મને લાગ્યુ કે આ આનાકાની સકારણ જ હોવી જોઈએ બીજી કોઇ સ્ત્રીની આનાકાનીને હુ ગણત્રીમા લેત નહી પણ મારા અનુભવથી મને મિસ હોલ્કોબની આનાકાની બિનજરૂરી લેખવી ઠીક લાગી નહીં પણ મારા પોતાના મનને સર પર્સિવલના પુરાવાઓથી સતોષ થયેલો હતો એ હુ કેમ ભૂલી જાઉ ? મિસ હોલ્કોબની વલણથી હુ અસ્વસ્થ બન્યો. તેની શકાઓ તેણે જણાવી ન હોવાથી શો નિકાલ લાવવો એની મને ગડભાગ થઇ જો હુ જુવાન હોત તો લાગણીઓથી દોરવાઈ જાત જુવાનીમા હુ મિજાજ ખોઈ દેતો ત્યારે ગમે તેવુ બકી જતો, પણ હવે મારા બુઢ્ઢાપામા હુ કાઇક વધુ સમજણો થયો છુ ફિલસુફીમા ગરકાવ થઇને હુ તે ખડમાથી ચાલ્યો ગયો



## પરિચ્છેદ ૧૮.



### ધારાશાસ્ત્રીને પણ હૃદય હોય છે !

રાત્રે જમવા વખતે અમે બધા ફરીથી એકઠા થયા સર પર્સિવલ અત્યારે ઘણા જ ખુશમિજાજી જણાતા હતા સહવારે મને તે એક શાત, સયમી, સભ્ય અને દરેક પ્રકારના સદ્‌ગુણો વાળા ગૃહસ્થ તરીકે લાગ્યા હતા પણ અત્યારે તેઓ તેવા લાગ્યા નહી માત્ર જ્યારે મિસ ફેરલી કાઇક કહેતી અથવા તેમના તરફ જોતી ત્યારે તેઓ પોતાનુ અટ્ટહાસ્ય રોકી દેતા, વાતચીત ધીમા સ્વરે કરવા મડી પડતા અને અને તેના તરફ કાળજીથી જોઈ રહેતા સહવારવાળી સભ્ય રીતભાત માત્ર મિસ ફેરલી તરફજ તેઓ આ પ્રમાણે બતાવતા અને બીજા કોઇ તરફજ બતાવતા નહી ખાસ કરીને તેઓ સીધા સવાલો પૂછીને મિ ફેરલી સાથે વાત કરતા નહી પણ આડકત્રી રીતે વાતચીતના પ્રવાહમા વચ્ચે બોલીને તેને જવાબ

દેવા પ્રયત્ન કરતા ઘણીવાર મે બીજા માણસોના સબધમા જોયુ છે કે, ઓછી કુશળતાથી અને લજ્જાહીનતાથી તેઓ આવા પ્રસગોમા સીધી રીતે વાતચીત કરવા મડી જાય છે, પણ સર પર્સિવલમા મે તેવી અસાવધગિરી જોઇ નહી મિસ ફેરલી સર પર્સિવલની જરાકે દરકાર કરતી નહોય એમ મને લાગ્યુ જ્યારે તે એની આખ મળતી અથવા સર પર્સિવલ કાંઈ આડકત્રી રીતે તેને જવાબ દેતા ત્યારે તે મો ફેરવી દેતી મને આથી અજાયબી તો ઉપજી જ ઉચો દરજ્જો, પુષ્કળ સપત્તિ, સારી ખાનદાની, સપૂર્ણ માનભરેલી નજર અને એક ગૃહસ્થના જેવી રીત-ભાત-એ બધુ મિસ ફેરલીના ચરણોમા સર પર્સિવલે મૂકયુ હતુ પણ તે બધુજ નિરર્થક હતુ એમ મિસ ફેરલીએ પોતાની રીતભાતથી બતાવી આપ્યુ।

બીજે દિવસે મહવારે સર પર્સિવલ, મિસિસ ટોડના ખેતરમા જઇ આવ્યા તેઓ એક નોકરને પોતાની સાથે ભોમિયા તરીકે લઇ ગયા હતા તેમની તપાસ કોઇરીતે લાભદાયક થઈ પડી નહી એ પછી, મિ ફેરલી સાથે તેમને મુલાકાત થઈ બપોરે મિસ હોલ્કોમ સાથે તેઓ બહાર ફરી આવ્યા આ સિવાય બીજો કોઈ નોધવાજોગ બનાવ તે દિવસે બન્યો નહી રાત પણ એનીજ રીતે પસાર થઇ સર પર્સિવલ અને મિસ ફેરલીની રીતભાતમા આગલી રાત્રિ કરતા કાંઈ ખાસ ફેરફાર થયો નહતો

બુધવારે મિસિસ કેથેરિક તરફથી જવાબ આવ્યો તેની એક નકલ મે ઉતારી લીધી અને મારી પાસે રાખી મૂકી જવાબ નીચે મુ-જબ હતો –" શ્રીમતી,—તમારો પત્ર મળ્યો છે તમે પૂછાવ્યુ કે, મારી છોકરી એનીને વૈદકી સારવાર હેઠળ મારી માહિતીથી અને મજુરીથી મૂકે લી હતી કે કેમ તેમજ સર પર્સિવલ ગ્લાઇડે એ બાબતમા જે વર્ત્તણુક બતાવી હતી તે એક ગૃહસ્થને છાજતી તથા મારા આભારને યોગ્ય હતી કે કેમ ? આ બન્ને પ્રશ્નોનો જવાબ હુ હકારમા આપુ છુ, તે સ્વીકારી આભારી કરશો

લે તમારી તાબેદાર દાસી,
જેન એની કેથેરિક "

ટૂંકો, સરળ અને મુદ્દાસર તેમજ એક ધંધાદારીના જેવો આ જવાબ સર પર્સિવલના ચારિત્રને નિષ્કલંક પુરવાર કરતો હતો તે જવાબ સર પર્સિવલે જે હકિકત આપી હતી તેનો ટેકો આપતો હતો મિસ હૉલ્કોમ્બને તે જવાબ આપવાની ટૂંકી પદ્ધતિ ગમી નહીં એ પદ્ધતિ એક સ્ત્રીની હોય કે કેમ તે માટે તેણે શંકા બતાવી માટે તો એટલુ જ જોવાનુ હતુ કે, તે ખુલાસો સર પર્સિવલની વિરૂદ્ધ જાય છે કે નહીં? તે તેમની તરફેણમા હતો એટલે મે સંતોષકારક લેખ્યો સર પર્સિવલ-ને આ જવાબ બતાવવામા આવતા તે લખવાની પદ્ધતિ માટે તેમણે અજાયબી બતાવી નહીં અને જણાવ્યુ કે, મિસિસ કેથેરિક ઓછા બોલી, સીધ્ધી અને નિર્મળ મનની બાઇ છે લાંબી પરડ તેને પસંદ ન હોવાથી તેણે પોતાની રીત મુજબ આ જવાબ લખ્યો છે

આ જવાબ મળ્યા પછી હવે અમારી ફરજ હતી કે, મિસ ફેરલીને સર પર્સિવલના ખુલાસાથી વાકેફ કરવી મિસ હૉલ્કોમ્બે આ કામ માથે લીધુ હતુ આથી તે તરત જ તે ઓરડામાથી જતી રહી થોડીક-જ ક્ષણમા તે પાછી ફરી અને એક આરામ ખુરશીમા બેઠી સર પર્સિવલ અત્યારે તે ઓરડામા નહોતા

મિસ હૉલ્કોમ્બે મને ઉદ્દેશીને કહ્યુ "હુ ધારૂ છુ કે, આ બાબતમા આપણે જે કાંઈ કરવાનુ હતુ તે બધુ જ આપણે કરી ચૂક્યા છીએ"

"જો આપણે સર પર્સિવલના મિત્ર હોઇએ અને તેમના પરિ-ચયથી તેમના ઉપર વિશ્વાસ રાખતા હોઈએ તો આપણે જરૂર કરતા પણ વધારે ચોકસાઈ કરી લીધી છે પણ જો આપણે સર પર્સિવલના દુશ્મન હોઈએ અને તેમના તરફ અવિશ્વાસ જ રાખતા હોઇએ તો—"

"એવુ કાંઈ કહેવાની જરૂર નથી" મિસ હૉલ્કોમ્બ મને આગળ બોલતો અટકાવીને કહેવા લાગી "આપણે સર પર્સિવનના મિત્રો જ છીએ ઉદારતાથી અને સહનશીળતાથી આપણે તેમના તરફ માયાળુ બનવુ જોઇએ—આપણે તેમના ગુણપૂજક પણ બનવુ જોઈએ. તમે જાણો છો

કે, ગઈ કાલે **સર પર્સિવલ મિ ફેરલીને** મળી આવ્યા હતા અને પછી મારી સાથે બહાર ફરવા આવ્યા હતા ”

“હા મે તમને બેને સાથે બહાર જતા જોયા હતા ”

“અમે ફરતા ફરતા **એની કેથેરિક** વિષે વાત કરતા હતા **મિ હાર્ટરાઇટ** તેને જે અસાધારણ સજોગમા મળ્યા હતા, તે વિષે મે **સર પર્સિવલને** કહ્યુ પણ એ વિષય અમે તરત જ પડતો મૂકયો તે પછી **સર પર્સિવલે, લૉરા** સાથેના પોતાના વેવિશાળ માટે નિ સ્વાર્થપણે કેટલીક વાતચીત કરી તેમણે કહ્યુ કે, તેનુ મન અસ્વસ્થ બનેલુ છે અને **તે** નિરાશ થઇ ગયલી છે, એવુ હુ જોઇ શકયો છુ તેથી જો જરૂર જણાય અને **લૉરાના** મનની હાલત આ વેવિશાળથી દુ ખી બની ગઈ હોય તો હુ ઘણી ખુશીથી એ વેવિશાળ રદ્દ કરવા તૈયાર છુ **લૉરાના** મનની સ્વસ્થતાને ખાતર તેમ કરવાની પોતાની ઈચ્છા જણાવીને **સર પર્સિવલે** માત્ર એટલી જ યાદ આપી કે, કિયા સ યોગોમા આ વેવિશાળનો કરાર થયો હતો તે પણ વિચારી જોવુ ઘટે છે એ કરાર થયા પછી અત્યાર સુધીની પોતાની સભ્ય રીતભાતની યાદ પણ તેમણે મને દેવરાવી હતી આ બે મુદ્દાઓનો ગભીરપણે વિચાર કર્યા પછી પણ જો **લૉરા** છૂટી થવા માગતી હોય તો તેના પતિ થવાનુ માન જતુ કરવા અને આત્મ-ત્યાગ કરવા પોતે ખુશી છે, એ વાત **સર પર્સિવલે** મને ભાર મૂકીને કહી હતી ”

“**મિસ હૉલ્કોમ**, એક ગૃહસ્થને છાજતુ આ બધુ તેમણે કહ્યુ છે મારા અનુભવ પ્રમાણે આવુ કહેનારા ગૃહસ્થો દુનિયામા બહુ જ ઓછા હોય છે ”

મે આ પ્રમાણે **સર પર્સિવલને** અભિનન્દન આપ્યુ તે ઉપર **મિસ હૉલ્કોમ** વિચાર કરવા લાગી એ દરમ્યાન મારા તરફ તે ગુચવણ અને ત્રાસની લાગણીથી જોઇ રહી તે અચાનક બોલી “હુ કોઇનો વાક કાઢતી નથી અને મને કોઇના ઉપર શક નથી, પણ **લૉરાને** આ લગ્ન કરવાનુ સમજાવવાની જોખમદારી હુ મારે માથે લઈ **શકીશ નહીં.**”

મે આશ્ચર્યચકિત થતા જવાબ દીધો "સર પર્સિવલ ગ્લાઇડના શબ્દો હુ સમજ્યો છુ તે પ્રમાણે તમે આવી જ વલણ લ્યો, એવુ સર પર્સિવલે તમને કહ્યુ છે મિસ ફેરલીને જોરજુલ્મથી આ લગ્ન કરવા ન કહેવા એજ સર પર્સિવલનો આશય લાગે છે."

"પણ મને લાગે છે કે, જ્યારે તેમનો સદેશો હુ લૉરાને કહુ ત્યારે આડકત્રી રીતે મારે તેને આ લગ્ન કરવા સમજાવવી એવો પણ અર્થ સર પર્સિવલના વાકયોમાથી નીકળી શકે છે"

"એમ શી રીતે કહી શકાય ?"

"મિ. ગિલ્મોર, લૉરાનો સ્વભાવ કેવો છે, એ તમે જાણો છો જે કરાર તેના પિતાની મરણપથારી ઉપર થયો છે તેની યાદ હુ તેને આપુ ત્યારે તેના મનમા તરત જ એવી લાગણી થાય કે પિતાની આજ્ઞા માનવી જોઇએ તેનુ મન અત્યારે દુખથી ભરપૂર હોય તોપણ એ આજ્ઞા તેણે પાળવી જોઈએ, એમ તેને લાગે, એ સ્વાભાવિક છે આજ સુધી તેણે આ આજ્ઞાનો ભગ કર્યો નથી, એની તમને ખબર છે—"

મે અધવચ્ચ કહ્યુ "ખરેખર, ગઇ કાલે સર પર્સિવલે તમારી આગળ પોતાના હૃદયની લાગણીનો સ્ફોટ કર્યો ત્યારે તેમના વાકયોનો તમે આવો અર્થ કરશો એવી આશા તેમણે નહીં રાખી હોય"

મિસ હોલ્કોમ્બનો નિડર અને સ્પષ્ટવકતા સ્વભાવ, તેના વદન ઉપર અત્યારે અકિત થઇ રહ્યો તે તરત જ બોલી "શુ તમે એમ ધારો છો કે, જે માણસને હુ કોઈ ગેરવાજબી કૃત્ય માટે શકદાર ગણુતી હોઉં તેની સગતમા એક ક્ષણ પણ રહુ ?"

મે કહ્યુ "તો પછી હુ કાયદાની દૃષ્ટિથી કહુ તો માફ કરજો કે, તમે મુદ્દાથી વેગળા જાઓ છો પરિણામો ચાહે તેવા આવે, પણ સર પર્સિવલને એવી આશા રાખવાનો હક્ક છે કે, તમારી બ્હેન વેવિશાળ તોડવાની ઇચ્છા બતાવે તે પહેલા તેણે દરેક વાજબી દૃષ્ટિબિન્દુઓનો સભાળપૂર્વક વિચાર કરી જોવો જોઇએ જો પેલા કમનસિબ નનામા કાગળથી તમારી બ્હેનના મનમા સર પર્સિવલના ચારિત્ર સામે

શક ઉત્પન્ન થયો હોય, તો જાઓ, હમણા જ તમારી બહેનને કહી આવો કે સર પર્સિવલે મારી અને તમારી આગળ કરેલા ખુલાસાથી પોતાનુ ચારિત્ર નિષ્કલક સાબિત કર્યું છે એ પછી તમારી બહેન સર પર્સિવલ સાથે લગ્ન નહી કરવા માટે કિયો વાધો રજૂ કરી શકે તેમ છે? બે વર્ષ ઉપર જે ગૃહસ્થને તેણે પોતાના પતિ તરીકે માની લીધો છે તેની સાથેનો સબધ તોડવા માટે તમારી બહેનને, કાયદાની નજરે તો, અત્યારે કાંઈ પણ ખાસ કારણ નથી ”

“ કાયદાની નજરે કદાપિ કાંઈ કારણ નહી હોય એ હુ કબુલ કરૂ છુ પણ તેમ છતા, તે હજી પણ આનાકાની કરતી હોય અને હુ પણ હજી આનાકાની કરૂ છુ તેનુ કારણ અમારો બન્નેનો તરગ છે. કદાપિ તમને અમારી વર્ત્તણુક વિચિત્ર લાગતી હશે પણ અમને જે લાગે તે અમારે કહેવુ જોઇએ ”

આમ કહીને તે એકદમ ઉભી થઈ અને મારી પાસેથી જતી રહી જ્યારે કોઇપણ ચપળ સ્ત્રીને એકાદ ગભીર પ્રશ્ન પૂછવામા આવે છે અને તે જ્યારે તેનો ઉત્તર ઉદ્ધતાઇથી અને તરગીપણાથી આપે છે ત્યારે સોમાથી નવાણુ દાખલાઓમા એમજ સમજવુ કે, તે કાઇક પણ છૂપાવવા માગે છે હુ વર્ત્તમાનપત્ર વાચવા લાગ્યો પણ મને ચોખ્ખો શક ઉત્પન્ન થયો કે, મિસ હોલ્કોમ્બ અને મિસ ફેરલી, સર પર્સિવલથી કાઇક પણ છૂપાવવા માગે છે તેઓ શુ છૂપાવે છે, એ સમજી શક્યો નહી પણ તેમના કઠણ હૈયા માટે મને ગ્લાનિ ઉપજી

તે દિવસ બપોરે અમે પાછા મળ્યા ત્યારે મિસ હોલ્કોમ્બે મારી સાથે બહુ થોડી વાતચીત કરી. પોતાની બહેન સાથે તેણે શી વાતચીત કરી હતી તે મને કહી નહી પણ મારે તેનુ પરિણામ જાણવાની જરૂર હતી કારણ કે, મને અહીં બહુ દિવસ રોકાવુ પાલવે તેમ નહતુ આથી મિસ હોલ્કોમ્બને એ સબધમા મે સીધ્ધો પ્રશ્ન કરી જોયો મને તેનો જે કાઇ ઉત્તર મળ્યો તેનો સાર એ હતો કે, મિસ ફેરલીએ સર પર્સિવલના ખુલાસાથી વાકેફ થયા બાદ લગ્ન માટે કિયો દિવસ ઠરાવવો, એ

મુદ્દા વિષે વિચાર કરી જોવા વખત માગ્યો છે પોતાનો જવાબ આ વર્ષ પુરૂ થયા પહેલા તે જરૂર આપશે મિસ હોલ્કોમ્બે મને જણાવ્યુ કે, હાલ તુર્ત આ મુદ્દા વિષે વિચાર નહી કરવાની મિસ ફેરલીએ ખાસ આજીજી કરી છે આથી તેના મગજને ત્રાસ રૂપ નહી થઈ પડવા સારૂ લગ્નની તિથિ ઠરાવવાનુ અત્યારે તો મુલતવી રાખવુ જોઇએ

મને આ જવાબથી સ્વસ્થતા થઈ નહીં એજ દિવસે સહવારે મારા ભાગીઆ ધારાશાસ્ત્રીનો પત્ર આવ્યો હતો તેમા બીજે દિવસે બપોરે એક અગત્યના કામકાજ માટે તેણે મને લંડન આવી પહોચવા લખ્યુ હતુ હુ જો બીજે દિવસે જઉં તો તે પછી આ વર્ષ પુરૂ થતા પહેલા કદાચ લિમરિજમા ન આવુ એ સભવિત હતુ દરમ્યાન મિસ ફેરલી આ લગ્ન કરવાનુ ઠરાવે તો મારે જે કરારપત્ર તૈયાર કરવાનુ હતુ તેના સબધમા કેટલાક ખુલાસાઓ જાણવા માટે તેની સાથે પત્રવહેવાર કરવો પડે પણ તેમા નાહક કેટલુક લખાણુ થાય અને વખત વહી જાય આને બદલે એ ખુલાસાઓ મોઢામોઢ કરી લેવાનો વખત જો મને હમણા જ મળ્યો હોત તો હુ નિરાતે કરારપત્ર તૈયાર કરી શક્યો હોત પણ મિસ ફેરલીએ અત્યારે તો બધી ચર્ચા મોકુફ રાખવા વિનતિ કરી હતી, એટલે મારે શુ સમજવુ ? મારી મુશ્કેલી મે કોઇને જણાવી નહીં, પણ મિસ ફેરલીની વિનતિ વિષે સર પર્સિવલ શુ કહે છે, તે જાણવા હુ થોભ્યો સર પર્સિવલે અજાયબ કરી નાખનારી ઉદારતા બતાવી જ્યારે તેમને કહેવામા આવ્યુ કે, "લગ્નની તિથિનો પ્રશ્ન અત્યારે મુલતવી રાખીએ તો તમને વાધો નથી ને ?" ત્યારે તેમણે તરતજ જણાવ્યુ કે, પોતાને કાઇજ વાધો નથી. મિસ હોલ્કોમ્બે મને આ વાત કહી ત્યારે મારી મુશ્કેલીઓ તો ઉભીને ઉભી જ રહી એવુ જોઇને મે મિસ ફેરલી સાથે વાતચીત કરવાનો ઠરાવ કર્યો. આ ઠરાવ પ્રમાણે બીજે દિવસે સહવારે તેના ઓરડામા હુ ગયો એ બિચારી ફિક્કી અને નિરાશ જણાતી હતી, પણ મને જોઇને તે તરત જ પોતાની જગ્યાએથી ઉઠીને મને આવકાર આપવા સામી આવી. હુ તેને અત્યારે તેના અચોક્કસ સ્વભાવ માટે ઠપકો આપવા આવ્યો

હતો, પણ તેના વદન ઉપરની નિરાશા અને તેજ સાથે તેની સભ્યતા જોઇને તેને ઠપકો આપવાનો વિચાર મે માંડી વાળ્યો માયાળુપણાથી તેને સમજાવવાનો ઠરાવ કરીને તેનો હાથ ઝાલીને હુ ઓરડાની અદર ગયો અમે બન્ને સામસામા અક્કેક ખુરશી ઉપર બેઠા તેનો શિકારી કુતરો તે ઓરડામા હતો મારૂ ધારતુ હતુ કે, મને જોઇને તે ભસવા અને ઘુરકીઆ કરવા લાગશે, પણ નહીં, તેણે તો કુદકો મારીને મારા ખોળામા બેસવા યત્ન કર્યો! મે તેના શરીર ઉપર હાથ ફેરવીને માયા બતાવી, અને હસતા હસતા મિસ ફેરલીને મે કહ્યુ "આ કુતરો તારી જગ્યા લેવા માગે છે! નાનપણમા તુ મારા ખોળામા બેસતી અને હુ તને રમાડતો, એ યાદ હશે, મને લાગે છે કે, તારૂ એ ખાલી તખ્ત આ તારૂ વહાલુ પ્રાણી જરૂર પચાવી પાડશે!" તેની પાસેના મેજ ઉપર ચિત્રાવલિ પડી હતી તે તરફ આગળી કરીને મે કહ્યુ "આ ચિત્રાવલિ તારી છે કે? જોઉં, જોઉં, તુ કેવા ચિત્રો દોરે છે?" મે તે ચિત્રાવલિ હાથમા લીધી એટલે તે તરત જ બોલી "ના એમાના ચિત્રો મે દોરેલા નથી"

આ જવાબ આપતા તેના મો ઉપર લજ્જાની છાયા પડી રહી, એ મે ચોખ્ખુ નિહાળ્યુ એ પછી તે આડુ અવળુ જોવા લાગી મારે તો જ્યા ત્યા વાતચીતની શરૂઆત કોઇક હાસ્ય અને આનદ આપનારા વિષયોથી શરૂ કરવાની હતી તે પ્રમાણે કર્યા પછી મે તરત જ મારા મનનો મૂળ મુદ્દો આગળ ધર્યો અને કહ્યુ "બેટા, હુ અત્યારે અહીં તારી પાસે શા માટે આવ્યો છુ તે તુ જાણે છે? હુ આજે બપોરે લડન જનારો છુ તેથી જતા પહેલા આપણા કુટુબને લગતી બાબતમા મારે તને થોડુક કહેવાનુ છે—"

મારા તરફ મમતા ભરેલી નજર કરતા, તે અધવચ્ચે જ બોલી 'બસ? એટલી વારમા જતા રહેશો? તમે જશો એથી મને દિલગીરી થાય છે પહેલા તમે અહીં આવતા ત્યારે મને જેવો આનદ થતો તેવોજ હમણા તમે આવ્યા તેથી થયો છે"

" મને જો ફુરસદ મળી શકતી હોય તો હુ વારે ઘડીએ અહીં આવીને તને આનદ આપુ, પણ બેટા, હવે પછી તરત જ હુ અહીં આવી શકુ કે કેમ, એ અચોક્કસ છે અને તેથી જ અત્યારે હુ અહીં કેટલાક ખુલાસા માટે આવ્યો છુ તુ જાણે છે કે, હુ તારો જૂનામા જૂનો અને ઘરઠામા ઘરડો ધારાશાસ્ત્રી છુ હુ તારો હિતચિતક છુ અને તેથી મને ખાત્રી છે કે, સર પર્સિવલ સાથેના તારા લગ્ન સબધી તુ મારી સાથે ખુલ્લા દિલથી વાત કરીશ "

કોઇ ગરમ થઈ ગયલી વસ્તુ ઉપરથી હાથ ઉઠાવી લેવાય તેમ તેણે પોતાનો હાથ એકદમ ચિત્રાવલિ ઉપરથી ઉઠાવી લીધો અને બીજા હાથ સાથે મેળવીને તે મસળવા લાગી એ હાથ ધ્રુજતા હતા તેની આખોની ભમ્મર જરાક ખેચાઈ તેના મો ઉપર દુખ થયુ હોય એવા ચિહ્ન જણાયા આ લાગણીઓ સબધી હુ આશ્ચર્યચકિત થતો હતો તેવામા તેણે અસ્ફુટ સ્વરે મને પ્રશ્ન કર્યો ' મારા લગ્નની વાત કર્યા વિના છૂટકો જ નથી શુ ? "

મે આશ્વાસન આપતા કહ્યુ " ના બેટા, આપણે માત્ર તેનો ઉલ્લેખ જ કરીશુ તે ઉપર લાબા વિવેચનો નહી કરીએ હુ માત્ર એટલુજ કહીશ કે, પરણવુ કે નહીં, એ તારી મુનસફીની વાત છે પણ મારી ફરજ છે કે, તારા લગ્નને લગતુ કરારપત્ર ઘડી કાઢવુ એ માટે તારી મરજી તો મારે જાણવી જોઈએ કરારપત્રમા કેવી શરતો દાખલ કરવાનો મારો ઇરાદો છે તેની રૂપરેખા હુ તને સમજાવીશ અત્યારે તુ કેવી સ્થિતિમા છે અને ભવિષ્યમા તારી કેવી સ્થિતિ હશે, તેનો ખ્યાલ તને તે ઉપરથી આવશે પણ કરારપત્ર વિષે હું તને સમજૂતિ આપુ તે પહેલા મારે એટલુ તો ધારી લેવુ પડશે કે, તુ સર પર્સિવલ સાથે પરણીશ "

મે તેને ટૂકાણમા કરારપત્રની રૂપરેખા જણાવી અને એ બાદ તેની વિશાળ સપત્તિની સ્થિતિ સમજાવી તે વયવતી થતા તેને શુ મળે અને તેના કાકાના મરણ બાદ તેને શુ મળે તેમજ મિલ્કતનો

કેટલો ભાગ તેની પોતાની માલિકીનો ગણાય અને કેટલો ભાગ તેના પતિની સાથે તે ઉપયોગમા લઈ શકે—એ બધુ તેને સમજાવ્યુ છેવટે મે તેને પૂછ્યુ “ હવે મને કહે આમા તારે પોતાને કાઇ શરત ઉમેરાવવાની છે ?”

તે જરાક અસ્વસ્થ બની અને મારા તરફ દયાભરી નજર કરતા બોલી “ જો હુ લગ્ન કરૂ તો—”

મે કહ્યુ “લગારે ગુચાઇશ નહીં તારે જે કહેવુ હોય તે કહે વારૂ તુ જો લગ્ન કરે તો—”

“ મેરીઅનને મારાથી જૂદી પાડશો નહીં મિ ગિલ્મોર, તમારા કરારમા એવુ ચોખ્ખુ લખો કે, મેરીઅન મારી સાથે જ હમેશને માટે રહે ”

બીજા કોઇક સયોગોમા મે તેનો આ મુદ્દો હમી કાઢયો હોત પણ અત્યારે તે દયાર્દ્રતાથી બોલતી હતી--પોતાના અતર્ની લાગણીથી બોલતી હતી અને તેથી મે તેને સમજાવ્યુ કે “એ ગોઠવણ તુ ખાનગી રીતે બેલાશક કરી શકશે. મારો પ્રશ્ન તુ સમજી હોય એમ જણાતુ નથી તારી પોતાની સપત્તિના ઉપયોગ સબધમા તારે કાઇ શરત લખાવવી છે એમ મે તને પૂછેનુ છે હુ એક દાખલો આપીશ ધાર કે તુ પુખ્ત ઉમ્મરે પહોચ્યા બાદ વસિયતનામુ કરે એ વસિયતનામામા તારી પોતાની મિલ્કત કોને આપવાની તુ ફરમાશ કરે ?”

“ મેરીઅને આજ સુધી મારા ઉપર એક માતા જેટલુ અને એક બહેન જેટલુ હેત રાખેલુ છે મિ ગિલ્મોર, હુ તેને એ મિલ્કત આપુ તો ?”

“ તારી ઇચ્છા હોય તો તુ જરૂર તેમ કરી શકે પણ બેટા, તને ખ્યાલ નથી કે, એ મિલ્કત કેટલી બધી છે એ અપાર સપત્તિ એકલી મેરીઅનને જ આપવી, એ તને ઠીક લાગે છે ?”

તે આનાકાની કરવા લાગી તેના વદન ઉપર ઘડીકમા લાલાશ અને ઘડીકમા ફિક્કાશ જણાઇ તેના હાથની આગળીઓ ચિત્રાવલિ ઉપર ફ્રુજવા લાગી.

" મેરીઅનને બધુ જ નહીં આપવાનુ " તે બોલી " મેરીઅન સિવાય બીજા કોઇકને પણ આપવાનુ છે—"

તે બોલતી અટકી ગઈ તેના મો ઉપર ઉશ્કેરણીની લાગણી ફેલાઈ ચિત્રાવલિ ઉપર તે ધીમે ધીમે આગળા ઠોકવા લાગી

મે પૂછ્યુ " મિસ હોલ્કોમ સિવાય આ કુટુબમાથી બીજા કોનુ નામ દાખલ કરવાનુ છે ? "

મારા તરફ જોયા વિના જ તે કહેવા લાગી " બીજુ કોઇક પણ છે મારી મિલ્કતમાથી તેને કાઇક મળે તો તે ખુશી થશે–જો હુ તેને માટે કાઇ રાખુ પણ હુ વહેલી મરી જાઉ તો કશો વાંધો નથી "

તે પાછી અટકી ગઇ તેના આ ઉદ્‌ગારો હુ બિલ્કુલ સમજી શક્યો નહી મિસ હોલ્કોમ સિવાય બીજા કોને તે પોતાની મિલ્કત-માથી ભાગ આપવા ઇચ્છતી હતી ? મે તેના ચહેરા સામે જોયા કર્યું તેણે પોતાનુ મો નમાવી નાખ્યુ તેના હાથમાથી રૂમાલ પડી ગયો તેણે તરતજ પોતાના બન્ને હાથથી પોતાનુ મો ઢાકી દીધુ

તે આમ શા માટે કરતી હશે ? તેના મનમા કાઈક પણ દુ ખદ વિચારો ઘોળતા હોવા જોઇએ તેના જેવી ઉગતી કળીના હૃદયની આવી આકુળવ્યાકુળતા મારાથી સહન થઈ શકી નહીં મે જમીન ઉપરથી તેનો રૂમાલ ઉચકી લીધો અને મારી ખુરશી તેની લગોલગ લઇ જઇને તેના મો ઉપરથી હાથ ખસેડવા યત્ન કર્યો મે શુ જોયુ ? તેની આખમા આસુ હતા! બિચારી! મને તેની દયા આવી મે કહ્યુ " બેટા લૉરા! રડીશ નહીં હિમ્મત રાખ " મે રૂમાલ વતી તેની આખોમાના આસુ લહોવા માડયા દશ વર્ષ ઉપરની જ તે નાની લૉરા ફેરલી હોય તેમ મે તેને મારી છોકરીની માફક વહાલ સહિત પૂછ્યુ " તને શા માટે અકળામણુ થાય છે ? હુ તને બિલ્કુલ અકળાવવા માટે તારી પાસે આવ્યો નથી બેટા, દુ ખી ન થઇશ."

મારાં આશ્વાસનના આ વાક્યોથી તેનામા કાઇક ઉત્સાહ આવ્યો. ફિક્કુ હસતી હસતી તે બોલી " મને નથી સમજાતુ કે, હું આમ કેમ

કરૂ છુ ? **મિ. ગિલ્મોર**, હુ ભાન ભૂલી ગઇ તે માટે દિલગીર છુ પણ પણ થોડાક દિવસથી મને ન સમજાય એવી દિલગીરી થયા કરે છે હુ એકલી હોઉં છુ ત્યારે મને ચેન પડતુ નથી પણ હવે હુ સ્વસ્થ છુ કહો, તમે મને શુ પૂછના હતા ? હુ બરાબર જવાબ આપીશ મને હવે ઠીક છે”

“ ના બેટા હવે તો હુ આ વિષયની વાત આટલેથી જ બધ કરીશ તારા હિતની બની શકતી સર્વ સભાળ રાખવા મારે પ્રયત્ન કરવાનો છે, એટલો સાર આજની થોડીક વાતચીતમાથી હુ મેળવી શકયો છુ તે પુરતો છે હવે કોઇક બીજી તકે આપણે વિશેષ વિગતો સબધી ચર્ચા કરીશુ અત્યારે તો નહી જ કરીએ હવે આ બાબતના વિચારો તારા મનમાથી દૂર કર આપણે કોઇક બીજા વિષય ઉપર વાત કરીએ ”

આમ કહીને મે બીજી આડી અવળી વાતો કરવા માડી દશેક ક્ષણના અરસામા તેના હૃદયમા મે પહેલાના જેવો જ ઉત્સાહ ઉત્પન્ન કર્યો તે જ્યારે બરાબર સ્વસ્થ થઇ ત્યારે હુ ઉભો થયો અને બોલ્યો “હવે હુ જઇશ ”

તેણે મૃદુતાથી કહ્યુ “ પાછા આવજો ખરા હવે હુ તમારી આગળ આજના જેવી નબળા મનની નહી બનુ તમે મારા ઉપર મમતા બતાવો છો, તે માટે હુ બહુ જ આભારી છુ ’

“ વારૂ જો હવે હુ આવીશ તો મને આશા છે કે, તુ આજના કરતા વધારે ઉત્સાહી અને વધારે સુખી હોઇશ ઇશ્વિર તારૂ સારૂ કરો, બેટા ”

તેણે પોતાનુ મો મારા સરસુ ધર્યું અને એક વડીલની માફક મે તેના કપાળમા ચુબન કર્યું અમને ધારાશાસ્ત્રીઓને પણ હૃદય હોય છે. હુ ધધાની રૂઈએ તેની સાથે અત્યારે વાતચીત કરવા આવ્યો હતો પણ તેની પાસેથી વદાય થતા મને ખરેખર દુખ ઉપજ્યુ. હુ તેની સાથે વાતચીત કરતા પહેલા હૈયાસુનો એક ધારાશાસ્ત્રી હતો પણ વાતચીત પછી એક સહૃદયી શુભેચ્છક તરીકે છૂટો પડયો!

અમારી વાતચીત આશરે અર્ધો કલાક ચાલી હશે તેના હૃદયની અપાર અકળામણ વિષે તેણે મને ફાડીફાડીને કશો ખુલાસો કર્યો ન હતો પણ તેની રીતભાત ઉપરથી મને એમ જ લાગ્યુ કે, હવે મારે તેની વ્હારે ધાવુ જોઇએ તેના તરફ પક્ષપાતની લાગણી મને શાથી ઉપજી તે હુ સમજી શકયો નહીં પણ મારૂ મન મને કહેવા લાગ્યુ કે, હુ તેને જીતવા ગયો હતો પણ તેણે મને જીતી લીધો છે ! મિસ ફેરલીના ઓરડામા હું દાખલ થયો ત્યારે મારા મનમા એમ હતુ કે, મિસ હોલ્કોમ્બ અને મિસ ફેરલી તરફથી સર પર્સિવલને અન્યાય કરવામા આવે છે સર પર્સિવલ સાથેના મિસ ફેરલીના લગ્ન અટકાવી શકાય નહીં, એમ મે માન્યુ હતુ, પણ જ્યારે હુ મિસ ફેરલીના ઓરડામાથી બહાર નીકળ્યો ત્યારે મારી માન્યતામા તદ્દન ફેરફાર થઈ ગયો મારૂ મન એમ જ ઇચ્છિવા લાગ્યુ કે, સર પર્સિવલના અને આ છોકરીના લગ્ન થાય નહી તો ઠીક મારી ઉમ્મરનો અને મારા જેવા અનુભવવાળો માણુસ આમ તરગવશ થઈને, આ લગ્ન ન થાય એવુ ઇચ્છે, એ આશ્ચર્ય ઉપજાવનારૂ હતુ પણ હુ કશુ છૂપાવવા માગતો નથી મારા મનની હાલતની સાચેસાચી વાત મારે અત્રે જણાવવી જોઇએ મે ખરેખર તે વખતે ઇચ્છ્યુ હતુ કે, દુ ખદ દેખાવોનો છેડો લાવવા માટે આ લગ્ન બંધ પડે તો ઠીક

મારે લંડન જવાનો વખત નજદિક જ આવતો હતો મે મિ. ફેરલીને કહેવરાવ્યુ કે મને ઉતાવળ છે એટલે તમને મળ્યા વિના જ હુ વદાય થાઉ છુ " તરત જ મને ચીઠ્ઠી મળી કે, "પ્રિય ગિલ્મોર તમારી સફળ ઇચ્છુ છુ મને પોતાને તો કોઇ પણ બાબતમા ઉતાવળ નુકશાનકારક લાગે છે તમારી તબિયત મહેરબાની કરીને સભાળજો "

મે જવાની તૈયારી કરી જેવો હુ મારા ઓરડામાથી નીકળતો હતો કે તરત જ મિસ હોલ્કોબ મને સામી મળી તેણે પૂછ્યુ "લૉરાને તમે જે બધુ કહેવા માગતા હતા તે કહ્યુ ને ?" મે જવાબ દીધો- "હા તેની તબિયત નરમ છે અને તેનું મન અસ્વસ્થ છે, પણ તમે તેની સભાળ લ્યો છો, એટલુ સારૂ છે."

તેણે મારા તરફ તીક્ષ્ણ દ્રષ્ટિપાત કર્યો થોડીવાર સુધી એમ જ નિહાળી રહ્યા પછી તે બોલી "લૉરા માટે તમારો અભિપ્રાય ફેરવાયો હોય એમ લાગે છે ગઈ કાલે તમે કેટલા બધા મક્કમ હતા ? આજ તમે છૂટછાટ મૂકેલી લાગે છે "

મારા વિચારો તે આટલી બધી ચપળતાથી પારખી ગઈ તેથી હુ અજાબ થયો તેણે સાચુ જ કહ્યુ હતુ મે તેની સાથે કાંઈ વિવાદ કર્યો નહીં પણ માત્ર એટલુ જ કહ્યુ "શુ બને છે, તે મને લખી જણાવજો તમારો કાગળ આવ્યા વિના હુ હાલ તુર્ત કાંઈ કરવાનો નથી"

તે મારા તરફ જોઈ રહી "**મિ. ગિલ્મોર**, હુ ઈચ્છુ છુ કે આ બધી ગુચવણનો અત આવે અને તે પણ યોગ્ય રીતે જ આવે તમે પણ એમ જ ઇચ્છો છો ખરૂ ને ?"

આમ કહીને તે મારી આગળથી વદાય થઈ હુ મકાનમાથી બહાર નીકળ્યો ગાડીમા બેસવા જતો હતો તે વખતે **સર પર્સિવલ ગ્લાઈડે**, વિનયપૂર્વક મને કહ્યુ "જો કોઈ વાર તમે મારા શહેરની આસપાસ અચાનક આવો તો કૃપા કરીને વિસરશો નહીં કે, આપણો સબધ વધારવાની હુ આતુરતાપૂર્વક ઈચ્છા રાખુ છુ જરૂર થોડાક દિવસ મારા મકાનને પાવન કરશો આ કુટુમ્બના સૌથી જૂના અને વિશ્વાસુ સલાહકાર તરીકે તમે સુયોગ્ય નીવડેલા છો અને તેથી મને તમારા પ્રત્યે અત્યતમાન છે "

હુ ગાડીમા બેઠો ગાડી સ્ટેશન તરફ ચાલવા લાગી ત્યારે આ વ્યકિત વિષે મારો મત એવો બધાયો કે તે સહેજવારમા ચીઢાઇ જાય એવી વ્યક્તિ છે પણ તેમ છતા તેનામા સભ્યતા, ગભીરતા અને નિરભિમાનપણુ છે ઉપરાત આ વ્યકિતમા ગૃહસ્થાઇના દરેકે દરેક લક્ષણો છે, પરતુ મારે ખુલ્લા દીલથી અત્રે જણાવવુ જોઇએ કે, તેનુ સર્વ પ્રકારનુ હિત માત્ર એક જ બાબત સિવાય સાધવા હુ તૈયાર હતો મને લાગ્યુ કે **સર પર્સિવલ ગ્લાઇડ** માટે આ દુનિયામા હુ બધુ જ હિતાવહ કરૂ, પરતુ તેમની પત્નીના લગ્નનુ કરારપત્ર ઘડવાનુ મને સોપાય નહીં તો બહુ ઠીક થઇ પડે !

# પરિચ્છેદ ૧૯.

## વારસાની તકરાર

મને લંડનમા આવ્યે એક અઠવાડીઉ થઈ ગયુ પણ તે દરમ્યાન મિસ હોલ્કોબ તરફથી કાઇ સમાચાર મળ્યા નહી

આઠમે દિવસે મારા બીજા કાગળો ભેગો તેના હસ્તાક્ષરનો એક પત્ર મારા મેજ ઉપર મૂકવામા આવ્યો તેમા જણાવેલુ હતુ કે, **સર પર્સિવલ ગ્લાઇડને** ચોક્કસપણે સ્વીકારવામા આવ્યા છે, તથા લગ્ન આ વર્ષ પુરૂ થતા પહેલા કરવામા આવશે ઘણુખરૂ ડીસેમ્બર મહિનાના પાછલા પખવાડીઆમા લગ્નની તારીખ ઠરશે **મિસ ફેરલીને** એકવીસમુ વર્ષ આવતા માર્ચ માસમા બેસશે, એટલે, આ ગોઠવણ પ્રમાણે,'તે પુખ્ત ઉમ્મરની થાય તેના ત્રણ માસ પહેલા **સર પર્સિવલની** પત્ની થશે

આ વાચીને મારે અજાયબ થવા જેવુ નહોતુ, કિવા મારે દિલગીર થવા જેવુ નહોતુ, એમ છતા પણ મને અજાયબી અને દિલગીરી થયા. આ લાગણીઓ ઉપરાત **મિસ હોલ્કોબના** કાગળના અસતોષકારક ટૂકાણને લીધે મને થોડીક નિરાશા ઉપજી આથી તે આખો દિવસ હુ બેચેન રહ્યો છ–સાત લીટીઓમા લગ્ન વિષેના સમાચાર લખ્યા બાદ **મિસ હોલ્કોબે** વિશેષ ત્રણ લીટીઓમા મને ખબર આપી હતી કે, **સર પર્સિવલ** પોતાને ગામ **હેમ્પશાયર** જવા ઉપડી ગયા છે વધારાની અને છેલ્લી બે લીટીઓમા તેણે લખ્યુ હતુ કે, **લૅારાને લિમરિજમા** ગમતુ નથી તેથી અમે **યૅાર્કશાયરમા** હવાફેર માટે જવાના છીએ અત્રે પત્ર પુરો થતો હતો **મિસ ફેરલીએ** એક અઠવાડીઆ જેટલા ટૂકા વખતમા એકદમ **સર પર્સિવલનો** સ્વીકાર શા કારણે કર્યો તેની વિગત **મિસ હોલ્કોબના** પત્રમા નહોવાથી મને નિરાશા ઉપજી

પાછળથી મને ખબર પડી કે, **લૅારાએ સર પર્સિવલનો** સ્વીકાર કેમ કર્યો હતો. આ બાબતમા હુ માત્ર મોઢે સાભળનાર હોવાથી મારી પૂઠ પાછળની હકીકત હુ અહીં જણાવતો નથી. **મિસ હોલ્કોબે**

એ બનાવો જાતે જોયા છે અને તેમા ભાગ લીધેલો છે એટલે હવે પછી તેના વર્ણનમા એ વિગતનો સમાવેશ થશે દરમ્યાન મારૂ વર્ણન પુરૂ કરતા પહેલા મારી એકજ ફરજ વાચકવર્ગ સમક્ષ રહેલી છે અને તે, લગ્નના કરારપત્રની સપૂર્ણ વિગત આપવાની.

મારી વિગતમા હુ એક ધારાશાસ્ત્રીની માફક અત્રે બધુ લખવા બેસુ તો લબાણ થઈ જાય તેથી મુદાસર અને સ્પષ્ટતાથી હુ બધી વિગત રજૂ કરૂ છુ એક ધારાશાસ્ત્રી તરીકેના અનુભવથી મારે જણાવવાનુ કે, **મિસ ફેરલીના** વારસાને લગતી બાબત ઘણીજ અગત્યની છે હવે પછી આ કથાનકમા જે કહાણી રજૂ થશે તે બરાબર રીતે સમજવા માટે આ અગત્યના ભાગ ઉપર અને તેમાના કાયદાના મુદ્દાઓ ઉપર વાચકવર્ગને લક્ષ આપવા ખાસ ભલામણ છે

આ લગ્ન વખતે **મિસ ફેરલીનુ** હિત બે પ્રકારની મિલ્કતોમા હતુ (૧) તેના કાકાના અવસાન બાદ તેને મળનારી સ્થાવર મિલ્કતમા અને (૨) તે પોતે પુખ્ત ઉમ્મરની એટલે કે ૨૧ વર્ષની થાય ત્યારે તેને પોતાને મળનારી જગમ મિલકતમા

સ્થાવર મિલ્કત તેને કેવી રીતે મળવાની હતી તે તપાસીએ

**મિસ ફેરલીના** દાદા જ્યારે મરણ પામ્યા ત્યારે **લિમરિજની** સ્થિતિ નીચે મુજબ હતી.—

**મિ. ફેરલીને** ત્રણ પુત્રો હતા (૧) **ફિલિપ** (૨) **ફેડ્રિક** અને (૩) **આર્થર** સૌથી મોટા પુત્ર તરીકે **ફિલિપને** સ્થાવર મિલ્કત મળી જો તેને છોકરો ન થાય અને મરણ પામે તો એ મિલ્કત બીજા પુત્ર **ફેડ્રિકને** મળવાની હતી અને જો **ફેડ્રિક** પણ છોકરા વિના મરણ પામે તો તેના ત્રીજા ભાઈ **આર્થરને** તે મિલ્કત મળવાની હતી

વખતના વહેવા સાથે ત્રીજો ભાઈ **આર્થર** મરણ પામ્યો તેને એક છોકરો હતો પણ તે ૧૮ વર્ષની ઉમ્મરનો થતા **ઓક્ષ્ફર્ડ** ખાતે ડુબીને મરણ પામ્યો હતો તેને એક છોકરી હતી તેનુ નામ **મેગડેલીન** હતુ. **આર્થરના મરણ** પછી કેટલોક કાળ વીત્યા બાદ **મિ. ફિલિપ**

ફ્રેરલી મરણ પામ્યો તેને માત્ર એક જ છોકરી હતી અને તે, આ કથાનકની નાયિકા લૉરા પણ વચલો ભાઈ મિ. ફ્રેડ્રિક ફ્રેરલી જીવતો હોવાથી અને મિ ફિલિપને છોકરો ન હોવાથી મિ ફિલિપના મરણ પછી મિલ્કત મિ. ફ્રેડ્રિકને મળી મિ ફ્રેડ્રિક ફ્રેરલી અત્યારે હયાત છે પણ તેઓ કુવારા છે તેઓ જો પરણે અને પોતાની પાછળ એક પુત્ર મૂકીને મરણ પામે તો અલબત્ત લિમરિજની મિલ્કત તે પુત્રને મળે પણ તેઓ પરણે એવો સભવ નથી આથી મિ ફ્રેડ્રિક ફ્રેરલીના અવસાન પછી તેમના મોટાભાઇ મિ. ફિલિપની પુત્રી લૉરાને આ મિલ્કત મળે પણ તે માત્ર તેની હયાતિ સુધી જો લૉરા પરણ્યા વિના મરણ પામે અથવા તો પરણીને નિઅતાન મરણ પામે તો આ મિલ્કત ત્રીજા ભાઇ મર્હુમ મિ આર્થર ફિલિપની છોકરી મેગડેલિનને મળે હુ જે કરારપત્ર તૈયાર કરવાનો છુ તે મુજબ જો લૉરા પરણે તો આ મિલ્કતની વાર્ષિક આવક પૌ ત્રણ હજાર તેની હયાતિ સુધી તેની ઇચ્છાનુસાર ઉપભોગ માટે તેને મળે જો લૉરા, તેના પતિ પહેલા મરણ પામે તો સ્વાભાવિક છે કે, ઉપલી આવક પોતાને હયાતિ સુધી મળે એવી આશા રાખી શકે જો લૉરાને છોકરો થાય તો આ મિલ્કત તે છોકરાને જ મળે અને મર્હુમ મિ. આર્થરની છોકરી મેગડેલિનને કાઇજ ન મળે

આ રીતે અત્યારે વસ્તુસ્થિતિ એવી હતી કે, જો સર પર્સિવલ, લૉરાને પરણે તો તેને બે પ્રકારના લાભ થાય પ્રથમ તો એ કે, તેને પોતાની પત્નીના વાર્ષિક ત્રણ હજાર પૌડ મળે (લૉરા હયાત હોય ત્યા સુધી તેની પરવાનગીથી તે આ રકમ વાપરી શકે અને લૉરા મરણ પામે તો એ રકમનો એકનો હકકદાર તે ઠરે ) લૉરા સાથેના લગ્નથી સર પર્સિવલને બીજો લાભ એ કે, લિમરિજની મિલ્કતનો માલિક, જો તેમને છોકરો થાય તો, તે છોકરો બને

સ્થાવર મિલ્કત અને તેની વાર્ષિક ઉપજની હકિકત આ મુજબ છે આ પ્રમાણેની શરતો હુ કરારપત્રમા દાખલ કરૂ તો સર પર્સિવલના ધારાશાસ્ત્રીને અને મારે તકરાર કરવા જેવુ કાઇ રહે નહી

હવે જગમ મિલ્કતની સ્થિતિ તપાસીએ આ જગમ મિલ્કત અથવા તો નાણા, મિસ ફેરલીને ૨૧ વર્ષની ઉમ્મર પછી મળવાના છે મિસ ફેરલીના પિતા મર્હુમ મિ ફિલિપે કરેલા એક વસિયતનામાની રૂઈએ તેને તે મળવાના છે એ રકમ વીસ હઝાર પૌડની છે આ વીસ હઝાર તો તેની પોતાની માલિકીના ઠરાવેલા છે પણ તે ઉપરાત બીજા દશ હઝાર પૌડ મિ ફિલિપે ફરમાવ્યા મુજબ, લૅારાના મરણ પછી તેની ફોઈ અર્થાત્ મિ. ફિલિપની બહેન, એલિનોર ને મળનાર છે એલિનોરને, લૅારાના મરણ પછી જ એ રકમ કેમ આપવાની અને અત્યાર સુધી કેમ ન આપવામા આવી, એવી શકા સહસા જ કોઇને ઉપજે પણ આ ી ફરમાશના કેટલાક કારણો હતા

એલિનોર જ્યારે કુવારી હતી ત્યારે મર્હુમ મિ ફિલિપ ફેરલી સાથે તેને કોઈ જાતની તકરાર થઇ ન હતી પણ જ્યારે તે પરણી ત્યારે ભાઇ બહેન વચ્ચે તકરાર ઉભી થઇ એલિનોરે એક ઇટાલિયન ગૃહસ્થ નામે ફોરકો સાથે લગ્ન કર્યા આ ગૃહસ્થ પોતાને એક ઉમરાવજાદા તરીકે ઓળખાવતો હતો મિ, ફિલિપે જ્યારે આ લગ્નની વાત જાણી ત્યારે તેમને ગુસ્સો ઉપજ્યો તેમને આ લગ્ન પસદ પડયા નહીં પણ એલિનોરે મિ ફિલિપના વિરોધની દરકાર કરી નહીં આથી મિ ફિલિપે તેની સાથે પત્રવહેવાર કરવો બધ કર્યો, એટલુજ નહીં પણ વસિયતનામામાથી તેનુ નામ રદ કર્યું કુટુબના બીજા બધાઓને મિ. ફિલિપની આ રીત પસદ પડી નહીં કાઉન્ટ ફોરકો, પૈસાદાર નહોતો તેમજ છેક કગાલ માણસ પણ નહોતો તે કેટલાક વર્ષ ઇગ્લાડમા રહ્યો હતો અને તે દરમ્યાન સમાજમા તે સારૂ માન પામ્યો હતો આમ છતા મિ ફિલિપનો તેના તરફનો અણગમો ઓછો થયો નહીં મિ. ફિલિપને વિદેશીઓ તરફ એક જાતની સુગ હતી એક વિદેશી ગમે તેવો સારા સ્વભાવનો કે સારા દરજ્જાવાળો હોય તોપણ આખરે તે અગ્રેજ ન હોવાથી તેના તરફ મિ. ફિલિપને સુગ રહેતી આથી કુટુબના બીજા બધાઓની વિનવણી છતા પણ મિ ફિલિપ એકનો બે થયો

નહીં, કેટલાક વર્ષ વીત્યા પછી તેનુ દિલ નમ્ર બન્યુ મિસ ફેરલીએ એક બે વખત પોતાની ફોઈ માટે પોતાના પિતાને વિનતિ કરી ત્યારે તેનુ કહેવુ માન્ય રાખીને મિ ફિલિપે એલિનોરના નામ ઉપર દશ હઝાર ચઢાવ્યા, પરતુ તેમા એવુ ઠરાવ્યુ કે, એ રકમનુ વ્યાજ મિસ ફેરલીને હયાતિ સુધી મળે અને મિસ ફેરલીના મરણ પછી જ તે આખી રકમ એલિનોરને મળે એક બીજી શરત એ ઠરાવી કે જો એલિનોર મિસ ફેરલી પહેલા મરણ પામે તો તે રકમ મેગડેલિનને આપવી આ પ્રમાણે દશ હઝાર પૌડ એલિનોરની મોટી ઉમ્મર અને મિસ ફેરલીની નાની ઉમ્મર જોતા, ભાગ્યે જ એલિનોરને મળી શકે એવી કડક શરત દાખલ કરવામા આવી ત્યારે મેડમ ફોસ્કોને, અગાઉના કરતા પણ વધુ ગુસ્સો મિ. ફિલિપ ઉપર ઉપજ્યો તેણે પોતાની ભત્રીજીનુ મોઢુ જોવાની ના પાડી અને પોતાનુ નામ વસિયતનામામા આવી કડક શરત સાથે દાખલ થયુ તેમા ભત્રીજીએ કિવા ભાઇએ પોતાની ઉપર કશો જ ઉપકાર કર્યો નથી એમ ચોખ્ખુ જાહેર કર્યુ

દશ હઝાર પૌડનો ઇતિહાસ આ પ્રમાણે હતો સર પર્સિવલના ધારાશાસ્ત્રી સાથે આ મુદ્દામા પણ કાંઈ વાધો પડે એમ નહોતુ. તે રકમનુ વ્યાજ સર પર્સિવલની પત્નીને મળનાર હતુ અને તેના મરણ પછી એ આખી રકમ તેની ફોઇને કે પછી ફોઈ હયાત ન હોય તો કાકાની છોકરીને આપવાની હતી

બધા પ્રાથમિક ખુલાસાઓ કર્યા પછી હવે હું મુખ્ય તકરારી મુદ્દા વિષે કહીશ આ મુદ્દો ૨૦ હઝાર પૌડનો છે આ રકમ મિસ ફેરલીની અંગત માલિકીની છે ૨૧ વર્ષની તે થાય ત્યારે આ આખી રકમ તેને સોપવી એવુ મિ. ફિલિપે પોતાના વસિયતનામામા લખેલુ છે આથી કરારપત્રમા એવી રીતે ઠરાવ્યુ કે, આ 'આખી રકમ મિસ ફેરલીની હયાતિ સુધી તેના નામ ઉપર ચઢાવવી તેનુ વ્યાજ તેને હયાતિ સુધી મળે અને તે બાદ સર પર્સિવલને મળે, પણ મૂળ રકમ આ લગ્નથી જે છોકરા થાય તેમને જ મળે. જો છોકરા થાય નહીં તો

**મિસ ફેરવી** પોતાનુ એક વસિયતનામુ ઘડીને જેને તે રકમ આપવાનુ ઠરાવે તેને મળે વધુ સ્પષ્ટતા ખાતર જણાવીશ કે, જો **લેડી ગ્લાઈડ**, નિસતાન મરણ પામે તો તેની બહેન **મિસ હોલ્કોમ્બ**ને અથવા તો તેના જે બીજા સગાઓને કે મિત્રોને આ રકમ આપવાનુ **લેડી ગ્લાઇડ** ફરમાવે તેઓને **સર પર્સિવલ**ના મરણ પછી આ રકમ મળે દેખીતુ છે કે, **લેડી ગ્લાઇડ**ને છોકરા થાય તો **સર પર્સિવલ**ના મરણ બાદ મૂળ રકમ અને તે ઉપરનુ તમામ વ્યાજ તે છોકરાને જ મળે આ કલમ વાચનારાઓ જોઇ શકશે કે, દરેક પક્ષને સરખો ઇન્સાફ મળે એવી રીતે મે ૨૦ હજાર પૌંડનો ફડચો સૂચવ્યો હતો

હવે આ રકમ સબધમા **સર પર્સિવલ ગ્લાઇડ**ના ધારાશાસ્ત્રીએ કેવી તકરાર ઉઠાવી તે આપણે તપાસીએ

**મિસ હોલ્કોમ્બે** મને આ લગ્ન મજુર થયાનો પત્ર લખી જણાવ્યો ત્યારે મને બીજા કામકાજનુ ઘણુ દબાણ હતુ તોપણ મે ફુરસદ મેળવીને કરારપત્ર ઘડી કાઢ્યુ અને તેમા ઉપર જણાવેલી બધી શરતો દાખલ કરી એ કરારપત્ર મે **સર પર્સિવલ**ના ધારાશાસ્ત્રી ઉપર મોકલી આપ્યુ **મિસ હોલ્કોમ્બ**નો પત્ર મને મળ્યા પછી આ કરારપત્ર તૈયાર કરતા સહેજ આઠેક દિવસ વહી ગયા

**સર પર્સિવલ**ના ધારાશાસ્ત્રીએ બે દિવસ પછી તે કરારપત્ર મને પાછુ મોકલી આપ્યુ તેમા કેવા ફેરફાર કરવા જોઇએ તે વિષે તેણે ટીકાઓ લખી મોકલી સામાન્ય રીતે બીજી બધી કલમોમા તેણે સૂચવેલા ફેરફાર માત્ર શાબ્દિક અને નજીવા હતા, પણ ૨૦ હજાર પૌંડની રકમ માટે તેણે લીધેલી તકરાર ગભીર પ્રકારની હતી એ રકમ સામે લાલ શાહીથી બેવડી લીટીઓ દોરીને તેણે લખ્યુ હતુ કે –

" આ કલમ સ્વીકારી શકાશે નહીં મૂળ રકમ તો **સર પર્સિવલ ગ્લાઈડ** ને જ મળવી જોઇએ **લેડી ગ્લાઇડ**ની હયાતિમા તે મળે એમ અમો કહેતા નથી પણ **લેડી ગ્લાઈડ** જો વહેલા મરણ પામે અને તેમને કાઇ સતાન ન હોય તો આ મૂળ રકમ બીજા કોઇને ન આપતા **સર પર્સિવલ**ને જ આપવી "

આનો અર્થ એ થયો કે, લેડી ગ્લાડ્સની જે ઇચ્છા મારી આગળ બતાવી હતી તે બર આવે નહીં ! એટલે કે મિસ હોલ્કોમને અથવા લેડી ગ્લાઇડના કોઇ મિત્રોને આ રકમમાથી કશુ જ મળે નહીં ! જો લેડી ગ્લાઇડને કાઈ છોકરા થાય નહી તો આ આખી રકમ તેના પતિના જ ખિસ્સામા પડે '

આ સૂચના સામે મે ખાસ વાધો લીધો સર પર્સિવલના ધારા-શાસ્ત્રીને મે લખી જણાવ્યુ " વહાલા સાહેબ, મિસ ફેરલીનુ કરાર પત્ર તમે જે કલમ સામે વાધો ઉઠાવો છો તે મારા સૂચવ્યા પ્રમાણે જેમની તેમ રહેવી જ જોઈએ તેમા કાઈ ફેરફાર થઈ શકશે નહી " આશરે ૦। કલાકના અરસામા, ધારાશાસ્ત્રીનો પટાવાળો જવાબ લાવ્યો કે " વહાલા સાહેબ, મિસ ફેરલીનુ કરારપત્ર લાલ શાહીની લીટીઓ વાળી કલમમા મારો વાધો છે મારી સૂચના પ્રમાણે તે ફેરવવી જ જોઇએ "

અમો બન્ને ધારાના હિમાયતીઓ આ પ્રમાણે સહમત ન થઈ શકયાની આ બાબતમા અમારા અસીલોને પૂછવાનુ અને જ્યા સુધી અતિમ નિર્ણય થાય નહી ત્યા સુધી આ બાબત એમને એમ અદ્ધર રાખવાનુ ઠર્યું

મિસ ફેરલીના વાલી, મિ ફ્રેડ્રિક ફેરલીને તે દિવસે મે ટપાલમા એક લાબો પત્ર લખ્યો આ કરારપત્રમા દાખલ કરેલી કલમોની મે તેમને સવિસ્તર સમજૂતિ લખી જણાવી અને વીસ હઝાર પૌડના તકરારી મુદ્દામા મારી કલમ શા માટે કાયમ રહેવી જોઇએ તેના કારણ લખી જણાવ્યા સર પર્સિવલની નાણાને લગતી હાલત અત્યારે કેવી હતી, એ સબધમા મે માહિતી મેળવી હતી. તેમના પક્ષે કોઇ સ્વાર્થી કારણ-થી મૂળ રકમ સર પર્સિવલને આપવી એવી તકરાર ઉઠાવી છે, એવો મને શક ગયો. મારી તપાસના પરિણામમા મને જણાયુ કે, અત્યારે સર પર્સિવલે પોતાની મિલ્કત ઉપર ઘણુ દેવુ કર્યું હતુ ! સર પર્સિવલને પોતાને સારી વાર્ષિક આવક હતી તોપણ એ આવક તેમનુ દેવુ અદા

કરવા પુરતી નહોતી તેઓ માત્ર નામનાજ ઇલ્કાબવાળા મોટા માણસ હતા પણ તેમની નાણાની હાલત સગીન નહોતી અત્યારે કોઇ ગજાવર રકમની સર પર્સિવલને જરૂર હતી આથી મને તરત જ ખાત્રી થઇ કે, સર પર્સિવલના ધારાશાસ્ત્રીની તકરાર કેવળ તેનુ સ્વાર્થીપણુ સૂચવનારી હતી

મિ. ફ્રેડ્રિક ફેરલીને મે લખેલા પત્રનો જવાબ વળતી ટપાલમા મને મળ્યો તે જવાબ તદ્દન અસબદ્ધ અને ખોટી ફિલસુફીથી ભરપૂર હતો મિ ફેરલીએ લખ્યુ હતુ કે "લાબે કાળે જે બાબત બનવાની હોય તેનુ અત્યારે પિજણ કરવુ નિરર્થક છે વહાલા ગિલ્મોર, તમારા મિત્ર અને અસિલને આવી નજીવી બાબતમા શા સારૂ ત્રાસ આપો છો ! શુ એ બનવા જોગ છે કે, ૨૧ વર્ષની એક યુવતી ૪૫ વર્ષના એક માણુસ કરતા વહેલી મરણ પામે ? અને શુ એ પણ બનવા જોગ છે, કે તેને કાઇ સતાન જ ન થાય ? બીજી બાબત એ વિચારવાની છે કે, આ દુખદ જજાળી જગતૂમા શાતિ અને આરામની કિમત વધારે પડતી આકવાની શી જરૂર ? જો શાતિ અને આરામના સ્વર્ગીય સુખ, વીસ હઝાર પૌડની લાબે કાળે પડનારી, આ દુનિયાની તકરારની લગણાઝીંક હાલ તુર્ત ન કરવાથી, મળી શકતા હોય તો તે શા માટે ન મેળવવા ? પતવી દો એ તકરાર, અને જતો કરો એ મુદ્દો "

કટાળીને આ કાગળ મે દૂર ફેકી દીધો એ કાગળ જમીન પર નાખ્યો કે તરત જ મારા ઓરડાના બારણા ઉપર ટકોરા સભળાયા. બારણુ ધીમેથી ઉઘડયુ અને સર પર્સિવલનો ધારાશાસ્ત્રી મિ મેરિમેન અદર દાખલ થયો આ દુનિયામા ચપળ ધારાશાસ્ત્રીઓ ઘણી જાતના હોય છે, પણ મને લાગે છે કે, જેઓ ખુશમિજાજનો દેખાવ કરીને ટાણા મારતા હોય તેઓની સાથે કામ પાડવુ અને તે સરળતાથી પાર ઉતારવુ ઘણુ મુશ્કેલ છે આમા પણ એક જાડો, ધીકતી કમાણી કરતો, હમનો અને મિત્ર તરીકેનો દેખાવ કરતો ધારાશાસ્ત્રી આપણુ કામ સરળતાથી પાર પાડી આપશે, એમ ધારવુ સૌથી વધુ નુકશાનકારક છે. મિ. મેરિમેન આવી જાતનો ધારાશાસ્ત્રી હતો

તેણે અંદર દાખલ થતાં જ હસતા હસતા એક ખુરશી ઉપર બેસીને કહ્યું "કેમ છો મિ. ગિલ્મોર ? તમારી તબિયત તો બહુ સારી જણાય છે બહુ ખુશીની વાત છે, વહાલા સાહેબ ! હું આ બાજુએ એકાદ કામ માટે આવ્યો હતો દરમ્યાન તમારી ઓફીસ આગળ આવ્યો એટલે મને વિચાર આવ્યો કે, લાવ, મિત્ર ગિલ્મોર પાસે જઇને તપાસ કરૂં કે, આપણા મુકદ્દમામા તેમને કાંઇ કહેવાનું છે કે નહીં ? હવે મહેરબાની કરીને આ પંચાતનો નીવેડો લાવો તો સારૂં આપણો વાંધો રૂબરૂમા બાંધછોડ કરવાથી સહેજમા પતી જશે વારૂ મિત્ર, તમારા અસિલનો કાંઇ જવાબ આવ્યો કે ?"

"હા તમારા અસિલે પણ જવાબ આપ્યો હશે જ "

'જુઓને સાહેબ, મારા ઉપરની જોખમદારીમાથી છટકી જવાનું મને ઘણુંયે મન થાય છે પણ મારા અસિલ તો હઠીલા છે-અથવા બીજો શબ્દ વાપરૂં તો, મક્કમ છે જેમ જેમ હું જોખમદારીમાંથી છૂટો થવા ચાહુ છુ તેમ તેમ તેઓ મારે માથે જ ઓઢાડે છે ! સર પર્સિવલે એક પખવાડીઆ ઉપર મને કહ્યુ હતું કે 'મેરિમેન, બધી વિગત તમારે જ નક્કી કરવાની છે મારા હિતમા તમને જે કાંઇ વાજબી લાગે તે ઠરાવજો હુ અંગત રીતે તો આ પંચાતમા કાંઈ માથુ મારવા માગતો નથી બધી ભાંજગડ તમને જ સોંપુ છુ " મિત્ર, હમણા પણ તેઓએ આવુ જ લખી જણાવ્યુ છે. મિ. ગિલ્મોર તમે જાણો છો કે, હુ સખ્ત માણસ નથી જો મારો અંગત અને ખાનગી અભિપ્રાય પૂછતા હો તો મે લખેલી ચીઠ્ઠી હું હમણા જ ફાડી નાખવા તૈયાર છુ પણ સર પર્સિવલે મારા ઉપર આંધળો વિશ્વાસ મૂક્યો અને પોતાનુ સર્વ હિત વિચારી જોવાની ફરજ મારે માથે નાખી એટલે હુ લાચાર બન્યો છુ તેમના લાભ મારાથી જતા કરાય નહીં મારા હાથ બંધાઈ ગયા છે. તમને નથી લાગતું, વહાલા સાહેબ, કે આ મુકદ્દમામાં મારા હાથ બંધાઇ ગયા છે ?"

મે કહ્યુ "ત્યારે તમે ફેરફાર માટે આગ્રહ જ કરો છો. ખરૂં ને ?"

"એજ દુખદ ફરજ મારે બજાવવી પડે છે ફેરફારનો આગ્રહ કર્યા સિવાય મારો છૂટકો જ નથી " તે ખુરશીમાથી ઉઠયો અને ઓરડામાના ચુલા પાસે જઇને પોતાના હાથને અગ્નિની હુફ આપવા લાગ્યો એ પછી હાથ મસળતો મસળતો કોમળ સ્વરે તે બોલ્યો "તમાન અસિલ શુ કહે છે ? મહેરબાની કરીને કહો, તમારો પત્ત શુ છેક મક્કમ જ છે ?"

ખરી વાત કહેતા મને લજ્જા ઉપજી ધારાશાસ્ત્રી તરીકેના અનુભવથી મે તેની સાથે સાદુ કરવા પ્રયત્ન કર્યો મે કહ્યુ "વીસ હજાર પૌડની રકમ એક સન્નારીના મિત્રો માત્ર બે દિવસની ખબરથી છોડી દે, એ બનવુ અશકય જ છે "

"બરાબર કહ્યુ, સાહેબ, તમે તદ્દન બરાબર કહ્યુ '

"હુ ધારૂ છુ કે એ સન્નારીના કુટુબના લાભ જોતા તેમજ તેના પતિનુ હિત વિચારતા આ બાબતમા કાઇ સમાધાનની શરતો રજૂ કરી હોય તો તેઓની ગુચવણમા ઘટાડો થશે **મિ. મેરિમેન**, બોલો, કાઇ સમાધાન કરવા ઇચ્છા છે ? કહો, તમે ઓછામા ઓછુ શુ લેશો ?"

તે બોલ્યો "ઓછામા ઓછુ ? ૧૯ હજાર નવસો નવ્વાણુ પૌડ, ઓગણીસ શિલિગ, અગીઆર પેન્સ અને ત્રણ ફાર્ધિગ ! હા હા હા ! માફ કરજો **મિ** ગિલ્મોર, મારૂ વ્યગ કેટલુ બધુ સુદર છે ?"

"બાધી રકમને છુટી કરી નાખીને લાબુ વાકય બોલવામા તમે નાહક તમારો વખત ગુમાવ્યો છે, સાહેબ !"

તે મોટેથી હસવા લાગ્યો આખ્ખો ઓરડો તેના હાસ્યથી ગુજી રહ્યો મને તેની મશ્કરીની ટેવ બિલ્કુલ પસદ પડી નહીં મે ગભીર રીતે વાત કરીને આ મુલાકાતનો અત લાવવા નક્કી કર્યું

"જુઓ, **મિ. મેરિમેન**, આજે શુક્રવાર થયો છેવટનો જવાબ હુ તમને મગળવારે આપીશ "

"જેવી તમારી ઇચ્છા કાઇ વધુ મુદ્દત જોઇતી હોય તો પણ ના નથી, સાહેબ" તેણે પોતાની ટોપી હાથમા લીધી અને ખુરશી ઉ-

પરથી ઉઠતા ઉઠતા કહ્યુ "દરમ્યાન પૂછવાનુ કે, તમારા અસિલોને પેલો નનામો કાગળ લખનારી બાઇનો કાંઈ પત્તો મળ્યો કે નહીં ?"

"ના તમને કાંઇ પત્તો મળ્યો ?"

"હજી સુધી તો નથી મળ્યો પણ અમે નિરાશ થતા નથી સર પર્સિવલને એવો શક છે કે, કોઈકે તેને છુપાવી રાખી છે અમે એક જણ ઉપર છૂપી દેખરેખ રાખીએ છીએ "

મે કહ્યુ "કુંબરલેંડવાળા પેલા ખેતરવાળી બાઈ ઉપર દેખરેખ રાખતા હશો ખરૂ ને ?"

"નહીં, સાહેબ બીજુ કોઇક છે અમે એ વૃદ્ધ બાઇને સતાવવાનો ઠરાદો રાખતા નથી અમે જેની હિલચાલ તપાસીએ છીએ તે એક પુરુષ છે તે લંડનમા જ છે શરૂઆતમા તે પુરુષે તેને દિવાનશાળામાથી નાસી જવામા મદદ કરી હોય એવો અમને મજબૂત શક છે સર પર્સિવલ તો તે પુરુષને સીધો જ પ્રશ્ન કરવા માગતા હતા પણ મે ના કહી તેને પ્રશ્નો કરવામા આવે તેનો સાચો જવાબ મળવો મુશ્કેલ, અને વળી તે પુરુષ વધારે સાવચેત બને એ સંભવિત આ કારણે માત્ર અમે તેની હિલચાલ છૂપી રીતે તપાસતા થોભ્યા છીએ શુ બને છે, તે હવે પછી જોઇશુ મિ ગિલ્મોર, એક ભયકર સ્ત્રી છટકી ગઈ છે તે હવે પછી કેવુ પગલુ ભરશે, એ આપણે જાણતા નથી હવે હુ રજા લઇશ તમારી કુશળતા ઇચ્છુ છુ, મિ ગિલ્મોર આવતા મંગળવારે તમારા તરફથી કાંઈ સમાચાર મળે, એવી આશા રાખુ છુ " તે હસીને જતો રહ્યો

તેની વાતચીતના પાછલા ભાગ તરફ મારૂ ધ્યાન નહોતુ મારૂ ચિત્ત માત્ર કરારપત્રની બાબતમા જ પરોવાયલુ હતુ એટલે બીજી આડી અવળી વાત મને ગમતી નહોતી તેના ગયા પછી હુ વિચાર કરવા લાગ્યો કે, હવે મારે શુ કરવુ ?

બીજા કોઈ અસિલની બાબતમા માત્ર એ અસિલની સૂચનાઓ પ્રમાણે જ વર્તવામા મારી ફરજ પુરી થતી મિ. ફેરલીએ વીસ હજાર પૌંડ ની રકઝક પડતી મૂકવાનુ મને લખ્યાથી ખરૂ જોતા મારે તે મુદ્દામા

કશી વધારે બાબત રાખવી જોઈતી નહતી પણ મિસ ફેરલી માટે મને લાગણી ઉત્પન્ન થયલી હોવાથી તેને જ ખાતર કેવળ ધધાદારી પદ્ધતિથી કામ કરવુ મને ઉચિત લાગ્યુ નહીં મિસ ફેરલી પ્રત્યે મને સ્નેહ અને મમતાની પ્રામાણિક લાગણીઓ હતી તેનો પિતા માત્ર મારો આસામી જ નહોતો પણ એક ભલો મિત્ર હતો આથી મારી પોતાની છોકરી તરફ જેવી મારી લાગણીઓ હોય તેવી જ મારા ભલા મિત્રની છોકરી પ્રત્યે મારી લાગણીઓ હતી મિસ ફેરલીનુ હિત સાચવવા ખાતર મારી સેવાઓ કુરબાન કરવા અને બની શકતો આત્મત્યાગ કરવા હુ તત્પર હતો આથી આ બાબત ઉપર મે મારૂ મગજ વધારે કસ્યુ મિ. ફેરલીને બીજો પત્ર લખવો મને ઠીક લાગ્યો નહીં કારણ તેનો સ્વભાવ હુ જાણતો હતો તેણે એક વાત ઝાલી હોય તે છેવટ સુધી પકડી રાખે, એવી તેની પ્રકૃતિ હોવાથી મે એકવાર તેને રૂબરૂમા મળી આવવાનુ નક્કી કર્યું બીજે દિવસે શનિવાર હતો વળતી મુસાફરી માટે કામ લાગે એવી ટિકિટ લઇને લિમરિજ જવાનુ મે ઠરાવ્યુ

શનિવારે ઋતુ ખુશનુમા હતી ડાક્ટરે મને જાતમહેનત કરવાની સલાહ આપેલી હોવાથી ઇસ્ટિન સ્કવેર સ્ટેશન સુધી મારી 'બેગ' હાથમા લઇને હુ ચાલતો ગયો હુ હોલ્બોર્ન આગળ પહોચ્યો એટલામા ઉતાવળે જતા એક ગૃહસ્થ સાથે મારી નજર મળી અમે બન્ને ઉભા રહી ગયા જો તેણે સામેથી નમન કર્યું નહોત તો મારૂ તેના તરફ ધ્યાન ગયુ નહોત તે મિ. વૉલ્ટર હાર્ટરાઇટ હતો

તેનો ચહેરો અત્યારે બદલાઈ ગયલો હતો લિમરિજમા મે તેને એક તદુરસ્ત અને ચપળ યુવક તરીકે જોયો હતો અત્યારે તે ફિક્કો અને માદલો દેખાતો હતો ને ઉતાવળમા હોય એમ જણાતું હતુ તેના મો ઉપર અનિશ્ચિતતા પણ ફેલાયલી હતી લિમરિજમા તેનો પોષાક સ્વચ્છ અને સુદર હતો અત્યારે તેનો પોષાક મેલો અને જોવો ન ગમે એવો હતો મારા એકાદ કારકુને જો આવો પોષાક પહેર્યો હોય તો મારે જરૂર શરમાવુ પડે.

તેણે મને પૂછ્યુ "આપને કબરલેડથી આવ્યે કેટલો વખત થયો, સાહેબ ? મિસ હોલ્કોમ્બનો હમણા મને એક પત્ર મળ્યો હતો સર પર્સિવલનો ખુલાસો સતોષકારક ગણવામા આવ્યો છે, એની મને ખબર પડી છે લગ્ન હમણાજ થશે કે મોડા ? તમે શુ ધારો છો, મિ ગિલ્મોર ?"

તે બહુ ઉતાવળથી બોલતો હતો આવી વિચિત્રતાથી અને ગુચ વણથી બોલતો મે તેને કદી સાભળ્યો નહતો લિમરિજના ફેરલી કુટુબ સાથે તેને થોડાક વખત ઉપર ગાઢ સબધ હતો એમ છતા પણ તે કુટુબની ખાનગી બાબતોમા તેને અત્યારે કાઇ પૂછવાનો હક્ક નહતો, કેમ કે તે કુટુબની નોકરીમાથી તે મુક્ત થયલો હતો આથી તેને મે સાચી માહિતી આપવી વાજબી લેખી નહીં

મે કહ્યું "વખતના વહેવા સાથે બધુ જાહેર થશે, મિ હાર્ટરાઇટ ! બધુ આપોઆપ જાહેર થશે હુ ખાત્રીથી કહુ છુ કે, જો તમે દૈનિક વર્ત્તમાનપત્રો વાચતા રહેશો તો એકાદ દિવસે એ લગ્નની તારીખ થી વાકેફ થશો પણ માફ કરજો, મિ હાર્ટરાઇટ, તમારી તબિયત હમણા ઠીક જણાતી નથી તબિયત તરફ તમારા જેવા જુવાનોએ ગેર-કાળજી દાખવવી ના ઘટે "

મે તેને જે દેખીતો સાવચેતીભરેલો જવાબ દીધો તે માટે મને તેનો ચહેરો જોઇને પસ્તાવો થયો, કેમકે તેના હોઠ અને તેની આખો જરાક ધ્રુજ્યા અને તેણે કહ્યુ "મે આપને પ્રશ્ન કર્યો તે ગેરવાજબી હતો એ લગ્ન વિષે આપને કાઇપણ પૂછવાનો મને હક્ક નથી બીજા લોકોની માફક જ મારે વર્ત્તમાનપત્રો જોઇને મારી જીજ્ઞાસા તૃપ્ત કરવી જોઇએ હુ હમણા હમણા જરા માંદો રહુ છુ હવાફેર માટે અને કાઇક ગુજરાન જોગ મેળવવા માટે હુ દેશાવર જવાનો ઇરાદો રાખુ છુ મિસ હોલ્કોમ્બે મને આ સબધમા ઠીક મદદ કરી છે મારા પ્રમાણપત્રો સતોષકારક ગણાયા છે જો કે મારે અહીંથી ઘણે દૂર જવાનુ છે અને ત્યાની હવા કેવી છે તેની મને ખબર નથી તો પણ હુ જવાનો ઠરાવ કરી ચૂક્યો છું." પોતાનું કહેવુ પુરૂ કર્યા પછી તેણે આસપાસ જતા આવતા

માણસો તરફ શકમદ નજરે જોયુ હુ સમજી ગયો કે, તેની હિલચાલ કોઇ તપાસે છે કે કેમ એની તપાસ માટે તેણે આમતેમ જોયુ હતુ

મે કહ્યુ "તમારી સફર સફલ ઇચ્છુ છુ હુ આજે કામ પ્રસગે લિમરિજ જાઉ છુ" તેને કાઇક થોડી માહિતી આપવી જોઇએ, એમ ધારીને મે ઉમેર્યું "મિસ હોલ્કોબ અને મિસ ફેરલી તો હમણા પોર્ક શાયર ખાતે હવાફેર માટે ગયા છે"

તેની આખમા ચળકાટ દેખાયો તે મને જવાબ આપવા યત્ન કરતો હોય એમ જણાયુ પણ તેની લાગણીમા કાઇક ફેરફાર તરત જ થઇ ગયો આખમાના ચળકાટને બદલે ફિક્કાશ દેખાઇ તેણે મારો હાથ ઝાલ્યો—જરાક ઉમળકાથી દાબ્યો અને કાઈ પણ કહ્યા વિના, લોકોની ગીર્દીમા તે ભળી ગયો

તેનો મને બહુ પરિચય નહતો તોપણ તે દેખાયો ત્યા સુધી હુ ઉભો રહ્યો મારા મનમા તેને માટે અજબ ખિન્નતાની લાગણી ઉત્પન્ન થઇ મારી જિંદગીમા મને જુવાનીઆઓના સ્વભાવનો બહુ અનુભવ થયો હતો તેઓના બહારના દેખાવ અને ચિહ્નો ઉપરથી તેઓ આડે માર્ગે વહેતા હોવાનુ હુ તરત જ કળી જતો હતો અત્યારે જ્યારે રેલ્વે સ્ટેશન તરફ જવા માટે મે આગળ ચાલવા માડયુ ત્યારે, દિલગીરી સાથે જણાવવુ પડે છે કે, મિ. હાર્ટરાઇટના ભવિષ્ય માટે મને સદેહ ઉત્પન્ન થયો

---

## પરિચ્છેદ ૨૦.

---

### નામોશીભરેલુ કરારપત્ર.

સાયકાળની ગાડીમા બેસીને હુ લિમરિજ ખાતે રાત્રે ભોજન વખતે જઇ પહોચ્યો લિમરિજ ભુવન તદ્દન ખાલી હતુ કુટુબીઓની ગેરહાજરીને લીધે તે ઉજ્જડ બની ગયલા મકાનમા મિસિસ વેસે તો હશે જ, એમ મે આશા બાધી હતી, પણ ઠડી પડતી હોવાથી તે બાઇ

પોતાના ઓરડામા જ ભરાઇ રહેલી હતી મને જોઇને નોકરોને ઘણી જ અજાયબી થઈ તેઓએ દોડધામ કરી મૂકી અને કેટલીક નિરર્થક ધમાલ કરવાને લીધે ચીઢ ચઢે એવી ભૂલો કરી મૂકી મુખ્ય બબરચીએ પણ અત્યારે પોતાની અક્કલ ઘરાણે મૂકી હોય એમ મને લાગ્યુ કારણ કે તે મારે માટે તદ્દન ખરાબ દારૂની બાટલી લાવ્યો મિ. ફેરલીની તબિયત હમેશના જેવીજ રહેલી હોવાના સમાચાર મને મળ્યા મે તેમને કહેવરાવ્યુ કે, હુ એક અગત્યના કામસર આવ્યો છુ તેના જવાબમા તેમણે ' સહવારે મળીશુ " એવુ મને કહેવરાવ્યુ તેમ જ હુ ઓચિતો અહીં આવ્યો તેથી પોતાની તબિયત વધારે બગડી છે, એવા સમાચાર મને કહાવ્યા આખી રાત પવનનો જોશભર સુમવાટ ચાનુ રહ્યો તથા એ આખા ખાલી મકાનમા બારીઓની વાસકિવાડના અને કઇ કઇ પ્રકારના તીણા અવાજો તેમજ નોકરોના ઘોરણ બોલવાના અવાજો મને સભળાયા કર્યા એ આખી રાત મે બહુ ખરાબ અવસ્થામા વીતાવી બીજે દિવસે સહવારે નાસ્તા વખતે જ્યારે હુ ઉઠયો ત્યારે મારો મિજાજ તદ્દન ચીઢીઓ બની ગયો

દશ વાગે મિ. ફ્રેડ્રિક ફેરલીએ મને પોતાની પાસે બોલાવ્યો. તે પોતાના હમેશના ઓરડામા હમેશના પોષાકમા અને મનની તથા તનની હમેશની ખરાબ હાલતમા હતા હુ તેમના ઓરડામા દાખલ થયો ત્યારે એક નોકર એક મોટુ ચિત્ર પોતાના હાથમા લઇને તેમની પાસે ઉભો હતો. એ ચિત્ર મારી ઓફિસના લખવાના મેજ જેટલુ લાબુ પહોળુ હતુ નોકરના મો ઉપર કટાળાના ચિહ્ન ચોખ્ખા જણાતા હતા પણ તેનો માલિક તો નિરાતે એક સૂક્ષ્મદર્શક યત્ર પોતાના હાથમા લઇને તે ચિત્ર નિહાળતો અને એક બીજા કાગળ ઉપર તે ચિત્રની નકલ કરતો બેઠો હતો

મારા સામુ જોયા વિના જ મિ ફેરલીએ મને કહ્યુ " તમે મારા બધા જુના મિત્રોમા ઉત્તમ છો તબિયત તો તદ્દન સારી છે ને ? મારી એકાત દશામા તમે અહીં આવવા તસ્દી લીધી એ કેવુ સારૂ કર્યુ, મિ. ગિલ્મોર ! "

મારા મનમા કે, પેલા નોકરને હવે રજા આપવામા આવશે પણ એવુ કાઈજ બન્યુ નહી મિ ફેરલીએ તો ચિત્ર દોરવાનુ પોતાનુ કામ પાછુ ચાલુ જ કર્યું !

મે કહ્યુ " હુ એક અગત્યની બાબતમા તમારી સાથે વાતચીત કરવા આવ્યો છુ આથી હુ સૂચના કરૂ છુ માટે માફ કરજો આપણે બન્ને એકલા હોઇએ તો બહેતર "

તે કમનસિબ નોકરે મારા તરફ આભાર ભરી નજરથી જોયુ મિ ફેરલીએ મારા છેલ્લા શબ્દો ફરીથી ઉચ્ચાર્યા " એકલા હોઇએ તો બહેતર " તેમના મોઢા ઉપર આશ્ચર્યના ચિહ્ન પ્રકટ થયા મને અત્યારે મજાક કરવા જેવી શાતિ નહોતી તે મારૂ કહેવુ ગભીરતાથી સાભળે એ માટે મે પુન કહ્યુ " આ માણસને અહીથી જવાની પરવાનગી આપવા મહેરબાની કરો "

મિ ફેરલીએ પોતાના ભવા ઉંચા ચઢાવ્યા અને હોઠ ફફડાવીને કહ્યુ " માણસ ! અવિનયી વૃદ્ધ ગિલ્મોર ! એને તમે 'માણસ' શી રીતે કહો છો ? તે માણસ નથી અર્ધા કલાક પહેલા તે માણસ હશે અથવા તો અર્ધા કલાક પછી તે માણસ બનશે પણ અત્યારે તો તે માત્ર મારૂ ચિત્ર ટાગવાનો થાભલો છે ગિલ્મોર ! એક થાભલો અહી હોય, એમા તમને શો વાધો છે ? "

" હુ ખાસ વાધો ઉઠાવુ છુ હુ ત્રીજી વખત તમને વિનતિ કરૂ છુ કે, આપણને એકાતની જરૂર હોવાથી આ માણસને અહીંથી જવા કહો "

મારો અવાજ અને મારી રીત ઉપરથી હવે મિ ફેરલીને મારી વિનતિ ઉપર ધ્યાન આપવુ પડયુ તેમણે નોકર સામે જોયુ, દાતીઆ કરતા કરતા પાસેની ખુરશી તરફ આગળી ચીંધી તેમણે કહ્યુ —

" એ ચિત્ર ત્યા મૂકી દે અને જતો રહે હેવાન જેવો છે કે શુ ? મારી પાસે ઘટડી મૂકી છે કે નહીં ? હ મૂકી છે ખરી. ત્યારે અહીં શુ કરવા મૂઢ જેવો ઉભો રહ્યો છે ? જા "

નોકર બહાર ગયો મિ ફેરલીએ પોતાના હાથમાનુ સૂક્ષ્મદર્શક યત્ર રૂમાલ વતી સાફ કર્યું અને તે પછી ફરીથી તે યત્ર આખ સામે રાખીને ચિત્ર તપાસવા માડયુ મારો મિજાજ શાત રાખવો, હવે તો બની શકે નહી આ મારૂ અપમાન જ હતુ

મે કહ્યુ “ હુ મારા અગત્યના કામકાજ રહેવા દઇને અને ઘણી અગવડ વેઠીને અહી આવ્યો છુ તમારા કુટુબનુ અને તમારી ભત્રીજીનુ હિત સાધવા માટે હું જ્યારે આમ તત્પરતા દાખવુ છુ ત્યારે તેના બદલામા તમારે મારા તરફ ધ્યાન આપવાનો વિનય દાખવવો ઘટે ”

“ મને મૂર્ખ ન બનાવો ” મિ. ફેરલીએ યત્ર આઘુ મૂકી દઇને ખુરશીમા પોતાનુ શરીર નિરાશાથી નાખી દઇને તથા આખો મીચી દઇને કહ્યુ “ મહેરબાની કરીને મને મૂર્ખ ન બનાવો, સમજ્યા ? મારી તબિયત કાઈ તમારા જેવી સારી નથી. ”

મે આગ્રહપૂર્વક કહ્યુ

“ મારો અહીં આવવાનો હેતુ એ છે કે, તમે મને જે કાગળ લખ્યો છે તે ઉપર ફરીથી વિચાર ચલાવી જોવા તથા તમારી ભત્રીજીના જે વાજબી હક્ક છે તે પડતા નહી મૂકવા તેમજ તેનુ પોતાનુ જે સર્વસ્વ છે તે બીજાને નહી આપી દેવા મારે તમને એકવાર ફરીથી રૂબરૂમા બધુ સમજાવવુ છે માત્ર છેલ્લીવાર મારૂ કહેવુ શાતિથી સાભળી લ્યો ”

મિ. ફેરલીએ નિસાસો નાખીને પોતાનુ માથુ હલાવ્યુ અને કહ્યુ “ તમે દયાહીણ છો ગિલ્મોર, તમે તદ્દન હૈયાસુના છો પણ કાઈ વાધો નહીં તમારે જે કહેવુ હોય તે કહો ”

મે વારસાની બધી હકિકત તેમને સમજાવી દરેકે દરેક મુદ્દો સાવધાનીથી મે રજૂ કર્યો. તે દરમ્યાન તેઓ આખો મીંચીને ખુરશીમા પડી રહ્યા. મારૂં કહેવુ પુરૂ થયુ ત્યારે તેમણે તપકીરની રૂપાની શીશી હાથમાં લઇને તેમાથી તપકીર સુઘી અને નસ્કોરા સાફ કરતા કરતા કહ્યુ -

“ ભલા ગિલ્મોર ! તમે કેવા સારા છો ? માનવસ્વભાવ તમે કેવી રીતે સમજી શકો છો ? ”

"સીદ્ધા પ્રશ્નનો મને સીદ્ધો જવાબ આપો **મિ ફ્રેરલી**, હુ તમને ફરીથી જણાવુ છુ કે, મૂળ રકમના વ્યાજ ઉપરાત એક રાતી બદામ મેળવવાનો **સર પર્સિવલને** હક્ક નથી તમારી ભત્રીજીના જ તે નાણા છે તેને સતાન થાય નહી તો તેની મરજી માફક તે ગમે તેને એ નાણા આપવાનુ ફરમાવી શકે જો તમે દૃઢ રહેશો તો **સર પર્સિવલને** નમ્યુ આપવાની ફરજ પડશે તમારી શરતને **સર પર્સિવલે** તાબે થવુ જ જોઇએ નહીતર **મિસ ફ્રેરલીને** માત્ર પૈસા ખાતર પરણવાના સ્વાર્થીપણાનો આરોપ **સર પર્સિવલ** ઉપર ઉભો રહે છે"

**મિ ફ્રેરલી** પોતાની રૂપાની શીશી સાથે રમત કરવા લાગ્યા

"પ્રિય વૃદ્ધ **ગિલ્મોર**, તમે ખિતાબધારીઓ ઉપર અને ધનવાન માણસો ઉપર આટલા બધા કરડા કેમ થાઓ છો? **સર પર્સિવલ ગ્લાઇડ** એક બેરોનેટ છે તેથી તેમના ઉપર તમને કેટલો બધો તિરસ્કાર ઉપજે **છે**! ખરેખર! તમે મજૂરવાદી છો–પ્રિયભાઇ, સાચુ કહેજો મૂડીવાદીઓને તમે ધિક્કારતા નથી?"

મૂડીવાદીઓને હુ ધિક્કારનારો! ! મને આ સાભળીને બહુ ગુસ્સો ઉપજ્યો મારા આખા જીવનમા હુ મૂડીવાદીઓના સસર્ગમા આવેલો છુ ઘણા શ્રીમતો મારા અસિલ છે હુ કદી મજૂરોનો હિતૈષી થયો નથી છતા હુ મજૂરવાદી કહેવાઉ, એ કેમ સાખી શકુ? મારૂ લોહી ઉકળ્યુ હુ ખુરશીમાથી ગુસ્સામાજ ઉભો થયો ગુસ્સાને લીધે હુ કાઇ બોલી શક્યો નહી અને અહી તહી ફરવા લાગ્યો

"આ ઓરડો શુ કરવા હલાવી નાખો છો?" **મિ ફ્રેરલીએ** બુમ મારી "ઇશ્વરને ખાતર ઓરડો ધ્રુજાવી ના નાખો! સૌથી ભલા **ગિલ્મોર**, તમારૂ અપમાન કરવાનો મારો ઇરાદો નહોતો મારા પોતાના વિચારો ઘણા જ ઉદાર છે એટલે હુ માનુ છુ કે, હુ મજૂરવાદી છુ હા આપણે બન્ને મજૂરવાદી છીએ મહેરબાની કરીને ક્રોધ ન કરશો મારાથી તકરાર થઇ શકે તેમ નથી–મારામા એટલુ બધુ જોર નથી આપણે આ વિષય પડતો મકીશુ? હા જુઓ. આ મારા સુદર ચિત્રો વિષે આપણે

વાત કરીએ આ ચિત્રોની સ્વર્ગીય ખૂબી સમજાવુ ? આવો અને જુઓ. ભલા ગિલ્મોર, આવો, આપણે ચિત્રો જોઇએ ”

આ પ્રમાણે જ્યારે તેઓ ગમે તેવુ બકયા જતા હતા ત્યારે મારા સ્વમાનને ખાતર હુ સ્વસ્થ બનવા યત્ન કરવા લાગ્યો હુ જ્યારે ફરીથી બોલ્યો ત્યારે સુભાગ્યે હુ તદ્દન શાત બની ગયો હતો તેની હઠીલાઇનો શાતિથી તિરસ્કાર કરવો, એજ હવે મને વાજબી લાગ્યુ

મે કહ્યુ “તમારૂ કહેવુ તદ્દન ગેરવાજબી છે, સાહેબ, હુ સર પર્સિવલ તરફ પૂર્વશકાથી કાઇ બોલુ છુ, એમ તમે ખોટી કલ્પનાથી ધારી લીધુ છે મને દિલગીરી થાય છે કે, તેમણે આ આખી બાબત પોતાના ધારાશાસ્ત્રીને સોપી દીધી છે એટલે તેમને કાઇ કહેવુ નિરર્થક થઈ પડશે, પણ મે તેમને માટે અવિચારીપણે પ્રથમથી કોઈ જાતનો અભિપ્રાય બાધ્યા જ નથી. મારી સ્થિતિમા જો કોઈ બીજો ધારાશાસ્ત્રી હોત તો તે પણ મિસ ફેરલીના હિત ખાતર મારા જેવા જ વિચારો જાહેર કરત જે મુદ્દો હુ હજી પણ પકડી રહ્યો છુ તે સત્યનો અને ન્યાયનો મુદ્દો છે તમે જો અહીથી ઘણાજ પાસેના એકાદ શહેરના અથવા તો લડનના કોઈ પણ આબરૂદાર ધારાશાસ્ત્રીની આ બાબતમા સલાહ લેવા જશો તો મે તમને મિત્ર તરીકે જે સલાહ આપી છે તેજ સલાહ તે એક અજાણ્યા તરીકે તમને આપશે તે તમને સ્પષ્ટ કહેશે કે, એક સન્નારીની સપત્તિ તેને પરણનાર ગૃહસ્થના હાથમા સોપવી, એ દરેક કાયદાથી વિરૂદ્ધ છે સાદી સમજ અને કાયદાની દેખીતી સાવચેતીના કારણોથી કોઇ પણ સજોગોમા કોઈ પણ પ્રામાણિક ધારાશાસ્ત્રી એક સ્ત્રીના આગવા નાણાનુ બ્યાજ પણ તેના ભરથારને આપવાની ના પાડશે ”

“શુ તે ખરેખર એમ જ કહેશે ?” મિ ફેરલીએ પૂછયુ અને તે પછી કહ્યુ “જો તે આવુ ગભરાવી નાખનારૂ કાઇક પણ કહે તો, મિ. ગિલ્મોર, હુ તમને ખાત્રી આપુ છુ કે, એજ વખતે હુ મારી ઘટડી વગાડીને મારા નોકરને બોલાવુ અને તરત જ મારા મકાનની બહાર તેને કાઢી મૂકાવુ.”

" મિ. ફેરલી હુ ફરીથી કહુ છુ કે, તમારી ભત્રીજીની ખાતર અને તેના માનવત પિતાને ખાતર મને ગુસ્સે ના કરો તમારી કીર્તિને ઝાખપ લગાડનારૂ આ કરારપત્ર ઘડવાની બધી જવાબદારી હવે તમારે માથે રહેશે હુ આ ઓરડો છોડી જતા પહેલા તમને આટલી ચેતવણી આપતો જાઉ છુ "

મિ. ફેરલીએ કહ્યુ " ન જશો ભલા ગિલ્મોર, મહેરબાની કરીને ન જશો તમારો પોતાનો વખત કેટલો બધો કિમતી છે તેનો ખ્યાલ રાખો તમારી સાથે હુ તકરાર કરવા જેટલો શક્તિમાન હોત તો મે જરૂર તેમ કર્યુ હોત પણ મારામા એટલુ જોર નથી તમે મને નિરાશ કરવા માગો છો, તમે પોતે પણ નિરાશ બની ગયા છો, સર પર્સિવલને અને લૉરાને પણ તમે નિરાશ કરવા માગો છો પણ આ તકરાર કેવી બાબતને સારૂ તમે કરો છો ? દુનિયામા જે બાબત બનવાની હજી તો મુદ્દલે આશા નથી તે બાબતમા શા સારૂ તમે હઠ કરો છો ? વહાલા મિત્ર, શાતિ અને આરામને ખાતર આવી તકરાર તમારે કરવી ન જોઇએ "

" ત્યારે હવે મારે શુ એમ જ સમજવાનુ છે કે, તમારા કાગળમા તમે જે વિચારો દર્શાવ્યા છે, તેને તમે હજી પણ વળગી જ રહો છો ? "

" હા સાહેબ, હા આપણે એક બીજાના કથન આખરે સમજ્યા ખરા બેસો, મિત્ર, એકવાર ફરીથી બેસો "

હુ તરત જ બારણા તરફ ગયો મિ. ફેરલીએ ઘટડી વગાડી હવે મારૂ અહીં થોભવુ નિરર્થક જ હતુ, પણ ઓરડો છોડી જતા પહેલા બારણા પાસેથી જ હુ મિ. ફેરલી તરફ જોઇને મોટેથી બોલ્યો "સાહેબ, ભવિષ્ય કેવુ આવશે તે હુ કહી શકતો નથી પણ યાદ રાખજો કે, તમને ચેતવણી આપવાની મારી ફરજ મે બજાવી છે તમારા કુટુબના મિત્ર તરીકે, અને સેવક તરીકે પણ, છેવટની વદાય લેતા લેતા તમને કહેતો જાઉં છુ કે, મિસ ફેરલી માટે જેવુ નામોશીભરેલુ કરારપત્ર ઘડવાની તમે મને ફરજ પાડો છો તેવા કરારપત્ર મુજબ મારી પોતાની દીકરી તો આ દુનિયાના કોઇપણ માણસ સાથે કદી પણ પરણે નહીં. "

મે બારણુ ઉઘાડયુ અને નોકર ઓરડામા દાખલ થયો

મિ ફેરલીએ તેને કહ્યુ " લુઇસ, મિ. ગિલ્મોરને બહાર લઈ જા અને તે પછી પાછો આવીને પેલુ ચિત્ર હાથમા લઇને ઉભો રહે મિ ગિલ્મોરને સારી પેઠે સારી વાનીઓથી ભરપુર નાસ્તો પીરસવાનુ બીજા નોકરોને કહેજે મિ. ગિલ્મોર, કૃપા કરીને શાતિથી જમજો "

આનો જવાબ આપવો મને ગમ્યો નહી કટાળીને હુ ઝડપથી બારણા બહાર નીકળી ગયો બપોરે બે વાગે એક ટ્રેન લડન જતી હતી હુ તેમા બેસીને લડન આવ્યો

મગળવારે મે કરારપત્ર મિ ફેરલીના કહેવા પ્રમાણે ફેરવ્યુ. આ ફેરવાયલા કરારપત્રમા મિસ ફેરલીએ પોતાના મુખથી જેમને વારસો આપવાની ઇચ્છા મારી આગળ દાખવી હતી તેઓને કાઇપણ ન આપતા સર પર્સિવલને મૂળ રકમ આપવી એવી શરતો મે દાખલ કરી મારે આમ કર્યા સિવાય છુટકો નહતો મારી પસદગીને કે મારી મરજીને અહીં બિલ્કુલ તક નહોતી. જો મે આ કરારપત્ર ફેરવી આપ્યુ નહોત તો કોઈ બીજા ધારાશાસ્ત્રીને તેવો ફેરફાર કરવા મિ. ફેરલીએ ફરમાવ્યુ હોત અને તેમની મરજી મુજબ ફેરફાર કરી આપનારા ધારાશાસ્ત્રીઓ લડનમા કાઈ ઓછા નહોતા

મારૂ કાર્ય પૂર્ણ થયુ છે આ કથાનકમા મારો હિસ્સો આટલે સુધી જ છે હવે પછી જે બનાવો બનનાર છે, તેમનુ વર્ણન બીજાઓ કરશે મારી કલમ દુ ખદાયક લાગણીઓ વચ્ચે અટકે છે હુ ગભીરતાથી અને દુ ખદ લાગણીઓ વચ્ચે આ વર્ણન પુરૂ કરતા લિમરિજ ભુવનમા ઉચ્ચારેલા શબ્દો પુન કહુ છું કે " લૉરા ફેરલી માટે જેવુ નામોશી ભરેલું કરારપત્ર ઘડવાની મને ફરજ પાડવામા આવી છે તેવા કરારપત્ર મુજબ મારી પોતાની દીકરી તો આ દુનિયાના કોઈ પણ માણુસ સાથે કદી પણ પરણી નહોત ! "

# પરિચ્છેદ ૨૧.

## પવિત્ર હૃદયનો એકરાર

મેરીઅન હોલ્કોબની નોંધપોથીમાંથી આ કથાનકને લગતા અગત્યના ફકરાઓ * —

લિમરિજ-ભવન, તા ૮ મી નવેમ્બર

× × × ×

આજે બપોરે મિ. ગિલ્મોરે અમારી આગળથી વદાય લીધી અને તેઓ લંડન ગયા

મિ. ગિલ્મોરને લૅારા સાથેની વાતચીત પછી દુ ખ ઉપજ્યુ હતુ તેમજ આશ્ચર્ય ઉત્પન્ન થયુ હતુ, પણ મારી આગળ તેમણે એ લાગણીઓ વ્યક્ત કરી નહતી તેમની વદાયગિરી વેળાએ તેમનો દેખાવ અને રીતભાત ભય ઉપજાવનારા હતા કદાચ લૅારાએ પોતાની નિરાશાનુ ખરૂ રહસ્ય તેમને કહ્યુ હશે, એવી મે કલ્પના કરી લૅારા આગળથી એ વિષે ખરી હકીકત મેળવવા મને ઇચ્છા થઈ તેથી મિ. ગિલ્મોરના ગયા પછી સર પર્સિવલ સાથે બહાર ફરવા જવાની ના પાડીને હુ લૅારા પાસે ગઇ

લૅારાના દુર્ભાગી પ્રેમની પ્રબળતાની મારી અજ્ઞાનતા જ્યારથી મે શોધી કાઢી છે ત્યારથી આ ગુચવણ ભરેલી અને શોક ઉપજાવનારી બાબતમા મારી પોતાની શક્તિઓમા મને ખેદજનક અવિશ્વાસ ઉત્પન્ન થયો છે મારે પ્રથમથી જ સમજવુ જોઈતુ હતુ કે, બિચારા હાર્ટરાઇટ પ્રત્યે મને કોમળતા, સહનશીલતા અને માનની જે લાગણીઓ ઉપજી હતી અને જેને લીધે હુ તેને અત કરણ પૂર્વક વખાણનારી અને અત્યત માન આપનારી બની છુ, તેજ લાગણીઓ, લૅારા જેવી તદ્દન

* મિસ હોલ્કોબની નોંધપોથીમાંની બધી બાબતો અત્રે લીધી નથી જે બાબતોને આ કથાનક સાથે બિલ્કુલ સબધ નથી તે પડતી મૂકવામાં આવેલી છે

સાલસ સ્વભાવની અને સંપૂર્ણ સહૃદયી હલેતી બાળાને કાંઇક વિશેષ પ્રમાણમાં અને ન અટકાવી શકાય એવા વેગથી કુદરતી રીતે ઉપજે જ. લૉરાએ જ્યાં સુધી સ્વેચ્છાથી પોતાની હૃદયસ્થ ગુપ્ત વાતો મને કહી નહતી ત્યાં સુધી મારામાં ઉપલી સમજણનો પ્રવેશ થયો નહતો, પણ હવે મને વિના શકે સમજાય છે કે, નવી જાતની લાગણીઓના મૂળ તેના હૃદયમાં ઉંડાં પ્રવેશેલાં છે પહેલાં મારૂં માનવું હતું કે, સમય અને સાવચેતીથી એ લાગણીઓ નિર્મૂળ કરી શકાશે હવે મને દહેશત છે કે, તે કદી પણ નિર્મળ થશે નહીં! તેના જીવન પર્યંત એ લાગણીઓનું અસ્તિત્વ રહેશે જ અને તેના જીવનમાં તે મોટો ફેરફાર કરશે.

જો પ્રથમથી જ મને આ ખ્યાલ આવ્યો હોત તો કેવું સારૂં થાત? મેં તેનું હૃદય સમજવામાં અને તેને ન્યાય આપવામાં ભૂલ કરી છે, એવું જ્યારથી શોધી કાઢ્યું છે ત્યારથી દરેક બાબત પ્રત્યે હું શકથી આનાકાની કરૂં છું સર પર્સિવલે ચોખ્ખી સાબિતીઓ રજૂ કરી છે તોપણ હું તેમના તરફ આનાકાનીની દૃષ્ટિથી જોઉં છું લૉરા સાથે વાતચીત કરવાની પણ હું આનાકાની કરૂં છું તેના ઓરડાના બારણા ઉપર મેં અત્યારે હાથ મૂક્યો છે તોપણ હું આનાકાની કરૂં છું કે, મારે અત્યારે જે કાંઇ પૂછવું છે તે પૂછું કે નહીં?

તેના ઓરડામાં હું દાખલ થઇ ત્યારે તે અધીરતાથી અહીં તહીં ફરતી હતી તેણે મારા તરફ ઉશ્કેરણીની લાગણીથી નજર કરી. તે તરતજ મારી પાસે આવી અને મારા બોલતા પહેલાં જ તે મને કહેવા લાગી "મને તારી જ જરુર હતી આવ, મારી સાથે બેસ. મેરીઅન! હવે મારાથી સહન થઈ શકતું નથી–મારે આનો અંત લાવવો જોઇએ અને હું તે લાવીશ જ."

તેના ગાલમાં લાલાશ ધાઈ આવી તેની રીતભાતમાં સ્ફુર્તિ જણાઇ. તેના સ્વરમાં અત્યંત દૃઢતા ભાસી. હાર્ટરાઇટના ચિત્રોની પોથી –લૉરા એકલી પડતી ત્યારે જે નાશકારક પોથી તરફ જોઇને તરંગોમાં લીન થઈ જતી તેજ પોથી–અત્યારે તેના હાથમાં હતી ધીમેથી પણ

દૃઢતાથી મે તે પોથી તેના હાથમાથી લઈ લીધી અને તેની નજરે ન પડે એવી રીતે બાજુના એક મેજ ઉપર મૂકી દીધી

"વહાલી બ્હેન, તારે જે કાંઈ કહેવુ હોય તે મને શાતિથી કહે," મે કહ્યુ "મિ ગિલ્મોરે તને સલાહ આપી ને ?"

તેણે પોતાનુ માથુ ધુણાવ્યુ અને કહ્યુ "ના હુ અત્યારે જે બાબતમા વિચાર કરૂ છુ તે બાબતમા તેમણે કાંઈ કહ્યુ નથી તેઓ બહુ માયાળુ છે ઘણા ભલા છે મેરીઅન, મને એ કહેતા શરમ ઉપજે છે કે, હુ રડી પડી હતી અને તેથી તેમને બહુ જ ખેદ થયો હું તદ્દન લાચાર છુ—મારાથી મારી લાગણીઓ ઉપર સયમ રાખી શકાતો નથી મારા પોતાના હિતને ખાતર અને આપણા બધાના હિતને ખાતર આ બાબતનો અત લાવવાની સપૂર્ણ હિમ્મત મારે રાખવી જોઇએ"

મે પૂછ્યુ "વિવાહ તોડવાની સપૂર્ણ હિમ્મત કે ?"

"ના બ્હેન, સાચુ કહી દેવાની હિમ્મત"

તેણે પોતાના બન્ને હાથ મારા કઠની આસપાસ વિટાળ્યા અને મારી છાતી ઉપર ધીમેથી પોતાનુ માથુ નાખી દીધુ સામેની દિવાલ ઉપર તેના સ્વર્ગસ્થ પિતાની તસ્વીર ટાગેલી હતી મે નીચે વળીને લૉરા તરફ જોયુ મને માલમ પડ્યુ કે, મારી છાતી પર પોતાનુ મસ્તક ટેકવીને તે એકીટશે પોતાના પિતાની તસ્વીર તરફ નજર કરી રહી હતી

"વિવાહના બધનમાથી હુ છુટી થવાની માગણી કદી કરી શકુ નહીં" તે બોલી "જે રીતે આનો અત આવે તે મને પોતાને જ દુખદાયક હોવો જોઈએ મેરીઅન, હુ જે કાઇ કરી શકુ તેમા મારે એટલુ તો યાદ રાખવુ જોઈએ કે, મે પોતે વચનભગ કર્યો નથી અને મારા પિતાએ મરણ-પથારી ઉપર કહેલા વેણ હું ભૂલી ગઈ નથી."

મે પૂછ્યુ "ત્યારે તુ શુ કરવા માગે છે ?"

તેણે જવાબ દીધો "સર પર્સિવલ ગ્લાઇડને મારા પોતાના મુખથી હુ સાચી વાત કહેવા માગુ છુ એ પછી બધી વાતથી તેઓ

વાકેફ થવાને લીધે જો મને છુટી કરે તો ઠીક પણ તેમાંયે હુ તેમને એમ નહી કહુ કે, આ વિવાહ તોડો "

"લૉરા, 'બધી સાચી વાત' એટલે શુ ? આ વિવાહ તારી પોતાની ઇચ્છા વિરૂદ્ધ થાય છે, એમ જો સર પર્સિવલને કહેવામા આવે તો તેઓ કાઇ તેની ખેચતાણ કરતા નથી. તેમણે પોતે જ મને આવુ કહેલુ છે "

"મારી ઇચ્છા વિરૂદ્ધ થાય છે, એમ હુ મારા મુખથી શી રીતે કહી શકુ ? મારા પિતાએ મારી સમતિથી આ વિવાહ નક્કી કર્યો છે મારે મારૂ વચન નિભાવવુ જોઇએ. અને સતોષ રાખવો જોઇએ, એ હું જાણુ છુ, પણ જ્યારે સર પર્સિવલને મે વિવાહ માટે મારા પિતાની મરણ-પથારી ઉપર સમતિ આપી ત્યારે મારા હૃદયમા કોઈ અન્યને માટે પ્રેમ ઉત્પન્ન થયો ન હતો પણ હવે મારે એ વિષે એકરાર કરવો જોઇએ " આમ કહીને મારો અભિપ્રાય જાણવાની તે આતુરતા ધરાવતી હોય તેમ મારા તરફ જોઇ રહી

"લૉરા, એકરાર કરીને તારી પ્રતિષ્ઠા તારે હલકી પાડવી જોઈએ નહી "

"તેમને જે વાત જાણવાનો હક છે, તે ન કહેતા એ વાત છુપાવીને હું વિવાહ તોડવાનું કહું તેને બદલે હૃદયની સાચી વાત કહેવાથી જો પ્રતિષ્ઠા ઘટતી હોય તો ભલે ઘટે "

"સર પર્સિવલને એ વાત જાણવાનો બિલ્કુલ અધિકાર નથી."

"ખોટુ, મેરિયન, ખોટુ ! મારે કોઇને છેતરવાની જરૂર નથી-ખાસ કરીને જે માણુસને મારા પિતાએ મારા ભરથાર તરીકે નક્કી કર્યો અને જેને મે સ્વીકાર્યો તેને તો મારે ન જ છેતરવો જોઈએ " તેણે પોતાના હોઠ મારા હોઠ આગળ લાવીને ચુબન કર્યું "મારી વહાલી બહેન," તે ધીમા સ્વરે કહેવા લાગી "તને મારા ઉપર એટલો બધો અથાગ વહાલ છે અને તું મારે માટે એટલી બધી મગરૂર છે કે, તારા પોતાના હાખલામા જે વાતનુ તને સ્મરણુ રહે તે વાત તું અત્યારે મારા

દાખલામા વિસરી ગઇ સર પર્સિવલને મારા હેતુઓ માટે શક ઉત્પન્ન થાય અને મારી વર્ત્તણુક માટે તેઓ આડા અવળા તર્ક કરે તે પહેલા જ ખરી હકીકત તેમને કહી દેવી, એ બહેતર છે જુઠાણુ કયા લગી નભી શકે ?"

મે આશ્ચર્યથી તેને મારાથી અળગી કરી અને તેના વદન તરફ નિહાળ્યા કર્યું અમારા જીવનમા આજે જ અમે બન્નેએ અમારા સ્વભાવ સૌથી પહેલી વખત પલટયા ! આજે તે દઢ હતી અને હુ આનાકાની કરતી હતી પહેલા તે આનાકાની કરતી અને હુ દઢ રહેતી એના ફિક્કા, શાત અને નિરાશાપૂર્ણ વદન તરફ મે નજર કરી તો તેમા વિશુદ્ધતાની અને નિર્દોષતાની મને સપૂર્ણ પ્રતીતિ થઇ તેની વહાલભરી મિઠ્ઠી નજર જોતા મને લાગ્યુ કે આ કગાલ જગતૃની સાવધગિરીઓ અને વાધાઓ આની આગળ રજૂ કરવા ખરેખર નિરર્થક જ છે મારા હોઠમાથી કાઇ શબ્દો નીકળી શકયા નહી ચૂપકીદી ધારણુ કરીને મે મારૂ મસ્તક નીચુ નમાવ્યુ તેનો મુદ્દો મને ખરો લાગ્યો ઘણી સ્ત્રીઓ છળકપટ કરીને તે સબધે ગર્વ ધરાવે છે. કદાચ લૉરાની જગ્યાએ હું હોત તો મે આવો ગર્વ ધારણુ કર્યો હોત પણુ તેણે એવો ઇરાદો પણુ ન કર્યો તેથી મને તેને માટે માન ઉપજ્યુ મારી ચૂપકીદીનો અનર્થ કરીને લૉરાએ પૂછયુ " મેરિઅન, તને ગુસ્સો ઉપજ્યો ?"

તેને મારી છાતી સાથે મારા સરસી ચાપીને તેના પ્રશ્નનો મે પ્રેમસૂચક મૂગો ઉત્તર દીધો મને લાગ્યુ કે, જો અત્યારે હુ બોલવા પ્રયત્ન કરીશ તો મારાથી રડી જવાશે મારા આસુ સહેલાઇથી ટપકતા નથી, પુરુષોની માફક ડુસકા ભરતા ભરતા હમેશા હુ રોઉ છુ અને તે વખતે જાણે મારા હૃદયના કકડે કકડા થઇ જતા હોય તેમ મને લાગે છે અને મને નિહાળનારને ખેદજનક ભય ઉપજે છે મારી આવી પ્રકૃતિથી હુ માહિત હોવાથી બળપૂર્વક હુ ચૂપ રહી

મારા માથાના વાળ સમારતી અને ગુથતી, એક નાની બાલિકાના જેવી નિર્દોષતાથી તેણે કહ્યુ " વહાલી, ઘણા દિવસો સુધી મે આ

બાબતમા વિચાર કરી જોયો છે મે બહુ જ ગભીરતાથી વિચાર કર્યો છે મારૂ હૃદય જ્યારે એવી સાક્ષી પુરે છે કે, હું ખરી છુ ત્યારે મારી હિમત ટકી શકશે, એવી મને ખાત્રી જ ઉપજે છે આવતી કાલે સહવારે જ, મેરિયન, તારી હાજરીમા સર પર્સિવલ સાથે વાત કરવાનો મારો ઇરાદો છે હુ એક પણુ ગેરવાજબી શબ્દ બોલીશ નહી અમત્ય કહીશ નહીં હું કે તુ લજ્જાસ્પદ ઠરીએ એવુ પણ હુ કાઇ કહીશ નહીં પણ ખરેખર, એમ કર્યાથી આ કગાલ છેતરપિડીનો અત આવશે અને મારા હૃદયને શાતિ વળશે મે મારા તરફથી કશુ પણ નથી છુપાવ્યુ, એમ જ્યારે સર પર્સિવલ જાણુશે ત્યાર પછી તેઓ મારા તરફ ચાહે તેમ વર્ત્તે, તેની મને દરકાર નથી ”

તેણે નિસાસો નાખ્યો અને પુન પહેલાની માફક મારી છાતી ઉપર પોતાનુ માથુ મૂકયુ વાતચીતનુ શુ પરિણામ આવશે, એ સબધમા હુ અત્યારે કશી કલ્પના કરી શકી નહીં અશ્રદ્ધાયુકત સ્થિતિમા મે લૅારાને કહ્યુ “ તારી જે ઇચ્છા હશે, તેમા હુ તને મદદ કરીશ અને તુ કહીશ તેમજ વર્તીશ ” તેણે મારો આભાર માન્યો એ પછી ધીરે ધીરે અમારી વાતચીતનો પ્રવાહ બીજી દિશાએ વળ્યો.

ભોજન વખતે અમે ફરીથી મળ્યા. તેના મગજ ઉપરથી ચિતાનો ભાર ઓછો થયો હોય, એમ મને લાગ્યુ તે બધાની સાથે શાતિથી રીતસર વાત કરતી હતી જમ્યા પછી તેણે પિયાનો વગાડયો સગીતના તેણે નવા નવા રાગ પસદ કર્યા પણ તે તેના જુના અને પ્રિય રાગ નહોતા મોઝાર્ટનું સગીત બિચારા હાર્ટરાઇટના જવા પછી તેણે આજ સુધી કદી વગાડયુ નથી એ સગીતની ચોપડી પણ દીવાનખાનામા ક્યાયે નજરે પડતી નથી રખેને કોઈ એ ચોપડી જુએ તો પોતાને એમાનું સગીત વગાડવાનુ કહે, એમ ધારીને તેણે તે સતાડી દીધી હશે

સગીત થઈ રહ્યા પછી સર પર્સિવલે જ્યારે છુટા પડતા પહેલા સુખદ રાત્રિની શુભેચ્છા દાખવી ત્યારે લૅારાએ બહુ જ શાત સ્વરે તેમને જણાવ્યુ કે “ આવતી કાલે સહવારે નાસ્તો કર્યા પછી મારે તમારી

સાથે કાંઈક વાતચીત કરવી છે હુ મારા ઓરડામા જ રહીશ." આ સાભળીને સર પર્સિવલના ચહેરામા ફિક્કાશ ફેલાઇ રહી મને લાગ્યુ કે જ્યારે મારી સાથે તેમણે હાથ મેળવ્યા ત્યારે તે હાથ ધ્રુજતા હતા આવતી કાલે સહવારે તેમના જીવનનુ ભવિષ્ય નક્કી થવાનુ છે આ મુદ્દો તેઓ સમજી ચૂકયા હોય, એવો મને ભાસ થયો

હમેશ મુજબ મારા સુવાના ઓરડાના વચલા બારણામા થઇને હુ લૉરા પાસે સુખદ રાત્રિની વાચ્છના પ્રકટ કરવા ગઇ તેના કપોલપ્રદેશ-મા ચુબન કરવા હુ નીચી વળી ત્યારે મે જોયુ કે, બિચારા હાર્ટરાઇટની ચિત્રપોથી લૉરાના ઉશીકા નીચે પડેલી હતી તે નાનપણમા આવી રીતે પોતાના પ્રિય રમકડા ઉશીકા નીચે છુપાવી રાખતી ચિત્રપોથી જોઇને તેને શુ કહેવુ એની મને સુઝ પડી નહી પણ તે પોથી તરફ જોઇને મે મારૂ માથુ ધુણાવ્યુ તેણે પોતાના બન્ને હાથ મારા ગાલને અડકા-ડયા અને મારૂ વદન નીચુ નમાવીને મારા હોઠ સાથે પોતાના હોઠ મેળવીને ચુબન કર્યું, અને બહુજ ધીમાસ્વરે મને કહ્યુ " આજ રાત્રે એ પોથી ભલે ત્યા રહી જો કદાચ આવતી કાલ ક્રૂર નીવડશે તો મારે સદાને માટે તેને દૂર કરવી પડશે "

**તા ૯ મી.**—પ્રાતઃકાલનો બનાવ મને કાંઈ સ્ફુર્ત્તિ આપે એવો નથી બિચારા વૉલ્ટર હાર્ટરાઇટનો એક પત્ર આવ્યો છે સર પર્સિવલે જે ખુલાસો નનામા કાગળ સબધી કર્યો હતો તેની મે લખી જણાવેલી વિગતનો એ જવાબ છે હાર્ટરાઇટે સર પર્સિવલના ખુલાસા વિષે ટુકુ પણ સખ્ત લખ્યુ છે માત્ર તેણે એટલુજ લખ્યુ છે કે, "જેઓ મારાથી ઉંચા હોય તેમની વર્ત્તણુક વિષે અભિપ્રાય આપવાનો મને કાઇ હક્ક નથી " આ ખેદજનક થઈ પડે છે પણ પોતાના વિષે હાર્ટરાઇટે જે કાંઈ લખ્યુ છે તે વળી વધારે ખેદજનક થઈ પડે છે તે જણાવે છે કે " દિવસે દિવસે મારી જુની ઢબે રહેવા અને જુનો ધધો કરવા હુ પ્રયત્ન કરૂ છુ પણ તે મુશ્કેલ થઈ પડે છે આથી મારી ખાસ વિનતિ છે કે, ઇગ્લાડથી ક્યાક દૂરના ભાગમા મને ગુજરાનજોગ મળી રહે,

એવી નોકરી અપાવશો તો આભારી થઇશ નવા દેખાવો અને નવા માણસો વચ્ચે કદાચ મારૂ મન સ્વસ્થ થઈ શકશે " હાર્ટરાઇટના પત્ર-ની છેવટની વીગત વાચતા હુ ઘણી ચોકી ઉઠી છુ એની કૈથેરિકનો પોતાને હાલમા કયાયે સમાગમ થયો નથી એમ જણાવ્યા બાદ તે લખે છે કે "લડનમા હુ આવ્યો છુ ત્યારથી હમેશા અજાણ્યા માણસો મારી પાછળ ફરીને જાસુસી કામ કરે છે કોણે આ માણસોને મારો પિછો પકડવાનુ કહ્યુ હશે તે વિષે હુ કાઈ કહેતો નથી પણ હરરોજ રાત અને દિવસ આવા જાસુસોના ત્રાસથી મને અતિશય ચિતા થયા કરે છે." આ લખાણ વાચ્યાથી મને ભય ઉપજ્યો છે લૉરા સાથેના પરિચયથી બિચારા હાર્ટરાઇટને મુક્ત કરી દીધાથી તેના મગજની આવી હાલત માટે દયા આવે, એ સ્વાભાવિક છે આથી મે વિચાર કર્યો છે કે, લંડનમાના મારી માતાના જુના ઓળખીતાઓને પત્રો લખીને હાર્ટ-રાઇટને કયાક પણ નોકરી આપવાનુ તેઓ ઉપર દબાણ કરીશ હાર્ટરા-ઇટનુ એ લખવુ ખરૂ છે કે, નવા દેખાવો અને નવા માણસોના સહ-વાસથી તેના મનને સ્વસ્થતા મળી શકશે

નાસ્તા વખતે સર પર્સિવલે કહેવરાવ્યુ કે, મારી તબિયત ઠીક નહોવાથી હું નાસ્તો લેવા આવી શકીશ નહીં માટે માફી માગુ છુ મને આથી નિરાત વળી. સહવારના પહોરમા તેમના ઓરડામાજ તેમણે કૉફીનો પ્યાલો મગાવ્યો હતો નોકરના કહેવાથી જણાય છે કે, તેઓ અત્યારે પોતાના ઓરડામા બેઠા બેઠા કાઇક લખે છે.

૧૧ વાગ્યા સર પર્સિવલે કહેવરાવ્યુ કે, જો તમને ફુરસદ હોય તો હમણાજ મળુ લૉરાએ જ્યારે આ સદેશો સાભળ્યો, ત્યારે તેના મુખ ઉપર બિલ્કુલ ગભરાટના ચિહ્ન દેખાયા નહીં આજ સહવારની તે શાત, સયમી અને ગભીર બનેલી છે અત્યારે પણ તે તેવી જ દેખાય છે. સર પર્સિવલને મળવા માટે 'હા' કહેવરાવીને તેણે મને કહ્યું "મેરીઅન, મારી લગારે ચિતા કરીશ નહીં. આપણા જુના મિત્ર મિ ગિલ્મોર આગળ અથવા તો તારા જેવી વહાલસોયી બહેન

આગળ હું કદાચ ભાનભૂલી બની જાઉં પણ **સર પર્સિવલ ગ્લાઇડ** સમક્ષ એક ક્ષણભર પણ હુ તેવી નહીં બનુ "

તેનુ આ કથન સાભળીને મને, ખરેખર, આશ્ચર્ય ઉપજ્યુ તેનુ આવુ આત્મબલ આજ સુધી કોણ જાણે કયાંયે છુપાઇ રહેલુ હશે તેના જીવનમા જ્યા સુધી પ્રેમનો આવિર્ભાવ થયો નહતો અને જ્યા સુધી તેને દુ ખ પડયુ નહતુ ત્યા સુધી છુપાયલુ આ પવિત્ર બલ, આજ પ્રકટ થયુ, એથી મને સહર્ષ આશ્ચર્ય ઉપજે, એ સ્વાભાવિક છે

થોડીક વારમા બારણા ઉપર ટકોરા પડયા અને **સર પર્સિવલ ગ્લાઇડે** દેખા દીધી તેમના વદન ઉપર ચિતાની અને ઉશ્કેરણીની છાયા હતી વારવાર ધીમી ઉધરસ ખાવાની ટેવ તેમને અત્યારે વધારે પ્રમાણ મા મુઝવતી હોય એમ મને લાગ્યુ અમે એક કૉચમા બેઠા હતા, **સર પર્સિવલે** નમન કરીને અમારી સામેની ખુરશીમા બેઠક લીધી એ ખુરશી આગળજ એક મેજ પડેલુ હતુ મે **લૉરા** તરફ તેમજ **સર પર્સિવલ** તરફ જોયુ બન્નેમા **સર પર્સિવલ**, વધારે ફિક્કા જણાતા હતા વાતચીત શરૂ થતા પહેલા ભયકર શાતિ પ્રસરી રહી એ પછી **લૉરાએ** કહ્યુ "**સર પર્સિવલ**, અત્યારે હુ આપણા બન્નેના હિતના એક અત્યત અગત્યના પ્રશ્ન ઉપર તમારી સાથે વાતચીત કરવા માગુ છુ મારી બહેન અહીં હાજર છે તેથી મને કાઇક નવુ બલ અને નવી શ્રદ્ધા ઉત્પન્ન થાય છે હુ અત્યારે તમને જે કાઇ કહેવા માગુ છુ તે તે વિષે તેની સાથે બિલકુલ વાતચીત થઇ નથી મારી પોતાની મેળેજ વિચાર કરીને હુ તમને બધુ કહેવા માગુ છુ તેના વિચારો મે ઉછીના લીધા નથી મને ખાત્રી છે કે, આપણે વાતચીત શરૂ કરીએ તે પહેલા આ મુદ્દો તમે બરાબર રીતે સમજી લેશો "

**સર પર્સિવલે** નમન કર્યું **લૉરાએ** ઉપલા વાકયો બહુ જ શાતિથી અને સપૂર્ણ સભ્યતાથી કહ્યા હતા બન્ને એક બીજા સામુ જોઈ રહ્યા એક બીજાને બરાબર રીતે સમજવાનો તેમણે નિશ્ચય કર્યો હોય એમ આ ઉપરથી મને સમજાયુ.

લૉરાએ વિશેષમા કહેવા માડ્યુ "મેરીઅનના કહેવાથી મે જાણ્યુ છે કે, જો આપણો વિવાહ તોડવાની મારી મરજી હોય તો તમને તેમ કહ્યાથી તમે મને છુટી કરવા તત્પર છો સર પર્સિવલ એમ કહેવામા તમે ખરેખર સૌજન્ય દાખવ્યુ છે તમારી ઇચ્છા તમે વ્યક્ત કરી તે માટે હુ તમારી આભારી છુ, પણ તમારી એ સૂચના હુ માન્ય કરી શકતી નથી હું ધારૂ છુ કે, એમ કહેવામા હુ ન્યાયથી જ વર્ત્તુ છુ "

સર પર્સિવલના ચિંતાતુર ચહેરામા કાઇક સ્વસ્થતાનો આભાસ થયો પણ મે જોયુ કે, મેજ નીચેનો પોતાનો એક પગ તેઓ ધીમેથી જમીન ઉપરના ગાલિચા ઉપર ઠોકતા હતા આથી મને લાગ્યુ કે, લૉરા હવે પછી શુ કહે છે તે સાભળવા પોતે અતિ આતુર છે

લૉરા બોલી "વિવાહની દરખાસ્ત મને પોતાને કરતા પહેલા તમે મારા પિતાની પરવાનગી માગી હતી, એ વાત હુ ભૂલી ગઈ નથી આપણા વિવાહને સમતિ આપતી વખતે મે શુ કહ્યુ હતુ તે તમે પણ વિસરી ગયા નહીં હો મે કહ્યુ હતુ કે "મારા પિતાની સમજાવટથી અને સલાહથી ખાસ કરીને મે તમને વિવાહનુ વચન આપ્યુ છે." મારા પિતાની સલાહ પ્રમાણે હુ વર્ત્તી હતી તેનુ કારણ એ હતુ કે, મારા બધા સબંધીજનોમા તેઓ મારા પ્રત્યે સૌ કરતા અત્યત મયાળુ અને અત્યત સહૃદયી હતા. વળી એક સાચા તથા ઉત્તમ સલાહકાર હતા. હવે મારા પિતા હયાત નથી. તેમના પ્રેમનુ મને સસ્મરણ છે, પણ મારા એ વહાલા મર્હુમ સલાહકાર અને મિત્ર પ્રત્યેનો વિશ્વાસ મારા હૃદયમાથી રજમાત્ર પણ ડગ્યો નથી. અત્યારે પણ મને શ્રદ્ધા છે કે, મારે માટે તેમણે ઉત્તમ પ્રકારનીજ યોજના કરી હતી, કારણકે ઉત્તમ શુ ગણાય, એ તેઓ સારી પેઠે સમજતા હતા. એમની આશાઓને અને ઇચ્છાઓને સફળતા આપવી, એ જેમ તેમની હયાતીમા હું મારો ધર્મ સમજતી તેમ અત્યારે પણ સમજુ છુ."

તેના અવાજમા અત્રે જરાક થરકાટ જણાયો. મારા ખોળામાં તેની અશાંત આગળીઓ તેણે અહીં તહીં ફેરવી અને મારો એક હાથ

તેણે મજબુતપણે પકડયો થોડીવાર સુધી શાંતિ ફેલાઇ એ બાદ સર પર્સિવલે કહ્યુ "મને પૂછવાની રજા આપશો કે, આજ સુધી મારામા જે વિશ્વાસ મૂકવામા આવેલો છે, તેને હુ નાલાયક નીવડયો હોઉં એમ તમને લાગ્યુ છે ?"

"તમારી વર્ત્તણુકમા દોષ દેવા જેવુ મને કાંઈ પણ લાગ્યુ નથી" તેણે જવાબ દીધો અને આગળ કહ્યુ "તમે મારા પ્રત્યે યોગ્ય માનથી અને સહિષ્ણુતાથી વર્ત્યા છો તમે વિશ્વસનીય નીવડયા છો ખાસ અગત્યની વાત તો એ છે કે, મારા પિતાના વિશ્વાસથી તમારા પ્રત્યે મારો જે વિશ્વાસ વૃદ્ધિગત થયો છે તેમા તમે તો ક્ષતિનુ કાંઇ કારણ ઉભુ કર્યું નથી વિવાહ તોડવાની હુ માગણી કરી શકુ એવુ એક પણ અપમાનકારક બહાનુ તમે ઉત્પન્ન કર્યું નથી અત્યાર સુધી મે જે કાંઇ કહ્યુ તે તમારી વર્ત્તણુક સબધે મારો આભાર દર્શાવવા માટે કહ્યુ છે. એ આભારને લીધે, મારા પિતાની યાદગિરીને લીધે અને મે આપેલા વચનને લીધે હુ તો વિવાહ તોડવાની માગણી ન જ કરી શકુ, પણ સર પર્સિવલ, આપણો વિવાહ તોડવાની બાબત, કેવળ તમારી ઇચ્છા અને તમારા પગલા ઉપર આધાર રાખે છે"

સર પર્સિવલનો ગાલિચા ઉપર ધીમેથી ઠોકાતો પગ, સ્થિર થયો પાસેના મેજ ઉપર ટેકો દઇને આતુર વદને તેમણે પૂછ્યુ "મારી ઇચ્છા ? વિવાહ તોડવાની ઇચ્છા મારે શા માટે દાખવવી જોઇએ ? એવુ કારણ મને પોતાને કયા મળ્યુ છે ?"

લૅારાના શ્વાસની ગતિ વધી–તેનો હાથ ઠંડો બન્યો તેણે મને કહ્યુ હતુ કે, પોતે હિમ્મત હારશે નહીં પણ મને ભય ઉપજ્યો કે, તે હિમ્મત હારી ગઇ છે મારૂ આ ધારવુ ખોટુ નીવડયુ તે બોલી "એવુ એક કારણ છે સર પર્સિવલ, એ કારણ કહી બતાવવુ મુશ્કેલ છે." તે થોડીવાર થોભી અને પછી કહેવા લાગી "મારામા ફેરફાર થયો છે આપણો વિવાહ તોડવા માટે તમે ન્યાયપુરસર માગણી કરી શકો, એવો ગભીર ફેરફાર મારા વર્ત્તનમા થયો છે."

આ વાકયો સાભળતાજ સર પર્સિવલનો ચહેરો ઉજળો પુણી જેવો બની ગયો મેજ ઉપરથી પોતાનો હાથ ઉઠાવી લઇને તેમણે પોતાના કપાળ ઉપર મૂકયો, અને એ સ્થિતિમા તેઓ ક્ષણભર આડુ જોઇ રહ્યા

થોડીવાર પછી તેમણે બોખરા સ્વરે પ્રશ્ન કર્યો "શો ફેરફાર ?"

લૅારાએ નિસાસો નાખ્યો તે મારી સોડમા ભરાઇ મારા ખભા ઉપર તેણે પોતાનુ મસ્તક ટેકવ્યુ તે ધ્રુજતી હતી તેને બદલે મે સર પર્સિવલને જવાબ દેવાનો વિચાર કર્યો પણ મારો હાથ દાબીને તેણે મને રોકી તથા સર પર્સિવલ તરફ નજર કર્યા વિના જ બોલી. "મે સાભળ્યુ છે અને હુ માનુ છુ કે, એક પ્રમદા પોતાના પતિને જે પ્રેમ અર્પણ કરે તેજ સર્વ પ્રકારના પ્રેમમા સૌથી ઉત્તમ અને સાચો પ્રેમ કહેવાય આપણો વિવાહ થયા પછી મારે એ પ્રેમ તમને અર્પવો જોઇતો હતો અને તમારે એ પ્રેમ જીતવો જોઇતો હતો અલબત્ત, આપણે બન્નેએ પ્રયત્ન કર્યો હોત તો જ તેમ થઈ શકત. પરતુ સર પર્સિવલ, અત્યારે એ વસ્તુસ્થિતિ રહી નથી એમ હું કબૂલ કરૂ તો સ્પષ્ટ કથન કહેવા મારે તમે મને માફ કરશો ?"

અહીં તેની આખમાથી અશ્રુબિન્દુ સરી પડયા સર પર્સિવલના જવાબની તે રાહ જોવા લાગી, પણ જવાબ મળ્યો નહીં લૅારા આ એકરાર કરતી હતી તે વખતે સર પર્સિવલે પોતાના હાથથી પોતાનું મો ઢાકી દીધુ હતુ મને ન સમજાયુ કે, તેમણે એમ શા માટે કર્યું હશે ? કદાચ પોતાનો ગુસ્સો કિવા પોતાનુ દુ ખ છુપાવવા માટે તેમણે આમ કર્યું હશે. પણ બેમાથી કઈ લાગણી તેમના મનમા સર્વોપરિ હતી એ કહી શકાતું નહતું, કેમકે તે વખતે તેઓ ધ્રુજતા નહોતા મને આશ્ચર્ય થયું કે, જીવનના આ અણીના પ્રસંગે આ ગૃહસ્થના વિચારો કળી શકાય એવો કોઇ પણ જાતનો બહારનો દેખાવ કેમ માલુમ પડતો ન-હતો ! પણ લૅારાને ખાતર તેમની પાસેથી જવાબ મેળવવો જ જોઇએ એવો મે દઢ નિશ્ચય કર્યો અને તીવ્રતાથી કહ્યુ "સર પર્સિવલ !

મારી બહેને આટલુ બધુ કહ્યા પછી શુ તમારે કાંઈ જ કહેવાનુ રહેતું નથી ? મારા અભિપ્રાય પ્રમાણે, તેની પાસેથી આ બધુ સાભળવાનો તમને હક્ક છે અને તમારી સ્થિતિમા બીજા કોઇ માણુસને જવાબ આપવા જેવુ ઘણુ સુઝે "

મારૂ છેલ્લુ ઉદ્ધત વાક્ય સાભળીને તે જરૂર જવાબ દેશે, એમ મે કલ્પના કરી અને તે ખરી ઠરી પોતાનુ મો હજી પણ આડુ ફેરવેલુ રાખીને અને તેના ઉપર હજી પણ હાથ મૂકેલો રાખીને સર પર્સિવલે જવાબ દીધો "તમને યાદ આપુ છુ માટે માફ કરશો મિસ હોલ્કોમ, તમે કહેલા મારા હક્કનુ મે દબાણુ કરેલુ નથી "

બીજા બે ત્રણુ કડક વાકયો અત્રે કહેવાનો મે ઇરાદો કર્યો પણ લૉરાએ મને બોલતી અટકાવીને કહ્યુ " મને આશા છે કે, મારો દુખદ એકરાર મે નિરર્થક કર્યો નથી હજી મારે કેટલુક કહેવાનું છે અને તેમા તમે સપૂર્ણ વિશ્વામ રાખશો, એવી મને આશા છે "

" એવા વિશ્વાસની ખાત્રી રાખજો " આટલો ટૂક ઉત્તર આપીને તેમણે પોતાનો હાથ મેજ ઉપર મૂકયો અત્યારે સર પર્સિવલના ચહેરામા સ્વસ્થતા હતી ગમે તે જાતની લાગણીઓ તેમને પહેલા ઉપજી હશે પણ તે કઇ હતી, એ હવે કહી શકાય તેમ નહોતુ

લૉરાએ આગળ કહેવા માડયુ " હુ કોઇ પણ સ્વાર્થી ઉદ્દેશથી આ બધુ બોલી નથી એ સાભળ્યા પછી જો, સર પર્સિવલ, તમે મને છુટી કરશો તો હુ કોઇ બીજા માણસને પરણવાની નથી હુ જન્મભર કુવારી રહીશ તમારા પ્રત્યે મારો જે ગુન્હો ઉપસ્થિત થયો હતો ને માત્ર વિચારોમાજ હતો અને વિચારોમાજ તેનો અત આવ્યો છે એથી આગળ હુ હદ ઓળગી ગઈ નથી, એક પણ શબ્દ—" અત્રે તે અટકી ગઇ ક્ષણભર વિચાર કરીને તેણે કહેવા માડયુ " એક પણ શબ્દ અમારા મુખથી અમે ઉચ્ચાર્યો નથી તે વ્યક્તિની મારા તરફની લાગણી સબધી તે કે હુ એક પણ શબ્દ બોલ્યા નથી હવે હું તેને કાઇ કહુ એ પણ સભવિત નથી, કેમકે આ જગત્મા તે કે હુ હવે પછી

ફરીથી એકઠા મળીએ, એમ નથી. આટલુ સાભળ્યા પછી હવે તમે મારી પાસેથી કાઈ વધુ જાણવાનુ દબાણુ કરશો નહીં અને મારા ઉપર વિશ્વાસ રાખશો, એવી મને આશા છે મે જે કહ્યુ છે તે સત્ય જ છે, સર પર્સિવલ, મારી પોતાની લાગણીઓના ભોગે પણ આ સત્ય જાણુવાનો, મારા વિવાહિત ભરથાર તરીકે તમને હક્ક છે તમારી ઉદારતામા મને વિશ્વાસ છે કે, તમે માઠુ નહીં લગાડો અને મને માફ કરશો તમારા માનઆબરૂમા મને વિશ્વાસ હોવાથી હું ધારૂ છુ કે, મારી આ ગુપ્ત વાત તમે ગુપ્ત જ રાખશો."

"બન્ને પ્રકારના વિશ્વાસને હુ પવિત્ર ગણુ છુ અને તમારી બન્ને શ્રદ્ધાભરી માગણીઓ પવિત્રપણે જાળવવા બધાઉ છુ" આટલુ કહ્યા પછી સર પર્સિવલ, તેને બોલતી સાભળવા માટે આતુરતાથી તેના તરફ નિહાળી રહ્યા

લૉરા ધીમા સ્વરે બોલી "મારે જે કાઈ કહેવાનુ હતુ તે બધુ મે કહી દીધુ છે અને હુ ધારૂ છુ કે, વિવાહ તોડી નાખવાની માગણી તમે ન્યાય પૂર્વક કરી શકો, એવુ કારણુ મે રજૂ કર્યું છે, એટલુ જ નહીં પણુ તેથીયે ઘણુ વધારે મે તમને કહ્યુ છે"

તેમણે જવાબ દીધો "અલબત્ત, તમે ઘણુ વધારે કહ્યુ છે, પણુ તે ઉપરથી હુ એવા નિર્ણય ઉપર આવ્યો છુ કે, આ વિવાહ જીદગી સુધી કાયમ રાખવો" આમ કહીને તેઓ ખુરશીમાથી ઉઠયા અને તે જ્યા બેઠેલી હતી ત્યા આવ્યા

તે એકદમ ચોકી અને અત્યત આશ્ચર્યથી તેણે એક ધીમી તીણી ચીસ પાડી! નિર્દોષપણાથી, હૃદયની શુદ્ધતાથી અને સચ્ચાઇથી તે જે દરેક શબ્દ બોલી હતી તે સાભળનાર પુરુષ તેની અમૂલ્ય કિમત સપૂર્ણુ રીતે સમજી શકયો હતો પણુ તેના જે જવાબની આશા રાખવામા આવી હતી તેનાથી વિરૂદ્ધ પ્રકારનો જવાબ મળ્યો હતો સ્વાભાવિક છે કે, આથી લૉરાને દુખ ઉપજે પોતાની ઉત્તમ પ્રકારની વર્તણુકમા આશા ધરાવીને તેણે વિશ્વાસ રાખ્યો હતો કે, પોતાને છુટી કરવામા

આવશે પણ તેની એ જ વર્ત્તણુક અત્યારે તેના છુપા શત્રુરૂપ થઈ પડી મને પ્રથમથી જ આવા કોઇક ભયકર પરિણામનો ભય ઉપજ્યો હતો મને વચ્ચે વચ્ચે બોલવાની લૉરાએ જો તક આપી હોત તો હુ આ સ્થિતિ અટકાવી શકત નુકશાન તો થઈ ચુક્યુ હતુ એમ છતા હુ હજી પણ એવી ઇચ્છા ધરાવવા લાગી કે, જો મને બોલવાની તક મળે તો સર પર્સિવલને કડક શબ્દો કહીને લૉરાની ઇચ્છાનુસાર પરિણામ લાવી શકુ

સર પર્સિવલે કહ્યુ "મિસ ફેરલી, મારે તમને છુટા કરવા કે નહીં તેને લગતો નિર્ણય કરવાનુ તમે મારે માથે નાખ્યુ છે પણ જે સન્નારીએ હમણા જ પોતાને સૌથી ઉચ્ચ સ્ત્રી-રત્ન તરીકે સાબિત કરેલ છે તેને તજી દઉ એવો હૃદયશુન્ય નથી "

તેમણે આ વાક્યો જુસ્સાથી, લાગણીથી અને ઉત્સાહથી ઉચ્ચાર્યા તેમના વદન ઉપરના હાવભાવમા એ વાક્યો બોલતી વખતે પૂર્ણ સભ્યતા જણાતી હતી લૉરાએ પોતાનુ વદન ઉચુ કરીને તેમના તરફ જોયુ અને કહ્યુ "નહીં જે સ્ત્રી દેહ-લગ્ન કરે પણ પ્રેમ-લગ્ન કરે નહીં તે સૌથી વધુ કગાળમા કગાળ સ્ત્રી છે "

"શુ પ્રેમ ભવિષ્યમા ઉત્પન્ન થઇ શકે નહીં? જો ભરથાર એ પ્રેમ જીતવાની જ એકલી ભાવના પોતાના આખા જીવનમા ધરાવતો હોય તો શુ એ પ્રેમ માટે તે યોગ્ય નથી?"

"કદી નહીં" લૉરાએ જવાબ દીધો "જો હજી પણ તમે આપણો વિવાહ કાયમ વાખવાની હઠ કરતા હો તો હુ જણાવીશ કે, સર પર્સિવલ, હુ તમારી સાચી અને વફાદાર પત્ની થઇ શકુ, પણ મારા હૃદય દેવતાની સાક્ષીથી કહુ છુ કે, તમને ચાહનારી તમારી પ્રેમાળ પત્ની તો હુ કદી બની શકુ નહીં."

અત્યત હિમ્મતથી તેણે આ શબ્દો કહ્યા હતા. તે અત્યારે આ સાચી હિમ્મતના પ્રભાવથી એવી રમ્ય ભાસતી હતી કે, જો બીજો કોઈ પુરુષ આ સ્થળે હોત તો તેણે તેના હૃદય વિરુદ્ધ આચરણ કર્યું

ન હોત સર પર્સિવલ હઠ કરતા હતા તેથી મને લાગ્યુ કે, તેઓ ઠપકા પાત્ર છે. હુ આ મુદ્દો સ્પષ્ટતાથી તેમને કહેવા જતી હતી, પણ એ જ વખતે મને તેમના ઉપર દયા આવી અત્યારની હાલતમા શુ તેઓ દયાપાત્ર નહતા ?

સર પર્સિવલે કહ્યુ "સાચી વાત નિડરતાથી કહેવા માટે હુ તમારો આભાર માનુ છુ જગત્‌ની બીજી કોઇ સ્રી પાસેથી જે કાઇ વધારેમા વધારેની હુ આશા રાખી શકુ તેના કરતા તમે મને જે કાઇ ઓછામા ઓછુ આપી શકો તે હુ માથે ચઢાવુ છુ "

લૉરાનો ડાબો હાથ મારા હાથમા હતો પણ તેનો જમણો હાથ છુટો હતો સર પર્સિવલે એ જમણો હાથ ધીમેથી પોતાના હાથમા લઇને પોતાના હોઠે અરકાડયો—ચુબન કરવાની ધૃષ્ટતા ન કરતા માત્ર ધીમેથી પોતાના હોઠ સાથે તે હાથનો સ્પર્શ કરાવ્યો-મારા તરફ જોઇને મને નમન કર્યું અને એ બાદ સપૂર્ણ શાતિથી અને વિનયથી તેઓ ઓરડામાથી વદાય થયા

લૉરા પોતાની જગ્યાએથી હાલીચાલી નહીં કિવા કાઈ બોલી નહીં તે મારી પાસે બેઠેલી જ રહી તે ઠડીગાર બની ગઇ હતી તેની નજર જમીન તરફ હતી અત્યારે કાઇ બોલવુ નિરર્થક હતુ મે મારો હાથ તેના ગળામા નાખ્યો અને ચૂપકીદીમાજ તેને મારા પાસામા દબાવી ઘણા વખત સુધી આ નિશ્ચેષ્ટ સ્થિતિમા અમે બેસી રહ્યા. ન તે કાઈ બોલી કે ન હુ કાઇ બોલી બહુ વખત આમને આમ કટાળાથી બેસી રહેવા કરતા કોઈ બીજા વિષયમા મન પરોવ્યુ હોય તો ઠીક એમ ધારીને મે ધીમે સ્વરે તેને બોલાવી "લૉરા !"

મારો સ્વર સાભળીને જાણે પોતે શુદ્ધિમા આવી હોય તેમ તે ચોકી તે મારી આગળથી ઉઠી ગઈ અને ઉભે ઉભે બોલી "મેરીઅન, મારાથી બની શકતી સારી રીતે મારે હવે તેને વફાદાર રહેવુ જોઇએ મારા નવા જીવનમા મારે બહુ જ મુશ્કેલ ફરજો અદા કરવાની છે અને તેમાની એક ફરજની શરૂઆત આજે થાય છે."

આમ કહીને બારી પાસેના મેજ આગળ તે ગઈ તે મેજ ઉપર ચિત્રકામની સામગ્રીઓ પડેલી હતી એ બધી તેણે એકઠી કરી અને મેજના એક ખાનામા મૂકી દીધી એ ખાનાને તેણે તાળુ વાસ્યુ અને તાળાની કુચી લઇને તે મારી પાસે આવી

" જે કોઈ વસ્તુ જોતા મને તેનું સ્મરણ થાય તે વસ્તુનો હવે મારે ત્યાગ કરવો જોઇએ તારી મરજીમા આવે ત્યા આ કુચી રાખ—હવે મને કદી તેની જરૂર પડશે નહીં "

હુ તેને જવાબ આપુ તે પહેલા તો તે પોતાની ચોપડીઓના કબાટ પાસે ગઈ અને તેમાથી વૉલ્ટર હાર્ટરાઈટની ચિત્રપોથી બહાર કાઢીને તેણું પોતાના હાથમા ઝાલી રાખી થોડીવાર સુધી તે હાથમા રાખ્યા બાદ તેણે પોતાના હોઠ સરસી તે ધરી અને તેને ચુબન કર્યું

" હા ! લૉરા ! લૉરા !" મારાથી સહસા આમ બોલાઈ જવાયુ—ગુસ્સામા નહીં, ઠપકામા નહી પણ ખેદમા જ બોલાઈ જવાયુ મારૂ હૃદય એ પછી ખિન્નતાથી છવાઈ રહ્યુ

મારૂ સબોધન સાભળીને લૉરા આજીજી ભરેલી રીતે મને કહેવા લાગી " મેરીઅન, છેલ્લી જ વખત હુ આમ કરૂ છુ હમેશને માટે હુ તેને છેલ્લી વદાય આપુ છુ "

એ ચિત્રપોથી તેણે મેજ ઉપર મૂકી મેજમાથી તેણે એક કાસકી બહાર કાઢી અને પોતાના છુટા વાળમા તે કાસકી ખોસી. તેના ખભા ઉપર, તેની પીઠ ઉપર અને આજુબાજુ, એ સુદર વાળ, ઠેઠ તેની કમર સુધી ફેલાઇને ઝળકવા લાગ્યા કાસકીથી તે વાળ હોળીને તેણે એક લાબી લટ તેમાથી વિખુટી પાડીને પોતાના હાથમા લીધી. સભાળથી તે લટનુ તેણે ગોળ ગુચળુ વાળ્યુ અને ચિત્રપોથીના પહેલા કોરા પૃષ્ઠ ઉપર મુકીને પોથી બધ કરી તરત જ એ પોથી મારા હાથમા આપીને તેણે કહ્યુ " તારી અને તેની વચ્ચે પત્રવહેવાર ચાલે છે, એ હુ જાણુ છુ મેરીઅન, જ્યા સુધી હુ હયાત હોઉ ત્યા સુધી તેને કદી લખી જણાવીશ નહીં કે 'હુ દુખી છુ.' તે મારી ખબર અતર

પુછાવે તો હમેશા લખજે કે 'હુ સુખી છુ' તેના દિલમા દુ ખ ઉપજાવીશ નહીં, મેરીઅન, મારી ખાતર, કદી તેના દિલને દુ ખી બનાવીશ નહીં જો હુ પહેલી મરણુ પામુ તો મને વચન આપ કે, આ પોથી તુ તેને આપશે અને તેમાનુ વાળનુ ગુચળુ પણુ તેને જ આપશે. મારા મરણુ પછી તેને કહેવામા હરકત નથી કે, મારે પોતાને હાથે મે તે ગુચળુ આ પોથીમા મૂકયુ હતું અને કહેજે-ઓ મેરીઅન, મારા તરફથી, એ વખતે તેને કહેજે-જે શબ્દો હુ પોતે મારા મુખથી તેને કહી શકી નથી કિંવા કદી પણુ કહી શકીશ નહીં તે શબ્દો-તેને કહેજે કે "હુ તેને ચહાતી હતી!"

મારા કંઠમા પોતાનો બાહુપાશ વીંટાળીને છેલ્લા ચાર શબ્દો તેણે મારા કાનમા અત્યત લાગણી ભર્યા હર્ષાવેશમા પણુ ધીમા સ્વરે કહ્યા અને એ સાભળતી વખત જાણે મારૂ હૃદય ચીરાઈ જતુ હોય, એમ મને લાગ્યુ આજ સુધી લાખો વખત તેણે પોતાની વાણીમા સયમ રાખ્યો હતો આજ પહેલી જ વાર અને વળી છેલ્લી જ વાર તેણે એ સયમ તજી દીધો એ મૃદુતા ભર્યો ઉમળકો પ્રકટ કર્યા પછી વાયૂવેગે તે મારા શરીરથી છુટી પડી અને સામેના કૉચ ઉપર ધબ્બ દઇને પડી. સોડીઉ વાળીને, પોતાનુ મો છુપાવીને, ને ડુસકા ભરતી ભરતી રડવા લાગી. માથાથી તે પગ સુધી તેનુ શરીર ડુસકા ભરતી વખતે કપી જતું હતુ

તેને આશ્વાસન આપવા અને સમજાવવા મે પ્રયત્ન કર્યો-પણુ તે શાત પડી નહીં ડુસકા ભરતા તેનુ ચાલુ રહેલુ રૂદન મને દુ ખદાયક થઇ પડયુ આજના આ યાદગાર દિવસની ખિન્નતા અને દુ ખદ અવદશા કદી પણુ વિસરાશે નહીં. લાબી ભાજગડનો આજે આવેલો આ અચાનક અત મને હમેશા યાદ રહેશે

રૂદનથી ઘણીવાર અકળામણુ ઓછી થાય છે લૉરાની અકળામણુ આ પ્રકારે ઓછી થવાની જરૂર હતી તેને રૂદન-દશામા મે રહેવા દીધી હુ તેની પાસે જ બેસી રહી. જ્યારે તેનો વાયૂવેગ શાંત

પડયો, જ્યારે તેનુ રૂદન બધ પડયુ ત્યારે તે તદ્દન થાકી ગયલી જણાઈ. તે કૅાચમાથી ઉઠી નહીં પણ તેમા પડી જ રહી મને લાગ્યુ કે, થાકથી તે અર્ધ-નિદ્રિત દશામા છે

બપોર સુધી તે માથુ ઉધુ ઘાલીને કૅાચમા પડી રહી તે દરમ્યાન મે હાર્ટરાઇટની ચિત્રપોથી છુપાવી દીધી હવે તે પોથી તેની નજર ન પડે, એ જ મને ઠીક લાગ્યુ વખત વહી ગયો બપોર પછી નમતા પહોરે તે જાગ્રત થઈ તેણે મારા સામે જોયુ મારા હૃદયમા ગમે તે લાગણીઓ હતી પણ બહારથી તો મારો ચહેરો તદ્દન શાત હતો અમે બન્નેએ કાઇ વાતચીત કરી નહીં સર પર્સિવલના નામનો અમે કોઇએ ઉલ્લેખ કર્યો નહીં વૅાલ્ટર હાર્ટરાઇટ વિષે પણ, આખા દિવસ દરમ્યાન, અમે કશુજ બોલ્યા નહીં

## પરિચ્છેદ ૨૨.

### એકરાર પછી—

**તા: ૧૦ મી નવેબર** બીજે દિવસે સહવારમા લૅારા સ્વસ્થ થયલી જણાઇ તેને શાત જોઇને મે ગઇ કાલની દુ ખદ બાબતમા તેની સાથે વાતચીત કરવા વિચાર કર્યો મે તેને સૂચવ્યુ કે, આ કમનસિબ લગ્ન સબધમા હુ **મિ ફેરલી** અને **સર પર્સિવલ** સાથે વધારે સ્પષ્ટતાથી અને વધારે સખ્તાઇથી વાત કરીને આ લગ્ન તુટે, એવી વ્યવસ્થા કરૂ તો તને વાધો છે ? પણ તેણે તરતજ જવાબ દીધો “ગઇ કાલેજ બધો નિર્ણય કરવાનુ મે ઠરાવ્યુ હતુ અને એ નિર્ણય હવે થઈ ચુકયો છે આમા હવે વધારે ચુથણા ચુથવા નિરર્થક છે ” તેની દઢતા જોઇને મે એ વિષય પડતો મૂકયો

બપોરે **સર પર્સિવલે** એ વિષય ઉપર મારી સાથે વાત કરી. તેમણે મને ખાત્રી આપી કે, “ **મિસ ફેરલીએ** મારામા જે અદ્વિતીય

વિશ્વાસ મુક્યો છે તેથી મારા મનમા તેમની પ્રામાણિકતાની અને નિર્દોષતાની છાપ પડી રહી છે તે એકરારની સહૃદયતા જોઇને એક ક્ષણ પણ મને અયોગ્ય ઈર્ષા ઉપજી નથી તેમની હાજરીમા અને હવે પછી પણ તેમની પીઠ પાછળ હું જાહેર કરૂ છુ કે, હુ તેમને સ્વીકારીશ જ જે કમનસિબ પ્રેમ કોઇ અન્યને માટે તેમના હૃદયમા જાગ્રત થયો હતો તે અત્યત ખેદજનક હોવા છતા પણ મિસ ફેરલી પ્રત્યેના મારા આદરમાનમા કાઈ ઘટાડો થયો નથી એ એકરાર થયો નહોત તો પણ નભી શકત અને ભવિષ્યમા પણ હુ એમજ માની લઇશ કે, એવો કાઈ એકરાર થયો નથી હુ દૃઢપણે આવી માન્યતા ધરાવુ છુ તેની એક વધારે સાબિતી એ છે કે, જે વ્યક્તિ પ્રત્યે આ પ્રેમ ઉપજ્યો હતો તે કોણ છે, એવુ જાણવાની મને કાઇ જીજ્ઞાસા નથી તેમજ એ પ્રેમ જુના વખતનો છે કે હાલ તુર્તનો છે તે પણ જાણવાની મને ઇચ્છા નથી. મિસ ફેરલીમા મને સપૂર્ણ વિશ્વાસ છે અને જેટલુ મને કહેવામા આવ્યુ છે તેટલુ જ બસ છે. મારે વધારે કાઇ પણ જાણવુ નથી, એ હુ અતકરણપૂર્વક જાહેર કરૂ છુ ”

આ શબ્દો કહ્યા પછી મારો જવાબ સાભળવાની ઉમેદથી તેમણે મારા તરફ જોયા કર્યું, મને સર પર્સિવલની રીતભાત માટે થોડાક વખતથી એટલી બધી શકા ઉત્પન્ન થઈ હતી કે, લૉરાના જીવનનું કાઈ પણ રહસ્ય તેમને જાહેર કરી દેવું, એ મને ભયભરેલુ લાગતુ હતુ. કદાચ સર પર્સિવલના મનમા એમ હશે કે, જે મુદ્દાઓ જાણવા જેવા છે તે પોતાને નથી જાણવા એમ લાગણીભરેલી રીતે જાહેર કરવામા આવશે તો સ્વયમેવ તે મુદ્દાઓ વિષે હુ તેમને બધુ કહી દઇશ જો તેમનો આવો ઈરાદો હોય તો અત્યારે તેઓ ચોક્કસ છેતરાતા હતા, કેમકે, મે એ મુદ્દાઓ વિષે કશો ઉલ્લેખ, ખાસ સાવધાની રાખીને, ન જ કર્યો પણ મારા જવાબમા મે લૉરાની તરફેણમા એક વાર ફરીથી વકિલાત કરી મે સર પર્સિવલને હિમ્મતથી કહી દીધુ કે “ તમે જ્યારે ઉદાર હોવાનું કહો છો ત્યારે તમારી ઉદારતામા માત્ર એક પગલું વ્ધા

માટે આગળ નથી ભરતા અને આ લગ્નથી છુટા થવાની સુજનતા શા માટે નથી દર્શાવતા, એ હુ સમજી શકતી નથી"

મે મોઢામોઢ તેમને સાફ સાફ કહી દીધુ તેથી તેઓ અજબ તો થયા પણ શાતિપૂર્વક તેમણે કહ્યુ "આ મુદ્દામા એક ખાસ તફાવત ધ્યાનમા લેવાની જરૂર છે મિસ ફૅરલી જો આ લગ્નની ના પાડે તો મે લગ્ન તોડવાની કયા ના પાડી છે? એ સ્થિતિમા હુ મિસ ફૅરલીની ઇચ્છાને તાબે થવા તૈયાર છુ .પણ લગ્નની ના પાડવાની ફરજ જ્યારે મારે માથે નાખવામા આવે છે ત્યારે મારે કહેવુ જોઇએ કે, તે સ્થિતિમા મારી આશાઓ હુ મારેજ હાથે છૂદી નાખવા શી રીતે તૈયાર થઈ શકુ? ગઇ કાલની મિસ ફૅરલીની રીતભાત જોયા પછી બે વર્ષના લાબા ગાળા ઉપરનો મારો પ્રેમ વધારે દૃઢ બન્યો છે, મારૂ મિસ ફૅરલી પ્રત્યેનુ માન વધારે મજબૂત બન્યુ છે એ બે લાગણીઓને લીધે હવે હુ તો મારા મુખથી આ લગ્ન તોડી નાખવાની વાત કરવા તૈયાર નથી તમે કદાચ મને નબળો લેખશો કદાચ તમે મને સ્વાર્થી કહેશો અને જે સન્નારીને હુ પૂજુ છુ તેની લાગણીઓ વિરૂદ્ધ હુ વર્ત્તુ છુ એમ કહેશો, ભલે તમે મને એવો કહો પણ મારો સવાલ એટલોજ છે કે, જે પ્રેમનો ઉચ્ચાર વાણીથી કદાપિ કાળે થયો નથી, જે પ્રેમ વિચારમાજ ઉત્પન્ન થઇને વિચારમા જ લય પામ્યો છે, તેને ખાતર આખુ જીવન કષ્ટમય વીતાવવુ અને નિસાસા નાખ્યા કરવા ;તેને બદલે ઘણાજ સુખોવાળુ જીવન વીતાવવુ અને ચરણરજને પણ ભક્તિ અને આદરથી પૂજનાર એક પ્રેમીની પત્ની થઇને રહેવુ એ શુ મિસ ફૅરલીને માટે ઇષ્ટ નથી? મારા દાખલામા તો સમય આવ્યે બધુ પાશરૂ પડશે અત્યારે મારા માટે મિસ ફૅરલીને લેશ પણ પ્રેમ નહોય તોપણ સમય આવ્યે તે જરૂર જાગ્રત થશે અને વધશે, એવી મારી માન્યતા છે."

મે કહ્યુ "લૉરાએ ગઈ કાલે જે પદ્ધતિ ગ્રહણ કરી હતી તેમાં તમને પસદગી કરી લેવાની તેણે તક આપી હતી એ તો ચોખ્ખુ જ છે. જો એવી તક નહોત તો તમે તેનો લાભ લઈ શકત નહીં. અસ્તુ.

તમે આખરે પસદગી કરી છે જ એટલે હવે મારે કાંઈ કહેવાનું નથી. લારા પ્રત્યે તમારી પ્રેમની લાગણી અત્યારે વધારે દૃઢ થઈ છે, એમ તમો કહો છો, એ કાઇક આશાજનક છે ખરૂ "

એ પછી અમે છુટા પડયા સાયકાળે મે બિચારા હાર્ટરાઇટને માટે લડનમાના મારી માતાના જુના ઓળખીતાઓને ભલામણપત્રો લખ્યા લૉરા સિવાય આજ સુધી મે કોઇના વિષે લાગણી ધરાવેલી નથી પણ હવે મને વૉલ્ટરને માટે લાગણી ઉત્પન્ન થાય છે તેના ગયા પછી જે બધુ બન્યુ છે, તેથી મારી તેના તરફ દિલસોજી વધી છે. હાર્ટરાઇટને દેશાવરમા નોકરી અપાવવામા હુ વાજબી કાર્ય કરૂ છુ એમ મને લાગે છે તેનુ ભલુ થયલુ જોવા હુ ખાસ ઇંતેજાર છુ

તા: ૧૧ મી સર પર્સિવલને મિ. ફેરલી સાથે વાતચીત થઇ, અને મિ ફેરલીએ તે વખતે મને બોલાવી મને તેમની પાસે જતા જણાયુ કે, આ ' કુટુબની જજાળ ' નો આખરે અત આવ્યો અને આ લગ્ન નક્કી થયા તે માટે મિ ફેરલીને આનદ થયો હતો પોતાની એ લાગણી જાહેર કર્યા છતા તેમણે કહ્યુ કે " હવે સર પર્સિવલની ઇચ્છા હોય ત્યારે આ લગ્નની તિથિ ઠરાવવી જોઇએ " મને આ સાભળીને ગુસ્સો ઉપજ્યો. મે તરત જ મિ ફેરલીના હમેશના ' નબળા મગજ ' ઉપર આઘાત કર્યો અને લૉરાનો આ નિર્ણય કરવાનો હક્ક ખૂચવી લેવાની તેમની સૂચના સામે વાધો ઉઠાવ્યો સર પર્સિવલે મને તરત જ ખાત્રી આપી કે, " તમારો વાધો મને વજનકારક લાગે છે. મારા તરફથી આવી સૂચના થઈ નથી, એની ખાત્રી રાખજો " મિ. ફેરલી ખસીઆણા પડી ગયા. ખુરશીમા શરીર નાખી દઇને અને આખો બધ કરી દઇને તેઓ થોડીવાર પડી રહ્યા પછી થોડીવારે તેમણે કહ્યુ " તમે બન્ને જણે મનુષ્યસ્વભાવને માન આપ્યુ છે પણ મારૂ કહેવુ ખોટુ નથી. " તેમની આ પ્રકારની હઠ હવે ચાલવા ન દેવી જોઈએ એવો ઠરાવ કરીને મે મોટે સાદે કહ્યુ " લૉરા પોતાની મેળે તિથિ ઠરાવશે નહીં અથવા તો પોતાની મેળે આ બાબતમા મને પૂછશે નહીં ત્યા સુધી આ વિષે હુ

તેને એક પણ શબ્દ કહીશ નહીં " આ ચેતવણી આપીને હુ તરત જ મારી જગ્યાએથી ઉઠી સર પર્સિવલના ચહેરા ઉપર અત્યારે ખિન્નતા-ની છાપ જણાતી હતી મે બારણુ જોસથી ઉઘાડયુ એટલે મિ. ફેરલીએ કહ્યુ " મેરીઅન ! હુ તારા જેવો શરીરે મજબૂત હોત તો કેવુ સારૂ થાત ? મહેરબાની કરીને બારણા જોરથી પછાડીશ નહીં "

હુ લૉરા પાસે ગઇ તેને ખબર પડી હતી કે, મને મિ ફેરલીએ બોલાવી હતી તેણે એ વિષે મને પ્રશ્ન કર્યો મે મારો ગુસ્સો દાબ્યા વિના જે કાંઈ બન્યુ હતુ તે બધુ કહ્યુ અને મિ ફેરલીની ધૃષ્ટતા સામે બખાળા પાડયા લૉરાનો જવાબ મને દુ ખદાયક અને આશ્ચર્યકારક લાગ્યો તેણે જે જવાબ આપ્યો તેની મે આશા રાખી ન હતી

" મારા કાકા ખરા છે," તે બોલી " મે તમને બધાને ત્રાસ આપ્યો છે હવે મારે કોઇ જાતનો ત્રાસ કોઇને આપવો નથી મેરી-અન ! સર પર્સિવલ ભલે લગ્નની તિથિ ઠરાવે "

મને આ સાભળીને બહુ માઠુ લાગ્યુ એટલી બધી નિરાશ થઇને લૉરા પોતાનો હક્ક શા માટે ગુમાવે છે, એ હુ સમજી શકી નહીં તે આગળ બોલી " હવે મારા વિવાહને મારે ટકાવી રાખવાનો છે મારી જુની જિદગી મારે વિસરી જવાની છે હવે લગ્ન મુલત્વી રાખવાથી કે મોડા કરવાથી જે મારે સહન કરવાનુ છે તેમા તો કાંઈ જ ઓછુ થનાર નથી મેરીઅન ! હુ સાચુ જ કહું છુ મારા કાકા વાજબી કહે છે મે બધાને બહુ ચિન્તા કરાવી હવે મારે કોઇને ત્રાસ દેવો નથી. કોઇને ચિન્તા કરાવવી નથી "

આત્મ-લાગના અને નિરાશાના, એના એ શબ્દો તે હરઘડી બોલતી જ રહી હુ વિશેષ શુ લખુ ? મારો અભિપ્રાય શો હતો, એ લૉરા જાણતી હતી પણ તેણે તે સ્વીકાર્યો નહીં અને હું તેને ચહાતી હતી એટલે તેની ઇચ્છાને માન આપીને તેની લાગણીઓ વધુ નહીં દુ ખાવવાની મતલબથી હું કશુ બોલી નહીં

**તા. ૧૨મી:** નાસ્તા વખતે સર પર્સિવલે મને લૉરાના વિચાર

વિષે પુછ્યુ હું જવાબ દેવા જતી હતી એટલામા લૉરા ત્યા આવી, એટલે હુ કાઇ બોલી નહીં નાસ્તો કરી રહ્યા પછી સર પર્સિવલે ધીમેથી તેને કાઇક કહ્યુ એટલે તે ઉઠીને એક બારી નજદિક ગઈ તે બન્નેએ બે ક્ષણ સુધી વાતચીત કર્યા પછી લૉરા તે ઓરડામાથી જતી રહી સર પર્સિવલે મારી પાસે આવીને કહ્યુ "મે મિસ ફેરલીને લગ્નની તિથિ અનુકૂળતા પ્રમાણે નક્કી કરવાની સૂચના કરી પણ હું જે તિથિ ઠરાવુ તે પોતે કબૂલ રાખશે એવો જવાબ તેમણે મને આપ્યો છે મિસ ફેરલીએ મને વધારામા કહ્યુ છે કે, જે તિથિ હુ નક્કી કરૂ તે મારે તમને જણાવવી આથી હવે લડન જઇને હુ તમને તારીખ લખી જણાવીશ"

હવે આ બાબતમા વધુ લખવાની મારામા ધીરજ રહી નથી. સર પર્સિવલ, આટલા નાના મુદ્દામા પણ જીત મેળવી ગયા છે લૉરાના લગ્ન સબધમા આ નાના મુદ્દાથી માડીને મોટા મુદ્દા સુધી તેઓ હરઘડી જીત મેળવતા રહ્યા છે મારી મરજી પ્રમાણે હુ એકે મુદ્દામા જીતી શકી નથી અત્યારે બપોરના ત્રણ વાગે હુ આ લીટીઓ લખું છુ. તે વખતે સર પર્સિવલ, પોતાના સર્વ તરગોમા જીત મેળવીને હૅમ્પ્શાયર જવા ઉપડી ગયા છે કોઈ પણ અસાધારણ સયોગ નહીં બને તો, મારી ખાત્રી છે કે, આ વર્ષ પુરૂ થતા પહેલા એકાદ તારીખે તેઓ જરૂર લગ્ન કરવાનું ઠરાવશે આ લખતી વખતે જાણે મારી આગળીઓ આગથી દાઝતી હોય, એમ મને લાગે છે!

તા. ૧૩મી: મને આખી રાત ઉંઘ આવી નથી પ્રાત કાળમા મે ઠરાવ કર્યો કે, ક્યાક બહાર ગામ જવાય તો સારૂ લૉરાને પણ રાત્રે ઉંઘ આવી નથી આ સ્થિતિમા તેને અહીં રાખવી, ઇષ્ટ નથી લિમરિજથી દૂર રહેવુ અને નવા મિત્રોના સહવાસમા રહેવુ–એજ હાલની સ્થિતિમાથી છુટકારો મેળવવા માટે બહેતર છે થોડોક વિચાર કરીને યોર્કશાયરમા આર્નોલ્ડ કુટુબને ત્યા જવુ એવો મે ઠરાવ કર્યો. આર્નોલ્ડ કુટુબને હું નાનપણથી ઓળખુ છુ. એ કુટુબના સર્વ જણ

સાદા, માયાળુ અને મળતાવડા સ્વભાવના છે મે એક પત્ર લખીને ટપાલમા નખાવ્યો અને તે પછી લૅારાને મારો ઈરાદો કહ્યો તે મારી સામે થઈ હોત,-તેણે ગુસ્સો બતાવ્યો હોત તો હુ રાજી થાત, પણ ના, તેણે તો માત્ર એટલુજ કહ્યુ "મેરીઅન, તારી સાથે હુ ગમે તે સ્થળે આવીશ હવાફેરથી મને નિરાત વળશે, એવુ તારૂ માનવુ ખરૂ છે"

**તા. ૧૪મી**: મિ ગિલ્મોરને આજે મે પત્ર લખ્યો તેમા બહુ વિગત લખવાનુ મને ગમ્યુ નહી મે માત્ર લગ્નને સમતિ મળી ગયા વિષે અને અમે યોર્કશાયર જવાના છીએ, એ વિષે તેમને માહિતી આપી

**તા ૧૫મી**: આજરોજ ત્રણ પત્ર આવ્યા પહેલામા **આર્નોલ્ડ** કુટુબે અમારી સૂચના વધાવી લઇને પોતે અમને આવકાર આપવા તૈયાર છે, એમ જણાવેલુ હતુ બીજામા એક સ્નેહીજને મને ખબર આપી હતી કે, **વોલ્ટર હાર્ટરાઇટ** માટે મે એક નોકરી શોધી કાઢી છે ત્રીજો પત્ર **વોલ્ટરનો** હતો બિચારાએ મને અત્યત આભારભર્યા શબ્દોમા લખ્યુ હતુ કે, "મારે માટે તમે જે મહેનત કરી છે તે હુ કદી ભુલી જઇશ નહીં" તેના પત્રથી મને ખબર પડી કે, **અમેરિકા** ખાતે નાશ પામેલા શહેરોમા શોધખોળ કરવા સારૂ **લિવરપુલથી** એક ટોળી જનાર છે એ ટોળીના વડાએ નકશાઓ દોરવા માટે એક ચિત્રકારને રોકયો હતો પણ છેક છેલ્લી ઘડીએ તેણે ના પાડયાથી **હાર્ટરાઇટને** તે માણુસની જગ્યાએ નીમવામા આવેલ છે અને છ માસ સુધી આ જગ્યાએ રાખવાની બાધણી કરવામા આવી છે.

આ ખબર વાચીને મને આનદ થયો

તા ૧૬ મીએ અમે **યોર્કશાયર** જવા ઉપડયા તા ૨૩મીએ **પોલ્સડીન લૅાજ, યોર્કશાયરમા** અમને રહ્યાને એક અઠવાડીઉ થયુ **આર્નોલ્ડ** કુટુબીઓ બહુજ મમતાળુ છે. અમને હમેશા આનદમા રાખવા સહુ જણ પ્રયત્નો કરે છે મે હજી એકાદ અઠવાડીઉ અહીં ગાળવાનો વિચાર કર્યો છે

**તા: ૨૪ મી**: આજની ટપાલમા દુખદ સમાચાર મળ્યા.

અમેરિકા ખાતે જવા હાર્ટશાઇટની ટોળી ઉપડી ગઈ અમારો એક સાચો સલાહકાર અને સન્મિત્ર અમે ગુમાવ્યો ! કોણ જાણે હવે તેને ક્યારે મળીશુ અથવા તો તે આ દેશમા આવશે ત્યારે અમારી કેવીએ સ્થિતિ હશે !

તા: ૨૫ મી  આજરોજ વળી વધારે દુખદ અને આશ્ચર્ય જનક સમાચાર મળ્યા સર પર્સિવલે મિ ફેરલીને એક પત્ર લખ્યાથી મિ. ફેરલીએ લૉરાને અને મને એકદમ લિમરિજ આવવા લખ્યુ. છે આનુ શુ કારણ હશે ? લગ્નની તિથિ શુ અમારી ગેરહાજરીમા નક્કી કરવામા આવી હશે ?

તા ૨૭ મી  અમે લિમરિજભુવનમા આવ્યા મારી શકા ખરી પડી છે લગ્નની તિથિ ૨૨ મી ડીસેમ્બરની ઠરી છે મિ ફેરલીના કહેવાથી મે જાણ્યુ કે, આ તારીખ ઠરાવવામા તેમણે જ આપખુદી વાપરેલી છે સર પર્સિવલે તો માત્ર એક પત્રમા તા: ૧૭ મી નવેબરે એટલુ જ પૂછાવેલુ કે, 'મારા વિશાળ મકાનમા કેટલુક સમારકામ કરવાનુ છે અને તેમા કેટલાક મહિના વીતી જાય તેમ હોવાથી લગ્નની તારીખ કઇ ઠરી છે તેનો ચોખ થાય તો સારૂ એ તારીખ આવી પહોચે તે પહેલા બધુ કામકાજ આટોપી લેવાય તો મકાનના સમારકામની ચિતાથી મુક્ત થવાય માટે મિસ ફેરલીને પુછીને તારીખ લખી મોકલશો.' આના જવાબમા મિ ફેરલીએ સર પર્સિવલને લખ્યું કે, તારીખ તમેજ નક્કી કરજો અને તમે જે તારીખ લખશો તે તારીખને લૉરાના વાલી તરીકે હુ સમતિ આપીશ સર પર્સિવલે તરતજ ૨૨ મી, ૨૪ મી અથવા તો તે પછીની કોઇક પણ તારીખ પોતાને ફાવશે એમ લખ્યુ અને મિ. ફેરલીએ લૉરાની ગેરહાજરી હોવાથી તેને પૂછવાનુ ફાવી શકે તેમ નહીં હોવાનુ બહાનુ કાઢીને એકદમ તા' ૨૨ મી ડીસેમ્બર માટે સમતિ લખી મોકલી !

લૉરાની પ્રકૃતિ હાલમા બદલાયલી હોવાથી અને મિ. ફેરલીએ આ પ્રમાણે બધું ચોક્કસ કરી દીધેલું હોવાથી મે હવે ટક્કર ઝીલવી

નિરર્થક લેખી. લૅારાને જ્યારે મે તારીખ ઠર્યા વિષે વાત કરી ત્યારે તેની બધી શાન્તિ દૂર થઈ ગઈ તેનુ મો મ્લાન બન્યુ તે ખૂબ કપવા લાગી ગળગળે સાદે તે બોલી "આટલા બધા વહેલા લગ્ન ઠર્યા? મેરીઅન, આવી ઉતાવળ શા માટે? શુ તારીખ ફરી શકશે નહીં?"

તેના આટલા ઉદ્‌ગાર અને તેજ સાથે તેની ગ્લાનિ, તેનો કપ અને તેની ફિક્કાશ–એ બધુ જોઇને મારા મનમા આ તારીખ ફેરવવા-ની લાગણી પ્રબળ થઈ મિ. ફેરલી પાસે જઇને આ તારીખ માટે સખ્ત વાધો જાહેર કરવાના ઇરાદાથી હુ ઉભી થઈ મે બારણા બહાર જવા માટે જ્યા પ્રયત્ન કર્યો કે તરતજ લૅારા મારી પાછળ આવી અને મને અટકાવીને બોલી "બહેન ન જઇશ"

"શા માટે? હુ તો જવાની જ તારા કાકાની આ આપખુદી મારાથી સહન થતી નથી લગ્નની તારીખ ઠરાવવાનો હક્ક તારોજ છે, —સર પર્સિવલનો હાથ આ બાબતમા તો ઉપર નહી જ રહી શકે"

તેણે નિસાસો નાખ્યો મારો પોષાક પકડીને તે બોલી "હવે મોડુ થઈ ગયુ! મેરીઅન, હવે હઠ નકામી છે"

"એક ક્ષણ પણ મોડુ થયુ નથી આપણી હઠ બિલ્કુલ નકામી નથી લૅારા, મારા ઉપર વિશ્વાસ રાખ આવી બાબતમા સ્ત્રીઓને જરૂર ન્યાય મળી શકે છે"

મે તેને મારાથી અળગી કરવા પ્રયત્ન કર્યો પણ પોતાના બન્ને હાથ તેણે મારી કમ્મર આસપાસ વીંટાળ્યા અને મને જોરથી પકડી રાખી

"આપણી મુશ્કેલીઓ અને ગુચવણો આ હઠથી વધશે," તે બોલી "મારા કાકાને અને તને તકરાર થશે તો સર પર્સિવલને ફરીથી અહીં આવવુ પડશે કદાચ તેઓ કોઈ નવીજ ફરિયાદ કરશે અને—"

"ભલે તેમ થાય," મે જુસ્સાથી કહ્યુ "સર પર્સિવલની ફરિ-યાદોની અહીં કોને પરવા છે? શુ તેનુ ફાવતું થવા દઇને તારા અત-કરણના તુ ચુરેચુરા કરવા ધારે છે? આટલો બધો આત્મત્યાગ કરવાની સ્ત્રીઓને કોઈ પણ પુરૂષ ફરજ પાડી શકે નહીં–એવી ફરજ પાડવાનો

કોઈ પણ પુરૂષને હક્ક નથી પુરૂષો! તેઓ આપણી નિર્દોષતાના અને આપણી શાંતિના દુશ્મનો છે–તેઓ આપણા માબાપના પ્રેમથી અને આપણી બહેનોના સ્નેહથી આપણને દૂર ખેંચી જાય છે–આપણા શરીર અને આત્મા જાણે પોતાના જ હોય એમ માની લઇને આપણી લાચારીમા–આપણી અનાથદશામા, જાણે એક કુતરાને થાભલા સાથે બાધી લેવામા આવે તેમ, આપણને જકડી લે છે અને સારામા સારા પુરૂષો પણ એના બદલામા આપણને–સ્ત્રીઓને–શુ આપે છે? મને જવા દે, લૉરા, જ્યા સુધી આ તારીખ હુ ફેરવીશ નહીં ત્યા સુધી મારૂ મગજ દિવાની હાલતમા જ રહેશે મારે સખ્તમા સખ્ત વેણ સભળાવીને તારો હક્ક સાબીત કરવો છે "

ક્રોધ અને ઉદ્વેગથી મારી આખમા આસુ આવ્યા–દુખી, નબળી અને લાચાર સ્ત્રીઓના સાથી રૂપ, એ આસુ મારી આખમાથી કેમ પડવા લાગ્યા તે હુ જ સમજી શકી નહીં તેણે ફિક્કુ હાસ્ય કર્યું મારી જે નબળાઇ મારાથી દાખવી જવાઈ તે છુપાવવા માટે તેણે પોતાનો હાથ રૂમાલ મારી આખે દાબ્યો તે જાણુતી હતી કે, આવી નબળાઈ તરફ મને સખ્ત તિરસ્કાર હતો છતા પણ મે તે દર્શાવી તેથી તેને આશ્ચર્ય થયુ હશે તેણે કહ્યુ " મેરીઅન! મેરીઅન! **તારી** આખમા આસુ! વિચાર કર, હુ રડતી હોઉં તો તુ મને શુ કહે? આમા હિમ્મત હારવા જેવુ છે શુ? તારા ગુણો તારે તજી દેવા ન જોઇએ ભવિષ્યમા વહેલુ કે મોડુ ગમે તે બને તોપણ તુ સદાની પેઠે પ્રેમી, હિમ્મતવાળી અને દીર્ઘદૃષ્ટિવાળી જ રહે, એવુ હુ ચાહુ છુ આ મુદ્દામા નિરર્થક હઠ શા સારૂ કરે છે, બહેન? ભલે મારા કાકા પોતાનુ ધાર્યું કરે મારા કોઇપણ જાતના આત્મ–ત્યાગથી વિટબણાઓ અને હૃદયની બળબળ દૂર કરી શકાતા હોય તો ભલે આત્મ–ત્યાગ કરવો પડે મેરીઅન, કહે, મારા લગ્ન પછી તુ મારી સાથે જ રહીશ ને? કહે કે, તુ હમેશા મારી સમિપે રહીશ. મારે બીજુ કાઈ માગવાનુ નથી–મારી બીજી કોઈ ઇચ્છા નથી."

મે આંસુ લ્હોઈ નાખ્યાં અને પુન. બહુ જ ધીમેથી પણ મક્કમ-

ત્યાથી મિ. ફેરલી પાસે જવાની હઠ કરી પણ તે નિરર્થક જ નીવડી પોતાની સાથે જ લગ્ન પછી રહેવાનુ વચન તેણે મારી પાસે લેવરાવ્યુ એના એ શબ્દો બે ત્રણ વખત મારા મુખથી બોલાવરાવ્યા અને તે પછી તેણે અચાનક મને જે પ્રશ્ન પુછયો તેથી મારૂ ધ્યાન બીજી દિશામા રોકાયુ તેણે પુછ્યુ " આપણે પોલ્સડીનમા હતા ત્યારે તારી ઉપર કાગળ આવ્યો હતો ખરૂને ?—"

હુ તેના તરફ ઠપકાભરેલી નજરથી જોવા લાગી એટલે તે ઝખવાણી પડી ગઈ હુ સમજી ગઈ હતી કે, તે કોના પત્રની વાત કરે છે મે જવાબ દીધો " લૉરા, મારૂ ધારવુ હતુ કે હુ કે તુ હવે પછી તેના સબધમા કદી પણ વાતચીત કરીશુ નહીં "

" પણ આ પ્રશ્નનુ કારણ છે પહેલા મને કહે તેનો પત્ર તારા ઉપર આવ્યો હતો ને ? "

" હા. આવ્યો હતો "

" હવે તેનો જવાબ તુ લખવાની હોઇશ. "

મે જવાબ આપવાની આનાકાની કરી હાર્ટરાઇટ ઇંગ્લાડમા નથી, એ વાત મે તેને કરી નહોતી કદાચ મારા જવાબથી ' તે ક્યા છે, ' એવો પ્રશ્ન તે કરશે તો તેના સબધમા વાતચીત નકામી લાબી થશે અને મારે તેનાથી કેટલુક છુપાવવુ પડશે એમ ધારીને મે તેને જવાબ દીધો નહીં આથી તે બોલી " મને ખાત્રી છે કે, તુ તેને જવાબ લખ્યા વિના રહેવાની નથી મારે બીજુ કાઇ કહેવાનુ નથી માત્ર એટલુ જ કહેવાનુ કે, ૨૨ મી તારીખ સબધી તેને કાંઈ પણ લખીશ નહીં " તે મારી નજદિક આવીને ધીમેથી બોલી " મને વચન આપ, મેરીઅન, કૃપા કરીને વચન આપ, કે હવે જ્યારે તુ તેને જવાબ લખે ત્યારે મારૂ નામ સુદ્ધાત પણ તે કાગળમા તુ નહીં લખે "

આ સૂચના મને રૂચિકર થઇ પડી. મે તરત જ વચન આપ્યુ તરત જ તે મારી પાસેથી છુટી પડીને એક બારી પાસે જઇને ઉભી રહી મને લાગ્યુ કે, તે રૂદન કરી રહી હતી થોડીવાર પછી બારી બહાર

જ પોતાનુ મો રાખીને મારા તરફ જોયા વિના તેણે પ્રશ્ન કર્યો "તુ મારા કાકા પાસે જઇશ કે ? મેરીઅન, તુ એમને કહી શકીશ કે, ૨૨ મી તારીખને હુ સમતિ આપુ છુ ? હુ એકલી પડુ તેની ચિન્તા ન કરીશ તુ પાછી આવીશ એટલામા તો હુ જરૂર સ્વસ્થ બની જઇશ "

હુ તરતજ બહાર ગઇ એ વખતે મને એવી ઉર્મિ થઈ આવી કે, જો મિ ફેરલી અને સર પર્સિવલને મારી એકજ આગળી ઉંચી કરવાથી આ પૃથ્વીના દૂર-દૂરના ખૂણામા મોકલી શકાતા હોત તો મે જરૂર તેમ કર્યું હોત! ગુસ્સાથી ભેરાયલા મગજે હુ મિ ફેરલીના ઓ-રડા તરફ ગઈ જોસથી એક લાત મારીને મે તેનુ બારણુ ઉઘાડી નાખ્યુ અને ઉબરા ઉપરથીજ તીવ્રમા તીવ્ર સ્વરે બૂમ પાડીને કહ્યુ "લૉરાએ ૨૨મી તારીખ કબૂલ રાખી છે" જવાબ સાભળવાની જરાકે પરવા રાખ્યા વિના મે બારણુ ખૂબ જોરથી પછાડીને બધ કર્યા મને ખાત્રી છે કે, આજનો આખો દિવસ મિ ફેરલીનુ દર્દ ખૂબ વધ્યુ હશે અને તેના નબળા જ્ઞાનતતુઓમા અસહ્ય ઝણઝણાટ આખો દિવસ રહ્યા કર્યો હશે!!

---

## પરિચ્છેદ ૨૩.

---

### વિદીર્ણ હૃદયનુ પ્રેમવિહિન લગ્ન !

**તા: ૨૮ મી નવેંબર:** આજે સહવારે બિચારા હાર્ટરાઈટનો અમેરિકા ઉપડી જતી વખતે મારા ઉપર આવેલો કાગળ મે ફરીથી વાચી જોયો ગઈ કાલથી મારા મનમા એવી શકા ઉપસ્થિત થઈ છે કે, એ કાગળની વિગતથી લૅારાને મે વાકેફ કરી નથી એ ઠીક કર્યુ છે કે નહીં?

વિચાર કરતા મને લાગે છે કે, મે ઠીક જ કર્યુ છે જે ટોળી શોધખોળ માટે ઉપડી ગઈ છે તેના આગેવાનોને પોતાનુ કામ ભયકર હોવાની ખબર છે, એવુ હાર્ટરાઈટના પત્રમા લખેલું છે આવા ભય-કર કામમા હાર્ટરાઇટે પોતાની સામેલગિરી કરી તેથી જો મનેજ ભય

ઉપજે છે તો પછી લૉરાને એ વાતની ખબર પડે એટલે તેને મારા કરતા વધુ ભય ન ઉપજે ? હાર્ટરાઇટ જેવો અમારો સાચો સલાહકાર અને અણીને વખતે હરકોઈ પ્રકારની સહાય આપનાર અમારી પાસે નથી એ જો કે કમનસિબી છે પણ એક ભયકર કામ માથે લઇને ખરાબ હવાવાળા પ્રદેશમા ચાહે તેવી વિપત્તિ સહન કરવામા તેણે આનાકાની કરી નથી એ જો લૉરા જાણે તો વધુ કમનસિબીની વાત થઈ પડે આથી ખાસ પ્રસગ વિના તેને આ વાત ન જ કહેવી, એવો મે નિર્ણય કર્યો છે.

મને એક પગલુ વધારે આગળ ભરવાનો વિચાર આવ્યો આ કાગળ શા માટે બાળી નાખવો નહીં ? કોઇ વાર તે ગમે તેના હાથમા જઈ પડે અને તેને લીધે કોઈ પ્રકારનો અનર્થ થવા પામે એ સભવિત છે વળી તેમા લૉરા માટે પણ જે લખાણ કરેલુ છે તે ગુહ્ય રાખવા જેવુજ છે તેમજ એની કૈથેરિક વિષે પણ એ કાગળમા કેટલોક ઉલ્લેખ છે હાર્ટરાઇટ લખે છે કે " લિવરપુલથી અમારી ટોળી અમેરિકા જવા ઉપડી તે વખતે અમને જોવા આવેલા લોકોના ટોળામા મે ફરીથી પેલા બે અજાણ્યા માણસો જોયા લડનમા તેઓ રાતદિન શેરીએ શેરીએ મારી પાછળ ભમતા હતા વળી એની કૈથેરિકનુ નામ તેઓમાનો એક જણ બોલ્યો હોય, એમ મને લાગ્યુ જરૂર આ પિછો પકડનારાઓ એની કૈથેરિક માટે વહેમ રાખીને મારી પાછળ પાછળ ભમે છે પણ એની કૈથેરિક હજી મને પુન મળી નથી કદાચ તે કોઇ વાર મને મળે, પરતુ, મિસ હોલ્કોબ, મારી એટલી વિનતિ ધ્યાનમા રાખજો કે, તે તમને કોઇવાર મળે તો એ મિલન-પ્રસગનો પુરેપુરો લાભ લેજો. તેનો ભેદ ઉકલ્યો નથી એ ખેદજનક છે પણ તે ઉકેલાશે, ત્યારે કાઇને કાઇ અવનવુ જાણવાનુ મળશે, એમા તો શકાજ નથી મારી વિનતિ બરાબર ધ્યાનમા રાખજો " આવા લખાણવાળો કાગળ સાચવી રાખવો, એ મૂરખાઇભરેલુ કૃત્ય ઠરે તેથી તેને બાળી નાખવોજ સારો, એવો મે ઠરાવ કર્યો છે.

**તા' ૨૯ મી:**—હાર્ટરાઇટવાળો કાગળ મે બાળી નાખ્યો છે ચુલામા તેની રાખ જોતા મને ગ્લાનિ ઉપજે છે એક કમનસિબ કહાણી-નો શુ આવો જ અત ! પણ નહીં, બીજી જ ક્ષણે મને વિચાર આવે છે કે, અત તો નથી જ આવ્યો ! ચોક્કસ ! અત તો નથી જ આવ્યો !

લૉરાના લગ્નની તૈયારીઓ થવા માડી છે લગ્નનો પોષાક સીવ-ડાવવા માટે દરજીને બોલાવવામા આવ્યો છે, લૉરાના મુખ ઉપરનુ હાસ્ય તો મે હાર્ટરાઇટના ગમન પછી પુન કદી જોયુ નથી હા ! શુ હવે તે હમેશા ગમગીન અને બેદરકાર જ રહેશે ? પોષાક કેવો બનાવવો, એ વિષે તેની મરજી પૂછતા તે મને બેદરકારીથી કહે છે કે, તુ અને દરજી, બન્ને જણ ફાવે તેવો સીવડાવો ! અહા ! જો બિચારો હાર્ટરાઇટ બેરોનેટ હોત અને વળી લૉરાના પિતાની પસદગી પામેલો ભરથાર હોત તો લૉરાનુ વર્તન અત્યારે કેટલુ બધુ ભિન્ન પ્રકારનુ હોત ? ! તે નાચતી હોત, કુદતી હોત, ધાટાધાટ કરી મૂકતી હોત અને મોટેથી હસ્યા કરતી હોત ! અને શુ દરજી સાથે તેણે તેવી સ્થિતિમા માથાઝીક કરી નહોત ? મને લાગે છે કે, તેણે દરજી સાથે જરૂર 'છીકને ઝીંડા' પાડયા હોત ! પણ હા ! એ વસ્તુસ્થિતિ નથી એજ મોટુ દુ ખ છે !

**તા ૩૦ મી:**—સર પર્સિવલનો આજે પત્ર આવ્યો છે પત્રમા શરૂઆતમા પોતાના મકાનના સમારકામ વિષેની હકીકત છે લૉરા જે મકાનમા ભવિષ્યમા ગૃહરાણી થઇને રહેનાર છે તે મકાન કેવુ છે અને તેમા શા શા ફેરફાર કરવામા આવે છે એની હકીક્ત લૉરાને અને મને લખી જણાવવી જ જોઈએ એમ ધારીને પોતે તે વિગત લખી છે એવો સર પર્સિવલ એ પત્રમા બચાવ કર્યો છે, પણ મને તે નિરર્થક લાગ્યો છે આગળ ચાલતા સર પર્સિવલ લખે છે કે, "મિસ ફેરલી-ની તબિયત નાજુક હોવાથી મારો વિચાર લગ્ન પછી તેમને ઇટાલિ ખાતે લઇ જવાનો છે. આખો શિયાળો અમે ત્યા રહીશુ અને ઉનાળાની શરૂઆતમા આ દેશમા પાછા ફરીશું" આ બાબતમા મિસ

ફેરલીનો અભિપ્રાય શો છે તે જણાવશો ” આ બાબત વિચારવા જોગ હતી લૉરા કહે છે કે, મારે તેનાથી દૂર થવુ નહીં પણ લગ્ન પછી આટલો વખત તો તે મારાથી દૂર રહે એમા તેને નુકશાન નથી શિયાળાની ઋતુમા ઈટાલિની હવા ખુશનુમા હોય છે લૉરા ત્યા જાય તો તેની તબિયત સુધરે એવો દરેક સભવ છે વળી નવા માણસો, નવા દેખાવો, મુસાફરીની મઝા વગેરેને લીધે લૉરાના મનની ચિનાઓ દૂર થશે—ગમગીની દૂર થશે આ બધા લાભ જોતા સર પર્સિવલના લખવા પ્રમાણે લૉરાને ઈટાલિની મુસાફરીની સલાહ આપવી મને ઉચિત લાગે છે શરૂઆતમા બધુ નવુ નવુ જોવાથી લૉરાને કદાચ ફાવશે નહીં પણ તે આવી રીતે મુસાફરી કરે એ એકદરે તેની તદુરસ્તીને માટે લાભદાયક જ છે

મારી નોધપોથીમા આ નોધ લખ્યા પછી જ્યારે હુ તે ફરીથી વાચુ છુ ત્યારે મને વિચાર આવે છે કે, જાણે લગ્ન થઇ ચૂકયા હોય એવી રીતે હુ આ લગ્ન પછીની બાબતમા અત્યારથી લગ્ન પહેલા વિચાર કરૂ છુ તે શુ વાજબી છે ? પણ એમ કર્યા સિવાય બીજો કોઇ માર્ગ જ છે કયા ? આવતા મહિનામા તો આ લગ્ન થશે જ અને લૉરા, મારી મટીને તેની થશે તેની લૉરા ! અલબત્ત સર પર્સિવલની જ લૉરા ! વિધિએ એ લગ્ન આખરે નિર્માણ કર્યાં છે મનુષ્યના હાથથી બની શકયા એટલા પ્રયત્નો તે લગ્ન તોડવા માટે કરવામા આવ્યા છે પણ તે નકામા નિવડયા છે આ લીંટીઓ લખતી વખતે મારૂ મગજ જાણે ભ્હેર મારી જતુ હોય, કોઇ ન સમજાય એવા ભયની મને શકા રહેતી હોય, એવી લાગણીઓ કેમ ઉપજતી હશે ? લૉરાના લગ્ન વિષેના વિચારની સાથે જ તેના મોતના વિચારો મને કેમ આવતા હશે ? !

**તા: ૧ લી ડીસેમ્બર:**—દુખદાયક દિવસ દિલગીરી ઉપજાવનારો દિવસ આજના દિનની વિગતો હુ લબાણથી લખી શકતી નથી. સર પર્સિવલનો જે પત્ર ગઇ કાલે મને મળ્યો હતો તે ઉપર તર્ક–વિતર્ક કર્યા પછી આજ સહવારે સર પર્સિવલની સૂચના મે લૉરાને

કહી સભળાવી તેની સાથે હુ પણ ઈટાલિ જઈશ જ એવી સમજથી એ બિચારી બાલિકાએ–ખરેખર ! મારે તેને બાલિકા જ કહેવી જોઇએ, કેમકે ઘણી બાબતોમા તે હજી નાની બાલિકા જેવી જ છે–ફ્લોરેન્સ, રોમ, નેપલ્સ વગેરે શહેરોની રમણીયતા જોવાની તક મળશે એ માટે આનદ દર્શાવ્યો તેની ગેરસમજ દૂર કરતા મારૂ અતકરણ ચીરાઈ ગયુ મારે તેને સમજાવવી પડી કે " લગ્ન પછી તો હમેશા એક પતિ એમ જ ઈચ્છે કે, 'મારી પત્ની મને એકલાનેજ ચહાય' કોઈ પણ પુરૂષ એ વખતે પોતાના પ્રેમમા ભાગ પડાવનાર હરીફને સહન કરી શકે નહી—પછી ભલે તે હરીફ કોઈ સ્ત્રી હોય તોપણ ! આથી તમે બે એકલા મુસાફરી કરો એ હાલ તુર્ત તો ઠીક જ થઈ પડશે " મે તેને વધારામા ચેતવણી આપી કે " હુ તારી સાથે કાયમને માટે રહુ એવી જો તારી ઇચ્છા હોય તો હાલતુર્ત મારૂ કહેવુ માન તમારા લગ્ન પછીના શરૂઆતના દિવસોમા તમારી વચ્ચે અતરાય રૂપ થઈ પડીને સર પર્સિવલનો ગુસ્સો અને અવિશ્વાસ હુ મારે શિરે વહોરી લઉં, એમા તને લાભે ગાળે નુકશાન છે તે ચીઢાઇને હઠ કરે અને મને તારી સાથે રહેવા દે નહીં, એવો પ્રસગ શરૂઆતથી જ આપણે ન લાવીએ એ ડહાપણ ભરેલુ થઇ પડશે આથી હાલ તુર્ત તુ તેમની સાથે એકલી જા જુદાઈ માટે ખેદ ન કરીશ " આમ કહીને મે દુનિયાદારીના ડહાપણની અનેક નાની નાની બાબતોના દૃષ્ટાત તેની આગળ રજૂ કર્યા. તેના વિશુદ્ધ અતકરણમા અને નિર્દોષ તેમ જ નિર્મળ મનમા જ્યારે એ વાતોએ પ્રવેશ કર્યો ત્યારે ખરેખર તેનામા સમજણ આવી હોય એમ મને લાગ્યુ સુભાગ્યે મારી સૂચના તેને ગળે ઉતરી અને તેની સાથે જ બાલિશતાના ચિહ્ન તેના વદન ઉપરથી દૂર થયા

આ રીતે મારી પ્રથમ સૂચના તો સ્વીકારવામા આવી છે તે બન્ને ઈટાલિ જશે અને મારે સર પર્સિવલને જાહેર કરવાનું રહ્યુ છે કે જ્યારે 'તમે બન્ને જણ પાછા આવશો ત્યારે હું તમને લડનમા મળીશ અને લૉરાની સાથે રહીશ.' બીજા શબ્દોમા લખુ તો, મારા જીવનમાં

મારે સૌથી પહેલીવાર—અંગત મહેરબાની માટે વિનતિ કરવાની છે મારી પ્રકૃતિ અનુસાર **સર પર્સિવલ** આગળ તો આવી વિનતિ હુ કદી પણ કરૂ નહીં પરતુ **લૉરા**ને ખાતર આથી પણ કોઇ વિશેષ નીચા પ્રકારની વિનતિ કરવામા હુ કદી નાનમ સમજીશ નહી !

**તા. ૨ જી**—દિવસે દિવસે હવે મને **સર પર્સિવલ** ઉપર ઘણો કટાળો આવતો જાય છે **હાર્ટરાઇટ**ના જવા પછી જે બનાવો બન્યા છે, તેમા કોણ જાણે શાથી મને **સર પર્સિવલ** તરફ આવી કટાળાભરી લાગણી થયા કરી છે મારા મનમા એ લાગણી કેમ દાખલ થઈ તે હુ સમજી શકતી નથી ખરેખર, આવી લાગણી મારા મનમા પહેલા તો હતી જ નહી

**લૉરા**એ તે ગૃહસ્થની સાથે પરણવાની આનાકાની કરી ત્યારથી શુ તેમના વિરૂદ્ધ મારી આ લાગણી થઇ છે ? શુ **હાર્ટરાઇટ**ની સૂક્ષ્મ બુદ્ધિદશક શકાઓએ મારા હૃદયમા આડકત્રી રીતે પ્રવેશ કર્યો છે ? **એ**ની કૈથેરિકે લખેલો પેલો નનામો કાગળ શુ હજી પણ મારા મન ઉપર અસર કરી રહ્યો છે ? **સર પર્સિવલ**નો ખુલાસો તથા સાબિતીઓ શુ હજી પણ મને અવિશ્વસનીય જ લાગ્યા કરે છે ? આ બધા પ્રશ્નોના જવાબ મારા મનની હાલની ગુચવણભરી હાલતમા હુ આપી શકતી નથી એક બાબત સ્પષ્ટ છે અને તે એ કે, **સર પર્સિવલ** ઉપર અન્યાય પણે અવિશ્વાસ રાખીને મારે તેમને દૂભવવા જોઇતા નથી જો હુ હમેશા તેમના વિરૂદ્ધની લાગણીઓને મારા મનમા દૃઢ કરતી રહુ, તો વખતના વહેવા સાથે મને તેમનુ મો જોવુ પણ ગમે નહીં **લૉરા**ને ખાતર મારાથી આમ થઇ શકે નહી તેથી બહેતર છે કે લગ્ન થઈ જાય ત્યા સુધી આ નોધપોથી મારે ઉઘાડવી જ નહીં અને તેમા કાઈ પણ લખવુ નહી

**તા. ૧૬ મી ડીસેમ્બર**—એક પખવાડીઉ વહી ગયુ છે એ દરમ્યાન મે નોધપોથી ઉઘાડી જ નથી **સર પર્સિવલ** પ્રત્યે સારી લાગણીઓ મારા દિલમા ઉપજાવવા માટે જ મે આ નોધપોથી તરફ આટલા દિવસ સુધી નજર સુદ્ધાત કરી નથી

પાછલા બે અઠવાડીઆમા કોઇ ખાસ નોધવા જોગ બનાવ બન્યો નથી પોષાક તૈયાર થઇ ગયા છે લડનથી મુસાફરી માટે નવી ટૂકો આવી ગઈ છે બિચારી લૉરા એક ક્ષણ પણ મારાથી દૂર ખસતી નથી. ગઈ કાલે રાત્રે તેને ઉંઘ આવી નહીં તે મારા બિછાનામા આવીને મને કાનમા કહેવા લાગી "મેરીઅન, હવે હુ થોડાક દિનમા તારાથી જુદી પડીશ દરમ્યાન જેટલો વખત સાથે રહી શકાય તેટલો વખત શા માટે સાથે ન રહેવુ?"

તેઓ લિમરિજ દેવળમા પરણશે લગ્ન પ્રસગે પાડોશીઓને નિમત્રણ કરવાનુ નથી માત્ર અમારા જૂના સ્નેહી મિ. આર્નોલ્ડને યોર્કશાયરથી બોલાવવાના છે કન્યાદાનનુ કાર્ય તેમને સોપવામા આવશે, કારણ લૉરાના કાકા પોતાની નાજુક તબિયતને લીધે ઘર બહાર કદી નીકળતા જ નથી આ લગ્નની ઉજળી બાજુનો તરફ જ જોવાનો મે નિર્ણય ન કર્યો હોત તો લૉરાના કોઇ પુરૂષ સ્નેહીસબધીજનોની લગ્ન-પ્રસગનિમિત્તે ગેરહાજરી હુ કદી નિભાવી લેત નહીં

સર પર્સિવલ આવતી કાલે આવનાર છે તેમણે પુછાવ્યુ હતુ કે, "શિષ્ટાચાર પ્રમાણે લગ્ન પહેલા મારાથી લિમરિજ ભુવનમા રહેવાય નહીં જો તમે લખો તો, હુ પાદરીને સૂચના આપુ કે, લગ્ન પહેલાના દિવસોમા હુ તેનો મહેમાન થઇને રહીશ" પણ આવી નાની નાની રૂઢિઓને વળગી રહેવુ મને તથા મિ. ફેરલીને ઠીક લાગ્યુ નથી તેથી સર પર્સિવલનો આભાર માનીને મે જવાબ લખ્યો છે કે, "એવી કોઈ મહેનતમા ઉતરવાની જરૂર નથી તમે નિરાતે લિમરિજ-ભુવનમા ઉતરજો"

**તા. ૧૭ મી:**—સર પર્સિવલ આજે આવ્યા છે તેમના મો ઉપર ચિતાની છાયાનો મને ભાસ થયો પણ બની શકે તેટલા ખુશ મિજાજથી તેઓ વાતચીત કરે છે. લૉરા માટે તેમણે બહુ સુદર અને કીંમતી આભૂષણો આણ્યા છે લૉરાએ બહારથી તો તે જોઇને આનદ દર્શાવ્યો છે, પણ તેના સ્વભાવમા મે એક જાતનો ફેરફાર જોયો છે.

તે એ કે, પોતે હવે એક ક્ષણ પણ એકલી રહેતી નથી પોતાના ઓરડામા જવાને બદલે તે અનેક વખત બહાર જવા અથવા તો મારી સાથે રહેવા યત્ન કરે છે બપોરે જમી રહ્યા પછી બહાર જવા માટે હુ મારા ઓરડામા મારી ટોપી લેવા ગઇ એટલે તરતજ તે મારી પાછળ પાછળ આવી અને કહેવા લાગી " મને હરઘડી વાતોમા જ રોકી રાખજે મેરીઅન ! મને હરઘડી તારી સાથે જ રહેવા દેજે મને બીજા કશા વિચાર કરવા દઇશ નહીં—જરૂર, હો ?—બીજા કશાયે વિચાર કરવા દઇશ નહી "

તે આવી ઇચ્છિા દર્શાવે છે તેનુ શુ કારણ હશે ? શુ હુ સમજતી નથી ? હુ સારી પેઠે સમજુ છુ એ જ—એ જ કારણ કે—તે હાર્ટરાઇટને વિસરી શકતી નથી પણ તેને વિસરી જવાની પોતાની ફરજ સમજીને તે ફરજ અદા કરવાના પ્રયત્ન કરે છે ! સર પર્સિવલ સાથે આનદિત સ્વભાવથી વાતચીત કરવા તે પ્રયત્નો કરે છે રાત્રિના ભોજન સમયે તે વિચિત્ર ઢબે આનદિત દેખાવા પ્રયત્ન કરતી હતી તે ગમે તેવુ ગાડુઘેલુ બોલીને વાતો જ કર્યા કરતી હતી મને તેની આ હાલતથી ભય ઉપજ્યો મે છુપી રીતે ઇશારત કરીને તેને ચૂપ કરી અને ભોજનના ઓરડામાથી મારી સાથે બહાર આવવા ફરજ પાડી લૉરા ખુશખુશાલ દેખાવા માટે જે વાતચીત કરતી હતી તેથી સર પર્સિવલને આનદ થતો હતો મે જોયુ હતુ કે, તેઓ આવ્યા ત્યારે તેમના વદન ઉપર ચિતાનો જે થોડોક ભાસ હતો તે લૉરાની વાતચીતથી બિલ્કુલ દૂર થઈ ગયો હતો

મે સર પર્સિવલના સદ્ગુણો જ તપાસવાનો હવે ઠરાવ કર્યો છે. એક સારા વાતચીત કરનાર તરીકે, મિલનસાર તરીકે, સભ્ય ગૃહસ્થ તરીકે અને મમતાળુ ઉમરાવ તરીકે સર પર્સિવલમા મને કાઇ ખામી લાગી નથી, પણ તેમની બે ખામીઓ જોઇને મને જરાક કટાળો ઉપજે છે એક તો એ કે, તેમનામા ધાધલીઆપણુ વિશેષ છે અત્યત અધીરાઇથી અને અત્યત ઉતાવળથી તેઓ બધા કામકાજ કરે છે માણુસ

દરેકે દરેક કામમા અને દરેકે દરેક સજોગમા આમ વર્ત્તે, એ તેના સ્વભાવની એક ખામી જ ગણાવી જોઇએ સર પર્સિવલની બીજી ખામી મને એ લાગી કે, તેઓ નોકરો સાથે બિલ્કુલ વિનયથી વાતચીત કરતા નથી ટુકી, ગુસ્સા ભરેલી અને જોહુકમી ફરમાશો કરીને નોકરોને તેઓ થથરાવી નાખે છે નોકરો સાથે બહુ છૂટ ન લેવી જોઇએ, એ હુ કબૂલ કરૂ છુ પણ આમ તિરસ્કારપૂર્વક વર્ત્યા કરવુ એ તો સુજનતા ન જ ગણાય એકદરે આવી તામસી પ્રકૃતિ ખામી ભરેલી જ ગણાય. પણ નહીં, મારે સર પર્સિવલની ખામીઓ જોવી ન જોઇએ તેઓ અમારી સાથે હજી સુધી તો સભ્યતાથી જ વર્ત્યા છે તેથી તેઓ સારા જ છે એમ મારે કહેવુ જોઇએ બસ! આખરે મે તેમને માટે આટલી યે સારી નોધ લખી છે અને તેમના સદ્દગુણો જ જોવા, એવો મારો નિયમ પાળ્યો છે!

**તા. ૧૮ મીઃ**—આજ સહવારે મને ઉદાસીનતા લાગ્યાથી, લૉરા પાસે મિસિસ વેસેને બેસાડીને, હુ બહારની ખુલ્લી હવામા ફરવા ગઈ. ફરતા ફરતા મિસિસ ટોડના ખેતર તરફનો રસ્તો આવ્યો હુ આગળ ને આગળ ચાલતી રહી, મિસિસ ટોડનુ ખેતર જરાક જ દૂર રહ્યુ હશે, એટલામા તે તરફથી કોઇક પરિચિત વ્યક્તિને મે મારા તરફ આવતી જોઇ એ કોણ છે? સર પર્સિવલ!! તેઓ ઉતાવળા ઉતાવળા આવતા હતા તેમના હાથમા એક લાકડી હતી અને તેમના કોટના બટ્ટન ખુલ્લા હતા અમારો બન્નેનો ભેટો થયો તેમણે મને પ્રશ્ન ન કરતા એકાએક ખુલાસો કરવા માડ્યો કે, "લિમરિજમા ગઈ વખતે હું આવ્યો ત્યારે એની કેથેરિક વિષે મિસિસ ટોડ કાઇ ખબર આપી શક્યા નહતા. આજ મને વિચાર આવ્યો કે, ઋતુ ખુશનુમા છે એટલે આ તરફ ફરવા જાઉં તો ઠીક ફરતા ફરતા મિસિસ ટોડને ત્યા જઈ આવ્યો અને એની કેથેરિકના સમાચાર પૂછતો આવ્યો-"

"તેના કાઇ સમાચાર મળ્યા ?"

"કાંઈ જ ન મળ્યા મિસિસ ટૅાડ ઉપર તેનો એકકે કાગળ આવ્યો નથી તેમજ ગઇ વખતના કરતા તેઓને કાંઈ પણ વિશેષ માહિતી મળી નથી મને તો ભય રહે છે કે, એ છોકરી હમેશને માટે કયાક ગુમ થઇ ગઇ તમને ખબર છે—" મારા ચહેરા તરફ ધ્યાનપૂર્વક નિહાળતા નિહાળતા તેમણે વધુ કહ્યુ "તમને ખબર છે કે, પેલો ચિત્રકાર—શુ નામ તેનુ ? હા, હા, મિ હાર્ટરાઇટ—આ સબધમા આપણને કાઇ માહિતી આપી શકશે ?"

મે જવાબ દીધો "ના, રે ! તેને પણ તે કુબરલેડમાથી ગયા પછી મળી નથી"

ખિન્ન વદને સર પર્સિવલે કહ્યુ 'બહુ જ ચિન્તાજનક સમાચાર! એ કમનસિબ ગાડીનુ શુ થયુ હશે અથવા તો તે કઇ નવી વિપત્તિઓમા પડી હશે, એ સબધમા મને બહુ ચિતા થયા કરે છે તેને યોગ્ય માણસોની સભાળ હેઠળ રાખ્યાથી કદાચ તેનુ ભવિષ્ય સુધરી શકત પણ હાલની સ્થિતિમા તે કદાચ વધુ દુ ખી બની ગઈ હશે મે તેને શોધી કાઢવા માટે ઘણા પ્રયત્નો કર્યા પણ હુ નિષ્ફળ જ નીવડયો છુ તેથી મને દુ ખ થાય છે"

આ વાકય બોલતા તો સર પર્સિવલના ચહેરામા મને દુ ખનો ચોખ્ખો ભાસ થયો મે થોડાક આશ્વાસનના શબ્દો કહ્યા અને તે પછી બીજા વિષયો ઉપર વાતચીત કરતા અમે બન્ને લિમરિજ-ભુવનમા આવ્યા ખરેખર, આજ અચાનક હુ તમને મળી ગઇ તે ઉપરથી તેમના સ્વભાવની મને જરાક વિશેષ માહિતી મળી મે કહ્યુ છે કે, મને તેમનો સ્વભાવ ધાંધલીઓ લાગ્યો છે પોતાના લગ્ન પ્રસગે, આ ભૂલાઈ ગયલી બાબતમા તપાસ કરવાનુ તેમને સુઝયુ, એ ઉપરથી તેમનો ધાંધલીઓ સ્વભાવ શુ વિશેષ સ્વરૂપમા પ્રગટ થતો નથી ? અત્યારે મિસિસ ટૅાડના ખેતરમા જવાની તેમને શી જરૂર હતી ? લૉરા સાથે રહીને આનદમા વખત વીતાડવાને બદલે આ બાબત તરફ તેમનુ લક્ષ શા માટે ગયુ હશે ? માત્ર ધાંધલીઓ નહીં પણ તેમનો ખાખટીઓ સ્વભાવ જ આ ઉપરથી

સાબિત થાય છે કદાચ તેઓ પવિત્ર ઉદ્દેશથી આ તપાસ કરતા હશે એમ માનવા હું તૈયાર છુ પણ આવી પ્રકૃત્તિ અસાધારણ તો ગણાય જ તેમના સદ્ગુણો શોધી કાઢવાનો મે નિર્ણય કર્યો છે, એટલે હુ કહીશ કે, આ બાબતમા તેઓ અસાધારણ ઉદારતાથી અત્યારે વર્તતા હતા આ બાબતને જે વિશિષ્ટ સ્વરૂપ અત્યારે મળવુ જોઇતુ નહતુ તે આપવા તેઓએ પ્રયત્ન કર્યો હતો તેથી તેઓ વધારે પડતા ઉદાર સ્વભાવના છે, એમ હુ કહીશ ખરેખર! મે તેમને ઉદાર કહ્યા છે અને તેમના વખાણ કર્યા છે, તેથી તેમના સદ્ગુણોજ જોવાનો મારો નિયમ મે પાળ્યો છે!

**તા ૧૯ મી**—સદ્ગુણો જોવાના નિયમમા આજે વધારો થયો મે **સર** પર્સિવલને આજે રૂબરૂમા કહ્યુ કે ' તમે ઇટાલિથી આવશો ત્યાર પછી હુ લૉરા સાથે તમારે ત્યા રહીશ, કારણ કે લૉરાની એવી મરજી છે—"મે હજી તો એ વાક્ય પુરૂ કર્યું નહીં એટલામા તેમણે ઉમળકાથી મારો હાથ ઝાલ્યો અને કહ્યુ " ખરેખર, તમે જે માગણી કરી તે જ માગણી હુ તમને કરવાનો હતો મને પણ એવો જ વિચાર આવ્યો હતો કે, તમે તમારી બહેન સાથે રહો તો કેવુ સારૂ? હુ તમને ખાત્રી આપુ છુ કે, આ સૂચના મને બહુ જ પસદ પડી છે જેવી રીતે તમે લગ્ન પહેલા માયાથી અને મમતાથી તમારી બહેન સાથે રહ્યા છો તેવી જ રીતે લગ્ન પછી મારે ત્યા તમે રહેજો મને બહુ આનદ થશે "

મે **સર** પર્સિવલનો આભાર માન્યો એ પછી અમે ઈટાલિની મુસાફરી વિષે વાતચીત કરી રોમમા વસતા પોતાના અનેક પરિચિત અગ્રેજ કુટુબોની **સર** પર્સિવલે મને ઓળખાણ આપી અનેક જણના તેમણે નામ ગણાવ્યા એ બધા તો મને ખાસ યાદ ન રહ્યા પણ કાઉન્ટ ફોસ્કોનુ નામ ખાસ યાદ રહ્યુ

**લૉરાની ફોઈ એલિનોરનો પતિ કાઉન્ટ ફોસ્કો છે. એલિનોર અને લૉરાના પિતા મર્હુમ મિ. ફિલિપ ફેરલીને બનતુ નહોતુ એ જાણીતુ છે.**

**કાઉન્ટ ફોસ્કોને એલિનોર પરણી તેથી મર્હુમ મિ. ફિલિપે**

ગુસ્સે થઇને વારસામાથી એલિનોરનો ભાગ રદ કર્યો હતો અને ઘણા વખત સુધી કોઈની આજીજી ઉપર લક્ષ નહી આપીને મર્હુમ મિ. ફિલિપે પોતાનો ઠરાવ કાયમ રાખ્યો હતો, પરતુ લૉરાની વિનતિથી આખરે તેમણે નમ્રતા દાખવી હતી, એ અજાણ્યુ નથી, જૂના વખતની આ તકરાર પછી લૉરા અને એલિનોર કદી મળ્યા નહતા લૉરા હવે ઈટાલિ જશે ત્યારે તેને મળશે જૂના ઘા રૂઝાય અને સ્નેહસબધ પુન તાજો થાય એ અત્યારે આવશ્યક હોવાથી એ બન્નેના મિલનમા હુ શુભાશા જોઈ રહી લૉરા પોતાના સ્નેહાળ શાત સ્વભાવથી એલિનોરની કડકાઇ દૂર કરાવશે એવી શ્રદ્ધા મારા મનમા ઉપજી વળી કાઉન્ટ ફ્રૅાસ્કો, સર પર્સિવલનો દિલોજાન દોસ્ત છે એટલે આ બન્ને ગૃહસ્થોની પત્નીઓ એક બીજા ઉપર પ્રેમ ધરાવે, એ જ મને વાજબી લાગ્યુ એકદરે મને તો ઇટાલિમા કાઉન્ટ ફ્રૅાસ્કો અને એલિનોર વસતા હોવાથી, લૉરા પોતાના સબધીજનોની હુકમા જ જાય છે, એવો સતોષ થયો

કાઉન્ટ કેવા સ્વભાવનો હશે, એ જાણવાની મને ચટપટી થઇ મે કે લૉરાએ તેને કદી જોયો નથી તેના વિષે હુ એટલુ જ જાણુ છુ કે, ઇંગ્લાડમા કેટલોક વખત તે રહ્યો હતો ત્યારે એક સારા ગૃહસ્થ તરીકે ઓળખાતો હતો સર પર્સિવલના કહેવાથી મે જાણ્યુ છે કે, એક વખત સર પર્સિવલ ખૂન અને લૂટની આપત્તિમા હતા ત્યારે કાઉન્ટે બહાદુરીથી તેમને બચાવ્યા હતા સર પર્સિવલને જો એ વખતે કાઉન્ટની મદદ ન મળી હોત તો તેમના હૃદયમા જખ્મ થયો હોત અને કદાચ ન બનવાનુ બન્યુ હોત વળી મને એક બીજી બાબત પણ યાદ હતી મર્હુમ મિ. ફિલિપ ઉપર એકવાર કાઉન્ટનો કાગળ આવ્યો હતો તેમા એલિનોર સાથેના પોતાના લગ્ન વિષે કાઉન્ટે વિનયી અને પ્રજ્ઞતા પૂર્ણ ભાષામા મિ. ફેરલીને માફી આપવા વિનતિ કરી હતી મિ. ફિલિપે તોછડાઇથી તેનો જવાબ સુદ્ધાત લખ્યો નહતો, એ વાત અત્યારે સભારતા મને શરમ આવે છે કાઉન્ટ વિષે હુ આટલુ જાણુ છુ તે ઉપરથી મારૂ અનુમાન થાય છે કે, તે સારા સ્વભાવનો માણુસ હોવોજોઇએ

**સર પર્સિવલના** મિત્ર સબધી હુ આવા શેખચલ્લીના વિચારોમા શા માટે કાળક્ષેપ કરૂ છુ? મુખ્ય વાત વિષે જ મારા વિચારો અત્રે જણાવવા ઠીક થઈ પડશે **સર પર્સિવલે** લગ્ન પછી મુસાફરી કરી આવ્યા બાદ મને પોતાની પત્ની સાથે રહેવા દેવાની પરવાનગી આપી, એ તેમનુ માયાળુપણુ જ ગણાય મને ખાત્રી છે કે, લૉરાના પતિને મારા વિષે ફરિયાદ કરવાનુ કારણુ હુ નહીં આપુ તેણે મારા તરફ માયાળુપણુ બતાવ્યુ છે, તો હુ પણ તેના તરફ માયાથી વર્ત્તવા પ્રયત્ન કરીશ

**તા. ૨૦ મી:—સર પર્સિવલ** ઉપર મને તિરસ્કાર આવે છે! કેટલીક વાર તેમનુ ભયકર હાસ્ય મને લગારે ગમતુ નથી તેમનો ચીઢીઓ સ્વભાવ જ નહીં પણ કેટલીક વાર તેમના ચહેરા ઉપરની કઠોરતા મને ક્ષણે ક્ષણે એમ માનવાનુ કારણુ આપે છે કે, તે માયાળુ નથી—સહૃદયી નથી **સર પર્સિવલનો** સ્વભાવ ધાધલીઓ છે, એમ મે કહ્યુ છે. એની વધુ સાબિતી નીચેના એક દૃષ્ટાતમાથી મળે છે હજી તો લૉરા સાથે **સર પર્સિવલના** લગ્ન થયા નથી એટલામા તેમના બન્નેના નામના 'કાર્ડ' છપાઇને આવ્યા! અને લૉરાએ જ્યારે 'કાર્ડ'નુ 'પેકેટ' છોડયુ ત્યારે **લેડી ગ્લાઇડ** તરીકે પોતાનુ નામ તેમા સૌથી પહેલીવાર છપાયલુ જોયુ! લગ્ન પહેલાથી જ કુવારી કન્યાને, આવી રીતે પરણેલી સ્ત્રી તરીકે ગણી લઇને તેના નામના કાર્ડ છપાવવા, એ એક જાતની ધૃષ્ટતા ખરી કે નહીં?—**સર પર્સિવલની** આ જાતની ધાધલ શુ પસદ કરવાજોગ ગણાય? **લૉરા** 'પેકેટ' છોડતી હતી ત્યારે **સર પર્સિવલ** તેની નજદિક જ ઉભા હતા તેમણે મારી હાજરીની દરકાર કર્યા વિના જ, **લૉરાના** ખભા ઉપરથી નીચા વળીને એ વખતે જે છૂટ લીધી તે બિલ્કુલ ગેરવાજબી હતી છાપેલા 'કાર્ડ'માથી એક 'કાર્ડ' લઇને તેમણે સત્તાધારક પદ્ધતિથી અટ્ટહાસ્ય કર્યું અને **લૉરાના** કાનમા કઇક કહ્યુ તેમણે શું કહ્યું તે મે સાભળ્યુ નહીં—**લૉરાએ** મને એ કહેવાની ના પાડી—પણ

એજ વખતે મે જોયુ કે, જાણે સમિપ ઉભેલા મૃત્યુદેવને જોઇને ભય ઉપજે તેવો ભય લૅારાને ઉપજ્યો ! તેનો ચહેરો તદ્દન ફિક્કો અને સફેદ થઇ ગયો કદાચ હમણા જ તે મૂર્છિત થઈ જશે, એવી તેની સ્થિતિ થઈ ગઈ સર પર્સિવલે તેને આઘાત કરનારૂ શુ કહ્યુ હશે ? અને એ કહ્યા પછી પણ તેમની કેવી ધૃષ્ટતા ! લૅારાની ભય ઉપજાવનારી હાલતની લગારે દરકાર કર્યા વિના એક જગલી માણસના જેવી બેદરકારીથી તેઓ આડુ જોઇ રહ્યા ! મને સર પર્સિવલ ઉપર અત્યત ગુસ્સો ઉપજ્યો અત્યાર સુધી તેમના સદ્ગુણો જોવાનો મે નિયમ પાળ્યો છે પણ આ બનાવ પછી મારી વેરની લાગણીઓ ઉછળી રહે છે હવે હુ સર પર્સિવલ માટે ચોખ્ખુ જાહેર કરૂ છુ કે, હુ તેને ધિક્કારૂ છુ !

**તા. ૨૧ મી.**—અત્યારના ચિતાતુર સમયની ચિતાઓએ મારા મનને હચમચાવી મૂકયુ છે છેલ્લા થોડાક દિવસથી મારૂ એ ચિતાઓથી ઘેરાયલુ મન ગુસ્સાભરેલુ પણ બન્યુ છે, છતા ઈશ્વર જાણે છે કે, હુ કેટલો બધો સયમ રાખુ છુ

ગઇ કાલની રાત્રિ પછી મારા મનમાસતત એ જ વિચાર આવ્યા કરે છે કે, આ લગ્ન બધ પડે એવો કોઇક બનાવ હજી પણ કદાચ બનશે આ તરગ મારા મનમા કેવી રીતે દાખલ થયો છે, એ હુ સમજી શકતી નથી લૅારાનુ ભવિષ્ય ચિન્તાજનક છે, એવો ભય ઉપજ્યાથી શુ મને ઉપલો તરગ હરઘડી ઉઠતો હતો ? અથવા તો મારી ચિન્તાઓથી અને મારા દબાયલા ક્રોધથી શુ હુ એ તરગમા તલ્લીન થઇ જતી હોઇશ ? કશુ કારણ મળી શકતુ નથી સયોગોને લીધે કોઇ પણ સ્ત્રીના હૃદયમા આવા તરગ ઉપજે, એમા નવાઇ નથી આ કારણુની કલ્પના કરીને હુ તેના ઉપર વિશેષ વજન આપવુ નિરર્થક લેખુ છુ

આવતી કાલે લૅારાના લગ્ન થશે પણ મને એ લગ્ન માટે ઉત્સાહ ચનો નથી, અને જો કાઈ પણ ઉત્સાહ રહ્યો હોય તો તે આજના બનાવોથી બિલ્કુલ જતો રહ્યો છે

ભલી મિસિસ વેસેએ આજ સહવારે અજાણપણે જ અમારા મન ઉપર ખિન્નતા પ્રસારી કેટલાક મહિનાથી તેણે ખાસ લૉરાને માટે ઉનની એક ગરમ શાલ પોતાને હાથે ભરવા માડી હતી મિસિસ વેસે-ની વૃદ્ધ વય જોતા તે શાલનુ ભરતકામ અજાયબી પમાડે એવુ સુદર હતુ લૉરાના લગ્નની ખુશાલીમા આજે સહવારે તે શાલ જ્યારે મિસિ-સ વેસેએ તેને ભેટ આપીને તેના ખભા ઉપર નાખી ત્યારે બિચારી લૉરાથી અચાનક મોટે સાદે રડી પડાયુ ! મિસિસ વેસે લૉરાની આ હાલત જોઇને ગભરાઈ ગઈ તેની આખમા પણ આસુ આવી ગયા તે બન્નેને આશ્વાસન આપતા મને બહુ મહેનત પડી દેખાવ એવો કરુણાજનક હતો કે કોઇ પણ તટસ્થ માણસને યે તે દેખીને રડવુ આવે મારી આખમાના થોડાક આસુ લ્હોઇને હુ લૉરાને ધીરજ રાખવા કહેતી હતી તેવામા નોકરે આવીને મને ખબર આપી કે, મિ. ફેરલી બોલાવે છે

હું મિ. ફેરલી પાસે ગઈ ત્યારે તેમણે મને કહ્યુ "વહાલી લૉરાને હુ લગ્નની આ ભેટ આપવા માગુ છુ" તેમણે મને એક ગદી વીંટી આપી તેમા કોઇ કીંમતી હીરા કે રત્નને બદલે "વહાલા કાકા" ના વાળનુ એક ગુચળુ હતુ !! એ વીંટીમા લગ્નની ભાવના અને અવિછિન્ન મિત્રતા જાળવવાની સૂચના કરતા ફ્રેંચ ભાષાના વાકયો કોત-રેલા હતા એ વીંટી મે મારા હાથમા લીધી મિ. ફેરલીએ કહ્યુ- "આ વીંટી વહાલી લૉરાને હમણાને હમણા જ આપજે, કારણકે તે મારી પાસે આવે તે પહેલા આ ભેટ અને તેમાના વાકયો ઉપર મનન કરીને મનની શાતિ મેળવવા જેવી દૃઢ બને, એમ હુ ઇચ્છુ છુ બીજુ, આજે સાજે વહાલી લૉરા મને મળી જાય એમ તેને કહેજે, પણ મારી પાસે આવીને રડી પડીને નકામા બોપાગાળા ન કરે, એમ તેને ખાસ કહેજે. ત્રીજુ, આવતી કાલે સહવારે પોતાના લગ્નના પોષાકમા તે મારી પાસે આવે એમ કહેજે, પણ ધ્યાનમા રાખવુ કે, વળી પાછી તે રડે નહીં. ચોથુ, જ્યારે તે પોતાના પતિ સાથે દેશાવર જાય,

ત્યારે પણ મને છેલ્લીવાર મળી જાય, પણ તે વખતે આખમા આસુ ન હોવા જોઇએ મેરીઅન, દયાને ખાતર, પ્રત્યેક પવિત્રતાને ખાતર, આનદજનક, સયમી અને હસતા વદનથી તે મળવા આવે, એ જ તેનો પોતાનો વહાલા કાકા ઉપરનો ખરો વહાલ ગણાશે ધ્યાનમા રાખજે આખમા આસું ન જ હોવા જોઇએ " મને આ વિચિત્ર શરતો સાભળીને ઘણો જ ગુસ્સો ઉપજ્યો મારી જિદગીમા મે તેમને કદી ન સભળાવ્યા હોય એવા સખ્તમા સખ્ત અને કેટલાક ખુલ્લામા ખુલ્લા સત્ય વેણ હુ અત્યારે તેમને સભળાવી દેવાની હતી પણ એટલામા નોકરે આવીને ખબર આપી કે, મિ **આર્નોલ્ડ યોર્કશાયરથી** આવી પહોચ્યા છે આથી એ ભલા મિત્રને આવકાર આપવા હુ દોડી ગઈ

દિવસનો બાકીનો ભાગ લગ્નની તૈયારીઓમા વીતી ગયો નાની નાની અનેક ગોઠવણો અમારે કરવાની હતી લૅારાને લઈ જવાના કપડા ટ્રકોમા ભરવાના હતા, પાસેના અને દૂરના મિત્રો તથા સ્નેહીઓ તરફથી લગ્નની ભેટો લઇને થોડી થોડી વારે આવતા માણસોને ઘટતો આવકાર આપી, તેમની સાથે ઘટતી વાતચીત કરીને, તે ભેટો સ્વીકારવાની હતી અને બીજી અનેક વ્યવસ્થાઓ પાછળ ધ્યાન આપવાનુ હતુ **સર** પર્સિવલે તો પોતાનો અધીરો અને ધાધલીઓ સ્વભાવ પાચ પાચ ક્ષણે પ્રકટ કરી બતાવ્યો એક જ જગ્યાએ પાચ ક્ષણથી વધુ વખત તેઓ ટકીને ઉભા રહેતા નહીં ઘડીકમા બહાર જાય તો ઘડીકમા પાછા ઘરમા આવે આવનારા અજાણ્યા માણસોને અથવા તો ઘરમાથી નોકરો કાઇક સદેશા લઈ જાય કે સદેશાના જવાબો બહારથી લાવે તેમને સર્વેને **સર** પર્સિવલ હરઘડી ઉભા રાખીને પૂછપરછ કરતા ઘડીએ ઘડીએ, ધીમી ઉધરસ ખાવાની તેમની ટેવ તો ચાલુ જ હતી

**લૅારા** મારી સાથે રહેતી પણ આવતી કાલે અમે વિખૂટા પડનાર છીએ, એ વિચાર તેને મુઝવતો હોય, એમ મને લાગ્યુ તે વારંવાર મૂગી દુ ખભરી નજર મારા તરફ કર્યા કરતી. જીવનમા જ્યારથી તે સમજણી થઇ ત્યારથી આજ સુધીમા અમે બન્ને કદી વિખૂટા

પડેલા ન હતા જુદા પડવાનો આ પ્રથમજ પ્રસગ હતો, અને તેથી તેને દુ ખ થાય એ સ્વાભાવિક હતુ હુ લાચાર હતી પણ મારે કહેવુ જોઇએ કે, મને પોતાને આજે ઓછુ દુ ખ થતુ ન હતુ ભવિષ્યમા વિધિએ મારે માટે અનેક વિશેષ દુ ખોનો ભડાર ભલે ભરી રાખ્યો હોય પણ આજ-નો દિવસ—એકવીસમી ડીસેમ્બરનો દિવસ—મારા જીવનમા એક સૌથી વિશેષ દુ ખદ અને સૌથી વિશેષ અશાત દિવસ છે, એ હુ કદી પણ ભુલી જઇશ નહીં

મધ્ય રાત્રિ વીતી ગયા પછી મારા શયનખડના એકાત ભાગમા હુ આ લીંટીઓ લખુ છુ હમણા જ લૉરા પાસે જઇ આવી છુ મે શુ જોયુ છે? તેને ઉંઘ આવતી નથી અતરના દુ ખનો મૂગો પડછાયો તેના વદન ઉપર જણાય છે પથારીમા તે ઘડીકમા જમણી પાસ તો ઘડીકમા ડાબી પાસ, પાસા બદલ્યા કરે છે આજની રાત્રિ તેને પણ અશાત લાગે છે મારી વહાલી બહેન! હું તને કેટલી બધી સુખી જોવા ઇચ્છુ છુ એ ઇશ્વિર જાણે છે મે તને સુખી કરવા કેટલા બધા યત્ન કર્યા છે તે પણ ઇશ્વિર જાણે છે પણ તુ સકળ સપત્તિવતી હોવા છતા, સ્વરૂપમા અત્યત સુંદર હોવા છતા, સ્વભાવે નિર્મળ અને નિર્દોષ હોવા છતા પણ અ રે રે! તુ હૃદયથી સુખી નથી! તારો સહાયક કોઈ નથી —તારો મિત્ર કોઇ નથી! હું જાણુ છુ કે, એક જણ એવો છે અહા! પોતાનો જાન તેણે તારે ખાતર કુરબાન કર્યો હોત! હૃદયના જે સુખની તારી વાચ્છના છે તે તને જરૂર તેના વડે મળ્યુ હોત! પણ હા! તે અત્યારે દરિયાપારના દેશમા જીર્ણ ખડિયેરોની હારકટારમા દુ ખી અને બળતા જીગરે સખ્ત કામ કરી રહેલો છે! સિવાય તારૂ કોણ છે? નથી પિતા, નથી માતા, નથી ભાઇ,—એક જીવતુ પ્રાણી હયાત છે તેને તુ 'બહેન' કહે છે! પણ તે એક નિરૂપયોગી અને અસહાય અબળા છે! પોતાના બળતા હૃદયના ઉભરા માત્ર નોધપોથીમા તે ટપકાવી શકે છે સિવાય તે શુ કરી શકવા સમર્થ છે?! શકાઓના નિવારણ કે દુ ખને પલટવાની શક્તિ જેનામા નથી તે જીવિત છતા મૃત છે!

લૉરા ! વહાલી લૅારા ! તારી આ ' બ્હેન ' અત્યારે તો તેવી જ છે ! અ રે રે ! આવતી કાલે તારો હાથ કોના હાથમા હશે ? જેના ઉપર, લૅારા ! તે વિશ્વાસ મૂકયો છે તેના હાથમા તારો હાથ સોપાશે એ વિશ્વાસ જાળવવાનુ તેણે વચન આપેલુ છે જો તે એ વચનનો ભગ કરશે—જો તારા શિરનો એક પણ વાળ તે વાકો કરશે તો—

હુ વધુ લખી શકતી નથી—

**બાવીસમી ડીસેમ્બર**—પ્રાત કાળના સાત વાગ્યા છે ઋતુ અશાત છે તે હમણા જ ઉઠી છે ગઇ કાલના કરતા તેનુ વદન અત્યારે વધારે શાત દીસે છે

દશ વાગ્યા તેણે પોષાક પહેર્યો અમે પરસ્પર ચુબન કર્યાં—અમે બન્નેએ એક બીજાને હિમ્મત નહીં હારવાના વચન આપ્યા છે હુ એક ક્ષણ મારા ખડમા આવી અત્યારે વિચારોની ગુચવણમા અને માણસોની અવરજવરમા તથા ધાટાધાટમા પેલો વિચિત્ર તરગ મારા મનમા છે કે નહીં ? લગ્ન બધ રહે એવો કોઇ બનાવ બનાવવાની મે રાખેલી આગાહી ખરી પડશે કે નહીં, તે હુ કહી શકતી નથી, પણ સર પર્સિવલ કેમ અસ્વસ્થ જણાય છે ? મકાન પાસે ઉભેલી ગાડીઓ આગળ તેઓ અહીથી તહી કેમ આટાફેરા મારી રહ્યા છે ? શુ કોઇ લગ્ન અટકાવનારૂ આવશે એવો તમને ભય ઉપજ્યો છે ?—અરે ! પણ હુ કેવુ મૂરખાઇભરેલુ લખુ છુ ? લગ્ન તો ચોક્કસ થશે જ અર્ધા કલાકના અરસામા અમારે દેવળમા જવાનુ છે

અગીઆર વાગ્યા બધુ પતી ગયુ તેઓ બન્ને પરણી ચૂકયા !

ત્રણ વાગ્યા પરણીને તેઓ બન્ને ઇટાલિ જવા ઉપડયા હુ લેખન —સાહિત્ય પુરૂ જોઈ શકતી નથી કેમકે મારી આખ ઝળઝળીઆથી ભર પૂર છે—હવે હુ કાંઇ વધારે લખી શકુ એમ નથી—

× × × ×

# પરિચ્છેદ ૨૪.

## ૭ માસ પછીનાં સસ્મરણો.

( મેરીઅન હૉલ્કોમે રજૂ કરેલી વિગત –)

બ્લેકવૉટર પાર્ક
હેંપ્શાયર

**તા' ૧૧ જૂન ૧૮૫૦**--પાછલા બનાવોને ૭ મહિના વીતી ગયા છે–૭ લાબા અને એકાન્તવાસના મહિનાઓ સુધી, હુ અને લૅારા, એક બીજાને મળ્યા નથી !

હજી મારે કેટલા દિવસ સુધી તેનો વિરહ સહન કરવાનો છે ? ફક્ત એક દિવસ ! આવતી કાલે–બારમી તારીખે, પ્રવાસીઓ ઇંગ્લાડમા આવશે મારા પોતાના આનદની કલ્પના હુ કરી શકતી નથી–શુ હવે પછીના ૨૪ કલાક પછી લૅારાની અને મારી વચ્ચેની જુદાઇનો અત આવશે ?

તેણે તેના પતિ સાથે આખી શરદ ઋતુ ઇટાલિમા ગાળી હતી અને તે પછી તેઓ ટ્રાઇલ ખાતે ગયા હતા તેઓની સાથે કાઉન્ટ ફોસ્કો અને તેની પત્ની મેડમ ફોસ્કો પણ ઇંગ્લાડ આવશે કાઉન્ટનો ઇરાદો લંડનની નજદિકમા કયાક વસવાનો છે, પણ હાલતુર્ત તે બ્લેક-વૉટર પાર્કમા સર પર્સિવલ સાથે રહેનાર છે લૅારા પોતે આવતી હોય તો પછી તેની સાથે ચાહે તે લોકો આવે, તેની મને દરકાર નથી હુ અને લૅારા સાથે સાથે વસીએ, એજ હુ ચાહુ છુ અમે સાથે રહેતા હોઇએ તે પછી ભલેને સર પર્સિવલ પોતાના બગલાના ભોય-તળીઆથી તે ઠેઠ ઉપરના મજલાની છત સુધી મહેમાનો ઉભરાવી દે તોયે મને વાધો નથી

દરમ્યાન હું અત્રે બ્લેકવૉટર પાર્કમા રહુ છુ આ મકાન સર પર્સિવલ ગ્લાઇડનુ પોતાનુ છે મકાન વિશાળ છે પણ હુ તો મારા નાના સરખા ઓરડામા અત્યારે મારી બધી મિલ્કત સાથે બેઠી છુ તે

મિલ્કત શી છે? ફક્ત ત્રણ પેટીઓ અને એક કોથળી! આ દુનિયામા મારી પોતાની મિલ્કત તરીકે ગણાવી શકુ તો તે આટલી જ વસ્તુઓ છે! મારી પાસેના એક મેજ ઉપર ચ્હાનો પ્યાલો પડેલો છે હુ ધીમે ધીમે તેમાની ચ્હા પીઉં છુ અને આગળ પાછળના વિચારોમા પ્રવૃત્ત થાઉં છુ

તા ૯ મી જૂને લૉરાનો પેરિસથી લખાયલો એક પત્ર મને લિમરિજમા મળ્યો તેના આગમનના હર્ષ ઉપજાવનારા સમાચાર તે પત્રમા હોવાથી ગઈ કાલે હુ લિમરિજથી ઉપડીને લડનમા રહી અને લડનથી આજે અહીં હેપ્શાયરમા સાજ પડયા પછી દિવાબત્તી વખતે આવી પહોચી છુ લૉરાના પત્રમા લખેલુ હતુ કે "અમે સાઉધેમ્પટન સ્ટેશને ઉતરીશુ અને ત્યાથી બારોબાર હેપ્શાયર આવીશુ થોડાક દિવસ લડનમા ગાળવાનો અગાઉ વિચાર કરેલો પરતુ ખર્ચ એટલુ બધુ થઇ ગયુ છે કે, લડનમા મોજ માણવા જેટલા નાણા હાલતુર્ત પાસે રહ્યા નથી. આથી કરકસર કરીને આખો ઉનાળો અને પાનખર ઋતુ શાતિથી બ્લેકવૉટરમા ગાળવાનો નિશ્ચય કર્યો છે પ્રવાસ દરમ્યાન કુદરતના રમણીય દેખાવોથી અને જનસમૂહના વિવિધ પ્રકૃતિના નરનારીઓ સાથેના મેળાપથી એક રીતે મને આનદ ઉપજ્યો છે એમા તો શકા નથી પરતુ હવે તો શાન્ત એકાન્ત ગ્રામ્યજીવન માટે તલસુ છુ" લૉરાની આ ઇચ્છા મને પસદ પડી તેને જે પસદ પડે તે મને પસદ પડે, એમા નવાઈ નથી

ગઇ કાલે રાત્રે હુ લડનમા એક મિત્રને ત્યા સુતી હતી, કારણ કે કેટલાક જણને મળવાનુ હતુ બ્લેકવૉટર પાર્ક જોતા મારા ઉપર કેવી અસર થઇ? આ સ્થાન લિમરિજની બરાબર સામી દિશામા આવેલુ છે સર પર્સિવલનો બગલો વિશાળ છે, પણ તેની આસપાસ ઝાડોની ઘટા એટલી બધી આવેલી છે કે હવા રૂધાઈ જાય છે હું જ્યારે આ બગલા આગળ આવી ત્યારે એક નોકરે તેનો દરવાજો ઉઘાડીને મને આવકાર આપ્યો. ઘરના કામકાજની વ્યવસ્થા રાખનાર બાઇ

વિવેકી અને સભ્ય હતી. મારે બેસવા ઉઠવા માટે તૈયાર રાખેલા ઓર-ડામા તે મને લઈ ગઇ અને મને ન્હાનો પ્યાલો આપ્યો. બગલાના પહેલા માળને છેડે એ ઓરડો છે નોકરોના અને બીજા ફાલતુ ઓર-ડાઓ બગલાના બીજા માળ ઉપર આવેલા છે મહેમાનો માટે, ભોજન માટે, પુસ્તકો રાખવા માટે તેમજ આદરસત્કાર માટે જે ઓરડાઓ આ બગલામા છે, તે બધા નીચેના ભોયતળીઆના ભાગમા આવેલા છે

આ વિશાળ બગલામાજ પરતુ ઉપર જણાવેલા ખડોથી અલગ પડી જતા એક ભાગમા પાચસો વર્ષની જૂની અને કોઇથી નહીં વસા-યલી એક ઇમારત છે પહેલા તેની આસપાસ એક ઉંડી ખાઈ હતી. સર પર્સિવલના બગલાનું નામ 'બ્લેકવૉટર પાર્ક' એટલા માટે રાખવામા આવેલુ છે કે, તેમના બગીચાને છેડે એક સરોવર આવેલુ છે અને તે સરોવરના પાણીનો રગ લગભગ કાળો છે

રાત્રિના અગીઆર વાગ્યા. બગલાની મધ્યમા આવેલા બુરજ ઉપરના મોટા ઘડીઆળમા જ્યારે તે ટકોરા પડયા ત્યારે આ એકાન્ત સ્થાનમા તેમનો ઘોર રણકાર કોઇને ભયાનક લાગે એવા પડઘા પાડી રહ્યા

આ વખતે એક કુતરો બિહામણી રીતે ભસવા અને રડવા લાગ્યો ઘડીઆળના ટકોરાના ઘેરા અવાજથી કદાચ તે આમ કરવા મડયો હશે મકાનના નીચેના ભાગમા પડઘો પાડનારા પગલા સભળાવા લાગ્યા અને બારણાને સાકળો વાસવામા આવતી હોય એવા ખખડાટ થયા નોકરો હવે સુઈ જવા માટે તૈયારીઓ કરતા હશે, એવુ મે આ ઉપરથી અનુ-માન બાધ્યુ હું તેમનુ અનુકરણ કરૂ ?

ના મને લગારે ઉંઘ આવતી નથી મને એમ થાય છે કે, જાણે હવે કદી પણ મારે મારી આખો મીંચવી જોઇએ નહીં. આવતી કાલે હુ એક પ્રિય મુખચન્દ્ર જોઇશ, એક અત્યત પરિચિત અવાજ સાભ-ળીશ એને લગતી જીજ્ઞાસાને લીધે મારા શરીરમા એક પ્રકારનો ઉશ્કે-રણીનો જ્વર આવેલો છે. જો મને એકાદ પુરૂષના જેવા હક્ક મળ્યા

હોત તો અત્યારે જ મે સર પર્સિવલની ઘોડારમાથી એક ઉત્તમ ઘોડો મગાવ્યો હોત અને પૂર્વ દિશા તરફ ઉગતા સૂર્યને મળવા માટે તે ઘોડા ઉપર બેસીને તેને પૂરપાટ દોડાવી મૂકયો હોત–આખી રાત મે એ ઘોડા ઉપર સ્વારી કરી હોત અને જાણીતા બહારવટીઆઓની માફક લાબી, સખ્ત અને સતત મુસાફરી કરીને હુ જરૂર પ્રાતકાલમા યોર્ક ખાતે જઈ પહોચી હોત પરતુ હા ! સ્ત્રી સિવાય હુ અન્ય કોઈ જ ન હોવાથી જીવનપર્યંત સહિષ્ણુતા, સભ્યતા, અને સ્ત્રીઓને પહેરવાના વસ્ત્રોમા જ મારે સબડવાનુ હોવાથી હુ લાચાર બની ગઇ છુ ગૃહ–વ્યવસ્થાપિકા મિસિસ મિચલસનના અભિપ્રાયને મારે માન આપવુ જોઇએ અને કોઇક નબળી, બાયલી, અને સ્ત્રીઓમા રહેલી ભીરૂપ્રકૃતિજન્ય રીતિથી મારે ઘરમા જ રહેવુ જોઈએ

વાચવાનો પ્રશ્ન જ ઉભો કરાય તેમ નથી–ચોપડીઓમા મારૂ ધ્યાન હુ એકચિત્તે પરોવી શકતી નથી મારી આખમા ઉઘ ભરાય અને હુ થાકી જાઉ ત્યા સુધી લખુ તો કેમ ? મારી નોધપોથી તરફ મે ઘણા વખતથી ધ્યાન આપ્યુ નથી શુ લખવુ ? નવી જિદગીના ઉબર ઉપર ઉભેલી હુ અત્યારે કોના વિષે વિચાર કરૂ ?–છેલ્લા છ માસ દરમ્યાન પરિચિત માણસો, અવનવા બનાવો, અનેક તર્કો અને વિવિધ ફેરફારો તો થયા છેજ, લૅારાના લગ્નના દિવસ પછી લાબા, કટાળાભરેલા અને શુષ્ક સમયમા શુ શુ બન્યુ છે ? લાવ, સભારી કાઢુ

વૅાલ્ટર હાર્ટરાઇટનુ સ્મરણ અત્યારે અચાનક મને થાય છે મારા ગેરહાજર મિત્રોની હારમાળામા તેનુ નામ સૌથી મોખરે મને યાદ આવે છે તે બિચારો અમેરિકા જવા ઉપડયો તે પછી હોન્ડુરાસ ખાતે પહોચ્યા બાદ તેણે મને એક પત્ર લખ્યો હતો આજ સુધીમા તેણે લખેલા અનેક પત્રોમા એ પત્ર વિશેષ આશાભર્યો અને વિશેષ ઉત્સાહજનક હતો એ પત્ર મળ્યા બાદ એક કે દોઢ મહિના બાદ એક અમેરિકન વર્ત્તમાનપત્રમા મે એક ફકરો છપાયલો જોયો તેમા વૅાલ્ટરવાળી શોધખોળ કરનારી મડળીના પ્રવાસનુ વર્ણન હતુ છેક છેલ્લા વર્ણન

મુજબ, આ મડળી વિશાળ અને ભયાનક જગલમા દાખલ થઈ હતી. મડળીના પ્રત્યેક માણસને ખભે અકકેકી બદુક હતી અને તે દરેકની પીઠ ઉપર દરેકના બિસ્તરા બાધેલા હતા બસ આ ફકરો વાચ્યા બાદ તેના સબધમા બીજો એકકે ફકરો આજ સુધીમા કદી મારા વાચવામા આવ્યો નથી શિષ્ટ સમાજને એ મડળીના એકકે માણસને વિષે અત્યારે કાઇ સમાચાર મળ્યા નથી વૉલ્ટરે પોતે પણ મને એકકે પત્ર લખ્યો નથી આ મડળીનુ અને ખાસ કરીને વૉલ્ટર હાર્ટરાઇટનુ શુ થયુ હશે ?

આવીજ હૃદયભેદક ચૂપકીદીનો પડદો એની કેથેરિકના હતભાગી જીવન ઉપર છવાઇ રહેલો છે તે અથવા તો તેની સાથીદારણ મિસિસ કલેમન્ટસ સબધી મારા જાણવામા કાઈજ ખબર આવી નથી તેઓ આ દેશમા રહેલા છે કે પરદેશમા ગયેલા છે અથવા તો તેઓ હયાત છે કે મરણ પામેલા છે, તે વિષે કોઇને કાઇ માહિતી નથી સર પર્સિવલના ધારાશાસ્ત્રીએ પણ આશા તજી દીધી છે અને એ નાસી ગયેલાની શોધખોળ બધ રખાવી છે

અમારા ભલા વૃદ્ધ સ્નેહી મિ. ગિલ્મોરની ચપળ ધધાદારી કારકીર્દી ઉપર અકુશ મૂકાયો છે વસત ઋતુના પ્રારભમા અમે સાભળીને ભયભીત થયા હતા કે, મિ. ગિલ્મોર તેમના લખવાના મેજ ઉપર બેશુદ્ધ હાલતમા મળી આવ્યા હતા મગજ ઉપર એકદમ લોહી ચઢી જવાથી તેઓને ચક્કર આવતા તેમની એ હાલત થઈ હતી. માથુ દુખવાની ફરિયાદ તેઓ લાબા વખતથી કરતા હતા, જેને પરિણામે ડાકટરે તેમને ચેતવણી આપી હતી કે, કામકાજથી નિવૃત્ત થઇને તમે આરામ લ્યો, નહીંતર પસ્તાવુ પડશે પણ મિ. ગિલ્મોરે ડાકટરની સલાહ માની નહીં અને રાત દિવસ સખ્ત મહેનત કર્યા કરી જ્યારે એક દિન તેઓ બેશુદ્ધ થઇ ગયા ત્યાર પછી ડાકટરે કામકાજ કરવાની સખ્ત મનાઈ કરી. આથી તેઓ હાલમા આરામ લે છે તેમના ભાગીદાર તેમનો ધધો ચલાવે છે. મિ ગિલ્મોર પોતે તો અત્યારે જર્મની ગયા છે. ઓછામાં ઓછા એક વર્ષ સુધી તેઓ આ પ્રમાણે કામકાજથી નિ-

વૃત્ત રહેશે. અમે એક વધુ સન્મિત્ર અને વિશ્વાસુ સલાહકાર ગુમાવ્યો છે—હુ અતઃકરણપૂર્વક ઇચ્છુ છુ કે, તેઓ વહેલા સાજા થાય

ભલી મિસિસ વેસે મારી સાથે લડન સુધી આવી હતી લૅારા અને હુ બન્ને લિમરિજ–ભુવન છોડી જઇએ તે પછી તેને એકલીને ત્યા રાખવી નિરર્થક થઈ પડે આથી અમે કરેલી ગોઠવણ મુજબ તે પોતાની કુવારી નાની બહેન સાથે રહીને હવે પછીનુ જીવન વીતાવશે મિસિસ વેસેની એ નાની બહેન કલેપહામમા એક શાળામા શિક્ષિકા છે

હુ તેની આગળથી વદાય થઇ ત્યારે તે સ્વસ્થ હાલતમા હતી. મે તેને થોડાક મહિના બાદ લૅારાને મળવા સારૂ અહીં આવવાનુ નિમત્રણ કરેલુ છે

અમે–સ્ત્રીઓ–લિમરિજ ભુવનમાથી વદાય થઇ તેથી મિ. ફેરલી બહુજ ખુશી થયા છે પોતાની ભત્રીજીથી વિખૂટા પડતા તેમને ભાગ્યે જ ખેદ થયો હશે, કારણ કે ઘણીવાર મહિનાઓ સુધી તેમણે તેને પોતાની પાસે કદી બોલાવી નહતી તેઓ કદી પણ તેની સાથે વહાલથી વાત સુદ્ધાત કરવા મથ્યા નહતા મને અને મિસિસ વેસેને તેમણે વદાયગિરી વખતે કહ્યુ હતુ કે " તમારા જવાથી મારૂ હૃદય અર્ધુ વિદીર્ણુ થયુ છે " આનો અર્થ એ જ કે, અમારાથી વિખૂટા પડવા માટે તેમને અદરખાનેથી આનદ થયો હતો વૉલ્ટર હાર્ટરાઇટના જવા પછી તેમણે બે ફોટોગ્રાફરને નોકરીમા રાખ્યા છે પોતાના જૂના ચિત્રો અને સિક્કાઓના ફોટોગ્રાફ તેમણે લેવરાવ્યા છે અને કાર્લાઇલ ખાતેની હુન્નર ઉદ્યોગની એક સસ્થાને તે ફોટોગ્રાફની નકલો ભેટ આપવાનો ઇરાદો રાખે છે મે લિમરિજ છોડયુ ત્યારે આમાની થોડીક નકલો તૈયાર થતી હતી મને લાગે છે કે, મિ. ફેરલી આ વિચિત્ર ધખારામા જ પોતાનું જીવન પુરૂ કરશે બિચારા ફોટોગ્રાફર્સ પાસેથી તેઓ ઘણું કામ લે છે. એ બે કમનસિબ કલાકારો અને ત્રીજો તેમનો જૂનો નોકર લુઇસ, જરૂર અદરખાનેથી તેમને માટે કટાળી જતા હશે, એમ હું માનું છું

લૅારા મારા હૃદયમા સૌથી મુખ્ય સ્થાન ભોગવે છે હું આ લીંટીઓ લખુ છુ તે વખતે તેને વિસારી શકતી નથી ગત ૭ માસ દરમ્યાન તેની કેવી સ્થિતિ થઇ હતી? એ મુદ્દા વિષે હું શુ જાણુ છુ? મારી પાસે તેના તરફથી આવેલા પત્રો પડયા છે પરતુ તેની સ્થિતિ વિષે જે મુખ્ય પ્રશ્ન મારા મનમા રમી રહેલા છે તેના જવાબ તેમાના એકકે પત્રમા નથી સર પર્સિવલ તેના પ્રત્યે માયાથી વર્ત્તે છે કે? તેના લગ્નને દિવસે હુ તેનાથી છુટી પડી ત્યારે જે પ્રકારનુ સુખ તેને હતુ તે પ્રકારનુ સુખ અત્યારે તેને મળે છે કે? મે જેટલા પત્રો તેને લખ્યા છે તે બધામા સૌથી પહેલા આ બે પ્રશ્નો તેને પુછેલા છે કોઇ વાર એક રીતે તો કોઇવાર બીજી રીતે, પણ મારો ઉદ્દેશ તો એ જ મુખ્ય પ્રશ્નોના જવાબ મેળવવાનો રહેલો છે, પણ હજી સુધી એ પ્રશ્નો-ના જવાબ જ તેણે આપ્યા નથી કોઇકવાર એ પ્રશ્નોના અર્થ તેણે ઉલટાવી નાખ્યા છે જાણે પોતાની તબિયતની ખબરઅતર પૂછવામા આવી હોય એમ ધારી લઇને તેણે પોતાની તદુરસ્તીના સમાચાર મને લખેલા છે વારવાર તેણે મને લખ્યુ છે કે, " મારી તબિયત સારી છે પ્રવાસ મને બહુ ગમે છે આ વખતની શરદ્ ઋતુમા મને બિલ્કુલ શરદી થઈ નથી " પરતુ મારા મૂળ પ્રશ્નોના જવાબ તેમા ક્યા છે? તેનો ગૃહસ્થાશ્રમ કેવો ચાલે છે, એ વિષે તેણે ચૂપકીદી જ ધારણ કરેલી છે. પોતાના પતિ માટે તેણે કદી વહાલભર્યો શબ્દ એકકે કાગળમાં લખ્યો નથી. જાણે એક દોસ્તદાર સાથે પોતે પ્રવાસ કરતી હોય તેમ હમેશા સર પર્સિવલ વિષેનો ઉલ્લેખ તેમનુ આખુ નામ લખીને તેણે કરેલો છે. " સર પર્સિવલે આજે અમારા પ્રવાસ માટે અમુક પ્રકારની ગોઠવણ કરી " " સર પર્સિવલે ઠરાવ્યુ છે કે, અમારે અમુક રસ્તે થઇને અમુક શહેરમા જવુ " —આવી જ રીતે તે લખતી રહી છે કોઇ વાર તેણે " પર્સિવલ " શબ્દ પણ વાપરેલો છે, પરતુ દશમાથી નવ દાખ-લામા તેમનો ખિતાબ " સર " તેમના નામની આગળ મૂકતા તે ચૂકી નથી.

એક જુવાન, તાજી પરણેલી અને સહૃદયી બાળાના અંતઃકરણમા લગ્ન પછી જે વાસ્તવિક નીતિવિષયક ફેરફાર થાય છે, તે લૉરામા થયો હોય એમ હુ માની શકતી નથી પતિવિષયક હોંશીલા અને ઉત્સાહ જનક ઉદ્‍ગારો તેના એકકે કાગળમા મારા વાચવામા આવ્યા નથી જુદા જુદા શહેરોમા અવનવી નવાઇઓ, અવનવા દેખાવો વગેરે જોઇને તેણે પોતાના અગત વિચારો તે બાબતો સબધમા દર્શાવેલા છે પણ તે દર્શાવવાનો પ્રકાર તદ્દન સામાન્ય છે તેના પતિને બદલે હુ તેની સાથે પ્રવાસ કરતી હોઉં અને અમારા બન્નેના સબધમા તે કોઈ ત્રીજી વ્યક્તિને કાગળ લખે એવી જ ઢબે તેણે બધા કાગળો લખ્યા છે એ કાગળોમા મે એક મુદ્દો બારિકાઇથી તપાસ્યો છે તે એ કે, **સર પર્સિવલ** માટે તેણે કદી એક પણ અવિવેકી અથવા તિરસ્કારસૂચક શબ્દ વાપર્યો નથી, તેમ જ પોતાની પરણેલી જિદગીમા પોતે દુ ખી હોવાની કિવા **સર પર્સિવલ** તરફથી કોઇ જાતનો ત્રાસ અપાયાની ફરિયાદ તેણે કરેલી નથી આથી એ પત્ર વહેવારમાથી હુ એવો સાર દોરૂ છુ કે, **સર પર્સિવલ** તેને દુ ખ નહીં દેતા હોય પણ **લૉરા**ની, આ બાબત વિષે સ્પષ્ટીકરણ કરવાની બેદરકારી મને પસદ પડતી નથી **લેડી ગ્લાઇડ** તરીકે તેનુ જીવન કેવી રીતે વીતે છે, એ જાણવા હુ આતુર છુ પણ તેના કાગળોનો ચોકડો મારી પાસે હોવા છતા એ સબધમા હુ અધકારમા જ છુ ! મને ખેદ એટલો જ થાય છે કે, મારી બહેન **લૉરા ફેરલી** તરીકે જ તેણે એ બધા પત્રો લખેલા છે, અને **લેડી ગ્લાઇડ** તરીકે, ગત છ માસમા તેણે એક અક્ષર સુદ્ધાત લખ્યો નથી

તેના પત્રોમા કાઉન્ટ **ફોસ્કો**નુ નામ પણ કેટલીક વાર આવે છે તેના પતિના આ જીવજાન દોસ્ત કાઉન્ટ **ફોસ્કો** અને તેની પત્ની **મેડમ ફોસ્કો**, પહેલા રોમમા રહેતા હતા પરતુ અચાનક તેઓ એ શહેર છોડીને **વીએના** ખાતે રહેવા ગયા હતા **સર પર્સિવલ**, **ઇંગ્લાડથી વીએના** ગયા ત્યારે આ બન્ને–પતિપત્ની–તેમને ત્યા મળ્યા હતા અને તેઓએ **સર પર્સિવલ**, અને **લૉરા** સાથે **ટ્રાઇલ** ખાતે પણ મુસાફરી

કરી હતી મેડમ ફ્રેસ્કો સબંધમા લૉરાએ મને લખ્યુ છે કે "તેના સ્વભાવમા ઘણો સારો ફેરફાર થયો છે તે કુવારી હતી ત્યારે તેનામાં જે ઉચ્છૃખલતા હતી તેને બદલે હવે તે શાત અને તાબેદાર પત્ની બનેલી છે મેરીઅન, જ્યારે તુ તેને મળીશ ત્યારે હવે તેને ભાગ્યે જ ઓળખી શકીશ " પરતુ કાઉન્ટ ફ્રેસ્કો સબધી તે લખે છે કે " તેનો સ્વભાવ મને ગુચવણમા નાખે છે મેરીઅન, તેની સાથે તારો મેળાપ થાય અને તે પછી તેના વિષે તુ કેવો અભિપ્રાય બાધે છે, એ જાણ્યા પછી હુ તેના વિષે મારો અભિપ્રાય દર્શાવીશ "

કાઉન્ટ માટે ખરાબ લાગણી ઉત્પન્ન થાય, એવુ આ લખાણ છે લૉરાના સ્વભાવનુ એ એક લક્ષણ છે કે, એક બાળકની માફક પ્રેરણા બુદ્ધિથી ને કોઇનો વિષે સારો કે નરસો અભિપ્રાય તરતજ બાધી દે છે કાઉન્ટ વિષે તેનો સારો અભિપ્રાય નથી એમ હુ માની લઉં છુ, પણ એ નામાકિત વિદેશીજનને જ્યાસુધી મે નજરે નિહાળ્યો નથી ત્યાસુધી તેના વિષે અવિશ્વાસથી અને કુશકાથી હુ તેને ખરાબ ધારી લઉં તો તેમા હુ ઉતાવળ જ કરૂ છુ એમ ગણાય, પણ આ સબધમા આવતી કાલે આપોઆપ બધો સ્ફોટ થઈ જશે કાઉન્ટને હુ જોઇશ અને તેના પરિચયમા આવીશ, એટલે તે કેવો છે, એ વિષે હુ તરત જ પરીક્ષા કરી લઇશ

બાર વાગ્યા છે ખુલ્લી બારીમાથી બહાર ડોકીઉં કરી આવીને હું હવે આ નોધ-પોથીનુ લખાણ આટલેથી જ બધ કરવા ધારૂ છુ આજની રાત્રિ શાન્ત છે, શુષ્ક છે, અધકારમય છે આકાશમા તારાઓ છે પણ તે થોડા છે બગલાની આસપાસના ઝાડોની ઘટાને લીધે દૂરનો દેખાવ નિહાળી શકાતો નથી એ ઘટા જાણે માર્ગમા એક કાળી, નક્કર ભીત ઉભી કરી હોય એવી લાગે છે સરોવરમાથી દેડકાના અવાજ સભળાય છે બ્લૅકવૉટર પાર્ક દિવસે કેવો દેખાતો હશે ? રાત્રે તો તેનો દેખાવ મને ગમ્યો નથી.

# પરિચ્છેદ ૨૫.

## અપશુકન.

**તા. ૧૨ મી જૂન:**—અવલોકન અને શોધખોળનો દિવસ મારા ધારવા કરતા અનેક વિશેષ કારણોથી આજના દિવસને હુ વધારે રસભરેલો દિવસ ગણુ છુ

આસપાસના દેખાવો નિહાળવા જતા પહેલા મે બગલાનુ અવલોકન કર્યું ગૃહ–વ્યવસ્થાપિકા મિસિસ મિચલસને મારી સાથે આવીને મને આખો બગલો બતાવ્યો રાણી ઈલિઝાબેથના વખતના મકાનોના જેવો આ બગલાનો ઘાટ છે સામો અને વચલો ભાગ અદર પડતો અને ડાબી અને જમણી પાસના બે ભાગ, પાખોની માફક, આગળ પડતા–એવા ઘાટનુ આ મકાન છે નીચેના વચલા ભાગમા આવેલા ઓરડાઓ બધ હતા પણ તે વ્યવસ્થિત હાલતમા ન હોવાથી કદાચ તેમાની ધૂળ મારા કપડાને વળગે, એવી બ્હીકથી મે તે ઉઘડાવીને જોવાની ના પાડી મિસિસ મિચલસને આથી મને એક સમજદાર બાઇ તરીકે લેખી મકાનની ડાબી પાખ જૂની અને મરામત કામ કરાવવા જેવી છે ચૌદમા સૈકામા તે પાખ, બધાવેલી હતી, પણ તે જીર્ણ હાલતમા હોવાથી ભેજ અધારૂ અને ઉંદરડાની બ્હીકથી મે જોવાની ના પાડી આથી ફરીથી એકવાર મિસિસ મિચલસને મને એક ડાહ્યી બાઈ તરીકે લેખી મકાનની જમણી પાખની મરામત સર પર્સિવલે લૉરાના લગ્ન પહેલા તરત જ કરાવી છે આ ભાગમા અમારે બધાને રહેવાનુ છે મારા બે ઓરડાઓ તથા બીજા બધા સુવાના ઓરડાઓ આ ભાગના પહેલા મજલા ઉપર આવેલા છે, અને નીચેના ભાગમા મુખ્ય દિવાનખાનુ, જમવાના ઓરડા, પુસ્તકશાળા, લૉરાને બેસવા ઉઠવાના ઓરડા અને બીજા કેટલાક ઓરડાઓ આવેલા છે આ ઓરડાઓમા હાલની ઢબની બધી સામગ્રીઓ છે અને રાચરચીલુ તથા દૈનિક ઉપયોગનો હરેક પ્રકારનો સામાન હાલની ઢબનો છે મરામતકામ કાળજીપૂર્વક કરાવેલુ જણાય છે, જેથી

દરેક ઓરડો સુદર અને વ્યવસ્થિત હાલતમા છે લિમરિજ–ભુવન જેવા વિશાળ અને પુષ્કળ હવા અજવાળા વાળા આ ઓરડાઓ નથી તોપણ બેશક તે વસવા જોગ અને સુદર લાગે છે

મકાનની દરેક બાજુએ વિશાળ ખુલ્લી જમીનવાળુ ચોગાન છે સામેના વચલા ભાગની સીધી લીટીમા એક સુંદર ફુવારો છે. આ ફુવારામા સ્વચ્છ પાણી છે અને તેમા સોનેરી અને રૂપેરી ચામડી વાળી માછલીઓ પુષ્કળ સખ્યામા છે ફુવારાની કારીગરી નેત્રરજક છે

ગઈ રાત્રે મને એમ લાગ્યુ હતુ કે, ઝાડોની ઘટાથી આ મકાન ઢકાઈ ગયલુ છે, પણ એ અભિપ્રાય રાતના દેખાવનો હતો એટલે સહવારે ખરો અભિપ્રાય બાધવા મે ઠરાવ્યુ હતુ મારો અભિપ્રાય અત્યારે ખરો જ ઠર્યો છે અહી આસપાસ ઝાડવા એટલા બધા છે કે, હવા અજવાળાનો અવશ્ય અટકાવ થાય છે

મકાનની ડાબી બાજુએ મે નજર કરી તો એક બાગ દેખાયો. મે એ દિશા તરફ જવા માડયુ બાગની અદર જતા મને ખેદ થયો, કારણ કે તે નાનો હતો તેમા વિવિધ પ્રકારના સુદર ફુલોના ઝાડ બહુ સખ્યામા ન હતા અને તેની સાફસુફી બિલ્કુલ ન હોતી. બાગમા થઈને હું આગળ ચાલી. એક નાનો દરવાજો ઉઘાડીને આગળ ચાલતા મેં જોયુ કે, લાબા અતર સુધી એક રસ્તો બનાવેલો હતો અને એ રસ્તાની બન્ને બાજુઓએ ઝાડવા રોપેલા હતા એ રસ્તામા થઈને મે આગળ ચાલવા માડયુ આશરે અર્ધો માઇલ હુ ચાલી હોઇશ તે પછી મને જણાયુ કે, રસ્તો વાકો વળતો હતો એ વાક આગળથી ઝાડોની ઘટા એકદમ બધ પડતી હતી અને એક ખુલ્લુ વિશાળ મેદાન નજરે પડતુ હતુ આ મેદાનનો કેટલોક ભાગ વટાવ્યા બાદ સામે બ્લૅકવૉટર સરોવર જણાતુ હતું મે તે તરફ જવા માડયુ સરોવર આગળની જમીન રેતાળ હતી. સપાટ રેતાળ મેદાનનો દેખાવ કટાળાભરેલો લાગે એમ ધારીને મકાનના માલિકે વચ્ચે વચ્ચે નાની નાની ટેકરીઓ બનાવેલી હતી. આ ટેકરીઓ મોટે ભાગે માટી અને ધૂળની ટેકરીઓ હતી. મેં એવું

અનુમાન કર્યું કે, જ્યાથી ઝાડોની ઘટા બધ થતી હતી ત્યાથી રેતાળ પ્રદેશ શરૂ થતો હોવાથી બ્લેકવૉટર સરોવર અસલ એ જગ્યાએથી શરૂ થતુ હોવુ જોઈએ ધીમે ધીમે તે પુરાતી દેવાયુ હશે અને હાલમા દેખાય છે એટલો ભાગ પાણીવાળો રહેવા દેવામા આવ્યો હશે રેતાળ જમીન અને પાણીવાળા ભાગની લબાઇ સરખાવતા મને માલુમ પડયુ કે, અત્યારે સરોવરના પાણીવાળા ભાગની લબાઇ, જમીનવાળા ભાગના ત્રીજા ભાગ જેટલી હતી પવનની ધીમી ધીમી અને ઠડી લહેરીઓથી ખુશ થતી હુ સરોવર નજદિક ગઇ સરોવરનો દેખાવ મને ગમ્યો નહીં પાણી જો કે શાન્ત હતુ પણ ગદુ હતુ જ્યા ત્યા લીલ બાઝેલી હતી અને વચ્ચે વચ્ચે રોપાઓ ઉગેલા હતા વળી માટીની ટેકરીઓ પણ પાણી બહાર કોઇક કોઇક સ્થળે ડોકીઆ કરી રહી હતી આથી પાણીની ઉડાઈ વિશેષ નહી હોય એમ મને લાગ્યુ સરોવરના કિનારા આગળ ખુલ્લી જમીન નહોતી પણ પુષ્કળ ઝાડો ઉગાડેલા હતા મે જોયુ કે કિનારા ઉપરના ઝાડોની શાખાઓ પાણીમા પણ ઝુકી રહેલી હતી અને એ શાખાઓ ઉપરથી ખરેલા પાદડાઓ પાણીમાની લીલ ઉપર પડેલા હતા સરોવરની આસપાસ હુ ફરી એ બધી જમીન ભેજવાળી હતી અને પાદડા, ઘાસ વગેરે અહી તહી વિખરાયલા પડેલા હોવાથી તે ગદી લાગતી હતી પાણીનો કાળો રગ મને લગારે ગમ્યો નહી. ઉપરાત પાણીમા વસતા દેડકા, સાપોલીઆ અને ઉદરડાની કુદાકુદ જોઇને મને આ સરોવરની બેદરકાર હાલત માટે કટાળાભરેલો ખેદ ઉપજ્યો એક જગ્યાએ એક ભાગેલી હોડી પડી હતી એ હોડી અર્ધી પાણીમા હતી અને અર્ધી જમીન ઉપર હતી કઇ વર્ષોથી તે ત્યા પડી રહી હોય તેમ તેની આસપાસ માટીના થર બાઝેલા હતા અને જતુઓએ તેમા પોતાના દર કર્યા હતા આ હોડી નજદિક સુકા ઝાડનુ એક થડીઉ હતુ તે થડીઆની આસપાસ મે એક સાપ વીટળાયલો જોયો સરોવરની આ હાલહવાલ હાલત માટે મનમા ને મનમા ખેદ પામતી હુ આગળ ચાલી. જરાક જ દૂર જતા એક લાકડાનુ છાપરૂ મારા જોવામા આવ્યુ. એ

છાપરૂ માત્ર થાભલાથી ટેકવેલુ છાપરૂ નહતું પરતુ તેને લાકડાના પાટી-આની દિવાલો પણુ હતી એ દિવાલોના પાટીઆ નવા જેવા જણાતા હતા અને છાપરાના પાટીઆ જૂના હતા, આથી મે અનુમાન કર્યું કે, પહેલા તે હોડીઓ મૂકવાનુ નૌકા-ગૃહ હશે અને પાછળથી તેને પાટીઆ જડી લઇને બેસવા ઉઠવા માટેનુ આરામસ્થાન બનાવવામા આવ્યુ હશે. હુ તેમા દાખલ થઇ. તેમા મોટી બારીઓ હતી તેમજ કેટલાક બાક ડાઓ, થોડાક સ્ટુલ, એક મેજ અને શિયાળામા તાપવા માટે એક ચુલો વગેરે સાધનો પણુ હતા વિશ્રાતિ લેવા માટે એક બાક ઉપર હુ બેઠી

આ સ્થળે અત્યારે એક અણુચિતવ્યો બનાવ બન્યો. એ બનાવને અત્યારે તો મે નજીવો ગણ્યો પણુ પાછળથી તેને મોટુ અને મે નહીં ધારેલુ સ્વરૂપ મળ્યુ હતુ

આ નૌકા-ગૃહમાં દાખલ થયાને મને એકાદ ક્ષણુ થઇ હશે. એટ-લામા કોઇકનો જોરથી શ્વાસોશ્વાસ લેવાનો અવાજ મારા સાભળવામા આવ્યો થોડીવાર સુધી મે મારા કાન માડીને તે અવાજ સાભળ્યો તે ભ્રમણા નહતી પણુ હુ બેઠી હતી તે બાક નીચેથી ધીમો, દુ ખપૂર્ણુ અને ડચકા ખાતો એ અવાજ હવે સ્પષ્ટપણે સભળાતો હતો હુ આવા અચાનક બનાવો જોઇને કે સાભળીને કદી એકાએક ગભરાઇ જતી નથી, જેથી મારી જગ્યાએથી ઉઠીને મે બાક નીચે નજર કરી મે જોયુ કે એક કાળા અને ધોળા અટાપટાવાળા રગનો કુતરો બાક નીચે ખૂણામાં ભરાઇને પોતાને થતા કોઇક દુ ખથી ડચકા ભરી રહ્યો છે ! તેની આખો ઉઘાડી હતી. મે તેના તરફ જોયુ એટલે એ ચળકતી આખો વડે તે મારા સામુ જોઇ રહ્યો મે સિસોટી વગાડીને તેને બોલાવ્યો પણુ તે હાલ્યોચાલ્યો નહીં તેને શુ થતુ હશે ? શા માટે તે થોડે થોડે અતરે ડચકા ભરે છે ? હુ વિશેષ નીચી નમી અને સિસોટીઓ વગાડતી માયાથી તેના શરીર ઉપર હાથ ફેરવવા મડી અચાનક મારા હાથ લોહીથી ખરડાયા "અરે ! તેને કાઇક વાગેલુ જણાય છે," હુ ગણુગણી. એક અસહાય મૂગા પ્રાણીનુ દુ ખ જોવુ, એ જગત્મા બીજા બોલતાં

પ્રાણીઓના દુખ કરતા પણ વિશેષ દુખદ બનાવ છે બોલતુ પ્રાણી, પોતાના તરફ માયા બતાવનારને કહી શકે છે કે, પોતાને શુ દુખ થાય છે, પરતુ અબોલની બિચારાની કેવી મુઝવણુ ભરી હાલત થતી હશે ? ન તેનાથી કહી શકાય કે પોતાને શુ દુખ થાય છે કિવા ન તેનાથી કાંઈ ઓસડ કરી શકાય ! માત્ર તેને તો ટગર ટગર નિહાળવાનુ અને દુખપૂર્ણ નિસાસા નાખવાનુ જ રહ્યુ ! આ બિચારા દુખી કુતરાને મે ધીમેથી બાક નીચેથી બહાર કાઢ્યો તે બહુ મોટો કુતરો નહતો તેમજ તદ્દન નાના કુરકુરીઆ જેવો પણ નહતો મધ્યમ કદનો, સુવાળા વાળ વાળો અને સુદર મોઢાનો એ કુતરો હતો મારા બન્ને હાથમા મે તેને લઈ લીધો અને એ હાલતમા ઉચકીને હુ ઉભી થઇ શુ કરવુ ? મે વિચાર કર્યો કે, તેને બગલામા લઇ જવો અને જરૂર તેની સારવાર કરવી

જે રસ્તેથી હુ અહીં આવી હતી તેજ રસ્તે થઈને હુ બગલામા પાછી આવી પહોચી નીચેના દિવાનખાનામા કોઇ પણ માણસ નહતુ મિસિસ મિચલસન પણ નહોતી હુ તરત મારા બેસવા ઉઠવાના ઓરડામા ગઇ મારી એક જૂની શાલ જમીન ઉપર ચોવડી પાથરીને મે આ બિચારા અબોલ પ્રાણીને તેમા સુવાડ્યુ અને ઘટ વગાડ્યો. ઘરના નોકરોમાથી એક જાડી નોકરડી તરત જ ત્યા આવી આ નોકરડી બીજા બધા નોકરો કરતા વધારે ખંધી અને વધારે મૂર્ખ હતી તે આવીને હસતી હસતી ઉભી રહી

જાણે તે મારી પોતાની જ નોકરડી હોય તેમ મે તેને ગુસ્સાથી કહ્યુ "અહીં હસવા જેવુ તુ શુ જુએ છે ? આ કુતરો કોનો છે ?"

તે હસતી બધ રહી અને નીચી વળીને કુતરા તરફ જોઇ રહી. એ પછી તેની આખમા કાઇક ચળકાટ જણાયો કુતરાના શરીરમા પડેલા ઘા તરફ આગળી ચીધીને તે બોલી "બાક્ષ્ટરનુ જ આ કામ હોવુ જોઇએ ચોક્કસ, એનુ આ કામ !"

આ કથન મારા સવાલના જવાબ રૂપ ન હોવાથી મને એવો ગુસ્સો ચઢ્યો કે તેના મોઢા ઉપર એક મુકકી લગાવી દઉ, પણ હું થોભી ગઇ

અને પુન પૂછવા લાગી "બક્ષ્ટર કોણ છે? એ મૂરખાનું મારે શુ કામ છે? પહેલા એ તો કહે કે, આ કુતરો કોનો છે?"

"મને ખબર નથી, મિસ! પણ બક્ષ્ટર તો આ બગલાનો રખવાળ છે એને શેઠ સાહેબનો હુકમ છે કે, કોઈ અજાણ્યા કુતરા બગલાની હદમા જોવામા આવે તો તરત જ તેમના ઉપર ગોળીબાર કરવો આ કોઇકિ અજાણ્યો કુતરો છે એટલે બક્ષ્ટરે તેના ઉપર ગોળીબાર કર્યો હશે. હવે આ કુતરો મરી જ જશે બક્ષ્ટરનું જ એ કામ, મિસ! બક્ષ્ટરનુ જ એ કામ!"

મને અત્યારે એવો જ વિચાર સ્ફુર્યો કે, બક્ષ્ટરે જો આ કુતરા ઉપર ગોળીબાર કર્યો હોય તો આ કુતરાને બદલે તેણે આ મુર્ખી નોકરડી ઉપર શા સારૂ ગોળીબાર ન કર્યો? આ નોકરડી તરફથી કુતરાની સારવારમા મને કશી જ મદદ મળે એવી આશા નહતી તે તો એકનુ એક વાકય વારવાર બોલતી હતી "બક્ષ્ટરનુ જ કામ! બક્ષ્ટરનું જ કામ!" એમા શુ વળે? મે તરત જ તેને બહાર મોકલી અને મિસિસ મિચલસનને મારી પાસે એકદમ આવવા તેની સાથે કહેવરાવ્યુ જતા જતા પણ મુર્ખી નોકરડી ગણુગણુવા લાગી "બક્ષ્ટરનુજ એ કામ, ચોક્કસ, બક્ષ્ટરનુ એ કામ!"

થોડીકજ ક્ષણુ પસાર થઇ હશે એટલામા મિસિસ મિચલસન પોતાના એક હાથમા ગરમ દૂધનો પ્યાલો, તથા બીજા હાથમા ગરમ પાણીનુ એક વાસણુ લઇને તેમજ ખભા ઉપર ફલાલીનો એક કકડો નાખીને મારા ઓરડામા આવી પહોચી તેને આ સામગ્રી સાથે આવી પહોચેલી જોતા મને આનદ થયો મે તરત જ કહ્યુ "ઘણુ સારૂ કર્યું, મિસિસ મિચલસન"

મારી નજદિક આવીને અને વાસણો જમીન ઉપર મૂકીને તેણે કુતરા તરફ નજર કરી. તરત જ તે બોલી ઉઠી "અરે! આ તો મિસિસ કેથેરિકનો કુતરો!"

અત્યત અજાયબીથી મે પૂછ્યુ "કોનો?"

" મિસિસ કેથેરિકને। મિસ હોલ્કોબ, હુ ધારૂ છુ કે, તમે મિસિસ કેથેરિકને ઓળખતા હશો

" મને તેનુ અગત ઓળખાણુ નથી, પણુ મે તેનુ નામ સાભળ્યુ છે ખરૂ શુ તે અહી રહે છે? એની નામની મિસિસ કેથેરિકની છોકરી-ના કાઈ સમાચાર મળ્યા કે?"

" ના, મિસ હોલ્કોબ એ બિચારી તે છોકરીના જ સમાચાર પૂછવા માટે અહીં આવી હતી "

" ક્યારે આવી હતી?"

"ગઇ કાલે જ કોઇકે તેને ખબર આપી હતી કે, તેની છોકરી આટલામા જ કયાક રખડતી હતી આ ખબરને આધારે તે તપાસ કરવા આવી હતી પણુ તેને નિગશા મળી એ છોકરીને આટલામા અમે કોઇએ હમણા હમણા જોઇ નથી ગામમા પણુ મે મિસિસ કેથેરિકના કહેવાથી તપાસ કરાવી પણુ તેમાયે નિરાશા મળી મિસિસ કેથેરિક અહીં આવી હતી ત્યારે પોતાના આ કુતરાને લાવી હતી તે જ્યારે મારી આગળથી વિખૂટી પડી ત્યારે કુતરો તેની પાછળ પાછળ જ ગયો હતો હુ ધારૂ છુ કે, રખડતા રખડતા તે બાગ પાછળની હદમા જઇ ચઢયો હશે અને ત્યાના રખવાળે અજાણ્યા કુતરા તરીકે તેના ઉપર ગોળી-બાર કર્યો હશે મિસ હોલ્કોમ, આ પ્રાણી તમને ક્યાથી મળ્યુ?"

" સરોવર પાસે પેલુ છાપરૂ છે તેમાથી "

" બરાબર કુતરાને હમેશા આદત હોય છે કે, મરવા માટે તેઓ કોઇ છાયડાવાળી જગ્યા શોધી કાઢે છે એ બધી હદમા જનારા અ-જાણ્યા કુતરાને આપણો રખવાળ હમેશા ઠાર કરે છે, કારણુ કેટલીકવાર અજાણ્યા હડકાયા કુતરા કયાક ભરાઇ બેસે અને ઓચિતા બહાર આવી-ને કોઇ આવનાર જનારને કરડે તો ઉલ્ટી પીડા થાય આમ ધારીને સર પર્સિવલે તેને ગોળીબાર કરવાનો જ હુકમ આપેલો છે. " તે કુતરા તરફ જોઇને મિસિસ મિચલસન બોલી " મિસ હોલ્કોબ, તમે તને આ દૂધ પાઓ અને હુ તેના જખ્મને પાણીથી ધોઇ નાખુ છુ આવા

પ્રાણીઓના દુ ખ જોવા, એ મોટી કમનસિબી છે મને લાગે છે કે, આ-પણી સારવાર બહુ મોડી થાયછે છતા પણ, આપણે યત્ન કરીશુ "

મારૂ ધ્યાન મિસિસ મિચલસનના કહેવા તરફ નહોતુ મિસિસ કૈથેરિકનુ નામ મારા કાનમા રણુકાર કરી રહ્યુ હતુ જાણે એજ નામે મને ઠઠીગાર બનાવી દીધી હોય તેમ મારૂ મન કુતરાની સારવારમા પરોવાયુ નહીં, અને વૉલ્ટર હાર્ટરાઇટના કાગળમાનું એક વાક્ય યાદ આવ્યુ " જો એની કૈથેરિક કદાપિ તમને મળે, તો, મિસ હોલ્કોબ, એ મિલનપ્રસગનો ખાસ લાભ લેજો અને સાવધાન રહેજો કે, મે જેમ એ તકનો બરાબર લાભ લેવામા નિષ્ફળતા મેળવી છે, તેમ તમારાથી ન થાય " મિસિસ કૈથેરિકનુ આ બગલામા આગમન, અને તેના કુતરાનુ ઘવાવુ, એ બનાવો ઉપરથી મે તર્ક કર્યો કે, જો આ કુતરો સાજો થાય તો મિસિસ કૈથેરિકને જરૂર એની કૈથેરિકના ભેદમા પૂછપરછ કરી જોઇને હુ કાઇંક વધારે જાણવા મથીશ

મિસિસ મિચલસન કુતરાના ઘા ઉપર પાણી રેડીને કપડા વતી તે ધોવા લાગી મે તેની સારવારમા મદદ કરતા કરતા તેને પૂછ્યુ " મિસિસ કૈથેરિક આટલામા જ ક્યાક રહે છે, એવુ તમે કહ્યુ ને ?"

" ના, મિસ હોલ્કોબ તે તો વેલ્મિગહામમા રહે છે અહીંથી તે ગામડુ ૨૫ માઇલ દૂર આવેલુ છે "

" તમે તેને ઘણા વર્ષોથી ઓળખતા હશો "

"ના, મિસ હોલ્કોબ હું તેને મુદ્દલે ઓળખતી નહોતી. ગઇ કાલેજ જ્યારે તે અહીં આવી ત્યારે તેણે મને પોતાના સબધમા કેટલીક હકીકત કહી. તેના કહેવાથીજ મે જાણ્યુ કે, અગાઉ તેણે સર પર્સિવલ ઉપર કેટલાક ઉપકારો કર્યા હતા અને તેને લીધે તેમણે તેની ગાડી છોકરીને વૈદકી સભાળ નીચે પોતાને ખર્ચે રાખી હતી મિસિસ કૈથેરિકની રીતભાત તો મને જરાક વિચિત્ર લાગી પણ તેનો દેખાવ તો કોઇ ખાનદાન બાઈ જેવો જણાતો હતો જ્યારે તેની છોકરીના સમાચાર માટે નિરાશા મળી ત્યારે તેને બહુજ દિલગીરી થઈ હતી. તેણે

શોધખોળમા મદદ કરવા માટે મારો આભાર માન્યો હતો ”

વાત લબાવવાના ઇરાદાથી મે કહ્યુ “મિસિસ કેથેરિકની બાબતમા હુ કેટલોક રસ ધરાવુ છુ હુ અહી એક દિવસ વહેલી આવી પહોચી હોત તો કેવુ સારૂ થાત? તે અહી બે ચાર કલાક તો થોભી હશેજ ”

મિસિસ મિચલસને જવાબ દીધો “ હા એટલો વખત કદાચ બેઠી હશે, કારણ કે, ગામમા મે તજવીજ કરવા માણસ મોકલ્યો હતો તેને જરાક વાર લાગી હતી મારૂ ધારવુ છે કે, તે કદાચ આથીયે વધારે અહી બેઠી હોત પરતુ મારે અચાનક એક અજાણ્યા માણસ સાથે વાતચીત કરવા જવુ પડયુ નોકરડીએ મને આવીને ખબર આપી કે, એક અજાણ્યો માણસ જાણવા માગે છે કે, સર પર્સિવલ કયારે આવશે? આ વખતે મિસિસ કેથેરિક મારી પાસે બેઠી હતી તે એકદમ ઉભી થઈ અને મને કહેવા લાગી કે “ હવે હુ જઈશ પણ હુ અહી આવી હતી એ વાત, મહેરબાની કરીને, સર પર્સિવલને કહેશો નહી ” મે તેને કાઈ જવાબ દીધો નહી અને તે ગઇ મને તેની સૂચના કઢગી તો લાગી જ, કારણ કે, સર પર્સિવલની ગેરહાજરીમા કોણ આવ્યુ હતુ અને શા માટે આવ્યુ હતુ, એ વિષે તમામ હકીકત મારે તેમને છુપાવ્યા વિના કહી દેવી એ મારી ફરજ છે ”

મિસિસ કેથેરિકની સૂચના મે પણ કઢગી માની લિમરિજમા સર પર્સિવલે મને ચોક્કસ એમ સમજાવ્યુ હતુ કે, મિસિસ કેથેરિક અને તેમની પોતાની વચ્ચે સપૂર્ણ વિશ્વાસની લાગણી ફેલાયલી છે જો વસ્તુસ્થિતિ એવી હતી તો પછી મિસિસ કેથેરિકે પોતાની આ બગલાની મુલાકાત ગુપ્ત રાખવાનુ શા માટે જણાવ્યુ?

મારો અભિપ્રાય જાણવા મિસસ મિચલસન આતુર હોય એ સ્વાભાવિક હતુ તેથી મે જણાવ્યુ “ પોતાની મુલાકાતની વાત ખાનગી રાખવાનો મિસિસ કેથેરિકનો ઉદ્દેશ કદાચ એ હશે કે, પોતાની ગુમ થયલી છોકરી હજી સુધી પણ મળી આવી નથી એ વાતની યાદ સર પર્સિવલને કરાવવામા આવે તો તેઓ પોતાના સ્વભાવ પ્રમાણે નકામા ગુસ્સે થાય

અને તેમના જીવને નિરર્થક ઉદ્વેગ થાય આ વિષયમા તેણે કાંઈ ઝાઝી વાતચીત કરી હતી ?"

મિસિસ મિચલમને કહ્યું " ના. તેની વાતચીતનો મુખ્ય વિષય સર પર્સિવલને જ લગતો હતો તેઓ હાલમા કયા કયા મુસાફરી કરતા હતા, તેમજ તેમના નવીન પત્ની-મારા શેઠાણી-કેવા હતા, એ વિષે તેણે મને બહુજ પ્રશ્નો પુછયા હતા. તેની છોકરીનો પત્તો ન લાગ્યો તેથી તેના ચહેરા ઉપર ખૂબ દિલગીરી છવાઈ ગઈ હતી એ સબધમા તેણે કાઢેલા ઉદ્ગારો મને યાદ છે તે બોલી હતી કે "હુ તો હવે તે હમેશને માટે ગુમ થઈ છે, એમ માની લઉં છુ" લેડી ગ્લાઇડ માટે તેણે મને પુછયુ કે, 'તે રૂપવતી છે કે કેમ, મિલનસાર સ્વભાવ વાળી છે કે કેમ, તદુરસ્ત, સુદર અને જુવાન છે કે કેમ—' અરે! અરે! પણ જુઓ મિસ હોલ્કોબ, આ કુતરો બિચારો મરી ગયો! હુ એમજ ધારતી હતી કે, તે હવે જીવશે નહીં હશે, બિચારો દુ ખમાથી છુટયો!"

છેવટની એક તીણી પણ મુડદાલ ચીસ નાખીને કુતરો સદાને માટે સ્વધામ પહોચ્યો જે વખતે મિસિસ મિચલસને "તદુરસ્ત, સુદર અને જુવાન" એ શબ્દો ઉચ્ચાર્યા તે વખતે જ તે પ્રાણીના ગાત્રોમા એક ક્ષણપર્યત ખૂબ આચકી આવી હતી! અમારી સારવાર ચોક્કસ મોડી હતી પણ અમે અમારાથી બનતું કર્યું હતુ

ગરીબ બિચારો કુતરો! બ્લેકવૉટર પાર્કમા હુ નિવાસ કરવા આવી તેને પહેલેજ દિવસે અપશુકન રૂપ આ એક મરણ થયુ એથી મને ખિન્નતા ઉપજી. જોકે એ મરણ એક અજાણ્યા પ્રાણીનુ જ હતુ તોપણ પ્રથમ જ દિવસ એ મરણને બદલે કોઇ સારા શુકનમા વીત્યો હોત તો ઠીક થાત.

આઠ વાગ્યા સૂર્યના કિરણો ઝાડોની ઘટામાથી આસપાસ ફેલાતા બધ પડયા છે. પ્રવાસીઓ હવે ક્યારે આવી પહોચે એવી અધીરાઇ મને ઉપજવા માડી છે ગાડીના પૈડાંનો અવાજ હું સાભળુ અને તરત જ નીચે દોડી જઇને તેમાંથી બહાર આવતી લૉરાને હું ભેટી પડું તો

કેવો આનદ થાય? હજી મારે કેટલી ક્ષણ આમને આમ રાહ જોવામાં વીતાવવી પડશે?

વખત પસાર કરવા માટે મારી નોધ–પોથીના પાછલા પાના હુ જોવા લાગી એ પાનામા હુ જોઉં છુ કે, વેલ્મિંગહામ ગામડામા મિસિસ કૅથેરિક રહે છે તેના હાથ દસ્કતની ચીઠ્ઠી હજી મારી પાસે છે આ ચીઠ્ઠીને આધારે હુ કોઇકવાર મિસિસ કૅથેરિક પાસે જરૂર જઇશ અને તેની સાથે રૂબરૂમા વાતચીત કરીશ સર પર્સિવલને તેણે પોતાની આ બગલાની મુલાકાતની ખબર નહીં આપવાની સૂચના મિસિસ મિચલ-સનને શા સારૂ કરી હતી, તે હુ સમજી શકતી નથી તેમ જ તેની છોકરી એની કૅથેરિક અહીં–આસપાસના ભાગમા–નહીં હોય, એવી મને ખાત્રી થતી નથી અત્યારના સજોગમા વૉલ્ટર હાર્ટરાઇટ શો અભિપ્રાય આપે? બિચારો વહાલો હાર્ટરાઇટ! તેની પ્રામાણિક સલાહ અને રાજીખુશીની મદદની હવે મને જરૂર ભાસવી શરૂ થઇ છે

અહા! પણ હુ શુ સાભળુ છુ? દાદરા નીચે મે કોઇનો પગરવ સાભળ્યો? હા ગાડીના પૈડાનો અવાજ હુ સાભળુ છુ–ઘોડાની ખરી-ઓનો અવાજ પણ સભળાય છે- ચોક્કસ પ્રવાસીઓ આવી પહોચ્યા છે–

---

## પરિચ્છેદ ૨૬

### ‘ મનાઈ કરેલો ’ વિષય !

**તા. ૧૫ મી જૂન:** પ્રવાસીઓને આવ્યાને બે દિવસ થઇ ગયા છે એ બન્ને દિવસ ઠરીઠામ થવાની ધમાલમા પસાર થયા છે બ્લૅક-વૉટર પાર્કમા અમારૂ જીવન વીતાવવા માટે અમે હવે સપૂર્ણ વ્યવસ્થા કરી લીધી છે

આજે નોધપોથીમા મારે કેટલીક અગત્યની નોધો કરવાની છે. પરતુ એ નોધ કરતા પહેલા, લૉરા આવી ત્યારે મારા મનમા જે એક વિચિત્ર ઉર્મિ ઉત્પન્ન થઇ, તે અત્રે ટપકાવી લેવી હુ દુરસ્ત ધારૂ છુ.

જ્યારે એક કુટુબના બે સમજુતો કિંવા બે પરમપ્રિય મિત્રો જુદા પડે છે અને તેમાથી એક જણ ઘેર રહે છે તથા બીજી વ્યક્તિ દૂર દેશાવર જાય છે ત્યારે બન્નેને વિરહ-દુખ થાય છે એ ખરૂ છે, પરતુ દેશાવર ગયેલી વ્યક્તિનુ જ્યારે પુનરાગમન થાય છે ત્યારે હમેશા એવુ બને છે કે, બન્નેના પ્રથમ મિલન-પ્રસગે, ઘેર રહેલી વ્યક્તિ દુખ-દાયક ગેરલાભની સ્થિતિમા પડે છે પ્રવાસ કરી આવેલી વ્યક્તિ નવા વિચારો, નવી આદતો અને નવા ઉત્સાહથી ભરપૂર બનેલી હોય છે અને ઘેર રહેલી વ્યક્તિ જુનો પ્રેમ, જુના વિચારો અને જુની ઢબમા રહેલી હોય છે આથી એક વખતના એ બે પ્રેમી મિત્રો અને સ્નેહીજનોમા કાઇક અજબ પ્રકારનુ અજાણ્યાપણુ પ્રવેશે છે અને ન સમજાય એવી સ્નેહની અણધારી ઉણપ માલુમ પડે છે બન્નેના મનમા જાણી જોઇને આવા ભાવ ઉત્પન્ન કરવાના વિચારો હોતા નથી પણ કોણ જાણે અચાનક રીતે જ એ ભાવ તરફ બન્નેનુ વહન થાય છે હુ અને લૅારા, છ માસના ગાળા પછી પુન જ્યારે મળ્યા ત્યારે એક બીજાને ભેટયા પછી થોડીક વાર સુધી તો કાઈ વાતચીત જ કરી શક્યા નહીં મે ઉપર વર્ણવેલુ વિચિત્ર અજાણ્યાપણુ મારા મનમા ઉત્પન્ન થયુ અને લૅારાને પણુ તેવી જ લાગણી થઇ હોય એમ મને લાગ્યુ

હવે એ ભાવ-એ લાગણી-અર્ધે અશે દૂર થયા પછી અમે અમારી જુની આદતો, જુનો સ્નેહ અને જુના વિચારોમા પ્રવૃત્ત થવા યત્ન કરીએ છીએ અને હુ ધારૂ છુ કે, થોડાક દિવસમા અમારા દિલ, પહેલાની માફક જ, પાછા એકરૂપ બની જશે પણ પ્રથમદર્શક ઉર્મિ વિષે મે અત્રે નોધ એટલા માટે કરી છે કે, જુદાઇ હમેશા પ્રેમીઓને અતરાય રૂપ થઈ પડે છે એ વાત, મારા અને લૅારાના સ્મરણમા હવેથી સતત રહેશે

લૅારાએ મારામા કાઇ જ ફેરફાર જોયો નથી, પરતુ મારે કહેવુ જોઇએ કે, મે તેનામા ફેરફાર જોયો છે શારીરિક વિકાસમા તે ફેરવાઈ છે; અને ચારિત્રમાં પણુ ફેરવાઈ છે. બીજાઓની દષ્ટિમા પહેલાના કરતાં

તે ઓછી સુદર લાગે છે એમ હુ નથી કહેતી-પણ હુ માત્ર એટલુ જ કહીશ કે-મને પોતાને તો તે ઓછી સુદર લાગે છે મારી આખે નહીં જોનારાઓ અત્યારે લૉરાને જોઇને એમજ કહે કે, તેનુ શરીર સુધર્યું છે તેનો ગૌરવર્ણ વિશેષ વિકાસ પામ્યો છે, તેનુ વદન વિશેષ ગોળાકૃતિ ધારણ કરી શક્યુ છે, તે વદનમા નિશ્ચયાત્મકતા અને દઢતાની વધારે છાપ જણાય છે તેના શરીરનો બાધો, કુવારી જિદગી કરતા વધારે સારી રીતે ખીલ્યો છે તેને જોનાર કોઇપણ વ્યક્તિ એમ કહી શકે કે, તે ગભીર, ઠાવકી, દઢ અને સુઘડ સન્નારી છે પરતુ જ્યારે હુ તેના તરફ જોઉં છુ ત્યારે મને તેમાથી કાઇક પણ ગુમ થયલુ ભાસે છે-લૉરા ફૅરલી તરીકેની તેની સુખી અને નિર્દોષ જિદગીમા જે કાઇક તેનામા હતુ તે હવે લેડી ગ્લાઇડ તરીકેની તેની જિદગીમા હુ દેખી શકતી નથી પહેલા તેનામા મૃદુતા હતી, પહેલા તેનામા ક્ષણે ક્ષણે નૂતનતા દેખાતી, પહેલા તેના વદનચદ્રમા તેજસ્વિતાની વિવિધતાની પણ તે સાથે સ્થિર ભાવની સુરેખ છવાયલી રહેતી તેનુ આ મોહકપણું શબ્દોમા વર્ણવી શકાય નહીં કિવા બિચારો હાર્ટરાઇટ કહેતો તેમ, ચિત્રમા પણ ચીતરી શકાય નહીં આ બધુ હવે તેનામાથી જતુ રહ્યુ છે વિરહ પછી અમે એકાએક મળ્યા ત્યારે પ્રથમ ક્ષણે જ મને તેની પૂર્વવત્ મોહકતા માલુમ પડી પરતુ તે બીજી જ ક્ષણે નષ્ટ થઈ, અને હવે અત્યાર સુધી તેના દર્શન મને પુન થયા નથી તેના કાગળોમાથી હુ એવો સાર દોરી શકી ન હતી કે, તેનુ શરીર વિકાસ પામ્યુ હશે એથી ઉલ્ટુ જ, મે તો એવુ અનુમાન કર્યું હતુ કે, તેના લગ્ન થવા છતા પણ તેના શરીરમા કાઈ જ ફેરફાર થયો નથી કદાચ તેના કાગળો વાચવામા મારી ગેરસમજ થઇ હશે અને હવે તેના વદન ઉપરના ભાવ નિહાળવામા પણ હુ ગેરસમજ કરતી હોઇશ ! પણ તેની કાઇ ચિંતા નથી તેનુ સૌન્દર્ય વિકસિત થયુ હો વા નહીં, ગત છ માસમા તેનામા ફેરફાર થયો હો વા નહીં, પણ એટલુ તો નક્કી છે કે, જુદાઇ પછી તેનો દેહ મને પહેલાના કરતા વધારે કિમતી અને વધારે વહાલો લાગે છે તેના લગ્નનુ આટલુ તો એક સારૂ પરિણામ આવ્યુ છે, એ નિ સશય છે.

બીજો ફેરફાર-તેના વર્તનમા અને ચારિત્રમા મને લાગેલો ફેરફાર-મને આશ્ચર્યચકિત કરતો નથી, કારણ કે, તેના પોતાના પત્રોથી આ મુદ્દામાનો ફેરફાર નિહાળવા હુ તૈયાર થઇ રહી હતી હવે તે પુન ઘેર આવી છે ત્યારે પોતાના પરિણિત જીવનના વિષયમા મારી સાથે વિગતવાર વાતચીત કરતા હજી પણ તે આનાકાની કરતી જણાય છે મે મારા દરેક પત્રમા જે પ્રશ્નો તેને પુછ્યા હતા, તેના જવાબો તેણે આપ્યા ન હતા, અને હવે પણ એ પ્રશ્નોના જવાબ તે રૂબરૂમા મને આપતી નથી, જેથી આ વિષયને હુ એક 'મનાઈ કરેલો વિષય' ગણુ છુ અમે વાતચીત કરતા હતા તે દરમ્યાન બીજા વિષયોમાથી જ્યારે હુ આ 'મનાઈ કરેલા વિષય' ઉપર તેને પ્રશ્ન કરવા લાગી ત્યારે તરત જ પોતાના ચહેરા ઉપર કટાળાના અને દુ ખના ચિહ્ન સહિત તેણે મારા હોઠ ઉપર પોતાનો હાથ દાબ્યો ખરેખર, આથી મને બહુ ગ્લાનિ થઇ મને તેનુ કુવારૂ જીવન યાદ આવ્યુ. એ સુખી દિવસોમા મારા અને તેના વચ્ચે કશી પણ ગુપ્ત વાતનો પડદો નહોતો અત્યારે તેના લગ્ન પછી તેના જીવનની વીતક સબધી અમારા વચ્ચે ગોપ્યનો પડદો પડયો છે!

તેણે કહ્યુ "મેરીઅન, મારૂ પરિણિત જીવન જેવુ છે તેવુ જ સ્વીકારી લઇને એ સબધમા આપણાથી બની શકે તેટલા ઓછા વિચાર આપણે કરીશુ અને બની શકે તેટલી ઓછી વાતચીત કરીશુ તો હું અને તુ બન્ને વધારે સુખી અને વધારે આનદી રહીશુ વહાલી બહેન, માઠુ ન લગાડીશ હું મારી મેળે જ તને ધીરે ધીરે બધુ કહીશ." તે ગળગળી બની ગઈ મારી કમ્મરે વીંટાળેલી રેશમી દોરીના છેડાઓ પોતાના હાથમા લઇને તેની સાથે રમત કરતી કરતી નીચુ જોઈ રહીને તે આગળ બોલી. "મારો વિશ્વાસ આટલેથી જ પુરો થયો હોત તો સારૂ થાત, પણ...પણ તેમ થઈ શક્યુ નથી-મારા પતિ સબધમા મારે વિશ્વાસ રાખવો જોઇએ મારી પરણ્યા પછીની જિદગીની વાત, તેના હિતને ખાતર, મારા અને તારા પણ હિતને ખાતર આપણે ન કરીએ, એજ ઠીક થઇ પડશે. તેઓ તને હેરાન કરશે અથવા મને હેરાન કરશે

એમ હુ નથી કહેતી પણુ સુખી રહેવા માટે–અહા ! હવે આપણે બે એકઠા મળ્યા છીએ ત્યારે ખરેખર સુખી રહેવા માટે–" તેની આખ-માથી મોટા આસુ પડયા તે દિવાલો તરફ આસપાસ જોવા લાગી અને પછી બોલી "વાહ ! એક બીજા જુના સાથીનો મેળાપ થયો ! મેરી-અન, ચોપડીઓ મૂકવાનુ તારૂ કબાટ !–અહા ! એ નાનુ સરખુ–જુનુ પુરાણુ કમાટ જોઇને મને કેટલો બધો આનદ થાય છે ? તુ તે લિમ-રિજથી લાવી, એ સારૂજ કર્યું ! અને પેલી જુની પુરાણી છત્રી ! અને એ બધાયે કરતા સૌથી વધારે મને કઇ વસ્તુ પસદ પડી છે તે કહુ ? તારો પોતાનો વહાલો, શ્યામલ, ચપલ, જાદુગારો ચહેરો ! પહે લાની માફકજ નિરતર વહાલથી એ ચહેરો મારા તરફ જોઇ રહે છે ! હાશ ! હવે બધુયે અહી આપણા ઘર જેવુ છે ! હજીપણુ આપણે અહીં શુ શુ ઉમેરીને આપણા ઘરની પેઠે સુખી થઇએ ? હ મારા પિતાની તસ્વીર હુ મારા ઓરડામાથી અહીં તારા ઓરડામા લાવીશ–લિમરિજની મારી બીજી બધી વસ્તુઓ હુ અહીંજ લાવીશ અને મેરીઅન, તે પછી આપણે કલાકોના કલાકો સુધી, આ દિવાલોની અદર બેસીને આનદમા આપણો વખત ગાળીશુ" એકદમ તે મારા પગ પાસે પડેલા એક નાના સ્ટુલ ઉપર બેઠી અને મારા ચહેરા તરફ જોઇને બોલી ' તુ કદી પરણીશ નહીં અને મને તજી જઇશ નહીં, એવુ વચન આપ આવી માગણી કરવી, એ સ્વાર્થીપણુ ગણાય, પણુ એક કુવારી સ્ત્રી તરીકે તુ ઘણી સુખી છે તુ પરણે અને નારા પતિને અતરથી પૂજે તો જ આ સ્થિતિ કરતા વધારે સુખી બને, પણુ હુ જાણુ છુ કે, મારા સિવાય તુ બીજા કોઇના ઉપર વધારે વહાલ કરવાની નથી ખરૂ કે નહીં ?" અત્રે તે અટકી ગઈ મારા ખોળામા મારા બન્ને હાથ ભેગા કરીને તેણે એક ઉપર એક આડા ચઢાવીને "ક્રોસ" નુ નિશાન કર્યું, અને પોતાનુ માથુ તે "ક્રોસ" ઉપર તેણે મૂકયુ એજ સ્થિતિમા ધીમા પરતુ કાઇક ફેરવાયલા અને બેસી ગયેલા સ્વરે તેણે પુછ્યુ "હમણા હમણા તુ બહુ કાગળો લખે છે ? તારા ઉપર બહુ કાગળો પણુ આવતા હશે."

સ્પષ્ટ સમજી શકાય એવા અર્થપૂર્ણ આ કથનોનો મારે તેને જવાબ દેવો કે નહીં તેના વિચારમા હુ પડી, મને લાગ્યુ કે, આ સબધમા તેને ઉત્તેજન ન આપવુ, એ મારી ફરજ છે પણ હુ 'કાઈ બોલુ તે પહેલા તો મારા હાથને ચુબન કરતા કરતા તેણે મને સીધોજ ,સવાલ પુછયો "તારા ઉપર તેનો કાગળ હમણા આવ્યો છે ?" ધીમેથી તેણે પોતાનુ વદન ઉચ્ચુ કર્યુ અને વિનતિપૂર્ણ ભાવથી તેણે પુન પુછયુ "તે સુખી છે ? તદુરસ્ત છે ? તેનો ધધો કેવો ચાલે છે ? તેનુ ચિત્ત હવે સ્વસ્થ થયુ છે મારૂ મરસ્મરણ તેના ચિત્તમાથી ભૂસાઇ ગયુ છે ?"

બેશક, આ બધા પ્રશ્નો વૉલ્ટર હાર્ટરાઇટના સબધમાજ હતા એ પ્રશ્નો તેણે પૂછવા જોઇતા નહતા સર પર્સિવલ સાથે તેના લગ્ન થયા તે દિવસથી તેને હાર્ટરાઇટ માટે લગારે વિચાર કરવાનો હક્ક નહતો તેની ચિત્રપોથી મને સોપતી વખતે તેણે તેને ભુલી જવાનુ મને વચન આપ્યુ હતુ એ વચન તેણે વિસરવુ જોઈતુ નહતુ પણ હા ! જગત્મા એવુ કોણ નિર્દોષ માનવી છે કે જે ક્વચિત્ નિષ્ફળ થયા વિના, પડયા આખડયા વિના પોતાનો દૃઢ નિશ્ચય ટકાવી શકે છે ? જગત્મા એવી સ્ત્રી ક્યા છે કે જેણે વિશુદ્ધ અને સાચા પ્રેમની પોતાના હૃદયમા જડાયલી મૂર્તિને તોડીફોડીને હૃદયમાથી ખરેખર બહાર કાઢી નાખી હોય ? પુસ્તકો એવુ કહે છે કે-આવી દૈવી વ્યક્તિઓ આ જગત્મા અસ્તિત્વમા છે, પણ પુસ્તકોના જવાબમા આપણો પોતાનો અનુભવ આપણને શુ કહે છે ?

મે તેને ઠપકો આપવાનો પ્રયત્ન કર્યો નહીં શા માટે ? કદાચ તેનુ કારણ એ હશે કે, તેની આ પ્રકારની હિમ્મતને હું અત કરણપૂર્વક પસદ કરતી હતી લૉરાના જેવી જ સ્થિતિમા બીજી કોઈ સ્ત્રી હોત તો તેણે પોતાના સૌથી વહાલા સ્નેહીજનથી પણ પોતાની આ વાત છુપાવી હોત, પણ તેનાથી ઉલ્ટુ જ વર્તન બતાવીને લૉરાએ ભયરહિત હિમ્મતથી પોતાનું અત કરણ મારી આગળ ખુલ્લુ કર્યું ! વળી તેને ઠપકો નહીં આપવાનું મારૂં બીજું કારણ કદાચ એ હશે કે, તેણે આ

પ્રશ્નો પુછ્યા તે વખતે જ મારૂ અંતઃકરણ મને કહેવા લાગ્યુ કે, જો તેની સ્થિતિમા હુ હોત તો મે શુ કર્યું હોત? જરૂર મે પણ આવા જ પ્રશ્નો તેને પુછ્યા હોત, મને પણ તેના જેવાજ વિચારો આવ્યા હોત! મે તેને ઠપકો દીધો નહીં પરતુ મારાથી હાર્ટરાઇટને લગતી વિગત તેને પુરી પાડી શકાઈ નહીં, આથી પ્રામાણિકપણે મે જે કાઈ કર્યું તે એટલુ જ કે, હાલમા મારે તેની સાથે પત્રવહેવાર નહોતો તેમજ તેના વિષે મે કાઈપણ હકીકત સાભળી નહોતી—એ સત્ય વાત ટુકાણમા તેને કહીને વાતચીતનો વિષય બદલી નાખ્યો

લૉરા પાછી આવી ત્યાર પછી મારી સાથે તેને થયલી આ પ્રથમ ખાનગી વાતચીતને અતે મારૂ હૃદય શોકથી છવાઈ ગયુ તેના ત્રણુ કારણો હતા પ્રથમ કારણ તો એ હતુ કે, અમારી જિંદગીમા સૌથી પહેલી જ વાર એક વિષયમા અમારી બન્નેની વચ્ચે ગૌપ્યથી અંતરાય વધ્યો હતો એ વિષય ' મનાઇ કરેલો ' વિષય, એટલે કે, તેની પરણ્યા પછીની જિંદગી કેવી વહે છે, એ વિષય! મને ખેદ થવાનુ બીજુ કારણ એ કે, તેણે પોતાના પતિ વિષે કેટલાક અસ્પષ્ટ શબ્દો કહ્યા તે ઉપરથી તેમજ તેની આનાકાની ઉપરથી મારે એવુ અનુમાન કર્યા વિના છૂટકો જ નહતો કે, જે ગાઢ સ્નેહવિવશતા અને સમભાવની લાગણીઓ એક દંપતી વચ્ચે હોવી જોઇએ તે અવશ્ય આ દંપતીમા નથી જ ત્રીજુ કારણ એ કે, હજી પણ તેના લગ્ન પહેલાનો પેલો કમનસિબ પ્રેમસબધ તે વિસરી શકી નથી એ પ્રેમની લાગવગ કદાચ નિર્દોષ હોય, કદાચ તેને પતિતાવસ્થા તરફ ન ઘસડી ગઇ હોય તોપણ હાલની વસ્તુસ્થિતિમા તેનો લેશપણ અંશ તેના હૃદયમા હોવો ઘટતો નહતો—આ બધા કારણો, મારા જેવી, લૉરાને અત્યત વહાલથી ચાહનારી અને લૉરાને માટે લાગણી ધરાવનારી કોઈપણ સ્ત્રીને ખેદ ઉપજાવે, એમા નવાઈ નહતી

પરતુ આ બધા દુઃખદ સયોગોમા માત્ર આશ્વાસનનુ મને એક મોટુ કારણ મળ્યુ છે તે એ કે, તે પોતે આ જગતના બીજા બધાંઓ

કરતાં મને સૌથી વિશેષ ચાહે છે માત્ર આ આશ્વાસનને લીધે જ, મારૂ હૃદય વધારે ને વધારે ઉલ્લસિત બને છે વાતચીત દરમ્યાન તેણે જે 'મનાઇ કરેલા વિષય' વિષે ગૌપ્ય રાખ્યુ છે તેને માટે કદાચ તેને કાઇક કારણો હશે, એટલે હાલતુર્ત હું તેમા ઉડી ઉતરતી નથી પરતુ તે મને ચાહે છે એ અનુમાન હુ એટલા ઉપરથી જ બાધુ છુ કે, પહેલા તેની રીતભાતમા સરળતા, મદુતા, સાદાઇ વગેરે સ્ત્રીત્વને છાજે તેવા જે ગુણો મે જોયા હતા તે હાર્ટરાઇટને લગતી વાત વખતે મે તેનામાં પ્રકટી નીકળેલા જોયા હતા !

## પરિચ્છેદ ૨૭

### પ્રતિભાશાળી પુરુષ—કાઉન્ટ ફ્રોસ્કો.

લૅારા સબધી મારો અભિપ્રાય દર્શાવ્યા બાદ હવે તેના પ્રવાસી સાથીઓ વિષે હું બે બોલ લખીશ તેના પતિ તરફ મારૂ ધ્યાન પહેલુ જાય છે સર પર્સિવલ વિષે જે અભિપ્રાય અત્યાર .પહેલા મે આપ્યો છે, તેમા કાઇ સુધારો કરવા જેવુ હવે મને માલુમ પડે છે કે ?

ભાગ્યે જ તેમા કાઇ સુધારો કરવા જેવુ હોય નાની નાની બાબતો-મા ચીઢીઆપણું અને હરકોઈની સાથે સ્વભાવનો મેળ ન બેસવો, એ તો તેઓ જન્મ્યા ત્યારથી પોતાને લલાટે જ લખાવીને આવ્યા હોય, એમ જણાય છે કોઈપણ માણસ તેમને સારો લાગતો હશે કે કેમ, એ વિષે મને શકા છે મને લાગે છે કે, પહેલાના કરતા તેઓ પ્રવાસમા વધારે દુબળા બની આવ્યા છે વારવાર ઉધરસ અને અસ્વસ્થતા તેમજ ધાંધલીઆપણું—આ ત્રણ બાબતોએ તેમના ઉપર પોતાના જોર વિશેષ અજમાવેલા છે તેમની રીતભાત-મારી પોતાની જ વાત કરૂ તો, મારા તરફની તેમની રીતભાત, પહેલાના કરતાં વધારે તોછડી બની હોય, એમ મને લાગ્યુ છે. પ્રવાસેથી આવતા વેત તેમણે મારા તરફ જોઇને પોતાની

ટોપી વિવેકપુરસર ઉતારી હતી ખરી, પરતુ પહેલાના જેવી સભ્યતા તેમનામા નહોતી તેમણે આવકારની કાઇ વાતચીત કરી નહોતી, મને જોતા પોતાને કાઈ અનહદ આનદ થયો, એવા ચિહ્ન પણ તેમણે બતાવ્યા નહતા માત્ર શિષ્ટાચાર પ્રમાણે હાથ મેળવવાની તસ્દી પડતી હોય તેમ જરાક હાથ લબાવીને તેમણે એટલુ જ કહ્યુ હતુ કે " કેમ છો મિસ હોલ્કોબ, આપણે ફરીથી મળ્યા તેથી હર્ષ થયો " જાણે બ્લેક વૉટર પાર્કમા મારૂ વસવુ પોતાને મને કે કમને સ્વીકારી લેવુ પડતુ હોય અને મે મારી મેળે મારૂ યોગ્ય સ્થાન શોધી લીધુ તેથી પોતાને સતોષ થયો હોય, એવા ભાવનુ ઉપલુ વાકય કહીને કાઇ વિશેષ વાતચીત કર્યા વિના, તેઓ તરત જ મારી કનેથી ચાલ્યા ગયા હતા

ઘણા માણસો પોતાના સ્વભાવનો ખરો પડછો પોતાના ઘરમા બતાવે છે બીજી જગ્યાએ તેઓ દબાયલા ચપાયલા રહીને પોતાનો ખરો સ્વભાવ બતાવતા નથી સર પર્સિવલનો સ્વભાવ કેવો છે, એ વિષે હુ તેમના મકાનમા વિશેષ માહિતી મેળવી શકી તેમને વ્યવસ્થા અને નિયમિતપણાની ઘેલછા હતી તેમની આ ઘેલછાનો આભાસ મને લિમરિજમા બિલ્કુલ થયો નહતો આનુ કારણ કદાચ એ હશે કે, એ સ્થાન પારકુ હોઇને ત્યા તેઓ દબાયલા ચપાયલા રહ્યા હતા મેં જોયુ કે, જો એકાદ ચોપડી હુ પુસ્તકશાળામાથી લઉ અને કબાટમા પાછી ન મૂકતા ટેબલ ઉપર રાખીને ચાલવા માડુ તો સર પર્સિવલ તરત જ તે ચોપડી ટેબલ ઉપરથી ઉઠાવી લઇને પાછી તેની અસલ જગ્યાએ ગોઠવી દેતા જો એકાદ ખુરશીમાથી હુ ઉઠુ અને તે વાકીચૂકી હાલતમા રાખીને ચાલતી થાઉં તો સર પર્સિવલ તરત જ તે ખુરશી તેના અસલ સ્થાન ઉપર બરોબર વ્યવસ્થામા ગોઠવી દેતા ગાલીચા ઉપર એકાદ ફુલ પડયુ હોય અથવા તો ઘાસનુ તણખલુ પડયુ હોય તો સર પર્સિવલ અસતુષ્ટ બની જતા અને કેમ જાણે એ વસ્તુ એકાદ ધગધગતો અગારો હોય તથા તે ત્યા પડેલી હોવાથી ગાલીચામા કાણુ પડી ગયુ હોય તેમ નોકરો ઉપર બખાળા પાડીને તેમના ઉપર બેદરકારીનો દોષ મૂકતા તથા

તે વસ્તુ તરત ઉપડાવી લેતા ત્યારે જ જપતા મેજ ઉપર બિછાવેલા કપડામા જો જરાક કરોચળી પડતી, અથવા તો જમવાના મેજ ઉપરના છરી, કાટા કે ચપ્પુમાથી એકાદ ચીજ ગુમ થતી તો તેઓ નોકરો ઉપર એટલા બધા ગુસ્સે થઇ જતા કે જાણે નોકરોએ તેમનુ અગત અપમાન જ કર્યું હોય !

ખરેખર, એક માણુસ લાબી ગેરહાજરી પછી પોતાના ઘરમા પગ મૂકે તેજ ઘડીએ તેને ગુસ્સાનુ કારણ મળે, તો તે સયોગમા તેના સ્વભાવની ખરેખરી કસોટી થાય છે મારી હાજરીમાજ આવો એક બનાવ સર પર્સિવલ સબધમા બન્યો પ્રવાસીઓ જે રાત્રે આવી પહોચ્યા તે રાત્રે હુ જ્યારે તેમનુ સ્વાગત કરવા સારૂ નીચેના દિવાનખાનામા ગઇ ત્યારે મિસિસ મિચલસન પણ મારી પાછળ પાછળ આવી તેને જોતાજ સર પર્સિવને તેને પુછ્યુ કે, “થોડાક દિવસ ઉપર કોઇ આવ્યુ હતુ કે ?” મિસિસ મિચલસને તેના જવાબમા જણાવ્યુ કે, “હા ત્રીજે દિવસે એક અજાણ્યો માણુસ આવ્યો હતો અને તમે ક્યારે આવવાના છો, એમ પૂછતો હતો ” સર પર્સિવલે પુછ્યુ “ એનુ નામ શુ હતુ ? ” એ માણુસે પોતાનુ નામ જાહેર કરેલુ ન હોવાથી મિસિસ મિચલસન તેનુ નામ જણાવી શકી નહીં સર પર્સિવલે આ ઉપરથી વિશેષ પૂછપરછ કરવા માડી તેમણે તે માણુસનો ધધો પુછયો, પણ એ મુદ્દામાયે મિસિસ મિચલસન અજાણી માલુમ પડી, કારણકે આવનાર માણુસે તે વિષે કાઇજ માહિતી આપી નહોતી સર પર્સિવલે પુછ્યુ “તે કેવો હતો ?” ગૃહ–વ્યવસ્થાપિકાએ તેનુ વર્ણન આપવાનો પ્રયાસ કર્યો પણ સર પર્સિવલ, એ નામવિનાના માણુસને ઓળખી શકે એવી કાઇ પણ સતોષકારક નિશાની તે આપી શકી નહીં સર પર્સિવલ, આથી એકદમ ગુસ્સે થઈ ગયા, જમીન ઉપર જોશથી તેમણે પગ પછાડયો અને દિવાનખાના માહેલા અમે બધા બેઠેલાની બિલ્કુલ દરકાર કર્યા વિના કઇક અસ્પષ્ટ ગણુગણાટ કરતા કરતા જોશથી અહીં તહીં ફરવા માડયુ. આ નજીવી બાબતમા તેમણે શા સારૂ મિજાજ ખોઈ દીધો હશે,

એની મને સમજ પાડી નહીં–પણુ તેઓ સખ્ત ગુસ્સે થઈ ગયા હતા એ તો નિ શક સમજી શકાતુ હતુ

આ બધા અવલોકન પછી મારે તેમના વિષે કેવો અભિપ્રાય આપવો? પણુ અભિપ્રાય આપતા પહેલા હુ સમયની રાહ જોઈશ કદાચ કોઇક ખાનગી બાબતમા તેમનુ મન ગુચવાઇ ગયુ હોય તેની ચિતા-ઓને લીધે પોતાના ઘરમા તેઓ પોતાના આ ઉગ્રસ્વભાવનુ દર્શન કરાવતા હોય, એ બનવાજોગ છે ભલે સમય વહી જાય હાલ તુર્ત હુ મારો નિશ્ચિત અભિપ્રાય આપવાનુ કાર્ય મુલતવી રાખુ છુ

મારા સુચિ–પત્રકમા હવે, કાઉન્ટ અને તેની સ્ત્રીના નામ નજરે પડે છે કાઉન્ટેસ વિષે હુ પહેલા જ લખી નાખુ છુ

લૉરાએ પોતાના પત્રમા મને એમ લખ્યુ હતુ કે " મેરીઅન, તુ તેને મળીશ ત્યારે તેને ભાગ્યે જ ઓળખી શકીશ " એ વાક્ય યાદ લાવીને હુ જ્યારે કાઉન્ટેસ તરફ જોઉ છુ ત્યારે લૉરાએ અતિશયોક્તિ કરી નહોતી એમ મને સ્પષ્ટ ભાસે છે મેડમ ફોસ્કો સિવાય મે કોઇ-પણ સ્ત્રી આજ સુધી એવી નથી જોઇ કે જેનામા લગ્ન પછી અદ્-ભુત પ્રકારનો ફેરફાર થઈ ગયો હોય

એલિનોર ફેરલી તરીકે ૩૭ વર્ષની ઉમ્મરે તે હમેશા ગાડુ ઘેલુ બકનારી ઉચ્છૃખલ કુમારિકા હતી તેના સમાગમમા તે વખતે જેઓ આવતા તેમને તે ત્રાસ આપતી, ખાલી બડાઇખોર અને મૂર્ખ લવારો કરીને તે કુટુબના બધા પુરૂષોને હેરાન કરતી હવે મેડમ ફોસ્કો તરીકે, ૪૩ વર્ષની વયે, તે કલાકોના કલાકો સુધી એક પણુ શબ્દ ઉચ્ચાર્યા વિના અમારી સાથે બેસી રહે છે, અને વિચિત્ર પ્રકારે તે ઠડીગાર બની ગઇ હોય એવુ મને લાગે છે એલિનોર તરીકે તેના માથાના વાળની લટો હમેશા તેના ચહેરા ઉપર વિખરાયલી રહેતી પણુ હવે મેડમ ફોસ્કો તરીકે તેના વાળ, જુના વિચારની સ્ત્રીઓની માફક ગુથેલા રહે છે. એક સારી ટોપી હમેશા તે પોતાના માથા ઉપર પહેરેલી રાખે છે, જેથી અત્યારે તે એક સભ્ય સ્ત્રી તરીકેનો આભાસ આપે છે. આછા કાળા

અને ભૂખરા રંગના તેમ જ ઠેઠ ગળાથી પગ સુધી શરીરના બધા અંગ બરાબર ઢંકાય એવા કપડા તરફ તે કુવારી હતી ત્યારે તિરસ્કાર બતાવતી હતી, પરતુ હવે તો તે તેવી જ ઢબના અને તેવા જ રંગના કપડા પહેરે છે અને કુવારી અવસ્થામા તે કામ ઉપર બિલ્કુલ લક્ષ ન આપતી તેને બદલે હવે સતત કાઇ ને કાઇ કામ કર્યા જ કરે છે, કાંતો તે કટાળા ભરેલુ ભરતકામ કરે છે અથવા તો કાઉન્ટની પસદગીની 'સિગારેટ્સ' પુષ્કળ સખ્યામા બનાવ્યા કરે છે કોઇકવાર જો તે થાકી જાય છે તો પોતાના પતિ તરફ નજર કરે છે પણ તે નજર એક વફાદાર કુતરાની માફક પોતાના માલિક પાસેથી વિશેષ આજ્ઞા મેળવવા માટે મૂગો પ્રશ્ન કરી રહેતી નજર જ હોય છે બરફ જેવી તેની ઠંડી પ્રકૃતિમા મે કેટલાક પ્રસગોએ સ્ફુર્તિ જોઇ છે ખરી, પણ તે પ્રસંગો અને તે સ્ફુર્ત્તિ નિયમિત જ હોય છે મે જોયુ છે કે, જ્યારે કાઉન્ટ કોઈ સ્ત્રી સાથે–પછી ભલે તે સ્ત્રી એક નોકરડી પણ હોય–ખૂબ હસી હસીને વાતો કરતો તેના જોવામા આવે છે ત્યારે તે એક પાળેલી વાઘણની માફક આખમાથી ઇર્ષાના અગ્નિની ચીણગારીઓ ફેકે છે આવા પ્રસગો સિવાય અન્ય કોઇપણ પ્રસગમા મે તેનામા સ્ફુર્ત્તિ જોઈ નથી સહવારે, બપોરે કે સાજે, ઘરમા કે ઘરબહાર, સારી હવામા કે ખરાબ ઋતુમા, ઉપલા એક જ જાતના પ્રસગ સિવાય બીજા સર્વ પ્રસંગોમા મેડમ ફ્રેરકોને હુ હમેશા એક પૂતળીની માફક નિશ્ચેતનવાળી અને પત્થરની માફક ન ભેદી શકાય એવી નક્કર રીતે હાલ્યા ચાલ્યા વિના બેસી રહેલી જ જોઉં છુ સમાજના સામાન્ય નિયમનને ખાતર તેનામા થયલો આ અપૂર્વ ફેરફાર બેશક સારો ફેરફાર છે. અસભ્યને બદલે સભ્ય, વાતોડીઅણને બદલે ઓછાબોલી, ત્રાસ રૂપ થઈ પડનારીને બદલે પોતાના જ કામમા માત્ર ધ્યાનનિમગ્ન રહેનારી સ્ત્રી બેશક માન આપવા જોગ છે પરતુ આ ગુણો, તેને લાભકર્ત્તા નીવડયા છે કે તેને પતિત અવસ્થામા ધકેલી દેનારા નીવડયા છે, એ એક મોટો સવાલ છે તેના બીડાયલા હોઠમાં મે અચાનક એક બે વખત અજબ ભાવસૂચક ફેરફાર જોયા

હતા અને તેના શાન્ત અવાજમા ઉતાવળાપણુ અને તીખાપણુ પણ મિશ્રિત થતુ સાભળ્યુ હતુ આથી મને શક ઉત્પન્ન થાય છે કે, તેનો ખરો સ્વભાવ હાલની આજ્ઞાકિત સ્થિતિમા જરાકે સ્વાતત્ર્ય મેળવી શક્યો નથી તેની કુવારી જિદગીમા કોઈકવાર આવુ સ્વાતત્ર્ય નિર્દોષતાથી તે ભોગવી શકતી હતી, પણ પરિણિત જીવનમા તેણે એ લાભ ગુમાવ્યો છે મારા આ અનુમાનમા હુ ગોથુ ખાતી હોઉં એ બનવાજોગ છે, પરતુ મારૂ ધારવુ છે કે, મે ખરૂ જ અનુમાન કર્યું છે આ વિષે યોગ્ય નિર્ણય સમય આવ્યે આપોઆપ થશે

મેડમ ફ્રોસ્કોની પૂર્વવત્ પ્રકૃતિને તદ્દન વિભિન્ન સ્વરૂપ આપનાર જાદૂગર–એ ઉચ્છૃખલ ઇંગ્લિશ સ્ત્રીને તેના જુના સબધીઓ પણ ઓળખી શકે નહીં એવા આશ્ચર્ય પમાડનાર સ્વભાવવાળી બનાવી દેનાર તેનો વિદેશીય ભરથાર–કાઉન્ટ ફ્રોસ્કો કેવો છે? હવે હુ તેના સબધમા મારા વિચારો જાહેર કરીશ

એક જ વાક્યમા કહુ તો તે હરકોઇને તાબેદાર બનાવી શકે એવો પ્રતિભાશાળી નર છે એક સ્ત્રીને બદલે જો તે કોઇ વાઘણને પરણ્યો હોત તો અવશ્ય એ વાઘણને તે તાબેદાર બનાવી શક્યો હોત જો તે **મને** પરણ્યો હોત તો જરૂર તેની વહુની માફક મારે તેને માટે “ સિગારેટ્સ ” બનાવવી પડત–જેમ તેની વહુ તરફ તે જુએ છે ત્યારે તે પોતાની લુલીબાઈ બધ કરી દે છે તેમ જ મે ચૂપકીદી ધારણ કરી હોત!

મારા આ ખાનગી પૃષ્ઠોમા પણ, આ વાત કબૂલ કરતા હુ લગભગ ભયચકિત થાઉં છુ આ માણસ માટે હુ ઘણી ઘણી વાતો જાણવા ચાહુ છુ મને તેનામા રસ ઉત્પન્ન થયો છે, તેણે મારા મનનુ આકર્ષણ કર્યું છે, હુ તેને પસદ જ કરૂ એવી પ્રતિભા તેણે મારા ઉપર પાડી છે બે દિવસના ટૂક અરસામા તો તે કોણ જાણે કેવી જાદુગારી રીતે વર્ત્યો છે કે જેથી તેના પ્રત્યે પક્ષપાતભરેલી પસદગીથી જ નિહાળવાનુ મને મન થઇ જાય છે

મારૂં મન તેના વિચારોથી રોકાઇ ગયુ છે તે વખતે તેને હુ ખુલ્લા સ્વરૂપમા ઓળખી શકી છુ એ જોઇને હુ ખરેખર ચમકી ઉઠુ છુ ! સર પર્સિવલ અથવા મિ ફેરલી અથવા વૉલ્ટર હાર્ટરાઇટ અથવા તો બીજી કોઈ પણ ગેરહાજર વ્યક્તિ–માત્ર લૉરાના અપવાદ સિવાય—ના કરતા હુ તેને વધારે સ્પષ્ટતાથી નિહાળી શકી છુ જાણે આ ક્ષણે પણ તે મારી સાથે વાત કરતો હોય, એમ હુ તેનો અવાજ સાભળુ છુ ગઇ કાલે તેણે મારી સાથે શી વાતચીત કરી હતી, તે મને યાદ છે હુ તેનુ વર્ણન કેવી રીતે આપુ ? તેના શારીરિક દેખાવમા, તેની આદતોમા, અને તેની ગમ્મતોમા કઇને કઈ વિચિત્રતાઓ છે જો બીજા કોઇનામા મે એ વિચિત્રતાઓ જોઇ હોત તો જરૂર સૌથી વધારે સખ્ત શબ્દોમા મે તેને વખોડયો હોત અથવા દયા રહિત રીતે મે તેને મશ્કરીમા ઉડાવ્યો હોત પરતુ તેનામા એવુ શુ છે કે જેને લીધે હુ તેને ઠપકો આપી શકતી નથી, અથવા તો તેની હાસી કરી શકતી નથી ?

દાખલા તરીકે, તે બહુજ જાડો છે આજ સુધી મે ખાસ કરીને આવા જાડા માણસો તરફ નાપસદગી દર્શાવેલી છે હુ હમેશા એમ કહેતી આવી છુ કે, વધારે જાડા માણસો જ વધારે હાસ્યપ્રધાન વાતો કરી શકે છે એવી જે લૌકિક માન્યતા છે તે ખોટી છે જો એ માન્યતા ખરી હોય તો તેનો અર્થ એ થયો કે, દુનિયામા માત્ર હાસ્યવૃત્તિ વાળાજ માણસો જાડા થઇ શકે છે અથવા તો અચાનક રીતે જેમના શરીરમા પુષ્કળ માસ હોય તેઓ પાતળા માણસો ઉપર સીધી રીતે વધારે લાગવગ ધરાવી શકે છે આ માન્યતાઓને મે વિચિત્ર જાણીને હમેશા તેની સામે દાખલાઓ આપ્યા છે કે, જાડા માણસો જેવા કોઈ પણ વધારે હલકા, ચારિત્રહીન અને ક્રૂર હોતા નથી. મે પ્રશ્ન કર્યો છે કે, શુ આઠમો હેનરી રાજા હાસ્યપ્રધાન વાતો કરનારો હતો ? પોપ અલેકઝાડર છઠ્ઠો શુ સારો માણસ હતો ? અથવા શુ ભાડુતી દાઇઓમાં જેઓ વધારે જાડી હોય તેઓ વધારે ક્રૂર નથી હોતી ?

આવા અનેક, દેશી અને પરદેશી, ઉચ્ચ અને નીચ, પુરાણા અને આધુનિક કાળના દાખલાઓ મે રજૂ કર્યા છે અને જાડા માણસો જ હાસ્યરસ કેળવી શકે છે એમ કરવામા આવતા વિધાનને તોડી પાડયુ છે આ વિષયમા હુ કડક અભિપ્રાય ધરાવુ છુ તોપણ કાઉન્ટ ફ્રાસ્કોને, આઠમા હેનરી રાજા જેટલો જાડો જોઈને હુ તેના તરફ ધિક્કાર કેમ દર્શાવી શકી નથી? એકજ દિવસના અરસામા તે મારી પસદગી પામી શકયો છે, એમ કેમ? બેશક એ આશ્ચર્યજનક બાબત છે!

શુ તેનો ચહેરો જોઇને હુ તેના વિષે સારો અભિપ્રાય બાધુ છુ? કદાચ એમ હોય તે ઘણે ભાગે આબેહુબ મહાન્ નેપોલિયનને મળતો ચહેરો ધરાવે છે તેના મોના બધા ભાવ, એ મહાન્ સૈનિકની અપૂર્વ પ્રતિભાનો અને ગભીર શાતિનો ચોકખો ભાસ આપે છે તેનામા નેપોલિયનના જેવી અજબ નિયમિતતા છે આ ચોકાવનારૂ આબેહુબપણુ મારા ઉપર અમર કરી શક્યુ હોય, એવુ મારૂ ધારવુ છે પણ એ ઉપરાત તેનામા કાઇક એવુ વિશેષ તત્વ છે કે જેને લીધે મારા ઉપર વિશેષ અસર થઈ છે હુ ધારૂ છુ કે, એ અમર કરનાર તેની આખો છે કાઉન્ટ ફ્રાન્કોના જેવી સૌથી વિશેષ પ્રતિભાપૂર્ણ ભૂખરી આખો મે આજ સુધીમા બીજા કોઇની જોઇ નથી કેટલીક વાર એ તેજદાર, સુદર આખોમા ન સહી શકાય એવો ચળકાટ જણાય છે એ ચળકાટ વારવાર તેના સામુ જ જોઈ રહેવાની મને ફરજ પાડે છે અને વિહ્વલ ઉર્મિઓના કારણરૂપ થઈ પડે છે એ તેજમા ન અજાઇ જવા માટે હુ ઘણીવાર તે આખો તરફ બિલકુલ નજર કરતી નથી પણ જ્યારે મારી નજર જાય છે ત્યારે અવશ્ય ઉપર વર્ણવેલી ઉર્મિ જાગ્રત થાય છે તેના ચહેરામા અને મસ્તકમા કાઇક અજબ વિચિત્રતાઓ રહેલી છે તેના ચહેરાનો રગ ફિક્કો છે, પણ અજાયબી તો એ છે કે, ફિક્કા ગોરા ચહેરામા જે વાળ તદ્દન કાળા હોવા ન જોઇએ તે કાળા છે હુ ધારૂ છુ કે, એ વાળ નકલી વાળ હશે અથવા તેને કાળો કલપ લગાડેલો હશે તેના ચહેરામા કરોચળીઓ નથી તેમજ તે ૬૦ વર્ષનો હોવા છતા તે

ચહેરામા બુઢાપાનુ એકકે ચિહ્ન નથી, એ મને આશ્ચર્યજનક વિચિત્રતા લાગી છે મે આગળ કહ્યુ તેમ, તેના ચહેરાના આ અજબ તત્વોમા ખરેખરા અજબ અસર કરનારા તત્વ તો તેની આખો માહેલા અપૂર્વ તેજ અને અપૂર્વ હાવભાવ જ છે

કેટલેક અશે તેની રીતભાત અને અમારી ભાષા ઉપરનો તેનો અકુશ, તેના વિષે સારો અભિપ્રાય ધરાવવામા મદદ રૂપ થઈ પડે છે એક સન્નારી સાથે વાતચીત કરતી વખતે તે શાન્ત, મદસ્મિત ભર્યો અને કાળજી દાખવનારો ચહેરો રાખી શકે છે, પણ તેમાયે એ વાતચીત વખતે તેના સ્વરમા રેહેલા અજબ મિઠાશ અને મૃદુતા હરકોઇને હેરત પમાડે છે વળી તેના આ હાવભાવોમા ઈગ્લિશ ભાષા ઉપરનો તેનો કાબુ ખાસ ધ્યાન ખેચનારો થઈ પડે છે ઘણા ઈટાલિયનો, ઉત્તર યૂરોપખડની કઠણ ભાષા બરાબર રીતે બોલવાના યત્નો કરે છે તોપણ તેમા ભૂલચૂક કરે છે પરતુ કાઉન્ટ ફ્રારકોની ઈગ્લિશ ભાષા સાભળ્યા પછી હુ વગર શકે કહી શકુ છુ કે, આવી ભૂલચૂક વિનાની ઈગ્લિશ ભાષા બોલનાર વિદેશીઓ મે આજ સુધી જોયા નથી કેટલીકવાર અમુક ઉચ્ચાર ઉપર ભાર મુકતી વખતે વિદેશીજન તરતજ પકડાઈ જાય છે પરતુ આનામા મે એવી ભૂલચૂક જોઇજ નથી જાણે તે ખરેખરો ઇગ્લિશમેન હોય એમ સ્પષ્ટતાથી અને વળી જરૂર હોય ત્યા ઉતાવળથી કિંવા ધીમેથી ચોખ્ખુ બોલે છે કદાચ તે વિદેશીપદ્ધતિથી વાક્યરચનાઓ કરે ખરો, પરતુ ખોટો શબ્દોચ્ચાર તો મે તેના મુખમાથી કદી સાભળ્યો નથી, તેમજ કોઈ શબ્દ વાપરતા તેણે એક અર્ધક્ષણની પણ આનાકાની કરી હોય એવુ મે જોયુ નથી

આ અદ્‌ભુત માણસની નાની નાની ઢબછબમા કાઇને કાઈ આગળ પડી આવતી નવિનતા હોવા સાથે પરસ્પર વિરોધાભાસ જેવી પણ કેટલીક ઢબછબ મે જોઇ છે તે ખૂબ જાડો છે, વૃદ્ધ છે, એમ છતા પણ તેની ગતિ સરળ અને ચપળ છે કોઈ ઓરડામા તે બેઠો હોય છે ત્યારે એક સ્રીની માફક તે શાન્ત હોય છે અને ન વિસરી શકાય એવી

મનની દઢતા તથા પ્રતિભાવાળો આ પુરુષ, કોઇવાર એક નબળા મનની સ્ત્રીના જેવો પોચો બની જાય છે કોઈ વાર અચાનક અવાજથી ઓરડાની શાતિમા ભગાણુ પડે છે ત્યારે જેમ હોરા ચમકી ઉઠે છે તેમજ આ કાઉન્ટ પણુ અચાનક ચમકી ઉઠે છે ગઈ કાલે સર પર્સિવલે પોતાના એક કુતરાને માર માર્યો ત્યારે કાઉન્ટ કમકમ્યો હતો આથી મને લાગ્યુ હતુ કે, કાઉન્ટની સરખામણીમા મારામા કોમળતાની અને સહૃદયતાની ખામી છે તેથી મારે શરમાવુ જોઇએ

આ છેલ્લા બનાવ ઉપરથી કાઉન્ટની એક મોટી વિચિત્રતા મને યાદ આવે છે તે એ કે, પાળેલા પ્રાણીઓ તરફ તેને નિ સીમ પ્રેમ હોય છે

પોતાના દેશમા તેણે પોતાને ઘેર ઘણા પ્રાણીઓ પાળેલા છે એ-માના કેટલાક તે પોતાની સાથે ઇગ્લાડમા લાવ્યો નથી. તે માત્ર એક કાકા કૌઆ, બે કેનેરી પક્ષીઓ, અને પાચ સફેદ ઉદરો પોતાની સાથે લાવેલો છે પોતાના આ બધા વિચિત્ર સાથીઓને તે પોતાનુ કુટુબ કહે છે અને તેમની ઉપર સર્વ પ્રકારની જરૂરી દેખરેખ અને કાળજી રાખે છે એ પ્રાણીઓ ઉપર તે જેમ અજબ વહાલ બતાવે છે તેમજ તે પ્રાણીઓ પણુ તેના ઉપર વહાલ બતાવે છે કાકાકૌઆને બીજા બ-ધાઓએ એક ખરાબ અને દ્રોહી પક્ષી ગણ્યુ છે પણુ તે કાઉન્ટ ઉપર અજબ પ્રેમ બતાવતું જણુાય છે જ્યારે તેને કાઉન્ટ પાજરામાથી બહાર કાઢે છે ત્યારે ને તેના ખોળામા કુદકા મારતુ નાચે છે અને તેના પ્રચડ શરીરના બીજા ભાગો ઉપર ચઢે છે તેના ખભા ઉપર બેસીને તે પોતાનુ મો કાઉન્ટની ગર્દન સાથે અતિશય પ્યારથી ઘસે છે ત્યારે તેને જોનારને આશ્ચર્યજ ઉત્પન્ન થાય છે કાઉન્ટ જ્યારે કેનેરી પક્ષીઓનુ પાજરૂ ખુલ્લુ મૂકે છે અને તેમને બહાર બોલાવે છે ત્યારે તે પક્ષીઓ થનથનાટ કરતા બહાર આવીને તેના હાથ ઉપર બેસે છે કાઉન્ટ જ્યારે તેમને કહે છે કે–" ઉપર જાઓ " ત્યારે આ પક્ષીઓ તેની ટચલી આગળીથી મા-ડીને અગુઠા સુધી દરેક આગળી ઉપર એકે એકે જાય છે અને ખુશા-

લીથી પોતાના કંઠમાથી આલાપ કરી મૂકે છે કાઉન્ટના સફેદ ઉદરો પણ કેનેરી પક્ષીઓની માફક પાજરૂ ખુલ્લુ મૂકવામા આવતા એક પછી એક બહાર નીકળીને તેના જાડા અને મોટા શરીર ઉપર કુદાકુદ કરી મૂકે છે કેટલીક વાર તેઓ તેના બદનમા ભરાઇ જાય છે અને કેટલીક વાર તેના ખભા ઉપર બન્નેની હારના નિરાતે બેસી રહે છે ઉદરો ઉપર કાઉન્ટને કાંઇક વિશેષ વહાલ હોય એમ જણાય છે પોતાની સાથે તે ઘણુખરૂ આ ઉદરોનુ પાજરૂ રાખે છે તેમને વાતચીત દરમ્યાન વારવાર ઉદ્દેશીને, ચુબનો કરે છે, તેમને વારવાર પપાળે છે અને ઘણી વાર તેમને અવનવા નામોથી સબોધે છે. આવી બાલિશતા ભરેલી આદતોવાળો જો કોઈ ઈંગ્લિશમેન બીજા લોકોની વચ્ચે પોતાની ગમ્મતના આવા પ્રાણીઓ લઈ આવે તો તે પોતે જરૂર તેમનાથી શર-માય અને સૌની માફી માગે, પણ કાઉન્ટને એવી કોઈ જાતની શરમ ઉપજતી નથી. પોતે એક બુઢો છે અને આવા બાળકોને રમવાના પ્રા-ણીઓ સાથે લાડકોડ કરે છે એ વિચિત્ર દેખાય છે તેમજ બીજાઓની નજરમા પોતે હાસીપાત્ર ઠરે છે, એવો કશો ખ્યાલ તેના મનમા આવતો નથી તે નિરતર મોટી મેદનીમા કે એકલો હોય તોપણ, પોતાના સફેદ ઉદરોને ચુબનો કરે છે, કેનેરી પક્ષીઓ સાથે રમતગમત કરે છે અને કાકાકૌઆને નચાવે છે જો કોઇ અજાણ્યા ઇંગ્લિશ લોકો તેની આ રીતભાત જોઇને હસે છે તો પોતે અટ્ટહાસ્ય કરીને, તેમને જગલી કહીને, તેમના તરફ ધૃણા દર્શાવે છે.

મને એ જોઇને હમેશા આશ્ચર્ય ઉપજ્યુ છે કે, એક બાળકના જેવી આ બધી રમતગમતો કરનાર આ માણસ કોઇવાર કોઇ ગભીર વિષય ઉપર વાતચીત થતી હોય છે ત્યારે વાદવિવાદમા ગભીર વિચાર-સ્વાતન્ત્ર્યવાળી દલિલો કરે છે! ઘણીખરી ભાષાઓના શિષ્ટ લેખકોના પુસ્તકોના ફકરાઓ દલિલો દરમ્યાન ટાકી બતાવે છે, અને યૂરોપના પાટ-નગરોના શિષ્ટ સમાજના સાસારિક અનુભવનુ પોતાનુ ઉંડુ જ્ઞાન જાહેર કરીને સુસસ્કૃત અને મોટા ખાનદાન લોકોની મડળી આગળ જાણે એક

વક્તા તરીકે પોતે બોલતો હોય એમ લાંબાલાંબા ભાષણો કરે છે કેનેરી પક્ષીઓને અદ્ભુત તાલીમ આપનાર આ માણસ અને ઉંદરો માટેનુ "પેગોડા" ઘાટનુ પાંજરૂ પોતાને હાથે ઘડનાર આ કારીગરે રસાયણ શાસ્ત્રને લગતી એક ઉમદા શોધખોળ કરેલી છે, એમ સર પર્સિવલના કહેવાથી મે જાણ્યુ છે માણસના મરણ પછી તેના ચહેરા ઉપર ઉજ્જવળ ચળકાટ ચાલુ રહે અને એ ચહેરો આબેહુબ જાણે એક જીવતા માણસનો ચહેરો છે એમ દેખાય એવી એક દવાની શોધખોળ આ કાઉન્ટે કરેલી છે

તેના સ્વભાવની વિશેષ વિચિત્રતા નીચેના એક દૃષ્ટાંતમાથી મળી આવે છે એક કુતરાને માર પડતો હોય ત્યારે કમકમી જનાર અને અચાનક અવાજ થતા ચોકી ઉઠનાર આ જાડો વૃદ્ધ કાઉન્ટ એક દિવસ સહવારે સર પર્સિવલના કુતરાઓના વાડામા ગયો હતો આ વાડામા એક શિકારી કુતરો ઘણો જ ખરાબ હતો તે જેને તેને કરડતો તેથી તેને એક મજબુત સાકળથી બાધી રાખવામા આવતો એ કુતરાનો રખવાળ પણ ઘણીવાર તેનાથી ડરતો આ કુતરા પાસે જવાની હિમ્મત કોઇ પણ અજાણ્યો માણસ કરતો નહીં, તેમ છતા પણ કાઉન્ટ એવી અજબ શાન્તિ ધારણ કરીને તે કુતરા પાસે ગયો અને તેના માથા ઉપર એવી અજબ ઢબે તેણે હાથ મૂક્યો કે જે જોઇને હુ અને તેની પત્ની અજબ થયા હતા કાઉન્ટ કુતરાના વાડામા ગયો ત્યારે અમે બન્ને તેની સાથે ગયા હતા એ કુતરા પાસે જતી વખતે કાઉન્ટને અને રખવાળને શી વાતચીત થઇ હતી અને કાઉન્ટે શુ કહ્યુ હતુ તે મને બરાબર યાદ હોવાથી હુ અત્રે તેનુ ટાચણુ કરૂ છુ

રખવાળે કહ્યુ "સાહેબ, એ કુતરાથી સાવધાન રહેજો તે જેને તે તેને કરડે છે"

કાઉન્ટે શાન્તિથી જવાબ દીધો "દોસ્ત, તે કોને ભસે છે અને કોને કરડે છે તેની મને ખબર છે સાભળ, જેઓ તેનાથી ડરે છે તેઓને તે ભસે છે અને જેઓ ડરતા ડરતા પણ તેને પજવે છે તેઓને તે કરડે

છે. હું જોઉં છુ કે, તે મને શુ કરે છે ? " આમ કહીને તેણે પોતાના હાથના જાડા આગળા તે કુતરાના માથા ઉપર મૂક્યા અને તેની આખના ડોળા સામે તે ટગર ટગર જોઈ રહ્યો થોડીક ક્ષણ બાદ તે કુતરાને સબોધીને તે કહેવા લાગ્યો " તમે મોટા કુતરાઓ હમેશા બાયલા હો છો ઓ હેવાન પ્રાણી ! એક બિચારી બિલાડીને મારી નાખવામા તને મોજ મળે છે, એક ગરીબ ભિખારીને કરડવા તુ તૈયાર થાય છે, તોપણ હુ કહુ છુ કે તુ બાયલો છે બીજાઓને તુ અચાનક ગભરાવી શકીશ, તારા મોટા શરીરથી બીજાઓના હાજા તુ ગગડાવી શકીશ, તારા સફેદ મોટા દાતથી બીજાઓને તુ ડરાવી શકીશ, લોહીતરસ્યુ તારૂ મો બીજાઓને ભયાનક લાગશે, પણ ઓ નીચ, કગાળ બાયલા કુતરા ! મારી નજર સાથે એક ક્ષણ પણ તુ તારી નજર મેળવી શકીશ નહીં, કારણ કે હુ તારાથી લગારે બ્હીતો નથી તારા તોફાનની જરાકે અસર મારા ઉપર નહીં થાય જો એમ છતા તારી ઈચ્છા હોય તો એકવાર તારા દાત મારી આ જાડી ગર્દન ઉપર અજમાવ, જોઉં ! છટ્ ! તારાથી તેમ નહીં જ થઇ શકે, એની મને ખાત્રી છે " ખરેખર ! કાઉન્ટ આ પ્રમાણે બોલીને હસતો હસતો અમારી નજદિક આવ્યો એટલે તે કુતરો જ્યા ઉભો હતો ત્યાથી પાછો ખસીને સોડીઉં વાળીને એક ખુણામા ભરાઇ ગયો ! " હ મારા સુદર વેસ્ટકોટને તે બગાડયો કે ? " કાઉન્ટે પોતાના કાદવથી બગડેલા વેસ્ટકોટ તરફ જોઇને કહ્યુ " મને ભસવાનુ કે કરડવાનું પોતાને ફાવ્યુ નહીં એટલે આ મારા સ્વચ્છ વેસ્ટકોટને મારી જાણ બહાર તે તારૂ કાદવથી ખરડાયલુ ગદુ શરીર ઘસ્યુ હોય, એમ લાગે છે બેશક બાયલો ! " આ ઉદ્‌ગાર ઉપરથી કાઉન્ટની એક બીજી ખાસિયતનુ મને સ્મરણ થાય છે તેને પોતાના કપડા તદ્દન સાફ રાખવાનો શોખ છે એક પણ ડાઘ પોતાના કપડાંને ન લાગે તેવી સાવધાની તે રાખે છે અને હરઘડી નવાનવા કપડા પહેરે છે બ્લૅકવૉટર પાર્કમા રહેવા આવ્યાને હજી તો માત્ર બે દિવસ જ થયા છે તે દરમ્યાન તેણે કેટલીયે વાર પોતાના કપડા બદલી નાખેલા છે.

તે નાના નાના બનાવોમા પણ હિકમત અને બુદ્ધિનો ઉપયોગ કરે છે તથા ચપળતાથી હાસ્યરસ જમાવે છે બે દિવસના અરસામાં તેણે બ્લેક વૉટર પાર્કમાના સૌની સાથે મિલનસારપણુ બતાવ્યુ છે, દરેકે દરેક જણની સાથે તેને લગતા અને તેને મનપસદ આવે એવા વિષયમા તે વાતચીત કરી ચૂકયો છે તે સારી પેઠે જાણી ગયો છે કે, લૉરા તેને પોતાને ધિક્કારે છે–લૉરાએ પોતાના આ ધિક્કારની વાત મારા દબાણથી મને કહી દીધેલી છે–પણ કાઉન્ટ આથી નિરાશ થયો નથી–તે તેને ખુશ કરવા મથે છે

તે લૉરાની રીતભાત ઉપરથી જાણી ગયો છે કે, લૉરાને ફુલોનો ખાસ શૉખ છે આથી જ્યારે જ્યારે કાઇ સુગધીદાર વસ્તુની વાત નીકળે છે અથવા તો લૉરાને ફુલોની જરૂર પડે છે ત્યારે તરત જ કાઉન્ટ પોતાની પાસેથી સુગધીદાર ફુલોનો એક તાજો ગુચ્છ કાઢીને લૉરાની સન્મુખ ધરે છે ખરા બપોરને વખતે પણ આવો એક ગુચ્છ તેની પાસે તૈયાર જ જણાય છે અને વળી એક ખુબી તો કાઉન્ટે એ રાખેલી હોય છે કે, જેવો ગુચ્છ તે લૉરાને આપે છે તેવો જ એક બીજો ગુચ્છ તરત જ તેની ઇર્ષાળુ પત્નીને પણ તે આપે છે।

જાહેરમા તે પોતાની પત્ની તરફ ઘણીજ સભ્યતા દાખવે છે કાઉન્ટ હર વખતે બોલતેચાલતે તેને નમન કરે છે, "મારી દેવી" એ ઉપનામથીજ તે તેને સબોધન કરે છે, જ્યારે મેડમ ફ્રૉસ્કો તેના હાથમા સિગારેટ્સ મૂકે છે ત્યારે તરતજ કાઉન્ટ તેના હાથને ચુબન કરે છે, અને સિગારેટ્સના બદલામા તેને એક અથવા વધારે ચોકોલેટ્સ ભેટ આપે છે કોઇક વાર તો તે અત્યત રસિકતાથી એકાદ ચોકોલેટ મેડમ ફ્રૉસ્કોના મોમા મૂકી દે છે આ બધુ બહારનુ વર્તન જેટલું સભ્ય છે તેટલુ સભ્ય અદરખાનેનુ વર્ત્તન હશે કે કેમ, એ શકાસ્પદ છે કાઉન્ટે જે રીતભાતથી આ બાઇને તાબેદાર બનાવી દીધી છે તેનો ભેદ તો તેમના ખાનગી એકાન્તવાસના અવલોકનથી જ મળી શકે. એવા અવલોકનની તક હજી સુધી મને મળી નથી

મારી ખુશામદ કરવાની તેની રીત જુદાજ પ્રકારની છે હું જાણે એક પુરુષ હોઉં એવી રીતે તે હરઘડી મારા ગુણોની અતિશયોક્તિ કરીને મારી સાથે વાતચીત કરે છે ખરેખર, જ્યારે હુ તેની સમિપ નથી હોતી અને મારા ઓરડામા બેસીને વાતચીત ઉપર મનન કરૂ છુ ત્યારે મને લાગે છે કે, તે મારા ખોટા વખાણુ કરીને મને છાપરે ચઢાવે છે, પણુ જ્યારે હુ નીચે જાઉં છુ અને તે મારી સાથે વાતચીત કરે છે ત્યારે મને એમજ લાગે છે કે, તે ખરૂજ કહે છે અને મારામા પુરુષોના જેવી પ્રકૃતિ છે ખરી ! બેશક, આ તેની એક પ્રકારની પ્રતિભા જ ગણી શકાય જેમ તેણે તેની પત્નીને તાબેદાર બનાવી દીધી છે, જેમ તેણે શિકારી કુતરા ઉપર પ્રતિભા પાડી હતી અને જેમ મારા ઉપર તથા લૅારા ઉપર તે પ્રતિભા પાડવા મથે છે તેમજ તેનુ વર્ત્તન સર પર્સિવલ સાથે પણુ પ્રતિભાપૂર્ણું હોય છે ઘણીવાર તે સર પર્સિવલને કહે છે કે "મારા ભલા પર્સિવલ ! હું તારી ખડબચડી ઇંગ્લિશ મશ્કરી પસદ કરૂ છુ!" "પ્રિય પર્સિવલ ! હું તારી ગભીર ઇંગ્લિશ બુદ્ધિના વખાણુ કરૂ છુ." આમ કહીને તે સર પર્સિવલની જગલીમા જગલી અને ખરાબમા ખરાબ ટીકાને પણુ બેદરકારી ભરેલી ખુશામદથી રમુજમા ફેરવી નાખે છે તે હમેશા આ બેરોનેટને તેના ખ્રિસ્તિ નામથીજ બોલાવે છે, હમેશા તેના ઉપર શાન્ત વડીલભાવ ધારણુ કરે છે, હમેશા હસીહસીને તેને વશવર્ત્તી બનાવી દે છે, ઘણીવાર તેના ખભા ઉપર પોતાનો હાથ મૂકીને જેમ એક સયમી અને સારા સ્વભાવનો પિતા, પોતાના ઉચ્છ્રૃખલ છોકરાને સમજાવતો હોય તેમ મૃદુ અને મિઠ્ઠા શબ્દોથી સમજાવી લે છે

આ વિચિત્ર પ્રતિભાશાળી પુરુષનુ ભૂતકાળનુ જીવન કેવુ હતુ તે જાણવાની મને ખાસ ઇચ્છિા થવાથી મે સર પર્સિવલને પૂછપરછ કરી-ને તે મુદ્દામા કેટલીક હકીકત જાણુવા પ્રયાસ કરી જોયો પણુ કા તો સર પર્સિવલ તેની ભૂતકાળની જિદગી વિષે કાંઈ બહુ જ્ઞાન ધરાવતા નહી હોય અથવા તો તેઓ મને બહુજ થોડુ કહેવા માગતા હોય, તેમ તેમણે મને ઝાઝી હકીકત પુરી પાડી નહીં. સર પર્સિવલના કહેવાથી

મે જાણ્યુ કે, કાઉન્ટ પહેલા કેટલાક વર્ષો ઉપર સર પર્સિવલને રોમમા મળ્યો હતો તે વખતે સર પર્સિવલ કેવી ભયકર સ્થિતિમા હતા અને કાઉન્ટે તેમને કેવી રીતે બચાવ્યા હતા એ વિષેની હકિકત અગાઉ મે વર્ણવેલી છે એ સમય પછી તેઓ સાથે ને સાથે રહ્યા છે લડન, પારિસ, વીએના વગેરે સ્થળે તેઓએ મુસાફરી કરી છે પણ એ બનાવ પછી તેઓ કદી ઈટાલિમા પાછા ગયા નથી કાઉન્ટે આથી પોતાની જન્મભૂમિના દર્શન ઘણા વર્ષોથી કરેલા નથી કદાચ એ માટે કાઇક રાજદ્વારી કારણ હોય તો તે બનવા જોગ છે તે હમેશા પોતાના દેશબધુને લગતી તપાસ કરતો રહે છે ઇગ્લાડમા કયે કયે ઠેકાણે કોણ કોણ ઈટાલિયનો વસે છે એ વિષે તે પુછપરછ કરતો રહે છે તે બ્લેકવૉટર પાર્કમા આવી પહોચ્યો તેજ રાત્રે તેણે પુછ્યુ હતુ કે, અહીથી સૌથી પાસેનુ શહેર કિયુ છે અને તે કેટલુ દૂર છે? વળી તેણે પુછ્યુ હતુ કે, આટલામા કોઇ ઈટાલિયન ગૃહસ્થ વસવાટ કરીને રહેલો તમારા જાણવામા છે? તે યુરોપ ખડના લોકો સાથે પત્રવહેવાર તો કરે છે જ કારણ કે તેના ઉપર જે કાગળો આવે છે તેના ઉપર કોઇ ને કોઈ જાતની વિચિત્ર સિલો અને સ્ટાપ હોય છે આજ સહવારે જ નાસ્તાના મેજ ઉપર તેનો એક પત્ર પડેલો હતો તેના ઉપર કોઇક મોટી સરકારી છાપ હતી કદાચ તેના દેશની સરકાર સાથે તે પત્રવહેવાર ચલાવતો હોવો જોઇએ પણ તે છતા મારા મનમા એવો ખ્યાલ આવે છે કે, તે લાબા વખતથી પોતાના દેશમા ગયો નથી માટે તે કદાચ રાજદ્વારી દેશવટો પામેલો હોવો જોઇએ

કાઉન્ટ ફ્રોસ્કો સબધી મે ઘણુજ લખી નાખ્યુ કદાચ મિ ગિલ્મોર મારૂ આ લખાણ જુએ તો સાદો અને સીધો ધધાદારી સવાલ પુછે કે, આ લખાણનો હેતુ શો? એના જવાબમા હું માત્ર એટલુજ કહીશ કે, મને ચોક્કસ એમજ લાગે છે કે આટલી નાની સરખી મુલાકાત પછી કાઉન્ટ માટે મને એક વિચિત્ર અર્ધી મરજીઆત અને અર્ધી નામરજીઆત એવી પસદગીની લાગણી ઉત્પન્ન થઇ છે. સર

પર્સિવલ ઉપર તેણે જે વડીલપદ ધારણ કર્યું છે, તેજ વડીલપદ તેણે મારા ઉપર મેળવ્યુ હોય એમ જણાય છે સ્વતત્ર અને વળી અસભ્ય બનીને જો કે સર પર્સિવલ ઘણીવાર પોતાના આ જાડા મિત્ર તરફ તોછડા બનવા યત્ન કરે છે તોપણ તેઓ તેનાથી બ્હીએ છે અને તેનુ ગભીર અપમાન ન થઇ જાય, એ માટે ખાસ કાળજી રાખે છે હુ અજાયબી સહિત સ્વગત પ્રશ્ન કરૂ છુ કે, શુ હુ પણ કાઉન્ટથી બ્હીઉ છુ ? એટલુ તો નક્કી છે કે, મારા આજ સુધીના અનુભવ દરમ્યાન આવો મેં એક પણ માણસ જોયો નથી તેને શત્રુની કોટિમા જોઇને મને અત્યત દિલગીરી થાય છે તે મારો શત્રુ ન હોત તો ઠીક થાત આવી ઇચ્છા હુ કેમ વ્યક્ત કરૂ છુ ? શુ હુ તેને પસદ કરૂ છુ તે માટે ? અથવા તો શુ હુ તેનાથી બ્હીઉ છુ તે માટે ? કોને ખબર ? કાઉન્ટે પોતાની ભાષામા કહ્યુ હોત તેમજ હુ કહુ છુ— કોને ખબર ?

---

## પરિચ્છેદ ૨૮.

---

### છુપાઇને સાંભળેલી વાતચીત.

**તા. ૧૬ મી જુન:** મારા વિચારો અને મારી લાગણીઓ સિવાય આજે બનેલા એક અણચિતવ્યા બનાવ વિષે મારે કાઇક લખવાનુ છે એક મહેમાન આજે આવ્યો છે—હુ કે લૉરા, બેમાથી કોઇ તેને ઓળખતા નથી સર પર્સિવલે તેની મુલાકાતની આશા આજે સ્વપ્નમાયે રાખી નહોતી

અમે ભોજનગૃહમા જમવા બેઠા હતા બહારના ઓટલા ઉપર પડતી નવી ફ્રેંચ બારીઓ ખુલ્લી હતી કાઉન્ટ, પોતાના હમેશના રિવાજ મુજબ અમને ગમ્મત કરાવતો હતો, અને વસતિ-ગૃહોમા રહેતી છોકરીઓની માફક રોટલીઓનો પુષ્કળ આહાર કરતો હતો એ વખતે નોકરે

અદર આવીને સર પર્સિવલને જણાવ્યુ "શેઠ સાહેબ ! મિ. મેરીમેન હમણાજ આવી પહોચ્યા છે અને તાકીદે આપને મળવા માગે છે."

સર પર્સિવલ ચમકયા ! તેમણે ક્રોધ અને ભય ભરેલી મુદ્રાથી નોકર સામે ક્ષણભર જોયા કર્યું અને પછી જાણે સાભળવામા પોતે છેતરાયા નથી તેની ખાત્રી કરવા માટે પુછ્યુ " મિ મેરીમેન !"

" હા, સાહેબ-મિ. મેરિમેન લડનથી આવ્યા છે "

" તે ક્યા છે ?"

" ચોપડીઓ વાળા ઓરડામા તેમને બેસાડયા છે "

આ સાભળીને અમને કોઇને કશુ જ કહ્યા વિના સર પર્સિવલ એકદમ પોતાની ખુરશીમાથી ઉઠયા અને ભોજનગૃહ બહાર જતા રહ્યા

લૉરાએ મને ધીમા સ્વરે પુછ્યુ " મિ. મેરીમેન કોણ છે ?"

મે પણ ધીમેથી ઉત્તર દીધો " કોણ જાણે ! હુ એને નથી ઓળખતી "

કાઉન્ટ આ વખતે પોતાની જગ્યાએથી ઉઠીને બારી પાસે કાકાકૌઆના પાજરા આગળ ગયો હતો તે પક્ષીને પોતાના ખભા ઉપર બેસાડતા બેસાડતા તેણે શાન્ત સ્વરે અમને કહ્યુ

" મિ. મેરીમેન, સર પર્સિવલનો ધારાશાસ્ત્રી છે. "

લૉરાએ મને પૂછેલા પ્રશ્નનો આ સીદ્ધો જવાબ હતો પરતુ સયોગો જોતા તે સંતોષકારક નહોતો જો મિ. મેરીમેનને તેના અસીલે અહી ખાસ બોલાવ્યો હોત અને તે મુજબ તે અહીં આવ્યો હોત તો આશ્ચર્યચકિત થવા જેવુ નહોતુ, પરતુ અસીલ બોલાવે નહી તેમ છતા પણ જ્યારે એક ધારાશાસ્ત્રી લડનથી હેંપશાયર આવે અને તેના આવવાથી અસીલને ગભરામણ ઉપજે ત્યારે તો સહિસલામતીથી કલ્પના કરી શકાય કે, એ ધારાશાસ્ત્રી કોઇક અત્યત મહત્વના અને વળી નહીં ધારેલા સમાચાર લાવ્યો હોવો જોઇએ એ સમાચાર કદાચ બહુ સારા હોય અથવા તો બહુજ ખરાબ હોય, પરતુ હમેશા બનતા કોઈ સાધારણ પ્રકારના એ સમાચાર તો ન જ હોઈ શકે

હું અને લૅારા, લગભગ ૦। કલાક સુધી અમારી જગ્યાએ વિચારશૂન્યતામા બેસી રહ્યા, " શા સમાચાર હશે ? " " સર પર્સિવલના ચહેરા ઉપર ગભરામણુ કેમ જણાઇ હતી ? " " તેઓ હમણાજ પાછા આવશે કે તેમને રોકાઈ રહેવુ પડશે ? " ઇત્યાદિ તરંગો મારા મનમા ઉઠવા લાગ્યા, પણુ થોડીક ક્ષણુ વધુ રાહ જોયા પછી તેઓ ન જ આવ્યા ત્યારે અમે બન્ને અમારા ઓરડાઓમા જવા તૈયાર થયા

હમેશની માફક ચપળ કાઉન્ટ, બારી આગળથી કાકાકૌઆને પોતાના ખભા ઉપર જ બેસાડેલુ રાખીને તેને એક હાથે એક ફળ ખવરાવતો ખવરાવતો ભોજનગૃહના બારણા આગળ અમારા કરતા પહેલો જઇ પહોચ્યો અને અમને બહાર જવા માટે પોતાના બીજા હાથથી બારણુ ઉઘાડીને ત્યા જ ઉભો રહ્યો લૅારા અને મેડમ ફ્રાસ્કો પહેલા બહાર નીકળ્યા હું તરત જ તેમની પછી બહાર જતી હતી તેવામા પોતાનો એક હાથ લાબો કરીને તેણે મને અટકાવી અને કહ્યુ " હ મિસ હોલ્કોબ, કાઇક પણુ અસાધારણુ બનાવ બન્યો છે ખરો ! "

જાણે મે તેને પ્રશ્ન કર્યો હોય અને તે મને જવાબ દેતો હોય, એવી તેના વાક્યની ઢબથી મને ગુસ્સો ઉપજ્યો હુ તેને જવાબ દેવા જતી હતી કે " મે કાંઈ એવુ કહ્યુ નથી " પણુ તે જ ઘડીએ, કાકાકૌઆએ પોતાની પાખો જોરથી ફફડાવીને એવી એક તીણી ચીસ પાડી કે જેથી કાઉન્ટને જરાક પાછળ હડી જવુ પડયુ હુ તરત જ ત્યાથી પલાયન થઈ ગઈ અને દાદરા આગળ લૅારાની સમિપ જઈ પહોચી

અમે બે એકલા પડયા ત્યારે હુ એ જાણીને અજબ થઇ કે, કાઉન્ટ ફ્રાસ્કોના મનમા જે વિચાર ઉપજ્યો હતો તે જ વિચાર લૅારાના મનમા પણુ ઉત્પન્ન થયો હતો તેણે મને એજ કહ્યુ કે, " બહેન, મને દહેશત ઉપજે છે કે કાઇક પણુ અસાધારણુ સમાચાર આ ધારાશાસ્ત્રી લાગ્યો હોવો જોઇએ " કાઉન્ટના શબ્દોના લગભગ પડઘા રૂપ આ શબ્દો હતા

બે કલાક પછી હું બાગમા ફરવા જવા માટે મારા ઓરડામાથી

બહાર નીકળી હુ જરાક દૂર ગઈ એટલામા નીચેનુ પુસ્તકશાળાનુ બારણુ ઉઘડયુ અને તેમાથી બે ગૃહસ્થો બહાર નીકળ્યા, દાદરમાથી મે જોયુ તો સર પર્સિવલ અને તેમનો ધારાશાસ્ત્રી, વાતચીતમા લીન થયલા જતા હતા આ વખતે જો હુ દાદર ઉપરથી નીચે ઉતરૂ તો તેમની વચ્ચે નડતર રૂપ થઇ પડુ, આથી તેઓના ગયા પછી નીચે ઉતરવાનો મે ઠરાવ કર્યો વચલા ઓરડામા તેઓ ઉભાઉભા ધીમે સાદે વાતચીત કરવા લાગ્યા પણ તેમની વાતચીત મારાથી સભળાય એટલી સ્પષ્ટ હતી

ધારાશાસ્ત્રીએ કહ્યુ " સર પર્સિવલ, તમે બેલાશક નિશ્ચિત રહેજો લેડી ગ્લાઇડની સહી મળે તો બેડો પાર સમજજો "

હુ તેમની વાતચીત સાભળવા ઉભી રહી નહોત, પરતુ એ અજાણ્યા માણસના મુખમાથી લૉરાનુ નામ નીકળ્યુ એટલે મારાથી જતા રહેવાયુ નહીં હુ થોભી ગઇ અને કાન માડીને તેમની વાતચીતનો વધુ ભાગ સાભળવા લાગી હુ કબૂલ કરૂ છુ કે, બે જણની વાત છુપાઇને સાભળવી, એ તદ્દન ગેરવાજબી અને અત્યત નામોશી ભરેલુ કામ છે પરતુ નીતિશાસ્ત્રમા લખેલા માનમર્યાદાના સિદ્ધાતો મુજબ પોતાના બધા કામ નિયમિતપણે કરનાર એક પણ સ્ત્રી, અમારી આખી સ્ત્રી–જાતિમા છે ક્યા ? જ્યારે એ સિદ્ધાતો એક બાજુ જવાનુ સૂચવતા હોય છે ત્યારે સબધીજન પ્રત્યેના પ્રેમ અને હિતની લાગણીઓ એ જ સિદ્ધાતોમાથી ઉત્પન્ન થઇને બીજી બાજુ જવાનુ સૂચવતી હોય છે ! આવી સ્થિતિમા એ સિદ્ધાતો શી રીતે જળવાઇ શકે ?

મે તે બન્નેની વાત સાભળવા માડી–અને આવા જ સયોગોમા હુ તે ફરીથી સાભળીશ–હા, હુ સાભળવાની જ જો બીજો કોઈ માર્ગ મને નહી જડે તો બધ બારણાની ફાટમાથી પણ હુ એવી વાત સાભળીશ જ !

ધારાશાસ્ત્રીએ આગળ કહેવા માડયુ " લેડી ગ્લાઇડની સહી કેવી રીતે કરાવવી, એ તો તમે સમજી ગયા હશો જ જો તમે ખાસ કરીને આવધ રહેવા માગતા હો તો એક અથવા તો તમારી ઇચ્છા હોય તો,

બે સાક્ષીઓની હાજરીમા તેમની સહી કરાવજો એ પછી શિક્કા ઉપર તેમની આગળી રખાવીને સાક્ષીઓની હાજરીમા તેમની પાસે કહેવરાવજો કે 'મારા વસિયતનામા તરીકે રાજીખુશીથી હુ તમને આ સોપુ છુ ' બસ જો આ પ્રમાણે બધી વ્યવસ્થા એકાદ અઠવાડીઆની અદર થઈ જશે તો બધી ચિતાઓ દૂર થશે, પણ જો તેવી કાઈ વ્યવસ્થા ન થઈ શકે તો—"

" 'ન થઈ શકે તો ' એમ શા સારૂ કહો છો ?" સર પર્સિવલે ગુસ્સા ભરેલા અવાજે પુછ્યુ 'ન શુ થાય ? થશે જ જો તમારે એ વ્યવસ્થાની જરૂર જ હશે તો તે થશે જ મિ. મેરીમેન, હુ વચન આપુ છુ કે, તમારા કહેવા મુજબ સૌ કાઇ થશે જ "

" સર પર્સિવલ, એમ થાય તો ઘણુજ સારૂ પણ આવા બધા કામકાજોમા હમેશા બેઉ બાજુઓનો અમારે ધારાશાસ્ત્રીઓને વિચાર કરવો પડે છે એકાદ અસાધારણ અકસ્માતને લીધે જ મે સૂચવી તેવી વ્યવસ્થા ન થઇ શકે તો પછી મારે બીજો માર્ગ પણ શોધી આપવો જોઇએ ને ? હુ ધારૂ છુ કે, સહી ન થાય તો દેવાના નાણાની મુદ્દત વધુ ત્રણ માસ સુધી વધારવાની ગોઠવણ આપણે કરીશુ અત્યારે તો મહેલાઇથી એ ગોઠવણ કરી શકાશે પણ ત્રણ માસ પછીયે એનો એજ સવાલ ઉભો થશે કે નાણા લાવવા ક્યાથી ?—"

" છટ્‌ ! છટ્‌ ! મુદ્દત વધારવાની વાત હુ પસદ કરતો નથી નાણા જ્યારે ત્યારે પણ માત્ર એકજ માર્ગે મેળવવા પડશે એ માર્ગે મોડો લેવો તેના કરતા હમણાજ શા સારૂ ન લેવો ? હુ ફરીથી કહુ છુ કે, સહીની તમારે જરૂર હોય તો તે અવશ્ય હુ કરાવીશ જ મેરીમેન, હવે એની લમણાઝીક પડતી મૂકો અને જતા પહેલા દારૂનો એક પ્યાલો પીતા જાઓ " સર પર્સિવલે પોતાનો નિશ્ચય પુન સ્પષ્ટ રીતે જણાવ્યો

ધારાશાસ્ત્રીએ કહ્યુ " તમારી મોટી મહેરબાની સર પર્સિવલ ! હુ એક પણ ક્ષણ હવે નકામી ગુમાવી શકુ તેમ નથી મને જવાની રજા આપો, અને તમારી ગોઠવણ પુરી થાય એટલે તરતજ મને

ખબર આપજો સાક્ષીઓનો મુદ્દો ભૂલશો નહી—„

" અલબત્ત નહીજ ભૂલુ દરવાજા આગળ તમને લઈ જવા માટે ગાડી તૈયાર રખાવી છે તાકીદે પહોચાડવાની વરદી હુ ગાડીવાનને આપુ છુ "

એજ વખતે બારણામાથી મોટી બૂમ મારીને સર પર્સિવલે ગાડીવાનને બોલાવ્યો " બેન્જામિન—" ગાડીવાન દોડતો દોડતો ત્યા આવી પહોચ્યો સર પર્સિવલે તેને કહ્યુ " ઘોડા પૂરપાટ હાકી મૂક, બેન્જામિન ! જો મિ મેરીમન ટ્રેન ચૂકી જશે તો યાદ રાખજે કે, તારી નોકરી જશે મેરીમેન, બિલ્કુલ મુઝાશો નહી જો તમને આ માણસ તાકીદે નહીં પહોચાડે તો એની તો બુરી દશાજ થશે " આ-ટલુ કહીને આ બૅરોનેટ પાછા ફર્યા અને પુસ્તકશાળામા પેઠા

મે બહુ થોડુ સાભળ્યુ છે પણ જેટલુ સાભળ્યુ છે તેટલાથી મારૂ મન અસ્વસ્થ બની ગયુ છે જે " કાઇક પણ અસાધારણ બનાવ " બન્યો છે તેની બધી વિગત મારા જાણવામા આવી નથી પણ એ તો તદ્દન ખુલ્લુ છે કે, સર પર્સિવલ નાણાને લગતી કોઇક ગભીર આપત્તિમા આવી પડેલા છે અને એ આપત્તિમાથી તેમને બચાવનાર જો કોઇપણ હોય તો તે લૉરાજ છે લૉરાના પતિની ખાનગી મુશ્કેલીઓથી લૉરા માહિત હશે કે નહી, તેની મને ખબર નથી પરતુ જો તે પોતે પણ પોતાના પતિની સાથે આવી મુશ્કેલીઓમા સામેલ રહે, તો ભવિષ્ય ખેદજનક જ છે, એમ હુ ધારૂ છુ.

બગીચામા ફરવા જવાનો વિચાર મે માડી વાળ્યો મે જે વાત સાભળી હતી તે લૉરાને કહેવાના ઇરાદાથી હુ તરતજ તેના ઓરડામા ગઈ તેણે શાતિથી મારૂ બધુ કહેલુ સાભળ્યુ આ ઉપરથી મે અનુમાન કર્યું કે, તેના પતિના ચારિત્ર વિષે તેમજ તેની મુશ્કેલીઓ વિષે તે સારી પેઠે વાકેફ હોવી જોઇએ મારી વાત પુરી થતા જ તે બોલી " મને આ બાબતમા પહેલેથીજ શક ઉત્પન્ન થયો છે જ્યારથી પેલો અજાણ્યો માણસ અહી આવી ગયો છે અને તેણે પોતાનુ નામ જણાવ્યુ નથી ત્યારથી શક ઉપજ્યો છે કે—"

મે અધવચ પ્રશ્ન કર્યો " શુ તે કોઈ લહેણદાર હોય, એવો તને શક છે ? "

" હા સર પર્સિવલ પાસે તે જરૂર પુષ્કળ નાણા માગતો હોવો જોઇએ મિ. મેરીમેનને અચાનક અહીં આવવુ પડયુ તેનુ કારણ એ માણસ જ હોવો જોઇએ તે જરૂર તગાદો કરતો હશે "

" તેનુ લહેણુ કેટલુ નીકળતુ હશે ? "

" મને વિગતની બિલકુલ ખબર નથી. "

" લૉરા, સહી કરવા માટે તને કોઈ પણ દસ્તાવેજ આપવામા આવે, તે પુરેપુરો વાચ્યા વિના કદી પણ સહી કરીશ નહીં "

" બેશક નહીં જ કરૂ મેરીઅન, મારી અને તારી જિદગી પ્રેમપૂર્ણ, નિષ્કટક અને સુખદાયક બનાવવા સારૂ જે કોઈ જાતની મદદની તેમને જરૂર હશે તે હુ આપીશ, પરતુ તે નિર્દોષ પ્રકારની તેમજ પ્રામાણિક મદદ હોવી જોઇએ, એ વાત મારા લક્ષ બહાર નહી રહે અજાણપણે મારી સહીનો લાભ લેવાય અને ભવિષ્યમા કોઇક દિવસ આપણને શરમાવુ પડે, એવુ કૃત્ય હુ કદી નહી કરૂ આ બાબતમા હવે તારે મને કશુ જ નહી કહેવુ પડે હાલતુત આ વાત વિસરી જવા માટે ચાલ, આપણે બન્ને બગીચામા ફરવા જઇએ "

બગીચામા એકાદ ઝાડની છાયા નીચે બેસવાના ઈરાદાથી અમે ઘરમાથી બહાર નીકળ્યા. થોડેક દૂર અમે ગયા એટલામા કાઉન્ટને અમે એક સ્થળે ફરતો દીઠો ઘાસની જમીન ઉપર તે ધીમે પગલે અહીથી તહી ફરતો હતો તેણે ઘાસની એક પહોળી ટોપી પહેરી હતી તે ટોપીના ઉપલા ભાગની આસપાસ વાદળી રગની એક રેશમી પટી વીટાળેલી હતી તેણે ભુરા રગનુ પહેરણ પહેરેલુ હતુ કમ્મરે એક કાળો પટો બાધેલો હતો. એક સફેદ ચોરણો પહેરેલો હતો તેના નીચેના ભાગમા સફેદ જાળીવાળુ ભરતકામ હતું. પગમાં મોરાક્કો ચામડાના જોડા પહેરેલા હતા તે અત્યારે ફિગારોનું એક માનીતું ગીત " બાર્બર ઑફ્ સેવિલિ " ગાતો હતો. કોઇ ઇટાલિયનના મોમાથી ન સભળાયા હોય એવા શુદ્ધ

અગ્રેજી શબ્દોચ્ચારથી તથા આબેહુબ એક અગ્રેજના જેવા જ હાથના હાવભાવથી તેના મોમાથી એ ગીતની કડી " ફિગારો ક્વા ! ફિગારો લા ! ફિગારો સ્યુ ! ફિગારો ગ્યુ " સભળાતી હતી અમને જોઇને તેણે એવી છટાથી નમન કર્યું કે, જાણે પોતે જ ૨૦ વર્ષની ઉમ્મરનો સુદર ફિગારો હોય ! અમે કાઉન્ટ આગળ થઇને જરાક દૂર ગયા તે પછી મે લૅારાને કહ્યુ " સર પર્સિવલની મુઝવણો આ માણસ બહુ સારી રીતે જાણતો હોય એમ મારૂ માનવુ છે "

" તુ શા ઉપરથી એમ કહે છે ? "

મે કહ્યુ " જો એમ ન હોય તો તે શા ઉપરથી જાણે કે, મિ. મેરીમેન, સર પર્સિવલનો ધારાશાસ્ત્રી છે ? વળી, જ્યારે આપણે જમવાના ઓરડામાથી બહાર નીકળતા હતા ત્યારે મે તેને એકકે સવાલ પુછ્યો નહોતો છતાયે તેણે મને કહ્યુ કે, ' જરૂર કાઇક અસાધારણ બનાવ બન્યો છે ' હુ ખાત્રીથી કહુ છુ કે, આપણા કરતા તે કાઇક વધારે જાણે છે "

" તે ભલે જાણતો હોય પણ તેને તુ એક પણ સવાલ પુછીશ નહી આપણી ખાનગી બાબતોમા તેના ઉપર વિશ્વાસ રાખવાની કે તેની સલાહ લેવાની બિલ્કુલ જરૂર નથી "

" લૅારા, આટલી બધી દૃઢતાથી તુ તેને કેમ ધિક્કારે છે ? એના સ્વભાવનો તને પૂર્ણ પરિચય થઈ ચુક્યો છે ? "

" મારે તેના સ્વભાવ સામે કાઇ જ વાધો ઉઠાવવાનો નથી એથી ઉલ્ટુ, અમારા પ્રવાસ દરમ્યાન તે મારા પ્રત્યે ઘણો માયાળુ અને સભ્ય રહ્યા હતો સર પર્સિવલના ગરમ મિજાજને તે ઘણીવાર અકુશમા રાખતો અને મારી તરફેણ કરીને તેણે ઘણીવાર મને ઋણી બનાવી છે પરતુ એમ છતા પણ મને તેના પ્રત્યે કટાળો ઉપજે છે કદાચ મારા પતિ ઉપર તેનો અત્યત કાબુ હોવાથી મને તે અકારો લાગતો હશે અથવા તો સર પર્સિવલ આગળ હુ ઝખવાણી પડુ છું

ત્યારે તે મારૂં ઉપરાણું લઇને મને આભારવશ બનાવે છે તેથીએ કદાચ મને તેના પ્રત્યે અણગમો ઉપજતો હશે ગમે તે કારણ હો, પણ એટલુ તો ચોક્કસ છે કે, મારૂ અતર તેને જોઇને કમકમે છે-હું તેને ધિક્કારૂ છુ ”

દિવસનો બાકીનો ભાગ અને સાજ શાતિથી પસાર થયા રાત્રિના ભોજન બાદ હું અને કાઉન્ટ શેતરજની રમત રમવા બેઠા પહેલી બે બાજી સુધી તો તેણે મને સભ્યતાથી જીતવા દીધી, પણ મે તેને કહ્યુ કે, ‘ તમે જાણી જોઇને હારો છો, ’ ત્યારે તેણે મારી માફી માગી અને ત્રીજી બાજીમા દશેક ક્ષણના અરસામા તેણે મને હાર આપી સર પર્સિવલ તે વખતે અમારી પાસે બેઠા હતા, પરતુ તેઓ તદ્દન શાન્ત દેખાતા હતા ધારાશાસ્ત્રીની મુલાકાત વિષે તેમણે એક પણ શબ્દ અત્યારે પોતાના મુખ વાટે બહાર કાઢ્યો નહી લિમરિજ-ભુવનમા લૉરાના લગ્ન પહેલા પોતાના વસવાટ દરમ્યાન તેમણે જેવી સભ્યતા અને મિલનસાર વૃત્તિ દાખવી હતી તેવીજ અત્યારે દાખવી લૉરા તરફ તેમણે અત્યારે માયાળુપણુ દાખવ્યુ, તેના તરફ કાળજી અને સભ્યતા દાખવ્યા હમેશની ઠડીગાર જણાતી મેડમ ફોસ્કો પણ આ જોઇને અત્યત આશ્ચર્ય પામી સર પર્સિવલની આ સભ્યતાનો અર્થ શો હશે ? હું ધારૂ છુ કે, હુ એનો અર્થ કળી શકુ છુ મને ભય છે કે, લૉરા પણ તેનો અર્થ સમજી શકી છે અને મને ખાત્રી છે કે, કાઉન્ટની જાણ બહાર આ બધુ થતું નથી સર પર્સિવલને એક બે વખત મે કાઉન્ટની સમતિ માટે કાઉન્ટ તરફ ત્રાડી આખે નિહાળતા પકડી કાઢયા. બસ ! આ કૃત્રિમ શાતિ મને તેજ ક્ષણે શકાસ્પદ લાગી !



# પરિચ્છેદ ૨૯.

## ખૂનીઓનું વિચિત્ર વર્ગીકરણ !

**તા. ૧૭ મી જૂન:** અવનવા બનાવોનો દિવસ હું અંતઃકરણ-પૂર્વક આશા રાખું છું કે, આપત્તિઓનો દિવસ એવું નામ આજના દિવસને આપવું ન પડે તો ઠીક

પ્રાતઃકાલમાં નાસ્તા વખતે સર પર્સિવલ ગઈકાલ રાત્રિની માફકજ શાન્ત હતા ધારાશાસ્ત્રીએ જણાવેલી પેલી ભેદ ભરેલી " વ્યવસ્થા " નો વિષય સર પર્સિવલના મગજમાં ગુંચાતો હશે કે નહીં, એ વિષે નાસ્તા વખતે હું કાંઈ અભિપ્રાય બાંધી શકી નહીં પણ એક કલાક પછી અમે બધા બહાર જવા તૈયાર થઇને બેઠા હતા ત્યાં આવીને તેમણે પુછ્યું " કાઉન્ટ ક્યાં છે ? "

" કદાચ હમણાં આવશે " મેં જવાબ દીધો

સર પર્સિવલ " વાત એમ છે કે, ફોસ્કો અને તેની પત્નીને હું પુસ્તકશાળામાં એક જરૂરી ધંધાદારી કામ માટે લઈ જવા માગું છું અને લૉરા, એક ક્ષણ સારૂં તું પણ ત્યાં આવી જાય તો ઠીક " અત્રે તેઓ અટકી ગયા અમે બધા બહાર જવાના પોષાક પહેરીને બેઠા હતા તે તરફ તેમનું ધ્યાન ગયું, તેથી જરાક નમ્ર સ્વરે તેમણે પૂછ્યું " તમે બહારથી હમણાંજ આવ્યા કે શું ? અથવા તો, શું બહાર જવા તૈયાર થયા છો ? "

" ઋતુ ખુશનુમા હોવાથી આજની સહવાર અમે સરોવર આગળ ગાળવાનો વિચાર કરતા હતા " લૉરાએ કહ્યું " પણ જો તમારે કાંઇ ખાસ અગત્યનું કામ હોય તો—"

" ના ના " સર પર્સિવલે જવાબ દીધો " મારૂં કામ તો થોડોક વખત મોડું થશે તોયે ચાલશે બપોરે જમ્યા પછી પણ તે થઇ શકશે. વારૂ સરોવર જોવા જવાનો તમારો વિચાર સારો છે ફોસ્કો પણ આવે છે શું ? વાહ, આપણે ઠીક આળસુપણે અત્યારનો વખત ગુમાવવા

જઇએ છીએ ! ચાલો, હુ પણ આવુ છુ ”

પોતાનુ કામ અત્યારે નહીં તો પછીથી પણ કરવાનુ જ છે એવો ઇશારો કરવાથી તથા માત્ર બીજાઓની સગવડ ખાતર પોતે અત્યારનો વખત ગુમાવવા લાચારીથી તૈયાર થાય છે એમ બાધેભારે જણાવવાથી સર પર્સિવલને જાણે સ્વસ્થતા ઉપજી હોય એમ તેમના ચહેરા ઉપરના ભાવથી હુ જોઇ શકી તેમના વાક્યો ઉતાવળા હતા પણ એ ઉતાવળમા પોતાના કામ માટેની આતુરતા તો પ્રકટ થઈ જતી જ હતી. આ અનુમાન બાધ્યા બાદ મારૂ હૃદય ખિન્નતાથી છવાઇ ગયુ

થોડીકજ વારમા ફ્રોસ્કો આવી પહોચ્યો અને અમે બધા બહાર જવા નીકળ્યા કાઉન્ટના હાથમા તેના સફેદ ઉંદરોનુ પાજરૂ હતુ. એ ઉંદરો ઉપરની પોતાની મમતાની લાગણી જાહેર કરતા તેણે કહ્યુ “ તમારી બધાની મહેરબાની ભરેલી પરવાનગીથી હુ આ મારૂ નાનુ કુટુબ—બિચારા નિર્દોષ અને સુદર ઉંદરડા—આપણી સાથે લાવુ તો હરકત નથી ને ? આ મકાનની આસપાસ કેટલાક કુતરાઓ છે. મારા આ બાળબચ્ચાંને દયાહીનતાથી કુતરાઓ ચૂથી પીખી નાખે એવી હાલતમા હુ એકલા મૂકુ એ શુ વાજબી ગણાય ? નહીંજ ? ”

પાજરાના સળીઆ આગળ પોતાનુ મો રાખીને તેણે એક પિતાની માફક પોતાના સફેદ બાળકોને સિસોટીઓ વગાડીને રમાડવા માડયા અને એજ સ્થિતિમા તેણે અમારી સાથે ચાલવા માડયુ અમે ચાલતા હતા તે દરમ્યાન સર પર્સિવલ અમારાથી દૂર ને દૂર જ રહ્યા તેમના વિલક્ષણ સ્વભાવ પ્રમાણે હમેશા જ્યારે તેઓ નારાજ હોય છે ત્યારે પોતાની સાથેના માણસોથી દૂરને દૂર ચાલે છે અને જ્યારે તેઓ આવી રીતે એકલા હોય છે ત્યારે ઝાડોમાથી નવી નવી સોટીઓ કાપી કાઢે છે. સોટીઓ કાપવી અને છોલીને સાફ કરવી, એ તેમને બહુજ પસદ પડે છે. આખુ મકાન આવી નવી નવી સોટીઓથી તેમણે ભરી કાઢયુ છે એ સોટીઓમાથી જે સોટી એક વાર વાપરી હોય તેને બીજી વાર તેઓ અડકતા નથી. એક વારની વપરાશ પછી તે વપરાયલી સોટી પ્રત્યેનો તેમનો પ્રેમ ઉતરી

જાય છે, આથી પોતે હરહમેશ નવી નવી સોટીઓ બનાવે છે

સરોવરને કિનારે આવેલા હોડીઓ રાખવા માટેના મકાન પાસે પહોચ્યા ત્યાર પછી જરાક વારે થોડીક સોટીઓનો ભારો લઇને **સર પર્સિવલ** આવી પહોચ્યા અમે હોડીઓ રાખવાના મકાનમા બેઠા પછી અમારી વચ્ચે જે વાતચીત ચાલી તે હુ અત્રે ઉતારૂ છુ આ વાતચીત મને પોતાને ઘણીજ અગત્યની જણાઈ છે, કારણકે મારા વિચારો અને લાગણીઓ ઉપર કાઉન્ટ ફ્રૉસ્કોએ જે લાગવગ મેળવી છે, તેમા એ વાતચીત પછી મને અવિશ્વાસ ઉપજ્યો છે મારૂ મન ગભીરપણે અસ્વસ્થ બની ગયુ છે, અને ભવિષ્યમા મારાથી બની શકે તેટલા બળથી કાઉન્ટના વિચારો અને અણઘટતી લાગવગ સામે થવાનો મે નિશ્ચય કર્યો છે

નૌકા-ગૃહ વિશાળ હતું અમે બધા તેમા નિરાતે બેસી શક્યા હોત પરતુ **સર પર્સિવલે** બહાર રહેવુ પસદ કર્યું બહાર ઉભે ઉભે તેઓ સોટીઓ છોલ્યા કરતા હતા અમે ત્રણે સ્ત્રીઓએ એક જગ્યાએ બેસીને અમારા કામ આરભ્યા **લૉરાએ** ભરવાનુ કામ કરવા માડ્યુ. **મેડમ ફ્રૉસ્કોએ** સિગારેટ્સ બનાવવા માડી મારે પોતાને તો કાઇજ કરવાનુ નહતુ મારા હાથ હમેશા પુરુષોની માફકજ કામકાજથી અતડા રહેલા છે અને રહેશે **કાઉન્ટે** હસતા હસતા એક નાનુ ' સ્ટુલ ' લઇને તેના ઉપર બેસવા યત્ન કર્યો પણ તેનુ શરીર જાડુ અને સ્ટુલ પાતળુ હોવાથી તેને બેસતા ફાવ્યુ નહી આથી તેણે નૌકા-ગૃહની દિવાલને પોતાની પીઠ અરકાડીને તે ' સ્ટુલ ' ઉપર જેમ તેમ પોતાના શરીરનો સમાસ કર્યો. ઉંદરોનુ પાજરૂ તેણે પોતાના ખોળામા મૂક્યુ તથા તેના લોઢાના શળીઆ ખોલીને ઉંદરોને બહાર આવવા દઇને પોતાના હાથ ઉપર રમવા દીધા, કાઉન્ટના ઉંદર સુદર છે, પરતુ માણસના શરીર ઉપર એ ઉંદરડા ફરતા હોય છે તે વખતનો દેખાવ મને અપ્રિય લાગે છે એ દેખાવ જોતા મારા તતુઓમા કપારી આવી જાય છે અને કેદખાનાના ભોયરામાથી આવા પ્રાણીઓ ધીમે ધીમે કેદીઓના શરીર ઉપર ફરીને કગાળ હાલતમાં તેમના

પ્રાણુ લેતા હોવાનો ભયાનક વિચાર મનમા સ્ફુરી આવે છે. નૌકા-ગૃહના બારણામાથી અને બારીઓમાથી પ્રાત કાળનો શીતળ સમીર અદર આવતો હતો, પણ ઋતુ અનિયમિત હતી ઘડીકમા વાદળા થતા અને ઘડીકમા સૂરજના કિરણો પ્રકાશતા સરોવરના પાણીમા આથી ક્ષણે ક્ષણે વિવિધ દેખાવ થતા જ્યારે પાણીમા સૂર્યના કિરણો પ્રવેશતા નહી ત્યારે પાણીનો દેખાવ ભયકર અને ગ્લાનિ ઉપજાવનારો લાગતો અને કિરણોના પ્રકાશમા સોનેરી પતરા સરોવરમા ઢાળી દીધા હોય એવો દેખાવ જણાતો આકાશમા વાદળા વધુ વખત છવાઈ જતા તેથી સૂર્યના કિરણો બહુવાર દેખાતા નહી

સરોવર તરફ પોતાના હાથમાની અર્ધી છોલેલી સોટી ધરીને સર પર્સિવલે આ તડકા-છાયાને ઉદ્દેશીને કહ્યુ " કેટલાક લોકો આ દેખાવ રમ્ય ગણે છે, પણ હુ તેને તેવો ગણતો નથી મને તો આ સરોવર જ પસદ નથી એક ગૃહસ્થની મિલકતમા તે ડાઘ સમાન છે મારા દાદાના પિતાના વખતમા આ સરોવર નૌકા-ગૃહ સુધી પથરાયલુ હતું. તેના તરફ જુઓ તેમા દરેક સ્થળે ચાર ફીટથી વધારે ઉડુ પાણી નહી હોય, અને જ્યા જોશો ત્યા લીલ બાઝેલી છે અને રોપાઓ ઉગેલા છે મને ઘણી વખત વિચાર આવ્યો છે કે, તેમાનુ પાણી ઉલેચી નખાવુ અને તેના ઉપર ખેતી કરાવુ મારો ખેડુત એક વહેમી અને મૂર્ખો માણુસ છે તે કહે છે કે, કાળા સમુદ્રની માફક આ સરોવર કલકિત છે તેના ઉપર દેવનો શ્રાપ છે ફ્રાસ્કો ! તુ શુ ધારે છે? આ સ્થાન એક ખૂનીને માટે અનુકૂળ સ્થાન જેવુ નથી શુ ?"

સ્ટુલ ઉપરથી મહા મહેનતે ઉઠીને તથા નૌકા-ગૃહના બારણા આગળ ફરીથી બરાબર રીતે ગોઠવાઇને, સરોવર તરફ ફ્રાસ્કોએ થોડીક વાર સુધી નિહાળ્યા કર્યું અને પછી કહ્યુ " ભલા પર્સિવલ, તારી ગભીર ઇગ્લિશ બુદ્ધિ મને તો બહેર મારી ગયેલી જણાય છે. જોતો નથી કે, સરોવરમા પાણી એટલુ બધુ છાછરૂ છે કે, જેનુ ખૂન કરવામા આવે તેનું શબ પાણીમા છુપાવી શકાય નહીં ઉપરાત આસપાસ જે રેતી છે

તેમા ખૂનીના પગલા જરૂર પડી રહે આથી એકદરે ખૂન માટે તો આ જગ્યા તદ્દન નાલાયક છે "

સર પર્સિવલે પોતાની સોટી ઉપર જોરશથી ચપ્પુ મારીને મોટુ ગબ્બદાળુ પાડતા પાડતા કહ્યુ "છટ્ ! છટ્ ! મારૂ કહેવુજ તુ કયા સમજ્યો છે ? આ કટાળા ભરેલો કુદરતી દેખાવ અને આ એકાન્ત સ્થાન ખૂન માટે અનુકૂળ છે એમ મારૂ કહેવુ છે તારે સમજવુ હોય તો સમજ અને ન સમજવુ હોય તો લમણાઝીક પડતી મૂક " આમ કહીને તેમણે સોટી જોરશથી છોલવી ચાલુ રાખી

કાઉન્ટે કહ્યુ "બરાબર તારૂ કહેવુ બે જ વાકયોમા સમજાવી શકાય જો એક મૂર્ખો, ખુન કરવાનો ઇરાદો રાખે તો તેને માટે તે તારા સરોવરનેજ પસદ કરશે અને જો એક ડાહ્યો માણસ એવી ઇચ્છા રાખતો હશે તો કદીપણ તે તારા સરોવર તરફ નજર સરખી કરશે નહીં તારા કથનનુ રહસ્ય એ જ છે ને ? જો તેજ હોય તો તારા વાકયો-નો મે યોગ્ય ખુલાસો જ કર્યો છે, પર્સિવલ !"

લૉરાએ કાઉન્ટ તરફ તિરસ્કારસૂચક દૃષ્ટિપાત કર્યો બીજા બધા પોતપોતાના ધ્યાનમા હતા એટલે મારા સિવાય કોઇએ તે જોયો નહીં તે બોલી "મને એ સાભળીને ખેદ થાય છે કે, આ સરોવરના દેખાવને ખૂનને લગતા ભયકર વિચાર સાથે સરખાવવામા આવે છે જો કાઉન્ટ ફ્રૉસ્કો ખૂનના વર્ગીકરણ કરતા હોય તો હુ ધારૂ છુ કે, પોતાના ઉદ્દગારોની પસદગી તેમણે કમનસિબ રીતે કરી છે ખૂનીઓને મૂર્ખ કહેવા એ, મને લાગે છે કે, જે જાતની બેપરવાઇ તેમના પ્રત્યે બતા-વવી ન જોઇએ તે બતાવવા સમાન થઇ પડે છે એવી બેપરવાઇ માટે ખૂનીઓ હક્કદાર નથી તેઓને ડાહ્યા માણસો તરીકે વર્ણવવા, એમા મને તો, વિચારોનો ચોખ્ખો પરસ્પરવિરોધ લાગે છે મે હમેશા સાભળ્યુ છે કે, સત્પુરૂષો તો સદાચરણીજ હોય છે અને તેઓને ગુન્હાઓ પ્રત્યે અત્યત તિરસ્કાર હોય છે."

કાઉન્ટે હસીને કહ્યુ "શાણા સજ્જન ! તમે સુદર ભાવનાઓ જાહેર કરી છે બાળકોને લખાવાતી દસ્કત-શિક્ષક ચોપડીઓમા આવી ભાવનાઓના વાકયો મોટા અક્ષરે લખેલા હોય છે " તેણે એક સફેદ ઉંદરને પોતાના ખોળામાથી પોતાની હથેલીમા રાખીને તે ઉદર તરફ જોઇને કહ્યુ " મારા સુદર સુવાળા સફેદ ઠગ ! તારે માટે અહીં એક બોધ-પાઠ રજૂ થયો છે એક ડાહ્યો ઉદર હમેશા ડાહ્યો ઉદરજ હોય છે ! જા, તારા બીજા સાથીઓ આગળ આ બોધ-પાઠ કહી સભળાવ, અને કોઈ દિવસ તમે સર્વ ઉંદરડાઓ આ પાજરાના લોઢાના શળીઆ કરડવાનો અને પાજરામાથી નાસી જવાનો પ્રયત્ન ન કરશો. "

લૅારાએ દૃઢતાથી કહ્યુ "દરેક વાતને મશ્કરીના રૂપમા ફેરવી નાખવી સહેલી છે પણ કાઉન્ટ ફોસ્કો, એક ડાહ્યો માણસ, એક ગુન્હેગાર ખૂની તરીકે ઠર્યો હોય એવો કોઈ દાખલો મને શોધી આપવો તમને જરૂર સહેલો નહીં લાગે "

કાઉન્ટે પોતાના ખભા હલાવ્યા, લૅારા તરફ જોઇ તેને મિત્રભાવે હસીને નમન કર્યું અને કહ્યુ " તમારૂ કહેવુ તદ્દન સાચુ છે જે ગુન્હો પકડાઈ જાય તે એક મૂરખાએ કરેલો ગુન્હો જાણવો, અને જે ગુન્હો પકડાય નહી તે એક ડાહ્યા માણસે કરેલો ગુન્હો જાણવો જો હુ તમને કોઇ દૃષ્ટાત આપુ તો તે જરૂર એક ડાહ્યા માણસના ગુન્હાનુ નહીં હોય માનવતા લેડી ગ્લાઇડ, તમો ઇગ્લિશ લોકોની સાદી સમજ આગળ હુ જરૂર હારી જાઉં છુ આ વખતે તો મારી બાજીમા પાસા બરાબર ન પડયા, ખરૂં ને મિસ હોલ્કોબ ? "

સર પર્સિવલ આ વખતે બારણામા અધવચ આવીને ઉભા રહ્યા અને બોલ્યા, " લૅારા, તારૂં નિશાન તુ બિલ્કુલ ચૂકીશ નહીં ફોસ્કોને કહી દે કે, ગુન્હાઓ હમેશા પકડાઇ જાય છે ફોસ્કો, દસ્કત શિક્ષકનુ એક વિશેષ વાક્ય નોધી રાખજે. 'ગુન્હાઓની નિશાનીઓ અચૂક પકડાઇ જાય છે.' કેમ, આ વખતે તુ કેવો હારી ગયો છે ? "

લૅારાએ શાતિથી કહ્યું " તમારૂ કથન હું તદ્દન સાચું ગણું છું."

સર પર્સિવલ આ વખતે ખૂબ જોશથી હસવા લાગ્યા તેમનું અટ્ટહાસ્ય અમને સર્વને–અને ખાસ કરીને કાઉન્ટ ફ્રોસ્કોને વિશેષ–ચોકાવનારૂ લાગ્યુ

લૉરાની તરફેણ કરીને મે કહ્યુ " હુ પણ એ જ અભિપ્રાય ધરાવુ છુ "

સર પર્સિવલ, પોતાની પત્નીની ટીકાથી બહુ જ ખુશ થયા હતા પણ મે જ્યારે તેને ટેકો આપ્યો ત્યારે તેમણે કટાણુ મો કર્યું અને હાથમાની સોટી જુસ્સાથી છોલતા છોલતા તેઓ બારણા આગળથી બહારના ભાગમા જતા રહ્યા તેમની પૂઠ તરફ નજર કરીને અમારા તરફ જોઇને કાઉન્ટે કહ્યુ " બિચારો પર્સિવલ ! અગ્રેજોના પ્રકૃતિજન્ય કુતર્કનો તે ભોગ થઈ પડેલો છે પણ માનનીય મિસ હોલ્કોબ, અને પ્રિયવાદિની લેડી ગ્લાઈડ, શુ તમે ખરેખર એમ જ માનો છો કે, ગુન્હાઓ અચૂક પકડાઈ જાય છે ? અને તુ મારી દેવી ? " પોતાની પત્ની મેડમ ફ્રોસ્કો તરફ જોઇને તે બોલ્યો " તુ પણ શુ એવી જ માન્યતા ધરાવે છે ? "

જાણે અમારા તરફ કટાક્ષમા બોલતી હોય તેમ મેડમ ફ્રોસ્કો બોલી " બહુ જ્ઞાનવાળી વ્યક્તિઓની હાજરીમા મારો અભિપ્રાય જાહેર કરતા પહેલા હુ હમેશા થોભી જાઉં છુ અને એક શિષ્યા તરીકે જ વર્તુ છુ "

મે કહ્યુ " કાઉન્ટેસ, આ સાભળીને હુ અજબ થાઉં છુ મને યાદ છે કે, તમે એક વખત સ્ત્રીઓના હક્ક પ્રતિપાદન કર્યા હતા એ વખતે તો સ્ત્રીઓના અભિપ્રાયની સ્વતત્રતાની તમે ખાસ હિમાયત કરી હતી ! "

મારી ટીકા તરફ દુર્લક્ષ આપીને, સિગારેટ્સ બનાવવાનું પોતાનુ કામ ચાલુ કરતા તેણે કહ્યુ " કાઉન્ટ, આ વિષયમા તમારો પોતાનો શો અભિપ્રાય છે ? "

કાઉન્ટે જવાબ આપતા પહેલા એક ઉંદરને પપાળ્યો અને તે પછી કહ્યું "હુ ખરેખર એ જોઇને અજબ થઉં છુ કે, સમાજ, ગુન્હાઓ પકડવાના પોતાના થોડા સરખા બિનપુરતા સાધનોથી હરખાઈ જઇને પોતાની ખરાબમા ખરાબ આપત્તિઓ સબધમા પણ કેવો અનહદ સતોષ પકડે છે! ગુન્હાઓ શોધવા માટેના સમાજના સાધનો અલ્પ છે, અપૂર્ણ છે, તદ્દન કગાલ છે, અને તેમ છતા પણ સમાજ નીતિના સૂત્રો ઘડી કાઢે છે સમાજ કહે છે કે, અમારા સાધનો બહુ સારી રીતે કામ કરે છે પણ હુ કહુ છુ કે, એમ કહેતી વખતે સમાજ પોતાની ભુલોમા દરેક જણને આધળા બનાવી દે છે ગુન્હાઓ પોતાની નિશાનીઓથી અચૂક પકડાઇ જાય છે, એ શુ ખરૂ છે? ખૂનો હમેશા પકડાઈ જ જશે, એ માન્યતા ખરી છે? મોટા શહેરોમા ખૂનના મુકદ્દમાઓમા શબ ઉપર ભરાતી "કોરોનર્સની જ્યુરી"ના સભાસદોને એકવાર પુછો લેડી ગ્લાઇડ, તેઓને પુછો કે, એ સિદ્ધાત ખરો છે? વીમાકપનીઓના સેક્રેટરીઓને પુછી જુઓ મિસ હૅાલ્કોબ, તેઓને પુછો કે શુ ગુન્હાઓ બધા જ પકડાય છે? તમારા જાહેર વર્તમાનપત્રો વાચો. તેમા પ્રકટ થતા થોડાક ગુન્હાઓમા શુ કટકે કટકા કરી નાખેલી લાશો મળી આવ્યાના અને ખૂનીઓનો બિલ્કુલ પત્તો નહીં લાગ્યાના દાખલાઓ નથી હોતા? વર્તમાનપત્રોમા પ્રકટ થયલા ગુન્હાઓનો સરવાળો, નહીં પ્રકટ થયલા ગુન્હાઓ સાથે કરી જુઓ મળી આવેલી લાશો સાથે નહીં મળી આવેલી લાશોની ગણત્રી કરી જુઓ. તમે કેવા નિર્ણય ઉપર આવશો? એ જ નિર્ણય કે, મૂર્ખ ગુન્હેગારો હમેશા પકડાઈ જાય છે અને ડાહ્યા ગુન્હેગારો છટકી જાય છે એક ગુન્હો છુપાવવો અથવા તો એક ગુન્હો પ્રકટ થઈ જવો, એ શેની ઉપર આધાર રાખે છે? બુદ્ધિ ઉપર પોલિસ ખાતુ એક બાજુ અને ગુન્હેગાર વ્યક્તિ બીજી બાજુ. બન્ને વચ્ચે બુદ્ધિની હરિફાઇ ચાલે છે બન્નેની બુદ્ધિની કસોટી થાય છે. જે દાખલામા ગુન્હેગાર મૂર્ખ, બુદ્ધિહીન અને બિનઅનુભવી તે દાખલામા જરૂર પોલિસખાતુ ફતેહ મેળવે છે. જેમા ગુન્હેગાર દઢમનનો,

કેળવાયલો, અને અપૂર્વ બુદ્ધિશાળી, તેમા પોલિસખાતુ હારી જાય છે જો પોલિસખાતુ ફત્તેહ પામે છે તો સમાજ સમક્ષ બધી વાતો પ્રકટ થાય છે પણ જ્યા તે ખાતુ કાઇ શોધી શકતુ નથી ત્યા સમાજને કશી વાતની માહિતી મળતી નથી આ સડેલા અને ડગમગ થઇ રહેલા પાયા ઉપરથી તમે લોકો તમને રૂચે તેમ નીતિના સૂત્રો ઘડી કાઢો છો જે મૂર્ખ ગુન્હેગારો પકડાઇ જાય છે તેઓના પકડાવાથી તમને બધાને એમ લાગે છે કે, ગુન્હાઓ અચૂક પકડાઈ જાય છે, પણ જેઓ નથી પકડાતા તેઓને માટે તમારી પાસે કાંઈ નીતિ–સૂત્ર છે કે ? "

" ફ્રોસ્કો, તે બહુ ખૂબીબંધ તારો મુદ્દો પુરવાર કર્યો એમા શયતાની સચ્ચાઇ રહેલી છે " સર પર્સિવલે અચાનક આ વખતે નૌકા–ગૃહના બારણામા આવીને ઉપલા ઉદ્દ્ગાર કાઢયા

મે કહ્યુ " આમાનુ કેટલુક કદાચ સાચુ હશે અને આ આખો મુદ્દો ભલે બહુ સારી રીતે રજૂ કરવામા આવ્યો તો પણ હુ એ સમજી શકતી નથી કે, સમાજ ઉપર ગુન્હેગારો ફત્તેહ મેળવે તેમા કાઉન્ટને આટલો બધો હર્ષ શાથી થાય છે ? અને તમે, સર પર્સિવલ, આટલી બધી ખુશાલીથી તેમને કેમ પુષ્ટિ આપો છો, એ પણ મારી સમજમા ઉતરતુ નથી "

સર પર્સિવલે પુછ્યુ " ફ્રોસ્કો, સાભળ્યુ કે ? મારી સલાહ માની જા અને તારા શ્રોતાવર્ગ સાથે સમાધાન કર તેઓને કહે કે, સદ્ગુણ, એક સુદર વસ્તુ છે તેઓને એ વાત પસદ પડશે, એ વિષે હું તને ખાત્રી આપુ છુ "

કાઉન્ટે મદ મદ સ્મિત કર્યા કર્યું. આ વખતે બે ઉંદર તેણે પહેરેલા કપડામા ભરાઇ ગયા હતા તેઓ એકદમ કુદકા મારતા બહાર નીકળ્યા અને પોતાના પાજરામા ભરાઈ ગયા

કાઉન્ટે કહ્યુ " પ્રિય પર્સિવલ, આ સન્નારીઓ સદ્ગુણ વિષે મને જરૂર સમજણ આપી શકે, કારણકે તેઓ જાણે છે કે, સદ્ગુણ એ શી વસ્તુ છે અને હુ તો તે જાણતો નથી મારા કરતા એ વિષયમાં

તેઓ વધારે અનુભવી જ ગણાય ”

સર પર્સિવલે કહ્યું “તારો નિરાશાવાદ જોઇને હુ અજબ થાઉ છું ”

કાઉન્ટે ધીમેથી પોતાનુ સભાષણ પાછુ આગળ ચલાવતા કહ્યું “ એ વાત ખરી છે કે, હુ જગત્‌નો એક નાગરિક છુ, અને મારી યુવાનીમા જુદી જુદી તરેહના સદ્‌ગુણોના સમાગમમા આવેલો છુ, પણ તેને લીધે મારી વૃદ્ધાવસ્થામા હુ એટલો બધો મુઝાઈ ગયો છુ કે, કિયો સદ્‌ગુણ વાજબી છે અને કિયો ગેરવાજબી છે, એને લગતો ભેદ હુ હજીપણ શોધી શકયો નથી અહીં ઈંગ્લાડમા અમુક બાબતને સદ્‌ગુણ કહેવામા આવે છે અને ત્યા ચીનમા અમુક બાબતને સદ્‌ગુણ ગણવામા આવે છે જોન ઇગ્લિશમેન કહે છે કે, મારો સદ્‌ગુણ જ સગીન સદ્‌-ગુણ છે અને જોન ચાઇનામેન પોતાના સદ્‌ગુણને તેવો કહે છે! હુ એકની હામા હા મેળવુ છું અને બીજાનુ કહેવુ માનવાની ના પાડુ છુ. એમ છતા પણ ઉચી એડીવાળા જોનના સબધમા તેમ જ લાબી ચોટલી વાળા જોનના સબધમા હુ હજીયે ગૂચવણોના વર્તુલમા જ રહેલો છુ! અહા, મારા નાનકડા સુદર ઉદરડા! આવ, મને ચુબન કર સદ્‌ગુણ સબધી તારો પોતાનો ખાનગી અભિપ્રાય શો છે તે મને કહે જો. હુ તને હમેશા સારૂ સારૂ ખાવાનુ આપુ છુ, હુફવાળી જગ્યાએ રાખુ છુ અને વળી અત્યારે તારી ભાવનાઓની કસોટી કરૂ છુ આ બુદ્ધિને લગતા વિષયમા તને કાંઈ સમજ નહીં પડે ખરૂંને ? ”

મે અત્રે કહ્યુ “ કાઉન્ટ એક ક્ષણ થોભો તમારા દાખલા વિષે હુ અભિપ્રાય આપુ અમારા ઇગ્લાડમા એક સદ્‌ગુણ તો એવો છે જ કે જેની સામે શકા ન જ ઉઠાવી શકાય અને જે ચીનમા નથી જ. ચીનાઈ સત્તાવાળાઓ તદ્દન નજીવા બહાનાને કારણે હજારો નરપરાધી માણસોને મારી નાખે છે. અમે ઈંગ્લિશ લોકો આવી જાતના ગુન્હાથી તદ્દન વિમુખ છીએ-અમે એવા ભયકર કૃત્યો કરતા નથી-સ્વચ્છદ-તાથી લોહીની નદીઓ વહેવરાવવાના કૃત્યોને અમે અત.કરણપૂર્વક ધિક્કારીએ છીએ. ”

લૉરાએ કહ્યુ " મેરીઅન, તદ્દન સાચુ ! બહુ જ ઉમદા વિચાર અને બહુ જ ઉમદા વક્તવ્ય "

મેડમ ફ્રૅસ્કોએ ગભીરતાથી કહ્યુ " મહેરબાની કરીને કાઉન્ટને આગળ બોલવા દો યુવાન સન્નારીઓ, તમે જોઇ શકશો કે, પોતાના કથનની પુષ્ટિમા વાજબી કારણો હોય છે તો જ તે કોઇપણ સિદ્ધાત હમેશા રજૂ કરે છે "

કાઉન્ટે જવાબ દીધો " મારી દેવી, તારો આભાર માનુ છુ આ એક ચૅાકલેટ લે " આમ કહીને તેણે પોતાના ખિસ્સામાથી એક પેટી કાઢી અને પાસેના એક બાક ઉપર મૂકી " ચૅાકલેટ એ લા વેનિલિ " પુન એ પેટી પોતાના હાથમા લઈને, તે ઉઘાડીને અમારી બધાની આગળ નમન કરતા કરતા ફેરવીને તે બોલ્યો " આજના આ સુદર મેલાવડાને વદન કરતા ફ્રૅસ્કો તરફની નમ્ર ભેટ ! "

તેની પત્નીએ આ અભિનય નાપસદ કરતા કહ્યુ " કાઉન્ટ, મહેરબાની કરીને હવે તમારા વિષય ઉપર વિવેચન કરો તો ઠીક મિસ હોલ્કોમ્બને જવાબ આપીને મને આભારી કરો "

આ સભ્ય ઈટાલિયને કહ્યુ " મિસ હોલ્કોમ્બને જવાબ આપી શકાય તેમ નથી એટલે કે, જ્યા સુધી તેમણે કહ્યુ છે ત્યા સુધી જ હા, હુ તેમની સાથે સમત થાઉ છુ જોન બુલને, જોન ચાઈનામેનના દુષ્કૃત્યો પ્રત્યે ખરેખર ધિક્કાર ઉપજે છે જોન બુલની એ પ્રકૃતિ છે કે, પોતાની ચપળ, અનુભવી અને વૃદ્ધ આખથી તે પોતાના પાડોશીઓના દોષ એક ક્ષણમા પારખી શકે છે પણ આ સૃષ્ટિ સર્જાઇ ત્યારથીજ તેના પોતાનામા રહેલા દોષ જોવામા તે બહુજ ધીમો માલુમ પડયો છે હુ પ્રશ્ન કરૂ છુ કે, જોન બુલ, બીજા લોકોના દુર્ગુણોને વખોડે છે ખરો, પણ તેમના કરતા શુ પોતે વધારે ચઢીઆતો છે ? મિસ હોલ્કોમ્બ, ઇગ્લિશ સમાજ ગુન્હાની શત્રુ છે, એ હું કબૂલ કરૂ છુ પણ તેજ સાથે હુ કહીશ કે, એજ સમાજ ગુન્હાની સાથી પણ બને છે હા. હા બીજા દેશોમા ગુન્હો જે વસ્તુસ્થિતિમા છે

તેજ વસ્તુસ્થિતિમા તે આ દેશમા પણ છે ગુન્હો જેમ માણસનો શત્રુ છે તેમજ તે માણસનો અને તેની આસપાસનાઓનો એક સારો મિત્ર પણ છે એક અઠગ બદમાશ હમેશા પોતાની પત્નીનુ અને પોતાના કુટુબનુ સારી રીતે ભરણપોષણ કરે છે આમા એક હિકમત તો એ રહેલી હોય છે કે, તે પોતાના કુટુબને બીજાઓની નજરે દયાપાત્ર ઠરાવી શકે છે એક બદમાશ હમેશા પોતાની જોગવાઇઓ પણ કરતો રહે છે એક અવિચારી ઉડાઉ, જેને હમેશા નાણા ઉછીના લેવાની આદત પડેલી હોય છે તેને તેના મિત્રો તરફથી વારવાર વધારે નાણા મળતા રહેશે, પરતુ નિયમિત જીવન ગાળનાર એક પ્રામાણિક માણસ માત્ર ખરેખરી તગીમા આવી પડે ત્યારે જ ઉડી આનાકાની પછી નાણા માગવા જશે તો તેના માર્ગમા મુશ્કેલીઓ ઉભી થશે ઉડાઉના દાખલામા તેના મિત્રો લગારે અજાયબ થશે નહીં અને તે ઉડાઉને ખુશીથી નાણા આપશે પરતુ પ્રામાણિક માણસના દાખલામા તેઓ અત્યત આશ્ચર્યચકિત થઇને આનાકાની કરશે ! બદમાશ માણસ પોતાના જીવનને અતે જે કારાગારમા જાય છે તે શુ પ્રામાણિક માણસ પોતાના જીવનને અતે જે મુફલીસ અને હાડમારીઓથી ભરપૂર કારખાનામા જાય છે તેના કરતા વધારે અગવડ ભરેલી જગ્યા છે ? જ્યારે એક પરોપકારી શ્રીમત ગરીબાઇ દૂર કરવાનો નિશ્ચય કરે છે ત્યારે તે સૌથી પહેલો કારાગારોની મુલાકાત લે છે શુ એ કારાગારો કગાલ ગુન્હેગારોથી વસાયલા નથી હોતા ? પરોપકારી શ્રીમત, ગામડા અને શહેરોના પ્રામાણિક ખેડુતોના ઝુપડા કે ગરીબોની ચાલીઓમા કેમ જતો નથી કે જ્યા સદ્ગુણ પણ કગાલ હાલત ભોગવી રહેલ હોય છે ? કિયા ઈંગ્લિશ કવિની કવિતાઓ તરફ સમસ્ત જગત્‌ની દિલસોજી હોય છે ? જે કવિ કરૂણાજનક અને કગાલ હાલતનો આબાદ ચિતાર પોતાની કવિતાઓમા આપે છે તેના લખાણના જગત્ વખાણ કરે છે તમે એવા કથાનકોને રસ ભરેલા ગણો છો કે જેમા એક નોજુવાન પોતાના જીવનની શરૂઆત ખોટી સહીઓથી અને બનાવટી દસ્તાવેજોથી કરે છે અને પછી આખરે પસ્તાઇ

ને આત્મહત્યા કરે છે। બે ગરીબ અને ભૂખમરો વેઠતી પોષાક બનાવનારીઓમાથી કોણ સારી જિદગી ગાળે છે ?—જે સ્ત્રી પ્રામાણિક અને દુર્ગુણોની લાલચમા નહી ફસાનારી હોય છે તે ? કે જે સ્ત્રી દુર્ગુણોના બધનમા ફસાઇને ચોરી કરે છે તે ? તમે સર્વ જાણો છો કે, જો તે ચોરી ન કરે તો તેને ભૂખે મરવુ પડે આથી તે ચોરી શ્રીમતાઇની ટોચે પહોચે છે—જુઓ, તે એમ કરે છે છતા પણ તેને ત્યા પુષ્કળ ઘરાક જાય છે, પરોપકારી અને સારા સ્વભાવના ઇંગ્લિશ લોકો તેને કમાણી કરાવે છે અને એ રીતે તે અપ્રમાણિક બાઇ દશમી ધાર્મિક આજ્ઞાનો ભગ કરીને સુખી થાય છે। જો એણે તે આજ્ઞા પાળી હોત તો પહેલી સ્ત્રીની માફક તેનુ જીવન ભૂખમરામાજ વીત્યુ હોત!" એક ઉંદરને ઉદ્દેશીને તે બોલ્યો "મારા નાનકડા ઉંદરડા! આમ આવ હુ તને થોડાક વખતને માટે એક માનવત સન્નારીમા ફેરવી નાખુ છુ મારી પહોળી હથેલીમા સ્વસ્થતાથી બેસી રહીને હવે મારૂ કહેવુ સાભળ પ્રિય ઉંદર! એક સન્નારી તરીકે તુ એક ગરીબ માણસને ચાહે છે અને તેને પરણે છે, એમ માની લે તુ પરણે છે તે વખતે તારા અર્ધા દોસ્તદારો તારા તરફ દયા બતાવે છે, અને અર્ધા દોસ્તદારો તને ઠપકો આપે છે તારી પ્રમાણિક માન્યતાઓ પ્રમાણે વર્ત્તવાનો તને આવો બદલો મળે છે, પણ એથી ઉલ્ટુ જ, જો તારા હૃદયને છેતરીને કેવળ ચળકાટ વાળા સોનાને ખાતર, તારી નાપસદગીના માણસ સાથે તુ લગ્ન કરે છે તો એ ચકચકિત સોનાને લીધે તારા મિત્રો તારા વખાણ કરે છે એ વખતે જો તુ એકાદ પ્રતિષ્ઠિત પાદરીને ભોજનના મેલાવડામા આમત્રણ કરે છે તો તરત જ તેનાએ મુખમાથી હાસ્યધારાઓ વહેવા માડે છે અને માનવજગતમા જે સાદુ ખરેખરી રીતે નીચમા નીચ ગણાવુ જોઇએ—પ્રેમ વિનાના લગ્ન, અને કેવળ નાણા ખાતર થયલા લગ્ન વખોડાવા જોઇએ—તેને બદલે એજ પ્રતિષ્ઠિત ધાર્મિક પાદરી, તારા લગ્નને પવિત્રતાનો સહીસિક્કો કરી આપે છે। જોયુ, છેતરપિંડીનુ સુખ! બસ, હવે મારા પ્યારા ઉંદરડા! તારા અસલ સ્વરૂપમા આવી જા જો વધુ વખત તુ સ્ત્રી તરીકે રહે તો મને

ખાત્રી છે કે તુ મને એમજ કહેવા માડશે કે સમાજ ગુન્હાઓ તરફ તિરસ્કાર વૃત્તિથી જુએ છે–પણુ, ઉદર ! તને ખબર છે કે, તુ મને એમ કહેશે તે વખતે તારી આખો અને તારા કાનનો તુ બરાબર સદુપયોગ કરે છે કે કેમ તે માટે હુ જરૂર શકા ઉઠાવીશ હા ! હુ એક ખરાબ માણુસ છુ લેડી ગ્લાઇડ, હુ ખરાબ માણુસ ખરોને ? બીજા માણુસો માત્ર જે બાબતમા મનમા વિચાર કરીને બેસી રહે છે તે બાબત હુ ચોખ્ખેચોખ્ખી કહી દઉ છુ જ્યારે આખુ જગત્ અદરખાનેથી સારી પેઠે સમજતુ હોવા છતા પણુ બહારથી દેખાતા સાફ ચહેરા પર ફિદા થઇ જાય છે ત્યારે તેના ઉપરનો પોકળ પડદો હટાવી દેવાની અને તેને ખુલ્લા સ્વરૂપમા પ્રકટ કરવાની ધૃષ્ટતા હુ કરૂ છુ ખરૂને ? વારૂ હવે હુ તમારી ભાવનાઓમા અતરાય રૂપ નહી થાઉં અને બહાર ફરવા જઇશ સન્નારીઓ ! શેરીડન કહી ગયો છે તેમ " હુ જાઉ છુ–અને મારૂ ચારિત્ર મારી પાછળ તમારા અભિપ્રાયને માટે મૂકતો જાઉ છુ "

તે ઉભો થયો અને જે સ્ટુલ ઉપર તે બેઠો હતો તેના ઉપર ઉદરનુ પાજરૂ મૂકયુ એ બાદ તેણે ઉદરની ગણત્રી કરવા માડી " એક, બે, ત્રણુ, ચાર—હે ?" ગભરાઇને તે ચીસ પાડીને બોલ્યો " પાચમો ક્યા ! સૌથી નાનો, સૌથી વિશેષ સફેદ અને સૌથી વધારે પ્રિય–મારો બેન્જામિન ક્યા ! "

હુ કે લૉરા અત્યારે મશ્કરીમા ભાગ લેવા જેવી હાલતમા નહોતા કાઉન્ટનુ વિચિત્ર સભાષણુ તેના સ્વભાવની એક નવી છાયા દર્શાવનારૂ હતુ મને અને લૉરાને તે સાભળીને તેના પ્રત્યે વધારે અભાવ ઉપજ્યો હતો. પણુ એક નાના સરખા ઉંદરડા માટે આવો મોટી ઉમરનો માણુસ હાસ્યાસ્પદ રીતે દુ ખ પામે ત્યારે બેશક હસવુ ખાળી શકાય નહીં અમારી મરજી નહોવા છતા પણુ અમે હસી પડયા મેડમ ફોસ્કો અત્રે પોતાની જગ્યાએથી ઉઠીને ઉભી થઇ. તેનો પતિ સ્વસ્થતાથી ઉદર શોધી શકે, એ માટે તે નૌકા–ગૃહના બારણા તરફ જવા લાગી અમે પણુ તેનુ અનુકરણુ કર્યું.

અમે આશરે ત્રણેક ડગલા ભર્યા હશે તેટલામા કાઉન્ટની ચપળ આખોએ અમે બેઠા હતા તે બાક નીચે ઉદર શોધી કાઢયો તેણે બાક આઘો ખસેડયો અને તે પ્રાણીને પોતાના હાથમા લીધુ પણ તેજ વખતે તે એકાએક ઉભો રહી ગયો અને ઘુટણીએ પડીને જ્યા તે ઉદર હતો ત્યા બારિકાઇથી નજર ફેરવવા લાગ્યો વિચિત્ર મો કરતો તે પાછો ઉભો થયો ઉદરને પાજરામા મૂકતી વખતે તેનો હાથ ધ્રુજવા લાગ્યો. તેનો ચહેરો ફિક્કો બની ગયો અમે આથી આશ્ચર્ય પામ્યા

તેણે ધીમા સાદે કહ્યુ "પર્સિવલ! પર્સિવલ! અહી આવ"

દશેક ક્ષણ પહેલાથીજ સર પર્સિવલનુ અમારા તરફ ધ્યાન નહોતુ રેતીમા તેઓ એક સોટી વતી આકડાઓ લખવામા અને વળી પાછા તે ભુસી નાખવામા રોકાયા હતા કાઉન્ટે હાક મારી એટલે યત્રવત્ તેની પાસે જતા બેધ્યાનપણે તેમણે કહ્યુ

"ફેન્ટ, હુને વળી શી બાબતની નવી તકરાર જાગી?"

કાઉન્ટે ધ્રુજતા હાથે સર પર્સિવલની ગર્દન આગળથી તેમનુ ખમીસ ખેચ્યુ અને જે જગ્યાએ પોતે બારિકાઇથી નિરીક્ષણ કર્યું હતુ તે જગ્યા તરફ આગળી ચીધીને કહ્યુ

"એ જગ્યાએ તને કશુ દેખાતુ નથી?"

"શુ દેખાય વળી? સુક્કી રેતી છે અને વળી ત્યા કેટલોક કચરો પડયો છે!"

"કચરો નથી! જરાક બારિકાઇથી નિહાળ લોહી છે!"

લૅાગએ આ છેલ્લા શબ્દો સાભળીને મારા તરફ ભયભરી નજર કરી

મે કહ્યુ "લગારે બ્હીવા જેવુ નથી, વહાલી બહેન! એ તો એક નાના રખડેલ કુતરાનુ લોહી છે"

દરેક જણને આ સાભળીને અજાયબી ઉપજી અને દરેક જણની આખ મારા તરફ વળી

સર પર્સિવલે મને પુછ્યુ "તમે શી રીતે જાણ્યુ કે, એ કુતરાનુ લોહી છે?"

મે કહ્યુ "તમે જે દિવસે અહી આવ્યા તે દિવસે એક કુતરાને આ જગ્યાએ મે મરતો જોયો હતો બિચારો અહી તહી રખડતો હતો તેથી તમારા રખવાળે તેના ઉપર ગોળીબાર કર્યો હતો"

સર પર્સિવલે પુછ્યુ "એ કોનો કુતરો હતો? મારો તો નહી જ હોય!"

લૉરાએ સહૃદયતાથી મને પ્રશ્ન કર્યો "મેરીઅન, તે એ કુતરાને બચાવવા યત્ન કર્યો હતો? મને ખાત્રી છે કે, તે તેવો પ્રયત્ન કર્યો જ હશે"

મે જવાબ દીધો "હા મે અને ઘરકામની વ્યવસ્થા રાખનાર બાઇ મિસિસ મિચલસને તે કુતરાની બની શકે તેટલી સારવાર કરી હતી, પરતુ તેને પડેલો ઘા પ્રાણઘાતક હોવાથી એ બિચારૂ પ્રાણી દયાજનક રીતે અમારા ખોળામાજ મરણ પામ્યુ!"

સર પર્સિવલે જરાક ઉશ્કેરણી ભરેલા અવાજે પોતાનો આગલ્યો પ્રશ્ન કર્યો "એ કુતરો કોનો હતો? મારા કુતરાઓમાનો એક હતો કે શુ?"

"ના તે તમારો નહતો"

"ત્યારે કોનો હતો? મિસિસ મિચલસન તો જાણતી જ હોવી જોઇએ ને?"

આ પ્રશ્ન થતા જ મને યાદ આવ્યુ કે, મિસિસ મિચલસનને મિસિસ કેથેરિકે, પોતાની બ્લેકવૉટર પાર્કની મુલાકાતની વાત છુપાવી રાખવા ભલામણ કરી હતી આથી એ વાત ખુલ્લી કરવાની મારા દિલમા આનાકાની થઈ પરતુ બધાનો સર્વસામાન્ય ભય અટકાવવા માટે મે અવિચારીપણે અત્યાર સુધીમા જે કાઇ કહી દીધુ હતુ તે જોતા છેલ્લા પ્રશ્નનો જવાબ ન આપવો મને ઠીક લાગ્યો નહી વળી હુ જવાબ ન દઉ તો ખોટો સંદેહ ઉપજે અને મામલો વધારે ખરાબ બને એવો મને ભય ઉપજ્યો. આથી પરિણામનો વિચાર કર્યા વિના મે જવાબ

દીધો " હા મિસિસ મિચલસનને ખબર હતી તેણેજ મને ખબર આપી હતી કે, તે કુતરો મિસિસ કેથેરિકનો હતો–"

મારા મોમાથી મિસિસ કેથેરિકનુ નામ નીકળ્યુ કે તરતજ મારી અને સર પર્સિવલની વચમા ઉભેલા કાઉન્ટને ધકકો મારીને સર પર્સિવલ એકદમ આગળ આવી મારી નજદિક ઉભા રહ્યા અને મારા તરફ પોતાની આખો તીવ્રપણે ટમટમાવતા બોલ્યા " એ બાઇને ક્યાથી ખબર મળી કે, મિસિસ કેથેરિકનો જ તે કુતરો હતો ? " સર પર્સિવલનો ચહેરો જોઇને હુ અર્ધી ભયભીત બની ગઈ, પરતુ મે શાત સ્વરે જવાબ દીધો " તે કેમ ન જાણે ? મિસિસ કેથેરિક પોતેજ એ કુતરા સાથે અહીં આવી હતી "

" તે પોતે અહી આવી હતી ? શુ મારા મકાનમા તે કુતરા સાથે દાખલ થઈ હતી ? "

" હા "

" કિયા સેતાનનુ અહી વળી તેને કામ પડયુ હતુ ? " આ ઉદ્ધત પ્રશ્ન અને તે કરતા પણ વિશેષ ઉદ્ધત ઢબને લીધે સર પર્સિવલમા સામાન્ય સભ્યતાની પણ મને ખામી જણાવાથી મે તેમને જવાબ દેવો ઉચિત લેખ્યો નહી અને આ ઉદ્ધતાઇ બદલ હુ મૂગે મ્હોએ મારી પીઠ તેમના તરફ કરીને ઉભી રહી

તરતજ કાઉન્ટે તેમના ખભા ઉપર હાથ મૂકીને ધીમા પરતુ મૃદુ ઠપકાભર્યા સ્વરે કહ્યુ " પ્રિય પર્સિવલ !–ધીમેથી–જરા વિશેષ ધીમેથી ! "

સર પર્સિવલે ગુસ્સાથી કાઉન્ટ તરફ જોયુ. કાઉન્ટે હસવા માડયુ અને પુન કહ્યુ " વહાલા મિત્ર ! આટલો બધો આકળો શુ થઈ જાય છે ? ધીમો પડ "

સર પર્સિવલ થોડીવાર સુધી ચૂપ રહ્યા અને તે પછી પાછળથી જરાક આગળ ડગલા ભરીને મારી અજાયબી વચ્ચે મારી સન્મુખ આવીને તેમણે મારી માગવા માડી.

" મિસ હોલ્કોમ, હું તમારી માફી માગુ છુ, થોડાક વખતથી મારો મિજાજ જરા જરા વારમા તપી જાય છે હવેથી હુ સભ્ય રહેવા પ્રયત્ન કરીશ પણ મને એટલુ જ જાણવાની ઈચ્છા છે કે, મિસિસ કેથેરિકને અહીં કોનુ કામ પડયુ હશે? તે શા માટે અહીં આવી હશે? તે ક્યારે આવી હતી? માત્ર મિસિસ મિચલસને જ તેને જોઈ હતી કે બીજા કોઈએ?"

મે કહ્યુ "મને ખબર છે ત્યા સુધી તો માત્ર મિસિસ મિચલસનને તે મળી હતી"

કાઉન્ટે અત્રે પુન વચ્ચે પડીને કહ્યુ "જો એમ હોય તો, પર્સિવલ! મિસિસ મિચલસનને તુ કેમ પુછી જોતો નથી? એ બાઈ તને પુરતી પ્રથમદર્શક માહિતી આપી શકશે"

"બરાબર!" સર પર્સિવલે કહ્યુ "એ બાઈને જ મારે બધુ પુછી જોવુ જોઈએ હુ પણ કેવો મૂર્ખ! અત્યાર પહેલા મારે તેની જ પાસેથી બધી વિગત મેળવવી જોઈતી હતી" આમ કહી તેઓ તરત જ અમારી આગળથી વદાય થયા અને મકાન તરફ ઝડપથી જવા લાગ્યા.

કાઉન્ટ વચ્ચે પડયો, એનો અર્થ પહેલા તો હું સમજી શકી નહોતી પણ સર પર્સિવલના ગયા પછી મને તેનો ઉદ્દેશ સમજાયો. તેણે મિસિસ કેથેરિક સબધી મને ઘણા પ્રશ્નો પુછ્યા બ્લેક વૉટર પાર્કમા તે શા સારૂ આવી હશે અને સર પર્સિવલને તેની સાથે શો સબધ હશે, એ મુદ્દાના પ્રશ્નો તેણે ખાસ કરીને પુછ્યા મે મૂળથી જ ઠરાવ કરી રાખેલો હતો કે તેને અમારી કોઈપણ ખાનગી બાતમી આપવી નહીં તેમ જ તેના ઉપર વિશ્વાસ મૂકવો નહીં, તેથી મે સભ્યતાથી ટુકા ટુકા જવાબો તેને આપ્યા એ જવાબો ઉપરથી તો તેને કશી જ બાતમી ન મળી હોત, પણ લૉરાએ તેને અજાણપણે મદદ કરી તે બિચારીએ સરળ હૃદયે મિસિસ કેથેરિકની મુલાકાત વિષે મને કેટલાક પ્રશ્નો પોતાની તરફથી પુછ્યા, એટલે મારે નિરૂપાયે તેને ખરા જવાબ આપવા પડયા. સર પર્સિવલની માફક હું પણ ઉદ્ધતાઈથી ઉડા-

વનારા જવાબો આપીને ગરમ મિજાજી બની શકી હોત, પણ તેથી તેના સરળ હૃદય ઉપર જબરો આઘાત થાત પરિણામ એ આવ્યુ કે, લગભગ દશેક ક્ષણના અરસામા, લૉરાને મે આપેલા જવાબોમાથી કાઉન્ટને મિસિસ કૅથેરિકનો બધો ઇતિહાસ માલુમ પડી ગયો મિસિસ કૅથેરિક અને તેની વિચિત્ર છોકરી એનીના સબધમા અમે જેટલુ જાણતા હતા તેટલુ પણ અત્યાર સુધી કાઉન્ટ જાણતો નહતો, એટલે તે જાણ્યા પછી તેની જીજ્ઞાસાવૃત્તિ વધારે વિગતો જાણવા માટે ઉત્તેજિત બની

સર પર્સિવલનો તે ગાઢ મિત્ર છે અને સર પર્સિવલની બધી ખાનગી વાતો પોતે જાણતો હોય એવો તે ડૉળ કરે છે પરતુ તેને મિસિસ કૅથેરિકની છુપી વાતોથી સર પર્સિવલે વાકેફ નથી જ કર્યો એમ હુ માનુ છુ સર પર્સિવલના એ ભેદનુ ઉડાણ જોકે મને વધારે શકાશીલ બનાવે છે તોપણ કાઉન્ટના મો ઉપરના ભાવથી હુ સારી પેઠે કળી શકી છુ કે, તે પોતે તો અત્યાર સુધી આ વાત બિલ્કુલ જાણતો ન હતો જ્યારે જ્યારે હુ તેને અથવા તો લૉરાને જવાબ દેતી અને તેમા નવી વાત રજૂ કરતી ત્યારે તે, ન વિસરી શકાય એવી કુતૂહલતાથી મારા સામુ જોઇ રહેતો કુતૂહલતાઓ અનેક પ્રકારની હોય છે પણ જાણીબુઝીને કુતૂહલતા બતાવનારા કરતા તદ્દન અજાણ્યા માણસના મો ઉપર જે આશ્ચર્યભાવ પ્રકટી નીકળે છે તે વધારે સારી રીતે કળી શકાય છે મારા જીવનમા આવો આશ્ચર્યભાવ મે કાઉન્ટના ચહેરા ઉપર સૌથી પહેલી વાર જોયો

બગલા તરફ જતા જતા આ સવાલ-જવાબ થયા હતા તે એક બાજુ પુરા થયા ત્યારે બીજી બાજુ અમે બગલાની નજદીક જઈ પહોચ્યા અમે બગલામા દાખલ થતા થતા જોયુ કે સર પર્સિવલની ઘોડાગાડી દરવાજા બહાર ઉભેલી હતી મે આ ઉપરથી ધારી લીધુ કે, મિસિસ મિચલસનને સવાલો પુછ્યા બાદ સર પર્સિવલ, આ પ્રશ્નમા કાઇક વિશેષ પગલુ ભરવા તૈયાર થયા હોવા જોઇએ

ઘોડા ગાડીને જોઇને કાઉન્ટ તે તરફ ગયો અને ગાડીવાન સાથે વાત-

ચીત કરવા લાગ્યો " કેમ દોસ્ત, આ ઘોડો સુદર જણાય છે તુ પોતેજ હમણા તે હાકી જવાનો હોઇશ ખરૂ ને ? "

" હુ આ ઘોડાને કદી હાકતો નથી મારા શેઠ પોતેજ હાકે છે "

" એમ ?" કાઉન્ટે કહ્યુ " વાહ ! તારા જેવા હોશિયાર માણસો પોતાની તહેનાતમા હોવા છતા તે પોતેજ હાકવાની તસ્દી લે છે એ વળી નવાઇની વાત ! પણ આવો સુદર ઘોડો બહુ દૂર જાય તો જરૂર થાકી જાય સર પર્સિવલ અત્યારે શુ આ ઘોડાને બહુ દૂર લઇ જશે ? "

તે માણસે જવાબ દીધો " મને ખબર નથી, સાહેબ ! આપને એક બીજી વાત કહુ. આ ઘોડો નથી પણ ઘોડી છે આ પ્રાણી કાઇ સાધારણ જાતનુ નથી અમારા તબેલામા આના જેવી એક પણ ઘોડી નથી તેનુ નામ અમે " બ્રુરી મોલી " પાડેલુ છે અમારા માલિક આ ઘોડી કાઇ હમેશા વાપરતા નથી સાધારણ અવરજવર માટે તો આઈઝેક ઓફ્ યોર્ક " નામનો ઘોડો જ વાપરે છે "

" એમ ? જ્યારે ખૂબ લાબી મજલ કરવાની હોય ત્યારે જ આ આ ઘોડીનો ઉપયોગ થતો હશે " કાઉન્ટે પુછ્યુ.

" હા, સાહેબ "

" મિસ હોલ્કોમ્બ " મારા તરફ વળીને કાઉન્ટે કહ્યુ " તર્ક પરપરાથી હું અનુમાન કરૂ છુ કે, સર પર્સિવલ આજે બહુ દૂર જવાના હશે. "

મે જવાબ દીધો નહી મારૂ અનુમાન જુદા જ પ્રકારનુ હતુ, પણ મે કાઉન્ટને તે જણાવ્યુ નહી મે એવુ અનુમાન કર્યું કે, જ્યારે સર પર્સિવલ, લૉરા સાથેના લગ્ન પહેલા કુબરલેડમા રહ્યા હતા ત્યારે એનીને ખાતર મિસિસ ટોડનુ ખેતર કે જે લિમરિજભવનથી થોડુક દૂર હતું ત્યા ખાસ પ્રશ્નો કરી જોવા ખાતર પગે ચાલીને ગયા હતા હવે અત્યારે તેઓ હેપ્શાયરમા છે અને ક્યાક પણ લાબે અતરે જનાર છે. શા માટે ? એનીને માટે જ. આજે તેમણે મિસિસ કેથેરિકની મુલાકાતની વાત જાણી છે. તેમનો સ્વભાવ અધીરો હોવાથી

મિસિસ કૅથેરિકને પુછ્યા વિના તેમને જપ વળે નહીં પરિણામે એની સબધી જ કાઇ વધુ ખબર મળી કે કેમ અને મિસિસ કૅથેરિક, બ્લેકવૉટર પાર્કમા શા માટે આવી હતી, એ સબધી પ્રશ્નો કરી જોવા માટે તેઓ મિસિસ કૅથેરિકના નિવાસ-સ્થાન, વેલ્મિગહામ ગામડામા જ જતા હોવા જોઇએ

અમે બગલામા દાખલ થયા. પહેલા ઓરડામા જ સર પર્સિવલ અમને મળ્યા તેઓ અત્યારે ઉતાવળમા હોય એમ મને લાગ્યુ તેમનો ચહેરો ચિતાતુર અને ફિક્કો હતો તેમણે વિવેક ભરેલી રીતે કહ્યુ “ હુ તમને બધાને જણાવવાને દિલગીર છુ કે, મારે એકાએક તમને છોડી જવા પડે છે એક જરૂરી કામ આવી પડયુ છે તે કર્યા સિવાય છૂટકો જ નથી એટલે મારે જરાક લાબી મુસાફરીએ જવાનુ છે આવતી કાલે બપોર પહેલા તો હુ પાછો આવી પહોચીશ પણ હુ જઉ તે પહેલા એક સાધારણ અગત્યનુ ધધાદારી કામ આટોપી લીધુ હોય તો ઠીક એમ મને લાગે છે મે સહવારે જ એ વિષે વાત કરી હતી લૉરા, પુસ્તકશાળામા જરાક વાર આવી જઈશ ? ફક્ત એક જ ક્ષણ-એથી વધુ વખત નહી લાગે એક સાધારણ અને નામનુ જ કામ છે કાઉન્ટેસ, તમને પણ હુ તસ્દી આપુ ? ફૉસ્કો, તુ અને કાઉન્ટેસ એક જ ક્ષણને માટે પુસ્તકશાળામા આવી જશો ? એક કાગળ ઉપરની સહીના સાક્ષીઓ તરીકે તમારી જરૂર છે-બીજી કાઇ વધુ તસ્દી આપવાની નથી ચાલો, ઝટ આવો, પછી મારે જવુ છે ”

સર પર્સિવલે પુસ્તકશાળાનુ બારણુ ઉઘાડયુ અને તે ચારે જણ તેમા દાખલ થયા પછી તેમણે ધીમેથી તે બધ કરી દીધુ

મારૂ હૃદય આ વખતે જોરથી ધમકારા મારવા લાગ્યુ મારૂ મન અત્યારે અત્યત ખિન્ન બની ગયુ એકાદ ક્ષણ હુ ત્યા ઉભી રહી અને તે પછી દાદર ઉપર ચઢીને ધીમે ધીમે મારા ઓરડા તરફ જવા લાગી.



# પરિચ્છેદ ૩૦

## હેવાનની હેવાનિયત !

**તા: ૧૭ મી જૂન'** મારા ખડના બારણા ઉપર જ્યા મે હાથ મૂકયો કે તરત જ નીચેથી **સર પર્સિવલે** મને સાદ પાડીને બોલાવી હુ પાછી ફરી દાદરામા જ **સર પર્સિવલ** મળ્યા તેમણે કહ્યુ "ફરીથી નીચે આવવા માટે તમને વિનતિ કરવા હુ આવ્યો છુ **મિસ હોલ્કોબ,** એમા ફોસ્કોનો દોષ છે–મારો નથી જે કાગળ ઉપર હુ તેની તથા તેની પત્નીની સાક્ષી તરીકે સહી કરાવવા માગુ છુ તેના ઉપર તેણેતેની પત્નીનીસહી કરાવવાની ના પાડી છે મૂર્ખાઈ ભરેલો વાધો ઉઠાવીને તે કહે છે કે, તેની સહી નહીં ચાલે આથી મારે તમને ફક્ત એક ક્ષણ ત્યા આવી જવા વિનતિ કરવી પડે છે "

હુ તેમની પાછળ દાદરો ઉતરીને પુસ્તકશાળામા દાખલ થઈ લખવાના મેજ આગળ લૉરા ઉભેલી હતી તે પોતાની ટોપી આમથી તેમ વાળતી કાઇક મુઝવણુમા ઉભેલી હોય, એમ મે ધારી લીધુ મેડમ ફોસ્કો તેની પાસે એક આરામ ખુરશીમા બેઠેલી હતી, અને તેનો પતિ તેની પાસે જ ઉભો ઉભો પાસેની એક બારીમાના ફુલના એક કુડામાથી ફુલો ચુટતો હતો મેડમ ફોસ્કો તેના તરફ અનિમિષ નયને જોઈ રહી હતી હુ પુસ્તકશાળામા દાખલ થઈ એટલે તરત જ કાઉન્ટ મારી તરફ આવ્યો અને કહેવા લાગ્યો "**મિસ હોલ્કોબ,** હુ તમારો હજારવાર આભાર માનુ છુ તમને તસ્દી આપવાનુ કારણ કહુ? ઇંગ્લિશ લોકો મારા દેશવાસીઓને કેવા કહે છે તે તમે જાણુતા હશો અમે ઈટાલિયનો, ભલા જોન બુલની સરખામણીમા, સ્વભાવે શકાશીલ અને કપટી ગણાઇએ છીએ. મારા દેશવાસીઓના કરતા હું વધારે સારો છુ એમ શી રીતે કહી શકાય ? માફ કરજો **મિસ હોલ્કોબ,** હું નિશક એક કપટી અને શકાશીલ ઈટાલિયન છુ. ઇંગ્લિશ લોકોએજ અમને એવા બનતા શીખવ્યુ છે. વારૂ. કપટ અને શકાના વિષયી

ઉન્મત્ત બનીને મે સર પર્સિવલને કહ્યુ છે કે, જ્યા મારી સહી હોય ત્યા મેડમ ફ્રોરકોને હુ સહી કરવા દેનાર નથી—"

" આ સહી નહીં કરવા માટે તે જે કારણો આપ્યા છે તે લગારે સાચા નથી " સર પર્સિવલે અધવચ્ચ કહ્યુ " ઇગ્લાડના કાયદા પ્રમાણે મેડમ ફ્રોરકોની સહી, તારી સહી હોય ત્યા બેલાશક નભી શકે "

કાઉન્ટે જવાબ દીધો " હુ તે કબુલ કરૂ છુ ઇગ્લાડનો કાયદો ભલે હા પાડતો હોય પણુ ફ્રોરકોનુ અત કરણુ ના પાડે છે " આમ કહીને તેણે પોતાના હૃદય ઉપર હાથ મૂકયો અને અમારા બન્ને તરફ જોઇને અમને નમન કર્યું જાણે પોતાનુ હૃદય અમને ઓળખાવતો હોય એવો તેનો આ છટાદાર હાવભાવ, એક કુશળ નટને શોભે એવો હતો ! તે આગળ કહેવા લાગ્યો " લેડી ગ્લાઇડને સહી કરવા માટે અપાયલા આ કાગળમા શુ લખાણુ છે, તેની મને ખબર નથી હુ તે જાણુવા પણુ માગતો નથી પરતુ હુ એટલુ જ કહુ છુ કે, ભવિષ્યમા કદાચ એવો સયોગો ઉભા થવા પામે કે જે વખતે પર્સિવલને અથવા તો તેના પ્રતિનિધિઓને, એ લખાણુ નીચે સાક્ષી તરીકે સહી કરનારાઓને કાંઇક પૂછવુ પડે એ વખતે એક બીજાથી સ્વતત્ર અભિપ્રાયવાળા એ બે સાક્ષીઓ હોય તો તેથી તેઓને પૂછવામા આવેલી બાબત વિષે સ્વતત્ર અભિપ્રાયો તેઓ આપી શકે, એ બેશક ઇચ્છવા જોગ છે મારી પત્ની જો આ લખાણુ નીચે સહી કરે તો બે જુદા સ્વતત્ર અભિપ્રાય ન જ મળી શકે, કારણુ કે, અમારા બન્નેના વિચારો એક રૂપ જ છે અને તે પણુ મારા પોતાના જ છે ભવિષ્યમા કોઈ એમ કહે કે, મેડમ ફ્રોરકોએ મારા દબાણુથી સહી કરી તો તે મારૂ અપમાન જ છે. કોઇને પણુ સમજાયે કે વગર સમજાયે એવુ કહેવા દેવાની તક આપવા મારો ઇરાદો નથી, તેથી બહેતર છે કે, તેણે સહી જ ન કરવી. હું પર્સિવલના હિતાર્થે જ આમ કહુ છુ આ લખાણુમા તમારી સહી હોય તો તે વાજબીજ ગણુાય, કારણુ કે, મે પર્સિવલના પક્ષકાર તરીકે અને તમે લેડી ગ્લાઇડના પક્ષકાર તરીકે સહી કરેલી છે, એમ ભવિષ્યમા આ

દસ્તાવેજ જોનાર કોઈપણ કહી શકશે મને આશા છે કે, મારા આ નમ્ર અભિપ્રાયની તમે કદર કરશો, મિસ હોલ્કોબ ! ” તેણે અમને પુન નમન કર્યું અને પોતાના હૃદય ઉપરથી હાથ ઉઠાવી લઈ, બે ત્રણ ડગલા પાછળ હઠીને તે ઉભો રહ્યો

કાઉન્ટની શકાઓ કદાચ પ્રામાણિક અને વાજબી હશે, પણ તેણે એ શકાઓ જાહેર કરતા જે ભાષણ કર્યું તે સાભળ્યા પછી મને એમજ લાગ્યુ કે, આ લખાણમા સાક્ષી તરીકે સહી આપવી ઠીક નથી મને અહી બોલાવવામા ન આવી હોત તો સારૂ થાત, એવો મને વિચાર આવ્યો, પણ લૉરા તરફ મારી નજર ગઇ, એટલે તેને ચિતાતુર ચહેરે ઉભેલી જોઇને મને તરતજ બીજો વિચાર આવ્યો તેની સહી અને સાક્ષીઓની સહી ક્યા લખાણ ઉપર લેવામા આવે છે અને ભવિષ્યમા એથી કોઈ રીતે તે પોતે અથવા તો સાક્ષીઓ બધનકારક સ્થિતિમા મૂકાય છે કે કેમ, એ તપાસવાની તક અત્રે મળે છે. વળી તે અત્યારે ચિતાતુર છે તો હું તેની સમિપમા હોઉ તેથી તેનામા કાઇક હિમ્મત આવે અને ચિતા ઓછી કરવાના તેને કારણો મળે, એ બનવા જોગ છે આથી શા માટે તેને છોડીને મારે અહીંથી ચાલ્યા જવુ ? આ વિચારોને પરિણામે મે કહ્યુ “ ભલે, તમે કહો છો ત્યારે હુ આ ખડમા ખુશીથી હાજર રહીશ અને મારા તરફથી કાઇ શકા ઉઠાવવા જેવુ મને નહી લાગે તો જરૂર હુ સાક્ષી તરીકે સહી કરીશ ”

સર પર્સિવલે આ સાભળીને મારા તરફ એક તીક્ષ્ણ દૃષ્ટિપાત કર્યો એજ વખતે મેડમ ફ્રોસ્કો પોતાની ખુરશીમાથી ઉભી થઇ. તેના પતિએ તેને ઇશારત કરી હતી અને પરિણામે તે બારણા તરફ જવા માડતી હતી તેને જતી જોઇને સર પર્સિવલે કહ્યુ “ તમારે જવાની જરૂર નથી. ”

મેડમ ફ્રોસ્કોએ વધુ હુકમ મેળવવા માટે કાઉન્ટ તરફ નજર કરી અને તે મેળવ્યા બાદ કહ્યું “ મારી અહીં કાઈજ જરૂર નથી. તમારૂ કામ પુરૂં થશે તે પછી હું પાછી આવીશ. ” તે દૃઢતાથી બારણા

તરફ ગઈ અને બારણું ઉઘાડીને બહાર ચાલી ગઈ કાઉન્ટે નિશ્ચિન્તપણે એક સિગારેટ સળગાવી અને બારી પાસે જઇને ફુલ વીણુવા માડયા

દરમ્યાન **સર પર્સિવલે** એક કબાટ ઉઘાડયુ અને તેમાથી એક કાગળ બહાર કાઢયો એ કાગળનુ ગોળ ભૂગળુ વાળીને ફક્ત છેવટનો ભાગ ખુલ્લો દેખાય એવી સ્થિતિમા પોતાના હાથમા રાખીને તેમણે તે કાગળ, લખવાના મેજ ઉપર મૂકયો કાગળ શા માટે તદ્દન પહોળો કરીને ખુલ્લો ન રાખ્યો, એવી શકા મને તરતજ ઉપસ્થિત થઈ વળી મે જોયુ કે, જેટલો ભાગ ખુલ્લો હતો તેમા પણ છેક છેલ્લી એક બે લીટીઓમા છેકછાક કરેલી હતી **લૉરાએ** તે જોઈ અને તે બાદ મારા તરફ નજર કરી તેનો ચહેરો ફિક્કો હતો, પરતુ તેમા અનિશ્ચિતતાના કિંવા ભયના ચિહ્ન નહોતા. **સર પર્સિવલે** હોલ્ડર હાથમા લઇને શાહીના ખડીઆમા બોળ્યુ અને તે **લૉરાના** હાથમા આપીને કહ્યુ “ તારે આ જગ્યાએ સહી કરવાની છે અને **ફ્રૅાસ્કો** તથા **મિસ હૅાલ્કોબ** સામી બાજુએ સહી કરશે **ફ્રૅાસ્કો** ! ત્યા શુ કરે છે ? અહી આવ ને ? વાહ ! સાક્ષી થવુ એનો અર્થ શુ એ છે કે સિગારેટ ફુકતા બારી આગળ ઉભા રહેવુ ? । અહી આવ ”

સિગારેટ બારી બહાર નાખી દઇને કાઉન્ટ મેજ નજદિક આવીને પોતાના પાટલૂનના ખિસ્સામા હાથ નાખીને ઉભો રહ્યો તેની નજર **સર પર્સિવલના** ચહેરા તરફ હતી **લૉરા** પણ **સર પર્સિવલ** તરફ જોતી ઉભી રહી હતી હુ આ વખતે એક ખુરશી ઉપર બેઠી હતી. મારી અને **લૉરાની** વચમા **સર પર્સિવલ** વાળેલુ કાગળીઉ દૃઢતાથી પકડેલુ રાખીને ઉભા ઉભા મારા તરફ ગુચવણુ અને શકાથી ભરપૂર બાડી નજરે નિહાળી રહ્યા હતા પોતાના જ ઘરમા એક ગૃહસ્થના જેવા નહી પરતુ ન્યાયાસન આગળના એક કેદી જેવા મને તેઓ ભાસતા હતા !

એકાએક **લૉરા** તરફ ફરીને એક વાર ફરીથી સહી કરવાની જગ્યાએ આગળી મૂકીને **સર પર્સિવલે** તેને કહ્યું “ ઝટ કર. જો, અહીં સહી કરવાની છે ”

લૉરાએ શાન્ત પરતુ મક્કમ સ્વરે પ્રશ્ન કર્યો " આ શેનુ કાગળીઉ છે ? "

સર પર્સિવલે જવાબ દીધો " મને એ બધુ સમજાવવાની ફુરસદ નથી દરવાજા આગળ મારે માટે ગાડી ખોટી થાય છે મને ઉતાવળ છે વળી કદાચ મને ફુરસદ હોય તોયે મારી સમજુતિથી તને આમા કશીયે સમજણુ પડશે નહીં આ તો કાયદાની બારિકાઇઓથી ભરપૂર અને ખાલી માથાફોડીઓ કાગળ છે વકીલ દોઢડાહ્યો થયો કે, આમા તારી સહી જોઇએ એટલે હુ સહી કરાવુ છુ ચાલ, ચાલ, લખી દે તારૂ નામ, એટલે બધી પચાત ટળે "

" સર પર્સિવલ, મારા નામની સહી કરતા પહેલા શુ મારે એ તપાસવુ ન જોઇએ કે, હુ શેના ઉપર સહી કરી આપુ છુ ? " લૉરાએ સીદ્ધો અને સાદો પ્રશ્ન કર્યો

" છટ્! તમે બૈરા આ બાબતમા શુ સમજો ? ! હુ ફરીથી કહુ છુ કે, હુ તને સમજાવીશ તોયે તને કશી સમજ પડશે નહી. "

" તોપણુ હુ તે સમજવા પ્રયત્ન કરીશ જ્યારે મિ ગિલ્મોર મારી પાસે કોઈ કાગળ ઉપર સહી કરાવતા ત્યારે સૌથી પહેલા મને તેમાની બાબતની સમજુતિ આપતા અને તે વખતે હુ તરત જ સમજી શકતી કે, મારે કેવા લખાણુની નીચે સહી કરવાની છે "

" પણુ તે તો તારો નોકર હતો. સમજાવવાની તેની ફરજ હતી હુ તારો પતિ છુ હુ કાઈ તને સમજાવવાને બધાયલો નથી હવે તુ મને ક્યા સુધી ઉભો રાખીશ ? અત્યારે કાઇ વાચવા–વચાવવાની મને ફુરસદ નથી મારી ગાડી બહાર ઉભી રહી છે એ તો મે તને ક્યારનુ કહી દીધુ ચાલ, ઝટ કર સહી કરી આપે છે કે નહીં ?"

લૅારાના હાથમા હજી પણુ હોલ્ડર હતુ પરતુ તેણે તેના વતી સહી કરવાનો પ્રયત્ન કર્યો નહી

તે બોલી " જો મારી સહીથી હું કોઈ પણુ રીતે બંધાઈ જતી હોઉં તો, બેશક, આ લખાણુ શુ છે એ જાણુવાનો મને હક્ક છે. "

સર પર્સિવલે તે કાગળ પોતાના હાથમા લીધો અને ગુસ્સાથી મેજ ઉપર પછાડયો.

" તને મારા ઉપર વિશ્વાસ નથી ? કહી દે તુ હમેશા સત્ય કહેવા માટે પ્રખ્યાતિ પામેલી છે મિસ હોલ્કોમ્બ અને ફોસ્કો અહીં ઉભા છે તેમની ચિંતા રાખવાની જરૂર નથી મને ખુલ્લેખુલ્લુ એક વાર કહી દે કે, તને મારા ઉપર અવિશ્વાસ ઉત્પન્ન થયો છે "

અત્રે કાઉન્ટે પોતાના પાટલૂનના ખિસ્સામાથી એક હાથ બહાર કાઢયો અને સર પર્સિવલના ખભા ઉપર મૂકયો સર પર્સિવલે ગુસ્સાથી તે છટકાવી નાખ્યો કાઉન્ટે લગાર પણ અશાન્ત બન્યા વિના તે ફરીથી તેના ખભા ઉપર મૂકયો અને કહ્યુ " તારા દુર્ભાગી સ્વભાવને અકુશમા રાખ પર્સિવલ, લેડી ગ્લાઇડનુ કહેવુ ખરૂ છે "

" ખરૂ છે ? ! જે પત્ની પોતાના પતિ ઉપર અવિશ્વાસ રાખે છે તેની તુ તરફેણ કરે છે ? "

લૉરાએ કહ્યુ " હુ તમારા ઉપર અવિશ્વાસ રાખુ છુ એમ કહેવુ ગેરવાજબી અને ઘાતકી જ થઈ પડે છે મેરીઅનને પુછો અત્યારની મારી વલણ વાજબી છે કે નહીં ? "

" હુ કાંઈ મિસ હોલ્કોમ્બને અરજ કરવા નવરો નથી મિસ હોલ્કોમ્બને આ બાબત સાથે કાંઇ લાગતુ વળગતુ નથી "

અત્યાર સુધી હુ બોલી નહોતી અને હમણા પણ ન બોલત-પરતુ લૉરાના વદન તરફ મારી નજર જવાથી તેમજ તેના પતિએ તેને ઉદ્ધતપણાથી જે અન્યાય કર્યો તેથી લૉરાને ખાતર મારો અભિપ્રાય અત્રે દર્શાવ્યા વિના છૂટકો ન હતો

મે કહ્યુ " માફ કરજો સર પર્સિવલ, તમારૂ કહેવુ ખોટુ છે આ કાગળ ઉપર સાક્ષી તરીકે સહી કરવા તમે મને બોલાવી છે; તેથી એક સાક્ષી તરીકે આ બાબત સાથે મને થોડુક પણ લાગે વળગે છે, એમ મારૂ ધારવુ છે. લૉરાએ ઉઠાવેલો વાધો તદ્દન વાજબી છે. મારા સબધમા હુ કહીશ કે જ્યા સુધી આ લખાણ શુ છે તેની પુરેપુરી

માહિતી તે મેળવે નહીં ત્યા સુધી તેની સહીની સાક્ષી તરીકેની જવાબદારી હુ મારે માથે લઇ શકીશ નહીં ”

સર પર્સિવલે તીવ્ર સ્વરે કહ્યુ “ હુ સોગદ ઉપર કહુ છુ કે, આ પક્ષપાત ભરેલુ કથન છે મિસ હોલ્કોમ્બ, હવેથી જ્યારે તમે કોઇ ગૃહસ્થના ઘરમા રહેવા જાવ ત્યારે જે બાબતમા તમને લાગતુ વળગતુ ન હોય તે બાબતમા તે ગૃહસ્થની પત્નીનો પક્ષ લઇને તે ગૃહસ્થની મહેમાનગિરીનો ઠંડો બદલો ન વાળશો, એવી મારી ભલામણ છે ”

જાણે તેમણે મને અકાદ સોટી લગાવી દીધી હોય તેમ, હુ ઉપલુ કથન સાભળીને ચમકી જો હુ પુરુષ હોત તો જરૂર અત્યારે તેના પોતાના ઘરના ઉંબરા ઉપર જ તેને લાત મારીને ગબડાવી દેત, એટલુ જ નહીં પણ તેનુ મકાન છોડી ગઈ હોત અને કદી પણ તેના ઘરમા મે ફરીથી પગ મૂક્યો ન હોત, પણ હા ! આખરે હુ એક સ્રી હતી અને તેની પત્નીને હુ અત કરણ પૂર્વક ચાહતી હતી ! પ્રભૂનો ઉપકાર કે મારા એ પ્રેમે મને મદદ કરી અને એક પણ સામો શબ્દ ઉચ્ચાર્યા વિના હું મારી જગ્યાએ બેસી રહી લૉરા મારૂ અત કરણ કળી શકી–મને તેમા થયલો જખ્મ જોઇ શકી–મે સયમ રાખ્યો એ પણ તેના લક્ષમા ઉતર્યું. તે મારા તરફ દોડી આવી. તેની આખમા અશ્રુ હતા “ ઓ મેરીઅન ! ” તેણે મને ધીમા સ્વરે કાનમા કહ્યુ “ જો મારી માતા જીવતી હોત તો મારી ખાતર તે આવુ અપમાન ગળી જાત નહીં ! તે વિશિષ્ટતા જ બતાવી ”

સર પર્સિવલે મેજ આગળથી ધાટો પાડીને કહ્યુ “ ચાલ, પાછી આવે છે કે નહીં ? ઝટ સહી કર ”

તેણે મને કાનમા જ કહ્યુ “ હુ સહી કરૂ ? જો તુ કહે તો તેમ કરૂ ”

“ ના, ” મે કહ્યુ “ સચ્ચાઇ તારી તરફેણમા છે, તુ લખાણ વાચવાને હક્કદાર પણ છે. જ્યા સુધી તે વાંચી જોઉં નહીં ત્યા સુધી સહી કરીશ જ નહી ”

કાઉન્ટ અત્યાર સુધી અમારા તરફ ખૂબ બારિકાઇથી જોઇ રહ્યો હતો તે બીજીવાર વચ્ચે પડયો તેણે કહ્યુ "પર્સિવલ ! અહીં સ્ત્રીઓની હાજરી છે અને એ મુદ્દો ધ્યાનમા રાખતા કેવુ વર્ત્તન ચલાવવુ જોઇએ, એ ભૂલવાનુ નથી જરા ડાહ્યો થા, અને સભ્યતાના નિયમો સ્મરણમા રાખ "

સર પર્સિવલે તેના તરફ ક્રોધભરી નજર કરી કાઉન્ટે પોતાનો મજબુત હાથ તેના ખભા ઉપર જોરથી મૂક્યો અને પુન કહ્યુ "જરા ડાહ્યો થા અને સ્ત્રીઓની હાજરીમા કેવુ વર્ત્તન ચલાવવુ જોઇએ, એ ધ્યાનમા રાખ "

તેઓ બન્ને એક બીજા સામુ જોઈ રહ્યા સર પર્સિવલે ધીમેથી પોતાના ખભા ઉપરથી તેનો હાથ સરકાવી નાખ્યો અને કાઉન્ટ સામેથી પોતાની નજર ખસેડીને બીજી બાજુએ જોયુ–મેજ ઉપરના કાગળ તરફ નજર નાખીને એક પાળેલા પ્રાણીની માફક તેમણે આજ્ઞાંકિત સ્વરે કહ્યુ "હુ કોઈનુ અપમાન કરવા માગતો નથી પણ મારી પત્નીની હઠીલાઇ તો અત્યારે એક દેવની સહિષ્ણુતા તજાવે એવી છે મે તેને કહ્યુ છે કે, આ તો એક નજીવુ કાગળીઉ છે તેમા માત્ર નામનીજ સહી કરવાની છે આથી વધારે તેણે શુ જાણવુ જોઇએ ? તારે જે કહેવુ હોય તે કહેજે, પણ પોતાના પતિની મરજીથી વિરૂદ્ધ જવુ એ સ્ત્રીઓને શોભે નહી લેડી ગ્લાઇડ, એક વાર ફરીથી અને છેક છેલ્લી જ વાર કહુ છુ કે, આ કાગળ ઉપર સહી કરવી છે કે નહી ?"

લૉરા મેજ આગળ ગઇ અને એકવાર ફરીથી તેણે હોલ્ડર હાથમા લીધુ,

તે બોલી "મને એક જોખમદાર સ્ત્રી તરીકે ગણુશો અને મારૂ માન જાળવશો તો તમારી મરજી મુજબ હુ રાજીખુશીથી સહી કરીશ મારે ચાહે તેટલો આત્મ–ત્યાગ કરવાનો હશે તેની મને દરકાર નથી જો એથી કોઈ બીજાને નુકશાન થતુ નહી હોય અને વળી કોઇ માઠા પરિણામ આવવાના નહી હોય તો સહી—"

સર પર્સિવલે અત્રે તેને બોલતી અટકાવીને જરાક કડક અવા-જથી કહ્યુ " તારે આત્મ-ત્યાગ કરવાનો છે એમ કોણે કહ્યુ ? "

લૅારાએ જવાબ દીધો " મારા કહેવાનો ભાવાર્થ એ છે કે, મારે માનપૂર્વક અને પ્રામાણિકતાથી જે કાંઈ કરવાનુ હશે તેમા છૂટ મૂકવા હું ના પાડીશ નહી જે લખાણની વિગત હુ જાણતી નથી તેની નીચે સહી કરવાની હુ આનાકાની કરૂ છુ એમા તમે મારા ઉપર શા સારૂ ક્રોધે ભરાઓ છો, તે હુ સમજી શકતી નથી કાઉન્ટ ફોસ્કોની શકાઓ તરફ તમે બેદરકારી બતાવી છે અને મારા તરફ સખ્ત વર્ત્તણુક બતાવી છે, એ વિરોધાભાસ ખરેખર ખેદ ઉપજાવનારો છે "

પોતાના પતિ ઉપર કાઉન્ટની અસાધારણ સત્તા વિષેનો આ કમનસિબ પરતુ તદ્દન સ્વાભાવિક ઉલ્લેખ આડકત્રી રીતે થતા જ સર પર્સિવલના મગજમાથી ક્રોધાગ્નિના ભભૂકા નીકળવા માડયા " શકા ! તારી શકા ! તું બહુ મોટી શકાખોર બની છુ, સમજી ! મે તો ધાર્યું હતુ કે, આ જાતની બધી નબળાઇઓ તે દૂર કરી હશે ! ક્યારથી ? જ્યારથી મને પરણીને તે સદ્‌ગુણી હોવાનો દભ કર્યો છે ત્યારથી!"

આ શબ્દો ઉચ્ચારાયા તે જ ક્ષણે લૅારાએ હોલ્ડર ફેકી દીધુ પોતાને હાડોહાડ અપમાન લાગી ગયુ છે એવા ભાવ સૂચવતો દૃષ્ટિપાત તેણે મારા તરફ કર્યો અને સર પર્સિવલ તરફ પોતાની પીઠ ફેરવીને મૂગો તિરસ્કાર દાખવતી તે ઉભી રહી

આજ સુધી તેણે કદી પણ આવી વર્ત્તણુક બનાવી નહતી તે આવી રીતે પોતાનો તિરસ્કાર સૂચવી શકતી હશે એવી મને ખબર જ નહોતી અમે સર્વ પૂતળાની માફક મૂગા બની ગયા તેના પતિએ તેને જે છેલ્લું વાક્ય કહ્યુ તેમા માત્ર દેખીતુ જગલીપણુ નહતુ, માત્ર શકા સૂચક શબ્દો નહતા પરતુ તેમા કાઇંક ભેદ છુપાયલો હતો. તેમા મને બિલ્કુલ ખબર ન હતી એવુ એક અપમાન છુપાયલુ હતુ એ શબ્દો લૅારાના હૃદયમાં તીરની માફક ભોકાયા હતા એવુ તેના વદન ઉપરના ભાવથી કોઇ અજાણ્યો માણુસ પણુ તરતજ સમજી શકે.

કાઉન્ટ કાંઇ અજાણ્યો માણસ નહોતો એટલે તે તો તરતજ આ છેલ્લા વાક્યની માર્મિકતા સમજી ગયો હુ લૅારા પાસે જવા સારૂ મારી ખુરશીમાથી ઉઠી ત્યારે સર પર્સિવલના કાનમા "હેવાન !" એવો શબ્દ કહેતો મે તેને સાભળ્યો

હુ ઉભી થઇ એટલે લૅારાએ તે ખડના બારણા તરફ જવા માડયુ તેના પતિએ તેની આ હીલચાલ જોઇને કહ્યુ "ત્યારે હવે મારે શુ એમ જ સમજવાનુ છે કે, આ કાગળમા સહી નહીં મળે ?" સર પર્સિવલનો અવાજ અત્યારે ફેરવાઈ ગયો હતો પોતાના બકવાદથી લૅારાને અપમાન લાગ્યુ છે એવુ જાણ્યા પછી પોતાને એ બકવાદ માટે શરમ ઉપજી હોય એવા, જરાક ખોખરા થઇ ગયલા અવાજે તેમણે ઉપલો પ્રશ્ન કર્યો હતો

લૅારાએ સ્પષ્ટતાથી અને દઢતાથી જવાબ દીધો "તમે મને હમણા જે કાંઇ કહ્યુ તે સાભળ્યા પછી હુ મારી સહી કરવાની ચોખ્ખી ના પાડુ છુ એ કાગળના શરૂઆતના પહેલા શબ્દથી માડીને છેલ્લો શબ્દ વાચ્યા વિના હુ સહી નહી કરૂ ચાલ, મેરીઅન, આપણે અહીં બહુવાર રહ્યા !"

"એક જ ક્ષણ !" સર પર્સિવલ પુન કાંઇ બોલે તે પહેલા કાઉન્ટે કહ્યુ 'એક જ ક્ષણ લેડી ગ્લાઇડ, હુ તમને વિનતિ કરૂ છુ કે, એક જ ક્ષણ થોભી જાવ"

લૅારાએ આ આજીજી તરફ ધ્યાન આપ્યુ નહીં તે આગળ જ ચાલવા લાગી, પણ મે તેને અટકાવી અને બહુ જ ધીમા સ્વરે તેના કાનમા કહ્યુ "કાઉન્ટની શત્રુતા વહોરી લેવાની જરૂર નથી બીજાઓની લગારે દરકાર ન કરીશ, પણ કાઉન્ટને તારો દુશ્મન બનાવીશ નહીં"

તેણે મારૂ કહેવુ માન્યુ અમે પાછા ફરીને કાઉન્ટનુ કહેવુ સાભળવા માટે તેના તરફ જોઈ રહ્યા સર પર્સિવલ મેજ પાસેની ખુરશી ઉપર બેઠા અને મેજ ઉપરના કાગળ ઉપર પોતાના હાથ મૂઠીઓ-

વાળીને મૂક્યા બાદ તેના ઉપર પોતાનુ માથુ ઉંધુ નાખીને પડી રહ્યા. કાઉન્ટ બન્ને પક્ષની વચ્ચોવચ્ચ તે ખડમા ઉભો હતો હાલની ભયંકર સ્થિતિમા મગજનુ સમતોલપણુ જાળવી રાખનાર અને બીજા પ્રસગોમા જેમ તે આજ્ઞાધારકત્વ ગૃહણુ કરતો તેમજ આ પ્રસગમા એ પદ ધારણુ કરનાર આ વિદેશી ગૃહસ્થ, અત્યત મૃદુ સ્વરે બોલ્યો "લેડી ગ્લાઇડ, હુ મારા તરફથી એક સૂચના કરૂ તો મને કૃપાકરીને માફી આપશો અને આ મકાનના ગૃહરાજ્ઞી પ્રત્યે સપૂર્ણ માનથી તથા મિત્રતાભરેલી લાગણીથી હુ બોલુ છુ, એ કૃપા કરીને ધ્યાનમા લેશો " તે તરતજ સર પર્સિવલ તરફ ફરીને પૂછવા લાગ્યો "પર્સિવલ, આ કાગળીઆ ઉપર આજે ને આજેજ સહી કરવાની શુ અત્યત આવશ્યકતા છે?"

"મારી કેટલીક યોજનાઓનો આધાર આ સહી ઉપર છે, પણુ તે જોયુજ હશે કે, લેડી ગ્લાઇડે—"

' મારા સીદ્ધા સવાલનો સીદ્ધો જવાબ આપ આ સહી કાલ ઉપર મુલતવી રાખવામા કાંઈ હરકત છે? 'હા કે ના' એટલોજ જવાબ મારે જોઇએ છે "

"ના કાઇ ખાસ હરકત નથી "

"ત્યારે અહીંઆ શા સારૂ તુ તારો વખત નકામો ગુમાવે છે? સહી કાલ ઉપર મુલત્વી રાખ, તુ પાછો આવશે તે પછી બધી વાત!"

સર પર્સિવલે તેના તરફ ગુસ્સા ભરેલી નજરે જોયુ અને કહ્યુ "તારી આ વલણુ મને બિલ્કુલ પસદ નથી બીજા કોઇની આવી વલણુ હું ક્ષણુભર પણુ સાખી શકુ નહીં "

મુગો તિરસ્કાર બતાવતા સ્મિતથી કાઉન્ટે કહ્યુ "હું તો તારા હિત માટે આ સલાહ આપુ છુ દરેક કામમા વિચાર કરી જોવાની જરૂર છે તુ પોતે વિચાર કરીજો-લેડી ગ્લાઇડને પણુ વિચાર કરવાની તક આપ દરવાજા બહાર તારી ગાડી ઉભી રહી છે, એ શુ ભૂલી ગયો? મારી વલણુ તને આશ્ચર્યચકિત કરે છે, ખરૂ? પણુ હુ ખાત્રીથી

કહું છુ કે, તેમા નવાઇ નથી તને ખબર છે કે, આ વલણુ કેવા માણુસની છે ? જે માણુસ પોતાનો મિજાજ કાબુમા રાખી શકે છે, તે માણુસની આ વલણુ છે મે તને અગાઉ કેટલી બધીવાર શાન્તિ ધારણુ કરવાની સારી સલાહ આપેલી છે ? તાગથી ગણુત્રી પણુ ન થઇ શકે, એટલી બધીવાર મે તને એવી સલાહ આપેલી છે કોઇપણુ પ્રસગે હુ ખોટો માલુમ પડયો છુ ? એવો એક પણુ દાખલો શોધી આપવા હુ તને નિમત્રણુ કરૂ છુ જા ! હાલ તુર્ત તારે જ્યા જવુ હોય ત્યા નિશ્ચિત મને જા ! આ કામ આવતી કાલસુધી મુલત્વી રહેશે ભલે મુલત્વી રહે–કાલે તુ પાછો આવે ત્યારે ફરીથી શરૂઆત કરજે ”

સર પર્સિવલે પોતાના ઘડીઆળ તરફ જોયુ ઘડીભર પોતે વિમાસણુમા પડયા–થોડીવાર વિચાર કરવા થોભ્યા અને પછી તરત જ પોતાની ખુરશીમાથી ઉઠયા તેમણે કહ્યુ “ મને જે વખતે જવાબ આપવાની ફુરસદ નથી તે વખતે દોઢડાહી દલીલો કરવી સહેલી છે. ફ્રેરકો, અત્યારે તો હુ તારી સલાહ માનુ છુ એમ ન ધારીશ કે હુ તે રાજીખુશીથી માનુ છુ પણુ મને ફુરસદ નથી એટલે એમને એમ તે માનુ છુ ” પોતાની પત્ની તરફ ડોળા કાઢીને તેમણે કહ્યુ “ યાદ રાખજે આવતી કાલે હુ પાછો આવુ ત્યારે જો સહી કરવાની આના-કાની કરીશ તો—” આ વાકયોનો બાકીનો ભાગ સભળાયો નહીં કારણુ કે બોલતા બોલતા જોરથી કબાટ ઉઘાડીને તેમા પેલો કાગળ મૂકીને પુન જોરથી કબાટ વાસવામા તેઓ રોકાયા અને ઝડપથી મેજ ઉપરથી પોતાના હાથના મોજા લઇને વચ્ચે પડેલી એક ખુરશી ખસે-ડીને તેઓ ઉતાવળા ઉતાવળા બારણા તરફ આવ્યા અમે બારણાથી થોડેક જ દૂર ઉભેલા હતા અમે જરા આઘા હઠી ગયા બારણામાથી બહાર જતા જતા પુન સર પર્સિવલે પોતાની પત્નીને કહ્યુ “ આવતી કાલ યાદ રાખજે ”

તેમના જવા પછી કાઉન્ટે કહ્યુ “ મિસ હોલ્કોબ, આજે આ માણુસને ખરાબમા ખરાબ હાલતમા તમે જોયો છે. તેના એક જૂના

મિત્ર તરીકે તેને માટે મને ઘણી દિલગીરી તેમજ અત્યંત શરમ ઉપજે છે તેના જૂના મિત્ર તરીકે હુ તમને વચન આપુ છુ કે, આજે જેવી શરમિંદગી ભરેલી રીતે તેણે બખાળા પાડયા હતા તેવી રીતે આવતી કાલે તે બખાળા પાડશે નહીં "

તે જ્યારે બોલતો હતો ત્યારે લૅારાએ મારો હાથ ઝાલી રાખ્યો હતો અને તે બોલી રહ્યો ત્યારે તેણે તે જ હાથ અર્થસૂચક રીતે દાબ્યો. પોતાના જ ઘરમા પોતાના પતિનો પુરુષમિત્ર, પતિની ખરાબ ચાલ-ચલગત માટે શાતિથી માફી માગનાર એક ડાહ્યા પુરુષ તરીકેનુ પદ ધારણ કરે અને તે પોતાને સાભળવુ પડે, એ કોઇપણ સ્ત્રીની સખ્તમા સખ્ત કસોટી જ ગણાય મે સભ્યતાથી કાઉન્ટનો આભાર માન્યો અને તે નમન કરીને બહાર ગયો હા, મે તેનો આભાર માન્યો ! કારણ કે મને તરત જ એવુ લાગ્યુ કે, બ્લેકવૉટર પાર્કમા જો મારો વસવાટ મારે ચાલુ રાખવો હોય તો મારે આ માણસને બિલ્કુલ ચીઢ-વવો જોઈએ નહીં. સર પર્સિવલની મારી તરફની રીતભાત જોયા પછી હુ જોઇ શકી કે, કાઉન્ટના ટેકા વિના અહીં રહેવાની આશા રાખવી નકામી છે ન વર્ણવી શકાય એવી લાચારીની અને સ્વમાનભગની લાગ-ણીથી મારે આમ કબુલ કરવુ પડે છે બીજાઓની લાગવગ કરતા કાઉન્ટની લાગવગ નીચે રહેવુ એ મને બહુ જ ખરાબ લાગે છે; પણ શુ કરૂ ? લૅારાને સહાયની આ વખતે ઘણી જ જરૂર છે અને તેનુ પ્રેમબધન મારાથી તોડી શકાય તેમ નથી !

પુસ્તકશાળામાથી અમે દીવાનખાનામા આવ્યા ત્યારે બહાર ઘોડા-ગાડીના પૈડાનો અવાજ સભળાયો સર પર્સિવલ પોતાનો પ્રવાસ શરૂ કરી ચૂકયા હતા

લૅારાએ મને ધીમેથી પુછ્યુ "મેરીઅન, તે જાય છે ક્યા ? હવે જે જે નવુ કૃત્ય તે કરે છે તેથી મને ભવિષ્ય માટે બહુ જ દહે-શત ઉપજે છે. તને કાઇ શક ઉપજે છે ?"

આજે સહવારે જે બનાવ બન્યો હતો તે પછી મારી શકાઓ જાહેર કરવી, મને ઉચિત લાગી નહીં આથી મે ઉડતો જવાબ દીધો. "એના ભેદની આપણને શી ખબર પડે ?"

"મિસિસ મિચલસનને ખબર હશે કે નહીં ?"

"ના, રે, ના તે પણ આપણા જેવીજ અજાણી હશે "

લૉરાએ શકાથી પોતાનુ માથુ ધુણાવ્યુ અને કહ્યુ "તને જ મિસિસ મિચલસને કહ્યું નહોતુ કે, એની કૈથેરિક આટલામા કયાક નજીકમા છે, એવી અફવા સભળાઇ છે ? તુ એમ નથી માનતી કે, એ છોકરીની તપાસ કરવા માટે કદાચ સર પર્સિવલ ગયા હોય ?"

"લૉરા જો મારો અભિપ્રાય પૂછતી હોઉ તો આવી બાબતોમા અત્યારે બિલ્કુલ ધ્યાન નહી આપવા હુ તને સલાહ આપુ છુ જે ધાંધલ હમણા જ થઈ ગઇ છે, તે પછી મારે તેમ જ તારે આવી કુતૂહલવૃત્તિ ન રાખવી જોઈએ ચાલ, મારા ખડમા આવ, આરામ લે અને સ્વસ્થતા મેળવ "

મારા ઓરડામા જઈને અમે એક બારી નજદિક બેઠા ઉનાળાનો પવન અત્યારે વાતો હતો અને તેની શીતળતા આનદકર થઈ પડતી હતી.

તે બોલી "મેરીઅન, મને તારા તરફ જોતા શરમ ઉપજે છે. મારી ખાતર પુસ્તકશાળામા તને કરવામા આવેલુ અપમાન મને બહુ સાલે છે ઓ વહાલી બહેન! મને જ્યારે એ દેખાવનો વિચાર આવે છે ત્યારે હૃદય કમકમે છે પણ હુ તારા એ અપમાનનો બદલો લઇશ- જરૂર લઇશ "

"છટ્! છટ્!" મે કહ્યુ "એવુ ના બોલીશ તારા સુખના ભયકર આત્મ-ત્યાગની સરખામણીમા મારૂ સ્વમાનભગ શી ગણત્રીમા છે?"

તે જુસ્સાથી અને ઉતાવળથી બોલવા લાગી "તેણે કહેલા શબ્દો તે સાભળ્યા છે પણ તેનો ખરો અર્થ શો છે, એ તુ જાણે છે ? મે શા માટે હોલ્ડર નાખી દીધુ અને તેના તરફ પીઠ ફેરવી એનુ કારણ તુ જાણે છે ?" તે એકદમ ઉભી થઇ અને ઓરડામા અહીં તહીં

ફરવા લાગી તેના વદન ઉપર ઉશ્કેરણીના ભાવ અત્યારે સ્પષ્ટ દેખાતા હતા તે બોલી " મેરીઅન, અમારા નવા જીવનની શરૂઆતમા જ તને દુ ખ થાય કિવા ચિતા ઉપજે એટના સારૂ મે ઘણી બાબતો તારાથી છુપાવી રાખી છે તેનુ મારા પ્રત્યેનુ વર્ત્તન કેવુ છે, તે તુ જાણતી નથી પણ આજના તેના વર્ત્તન પછી હવે મારે તને બધુ કહેવુ જોઈએ મે શકા બતાવી એટલે તેણે તિરસ્કાર બતાવ્યો અને મને કહ્યુ કે, પરણીને મે સદ્‌ગુણી હોવાનો દભ કર્યો છે–આ બધુ તુ જાણે છે પણ તેનો અર્થ શો? શા સારૂ તેણે એમ કહ્યુ ? " તે ફરીથી બેસી ગઇ તે પોતાના હાથ મસળવા લાગી તેના વદન ઉપર કાઇક ઝળકાટ જણાયો " હુ હમણા તને એ વાત નહીં કહુ જો હમણા કહુ તો મારાથી રડી પડાશે મેરીઅન, પછીથી કહીશ–હુ જરૂર તને કહીશ–મારૂ મન વધારે સ્વચ્છ અને વધારે સ્વસ્થ હશે ત્યારે કહીશ અરેરે! મારૂ માથુ દુ ખે છે–મને ચક્કર આવે છે, સુઘવાનો કોઈ દવાની શીશી લાવ હુ તારી બાબતમા જ હમણા વાતચીત કરીશ મે તેને સહી કરી આપી હોત તો કેવુ સારૂ થાત! તારી ખાતર મારે તેમ કરવુ જોઈતુ હતુ કાલે હુ સહી કરી આપુ ? હવે તેની વિરૂદ્ધ પડી અને તે મારી તરફેણ કરી, એટલે જો હુ ફરીથી સહીની ના પાડુ તો તે જરૂર એમ કહેશે કે, તારી શીખવણીથી મે ના પાડી છે તને ઠપકો મળે, એ હુ સહન કરી શકીશ નહીં આપણે શુ કરવુ ? હા! અત્યારે આપણને મદદ કરનાર અને સલાહ આપનાર કોઈ જ નથી–આપણો વિશ્વાસુ કોઈ પણ મિત્ર અત્યારે અહી નથી, એ કેવી કમનસિબી છે!"

તેણે દીર્ઘ નિ શ્વાસ નાખ્યો તે હાર્ટરાઇટ વિષે જ આમ કહેતી હતી, એમ હુ સમજી ગઇ, કારણ કે તેના છેલ્લા વાક્યથી મને પણ હાર્ટરાઇટ સાભર્યો તેના લગ્ન પછી માત્ર છ માસના અરસામા અમને તેની જરૂર પડી! તેણે વદાય થતી વખતે પોતાની એકનિષ્ટ સેવાઓ અમને સોપવા કહ્યુ હતુ એ વખતે મને જરાકે ખ્યાલ નહોતો કે તેની ગરજ આટલા ઓછા વખતમા અમને પડશે ?

મે કહ્યુ "આપણાથી જે કાઇ બની શકે, તે આપણે કરવુ જોઈએ આપણે શાતિથી એ વિષે વિચાર કરી જોઇએ "

અમે વિચાર કરવા લાગ્યા સર પર્સિવલ અને તેમના ધારાશાસ્ત્રીની જે વાત મે છુપાઇને સાભળી હતી અને લૉરા પોતાના પતિની નાણાને લગતી મુઝવણો વિષે જે માહિતી ધરાવતી હતી તે બન્ને બાબતો એકઠી કરીને અમે ચોક્કસ એવુ અનુમાન કર્યું કે, પુસ્તકશાળામા જે કાગળ ઉપર સહી લેવામા આવનાર હતી તે કાગળ નાણા ઉછીના લેવા વિષે જ હોવો જોઈએ અને સર પર્સિવલની ઇચ્છાઓ પાર પડે તે માટે એ કાગળમા લૉરાની સહી લીધા વિના ચાલે જ નહી, એવી સ્થિતિ ઉભી થએલી હોવી જોઇએ

એ નાણા મેળવવા માટે જે કાયદેસર લખાણ થયુ હશે તે કેવુ હશે, એ અમારે વિચારવાનો બીજો મુદ્દો હતો લૉરાની અગત મિલ્કતમાથી તેની જાણબહાર એ નાણા લેવાનો જ સર પર્સિવલનો ઉદ્દેશ હોવો જોઈએ, કેમકે લૉરાની સહી વિના તે નાણા ન મળે તેટલા માટે જ સહી કરાવવા તેઓ ઇન્તેજાર હતા કદાચ, એ સહી કરી આપવામા આવે, અને પાછળથી કાઇ ઘોટાળો થાય તો જરૂર એ સહી અવિચારીપણાથી કરેલી ગણાય.

મને તો એ મુદ્દામા સદેહ જ ન રહ્યો કે, સર પર્સિવલ કાઇક ઘોટાળો કરવા માગતા હતા મે આવો નિશ્ચય કર્યો તેનુ કારણ એ કે, જો ઘોટાળો કરવાનો ન હોય તો આટલા બધા ચુથણા થવા છતાંયે લૉરાને તેમણે એ લખાણુ કેમ ન બતાવ્યુ? જો તેમનુ હૃદય નિર્દોષ હોત-તેમનો ઉદ્દેશ સારો હોત, તો જરૂર તેમણે લખાણુ વચાવવા આનાકાની કરી નહોત મને સર પર્સિવલની અપ્રમાણિકતાનો વિચાર આવવાનું વિશેષ કારણુ, તેમના અહીં આવ્યા બાદ ફેરવાયલા સ્વભાવ ઉપરથી મળ્યુ બ્લેકવૉટર પાર્કમા જે ખરાબ સ્વભાવ તેમણે અત્યાર સુધીમા અનેક રીતે બતાવી આપ્યો હતો તે ઉપરથી મને પાકી ખાતરી થઈ કે, આ તેમનો મૂળ સ્વભાવ છે, અને લિમરિજ-ભવનમા

તેમણે જે સભ્યતા, વિવેક ઇત્યાદિ દાખવ્યા હતા તે ખોટા અભિનય રૂપે જ હતા મને હવે સ્પષ્ટ ભાસ્યુ કે, મિ ગિલ્મોર, મિ ફેરલી, લૉરા અને હુ—એ બધા ઉપર લિમરિજ–ભવનમા તેમણે ખૂબીભરી ખોટી અસર ફેલાવી હતી એક નીચ, લુચ્ચા અને જગલી માણસના અભિનયથી અમે સૌ છેતરાયા હતા આ માણસે જ્યારે પોતાનુ કાર્ય સરી રહ્યુ ત્યારે પોતાની હેવાનિયતનો પડછો બતાવવો શરૂ કર્યો અને નાની નાની બાબતોમા એ પડછો બતાવ્યા બાદ આજ તેણે પુસ્તકશાળામા તો છેક હદ ઓળગી !!

સર પર્સિવલને આવા ખુલ્લા સ્વરૂપમા મે ઓળખ્યા પછી મને કેટનો બધો ખેદ થયો, એ વિષે અહીં કાઇ લખવાની જરૂર નથી માત્ર હુ એટલુ જ જણાવીશ કે ચાહે તેવુ પરિણામ આવે તોપણ જે કાગળ ઉપર સર પર્સિવલ, લૉરાની સહી માગતા હતા તેમાની વિગતથી સપૂર્ણ રીતે વાકેફ થયા સિવાય લૉરાએ તેના ઉપર બિલ્કુલ સહી ન કરવી, એવો મે નિર્ણય કર્યો અને લૉરાએ તે માન્ય રાખ્યો

આ વસ્તુસ્થિતિમા કાલે સહી કરતી વખતે વાધારૂપે શુ સગીન કારણ રજૂ કરવુ એનો અમારે વિચાર કરવાનો રહ્યો હુ વિચારવા લાગી કે, અમારે એવુ કિયુ કારણ રજૂ કરવુ કે જેથી સર પર્સિવલને સમજાય કે, કાયદા મુજબ અથવા તો ધધાદારી રીતિમુજબ, સહી લેવાનો ઠરાવ પડતો જ મૂકવો જોઇએ વળી એ કારણનુ સ્વરૂપ એવુ હોવાની મને ખાસ આવશ્યકતા લાગી કે જેથી સર પર્સિવલ સારી પેઠે ધ્યાનમા રાખે કે, અમે બન્ને સ્ત્રીઓ કાયદો પૂર્ણ રૂપે જાણીએ છીએ આવુ કોઈ સગીન કારણ શોધવા મે પ્રયાસ કર્યો વિચાર–દશા દરમ્યાન મને એકદમ સાભર્યું કે, અમારા ધારાશાસ્ત્રી પાસેથી આવુ એકાદ કારણ મને જરૂર બતાવવામા આવશે મિ. ગિલ્મોર જોકે અત્યારે લડનમા નહોતા તોપણ તેમનો ભાગીદાર મિ. કિરલે, તેમની માફક જ તેમની ગેરહાજરીમા બધુ કામકાજ ધમધોકાર ચલાવતો હતો મે લૉરાને સમજાવ્યુ કે, આ મિ કિરલે ઉપર સપૂર્ણ વિશ્વાસ મૂકવાનુ મિ. ગિલ્મોરે કહેલું

છે અને જ્યારે પણ કાંઈ અગત્યના મુદ્દામા સલાહ લેવી હોય ત્યારે બેલાશક તેના ઉપર પત્ર લખીને તેની સલાહ માગવાનુ **મિ. ગિલ્મોરે** મને ખાસ કહેલુ છે આથી **મિ.** ફિરલેની આ વખતે સલાહ લેવામા કાંઈ જ હરકત નથી **લૅારા**, મારી માફક, **મિ.** ફિરલે ઉપર વિશ્વાસ મૂકવા અને તેની સલાહ લેવા સમત થઇ, એટલે મે તરત જ એક વિગતવાર પત્ર લખવો શરૂ કર્યો

મે મુદ્દાસર બધી વિગતો લખીને **મિ** ફિરલેની ખાસ સલાહ માગી કે, અમારે શુ કરવુ ? પત્રમા મે નકામુ લબાણ કર્યું નહી–વાર-વાર ખોટી માફીઓ પણ માગી નહી એક પરબીડીઆમા તે પત્ર નાખીને તેના ઉપર હુ શરણામુ કરવા જતી હતી એટલે તરત જ **લૅારા**એ એક અગત્યનો સવાલ પુછીને મને પુન વિચારતદ્રામા નાખી

તેણે પુછ્યુ "પણ આપણને વખતસર જવાબ શી રીતે મળશે ? તારો કાગળ કાલ સહવાર પહેલા **લ**ડનમા **મિ.** ફિરલેને નહી મળે એનો જવાબ તેઓ તરત જ આપશે તોપણ બપોર પહેલા આપણને નહી મળે "

આ મુદ્દો વાજબી હતો બપોર પહેલા અમને આ પત્રનો ઉત્તર મળવો જોઇએ તે શી રીતે મળે ? આ મુશ્કેલી દૂર કરવાનો એકજ ઉપાય હતો અને તે એ કે, ધારાશાસ્ત્રીનો માણુસ તે કાગળનો જવાબ લઈને અહીં આવે મે **મિ.** ફિરલેના કાગળમા ખાસ નોધ લખી કે "આ કાગળનો જવાબ **લ**ડનથી ૧૧ વાગ્યે ઉપડતી ટ્રેનમા તમારા એક ખાસ વિશ્વાસુ માણુસ સાથે મોકલજો એ ટ્રેન બપોરના દોઢ વાગ્યે અહી આવશે માણુસ રેલ્વે સ્ટેશનેથી ઘોડાગાડીમા બેસીને **બ્લૅકવૉટર પાર્ક**મા આશરે ૦॥ કલાક બાદ એટલે ૨ વાગ્યે આવી પહોચશે તે બારોબાર મને જ મળે, બીજા કોઇની સાથે આ કાગળની વાતચીત ન કરે અને મારા સિવાય બીજા કોઇને પણ એ કાગળ આપે નહી, એવી ખાસ તાકીદ તેને કરશો"

મે લૉરાને કહ્યુ "જો સર પર્સિવલ કાલે બે વાગ્યા પહેલાં પાછા આવે તો તારે માટે સૌથી વધુ ડહાપણ ભરેલો રસ્તો એ છે કે, તારી ચોપડી લઈને તુ બે વાગ્યા સુધી બાગમા જ ફર્યા કરજે જયા સુધી મિ. ફિરલેનો માણુસ આવે નહી ત્યા સુધી ઘરમા પગ જ મૂકીશ નહી હુ અહી એ માણુસની રાહ જોતી જ બેસી રહીશ અને કોઇ પણ જાતની ભૂલચૂક થવા પામે નહી તથા કાગળ મનેજ મળે, એ વિષે ખાસ ચોકસાઇ રાખીશ આ ગોઠવણથી હુ ધારૂ છુ કે, આપણે આપણુ ધારેલુ સિદ્ધ કરી શકીશુ વારૂ, હવે આપણે નીચેના દીવાનખાનામા જઇએ અહીં બહુવાર બેસીશુ તો નાહક કોઇના મનમા શક ઉભો થશે "

તેણે કહ્યુ "શક? સર પર્સિવલ તો અહી નથી, એટલે આપણા તરફ શકની નજરથી કોણ જોનાર હતુ? કાઉન્ટ ફોસ્કો શક લાવે, એમ તારૂ ધારવુ છે?"

"હા "

"મેરીઅન, મારી પેઠે જ તુ તેને નાપસદ કરતી હોય, એમ લાગે છે "

"ના હુ નાપસદ કરતી નથી નાપસદગીમા હમેશા તિરસ્કારનુ વધારે કિવા ઓછુ તત્વ રહેલુ હોય છે–કાઉન્ટ ઉપર મને તિરસ્કાર નથી "

"ત્યારે તને તેની બ્હીક લાગે છે?"

"હા કદાચ તેના વિષે મારા મનમા જરાક દહેશત હોઇ શકે."

"આજે આપણી તરફેણમા તે બોલ્યો હતો તે છતા પણ?"

"હા સર પર્સિવલના ગુસ્સાની મને બહુ થોડી બ્હીક છે, પણ કાઉન્ટ આપણા કામમા વચ્ચે પડે છે તેથી મને વધારે બ્હીક ઉપજે છે મે તને પુસ્તકશાળામા જે કાંઈ કહ્યુ હતુ તે યાદ કર લૉરા, તું જે કાંઈ કાર્ય કરે તેમા કાઉન્ટને તારો દુશ્મન બનાવીશ નહી!"

અમે નીચે ગયા. લૉરા દીવાનખાનામા ગઈ અને હુ બહારના ભાગમા ટપાલ નાખવા માટે એક દિવાલ ઉપર ટાગેલી ટપાલની પેટીમા

કાગળ નાખવા સારૂ ગઇ જેવી હું બારણા બહાર નીકળી કે, તરત જ ઓટલાના પગથીઆ ઉપર કાઉન્ટ અને તેની પત્નીને મે ઉભેલા જોયા તેમના મો મારા તરફ હતા

મેડમ ફ્રોસ્કો મને જોઈને તરત જ મારી પાસે આવીને કહેવા લાગી "તમને પાચેક ક્ષણ ફુરસદ છે?" હુ આશ્ચર્યચકિત થઇ આવી ઠંડીગાર બાઈ કદી આવી રીતે વાતચીત માટે માગણી કરે, એ માન્યામા આવે તેમ નહોતુ મે કાગળ, ટપાલની પેટીમા નાખ્યો અને કહ્યુ ' મને પુષ્કળ ફુરસદ છે " કદી તેણે નહી બતાવેલી મિત્રતા અને અત્યત પરિચિતતા સહિત તેણે મારો હાથ પોતાની બગલમા દબાવ્યો અને મને ખેચીને પગથીઆ ઉતારીને તે બાગ તરફ લઈ જવા લાગી

કાઉન્ટ નજદિક થઇને અમે પસાર થયા ત્યારે અમને તેણે સસ્મિત વદન કર્યું અને તે બાદ તે મકાનમા ગયો

બાગમા જતા જતા મને વિચાર આવ્યો કે, કાઇક રહસ્યનુ ગૌપ્ય આજે કદાચ કાઉન્ટેસ મારી આગળ ખુલ્લુ કરવાની હશે, પણ જ્યારે તેણે વાતચીત કરવા માડી ત્યારે હુ એ જાણીને તાજુબ થઇ કે, તેણે માત્ર પુસ્તકશાળામા થયલા મારા અપમાન બદલ મારા પ્રત્યે દિલસોજી દાખવી! તેણે કહ્યુ કે "કાઉન્ટે મને બધી વાત કહી છે. સર પર્સિવલની ઉદ્ધતાઇ અસહ્ય જ ગણાય મને આ વાત જાણ્યા પછી એટલો બધો કટાળો ઉપજ્યો છે કે, જો હવે પછી સર પર્સિવલ આવી અપમાનિત વલણ ગ્રહણ કરશે તો તેની સામે વાધો દર્શાવવા ખાતર આ મકાનમાથી હુ તરત જ ચાલી જવાના નિર્ણય ઉપર આવી છુ કાઉન્ટે મારા વિચારને પુષ્ટિ આપી છે અને હુ ધારૂ છુ કે, તમે પણ મને પુષ્ટિ આપશો જ "

તેણે આવી હિમ્મત દર્શાવવાનો વિચાર કર્યો એ તેના સ્વભાવથી તદ્દન અપરિચિત વલણ હતી પણ તે સ્વમાનપૂર્ણ વલણ હોવાથી મે તેને સભ્યતાથી અને ટુકાણમા પુષ્ટિ આપી અને મકાનમા જવાનો ઇરાદો

કર્યો પણ આજે તો આ સ્ત્રી વાતોડિયણ બની ગઈ! વાદવિવાદોમા કદી પણ ચકાર શબ્દ નહીં કરનાર આ સ્ત્રી, આજે વાતોના નાદે ચઢી, એથી મને બહુજ અજાયબી થઈ પરિણિત જિદગીના સુખો, સર પર્સિવલ અને લૉરાનુ દપતીજીવન, તેની પોતાની જિદગીની વાતો, મર્હુમ મિ. ફિલિપ ફેરલીએ તેના પ્રત્યે વારસાના સબધમા બતાવેલી સખ્તાઈ અને એવાજ બીજા છ સાત વિષયો ઉપર તેણે લગભગ અર્ધા કલાક સુધી સતત પ્રવાહથી વાતો કરી હુ એ બધી વાતો સાભળી રહી પણ અદરખાનેથી મને ઘણોજ કટાળો ઉપજ્યો તે મારી લાગણી સમજી ગઇ હશે કે નહી તેની મને ખબર નથી પણ તે વાતચીત કરતા અચાનક અટકી ગઇ, એકવાર તેણે મકાન તરફ નજર નાખી અને પછી પાછી પોતાની પૂર્વવત્ શાત વલણ ગૃહણ કરી તેણે મારો હાથ અત્યાર સુધી ઝાલીજ રાખ્યો હતો હવે તેણે તે છોડી દીધો મે તરતજ ઘર તરફ જવા માડયુ પગથીઆ ઉપર હુ ચઢી એટલે મે જોયુ કે, કાઉન્ટ ટપાલની પેટીમા એક કાગળ નાખતો હતો

કાગળ નાખી રહીને તેણે મને પુછ્યુ " મેડમ ફોસ્કો શુ બાગમાજ રહ્યા છે ? કયા ઉભા હશે ? " મે તેને યોગ્ય જવાબ દીધો અને તે બાગ તરફ જવા લાગ્યો મને અજાયબી થઈ કે, જ્યારે તેણે મને પ્રશ્નો કર્યા ત્યારે તેની હમેશની હસમુખી ઢબે તે કર્યા નહતા પણ જાણે તે માદો હોય, અથવા અત્યારે તે ખિન્ન અવસ્થામા હોય તેમ ખોખરે સાદે તેણે તે પ્રશ્નો કર્યા હતા. મે જોયુ કે, તેની ચાલવાની ગતિ પણ હમેશ કરતા વધારે ઢડી અને ઓસગાયલી હતી

હુ તરતજ ટપાલની પેટી પાસે ગઈ તે પેટી ઉઘડી શકે એવી હતી મને અવિશ્વાસ ઉપજ્યો હોય કે કાઇ ઘોટાળાની બીતિ ઉપજી હોય એ હું કહી શકતી નથી પણ મને અચાનક એવીજ ઉર્મિ ઉઠી કે, મારો કાગળ તે પેટીમાથી પાછો કાઢીને મારે તેને લાખની સિલ કરવી જોઇએ સૌ કોઈ જાણે છે કે, સ્ત્રીઓ ઘણીવાર કોઇક અજબ ઉર્મિથી અમુક કામ કરે છે. તેમની પાસે તે ઉર્મિ માટે ઘણીવાર કાઇજ

કારણો હોતા નથી હુ ધારૂ છુ કે, આવી અકારણ ઉર્મિને વશ થઇને મે ટપાલની પેટી ઉઘાડી અને તેમાથી મારો કાગળ પાછો કાઢીને હુ મારા ઓરડામા ગઈ કાગળ મે મારા મેજ ઉપર મૂકયો અને સિલ કરવાની સામગ્રી તૈયાર કરીને જેવો તે હાથમા લીધો કે, તરતજ પરબીડીઆનો ચોટાડેલો ભાગ ખુલ્લો છે, એમ મને માલુમ પડયુ ! મે કદાચ તે ભાગ બરોબર બધ નહીં કર્યો હોય અથવા તો તેના ઉપર જે ગુદર હતો તે આછો હશે, તેથીજ તે ખુલ્લો રહી ગયો હશે ! કાગળ ખુલ્લો રહ્યો હતો તે માટે મે આ બે નિર્દોષ કારણ ધારી લઇને સતોષી બનવા યત્ન કર્યો, પણ નહીં ? એક ત્રીજુજ કારણ મારા મનમા ઉપસ્થિત થયુ શકાનુ એ ત્રીજુ કારણ નહીં માનવા મે ઠરાવ કર્યો પણ મને એમજ લાગ્યા કર્યું કે, એ પરબડીઉં ખાસ કોઇએ ખોલ્યુ હશે તો ? કાઉન્ટને મે ટપાલની પેટીમા એક કાગળ નાખતો જોયો હતો તેની ફડી અને ઓસગાયલી રીતભાત પણ મને તાજુબી ઉપજાવી ચૂકી હતી શુ તેણે એ કાગળ ફોડયો હશે ? જે પડ ખુલ્લુ રહી ગયુ હતુ તેમા ક્યાએ ચીરાડો પડેલો નહતો તેમજ ફોડેલા કાગળો ઉપર જે નિશાનીઓ હમેશા વર્તી શકાય છે તેમાની એકકે નિશાની આ કાગળ ઉપર નહોતી ! બળી એ વાત ! એના ઉપર નકામા ચુથણા ચુથવા શા કામના ? મે ત્રીજા કારણ તરફ બેદરકારી બતાવી અને બરાબર રીતે પરબીડીઆના પડને ગુદર ચોઢીને બધ કર્યું તથા તેના ઉપર લાખ ચોટાડીને સિલ કરી તથા પુન તે કાગળ હુ ટપાલની પેટીમા નાખી આવી

આવતી કાલે શુ થશે, એ સબધી શકાયુક્ત ભયભરેલા વિચારો મને આવે છે મારે સયમ રાખવો જોઇએ અને તે સાથે યોગ્ય સમયચસૂચકતા પણ રાખવી જોઇએ આ પ્રસગે મારે બે બાબતો ઉપર ખાસ ધ્યાન રાખવાનુ છે પ્રથમ તો એકે, કાઉન્ટ સાથે મિત્રતાનો દેખાવ કાળજીપૂર્વક રાખવો અને બીજી બાબત એ કે, ધારાશાસ્ત્રીનો માણસ જ્યારે મારા કાગળનો જવાબ લઇને આવે ત્યારે બીજા કોઇનો હાથમાં તે જવાબ ન જતા, પહેલો મનેજ મળે તેની મારે સાવધાની રાખવી.

# પરિચ્છેદ ૩૧

## 'મનાઈ કરેલા' વિષયનું રહસ્ય

**તા° ૧૭મી જૂન** સાજે ભોજન સમયે જ્યારે અમે સૌ એકઠા મળ્યા ત્યારે કાઉન્ટ ફ્રાસ્કો હમેશ મુજબ ખુશમિજાજમા હતો જાણે અમારા સ્મરણ–પટમાથી પુસ્તકાલય વાળો બનાવ તે ભુસી નાખવા માગતો હોય તેમ અમને રમ પડે એવી વાતો અને આનદ ઉપજે એવી ટીકાઓ તે કરવા લાગ્યો તેના પ્રવાસ દરમ્યાન અનુભવેલા અનુભવો, વિવિધ દેશોમા વિવિધ સ્વભાવના તેને મળેલા માણસોના સ્વભાવના હાસ્યજનક રેખા-દર્શનો, જુદી જુદી પ્રજાઓના સાસારિક રીતિરિવાજોની વિચિત્રતાઓ, આખા યૂરોપની જાહેર જિદગીની પોળકતાઓના રમુજી વર્ણનો, તેની પોતાની યૂવાનવયમા તેણે કરેલી ભૂલોની હાસ્યજનક કબુલાતો, પોતે ફેશન દેવીનો કેવો પૂજારી હતો તેની બારિક વિગતો, તેમજ એક ઈટાલિયન વર્તમાન-પત્રમા પોતે પહેલા ફ્રેંચ ઢબે કેવા અદ્ભુત રસમિશ્રિત લખાણો લખતો હતો તેના નમૂના ઇત્યાદિ ઇત્યાદિ બાબતોમા તે એટલુ બધુ બોલ્યો કે જે સાભળવામા મને અને લૉરાને, મેડમ ફ્રાસ્કોની માફકજ ઘણો રસ પડયો અમે તેનુ કહેવુ ધ્યાનપૂર્વક સાભળ્યુ, એટલુજ નહીં પણ તેની સતત વાગ્ધારા માટે અમને નિ શક માન ઉપજ્યુ સ્ત્રીઓ, કોઈ પુરુષના પ્રેમનો અનાદર કરી શકે છે, કોઇ પુરુષની કીર્ત્તિ પ્રત્યે દુર્લક્ષ આપી શકે છે, તેના દેખાવની દરકાર નથી કરતી, તેની શ્રીમતાઇને પણ લાત મારી શકે છે, પરતુ જ્યારે કોઇ પુરુષ વાતચીત કેવી રીતે કરવી એ સારીપેઠે સમજી શકે છે અને તે મુજબ વાતચીત કરે છે ત્યારે સ્ત્રીઓ, બેશક, તે પુરુષની વાગ્ધારાનો અનાદર કરી શકતી નથી !

ભોજન વખતે તેણે અમારા મન ઉપર સારી છાપ પાડી ભોજન કરી રહ્યા પછી એ છાપ અમારા મન ઉપર ચાલુ રહેલી હતી તે દર-મ્યાન તેણે સભ્યતાથી અમારી પરવાનગી માગીને પુસ્તકશાળામા વાચવા જવુ પસદ કર્યું

લૉરાએ બાગમા ફરવા જવાની સૂચના કરી શિષ્ટાચાર પ્રમાણે મે મેડમ ફ્રેસ્કોને અમારી સાથે ફરવા આવવા નિમત્રણ કર્યું, પણ અત્યારે તેને અગાઉથી જ કેમ વર્તવુ એ સબધી હુકમ મળી ચૂકયો હતો તેણે સવિનય ના પાડી અને કહ્યુ "કાઉન્ટને કદાચ સિગારેટ્સની જરૂર પડશે માટે મારે તે બનાવવી જોઈએ મારી બનાવેલી સિગારેટ્સ સિવાય તેમને સતોષ જ થતો નથી " જાણે સિગારેટ્સ બનાવવા માટે પોતાને અભિમાન ઉપજતુ હોય એમ તેનુ આ કહેવુ હતુ

લૉરા અને હુ એકલા બહાર ફરવા નીકળી પડયા

આજની સાજ વાદળાથી ઘેરાયલી હતી પવન ફુકાતો નહતો ઝાડ ઉપરથી ફુલ ખરતા ન હતા, તેમજ પાદડા બિલ્કુલ હાલતા નહતા પશ્ચિમ દિશામા સૂર્ય ધીમે ધીમે અસ્ત થતો હતો, પણ તે ઘડીકમા વાદળાથી ઢકાઈ જતો તો ઘડીકમા તેના ઉપરથી વાદળા દૂર થતા

મે પુછયુ "આપણે ક્યા જઇશુ ?"

લૉરાએ જવાબ દીધો "મેરીઅન, જો તને પસદ પડે તો સરોવર તરફ જઇએ "

"લૉરા, તને એ ભયાનક સરોવર ખૂબ પસદ પડયુ હોય એમ જણાય છે "

"ના મને સરોવર જરાકે ગમતુ નથી પણ તેની આસપાસનો કુદરતી દેખાવ બહુ ગમે છે ત્યાની રેતી, આસપાસના ઝાડ વગેરેને લીધે મને લિમરિજ વારવાર યાદ આવે છે પણ જો તારી મરજી ત્યા જવાની ન હોય તો તુ પસદ કરે તે જગ્યાએ આપણે જઇએ "

"વહાલી, બ્લેકવૉટર પાર્કમા મને કશુયે પસદ કરવા જેવુ લાગ્યુ નથી મારે મન તો મારો ઓરડો કે પછી સરોવર, દીવાનખાનુ કે પછી બાગ, બધુયે એકસરખુ છે પણ ચાલ, આપણે સરોવર તરફ જ જઈએ ખુલ્લી અને ઠડી જગ્યાએ બેસીશુ તો વાતચીતમા રસ પડશે "

અમે ચૂપકીદીથી ઝાડોની ઘટા વચ્ચે થઇને સરોવર તરફ ગયા પવન વાતો નહોતો તેથી અમને ગમ્યુ નહી પરતુ નૌકા-ગૃહ આગળ

પહોચ્યા બાદ જ્યારે અમે બહાર પડેલા એક બાક ઉપર બેઠા ત્યારે કાઈક નિરાત વળી

લૉરાએ કહ્યુ "ઋતુ ખુશનુમા નથી એથી ચેન તો પડતુ નથી પરતુ અહી આપણે બે એકલા છીએ, એ વધારે સારૂ છે "

થોડીકવાર સુધી વિચારગ્રસ્ત સ્થિતિમા બેમી રહ્યા બાદ તે કહેવા લાગી "મેરીઅન, મારૂ પરિણિત-જીવન કેવુ છે તે વિષે સાચેસાચી વાત કહેવાનુ મે તને વચન આપ્યુ હતુ તુ તારી મેળે કદાચ અત્યાર સુધીમા કાઈક કલ્પનાઓ કરી શકી હોઇશ પણ મારે તારાથી એ વિષે કાઈ પણ ગુપ્ત રાખવુ ન જોઇએ આજ સુધી આપણા વચ્ચે આ પહેલીજ એક વાત ગુપ્ત રહી હતી પણ હુ વચન આપુ છુ કે તે છેલ્લીજ છે હવે હુ તારાથી કશુયે ગુપ્ત રાખીશ નહીં બહેન, આજ સુધી મે ચૂપકીદી કેવળ તારી ખાતર ધારણ કરી હતી-કદાચ, થોડે અશે મારી પોતાની ખાતર પણ ખરી જે પુરુષને એક સ્ત્રીએ પોતાનુ આખુ જીવન સમર્પ્યું હોય તે પુરુષ જ, બીજા બધાઓ કરતા, તે સ્ત્રીની સાથી ઓછી દરકાર કરે છે, એવુ એક પરણેલી સ્ત્રીને કબલ કરવુ પડે એના જેવુ શરમિદગી ભરેલુ બીજુ કાઇ જ નથી તારી સ્વેચ્છાથી, મેરીઅન, તુ પરણી હોત-અને ખાસ કરીને જો તુ સુખચેનથી પરણી હોત-તો મારે માટે તને લાગણી થાત એક કુવારી સ્ત્રી ગમે તેવી માયાળુ અને સહૃદયી હોય તોપણ તેને આ પ્રશ્નમા લાગણી ન ઉપજે"

મારે તેને શો જવાબ આપવો ? મે તેનો હાથ મારા હાથમા લીધો અને તેના પ્રત્યે અત્યત દિલસોજી સાથે જોયા કર્યુ ને આગળ બોલી " જેને તુ હમેશા 'ગરીબાઈ' કહેતી તેને તે કેટલી બધી વાર હસી કાઢી છે ? મારી શ્રીમતાઈ માટે અભિનદનના મશ્કરી ભરેલા ઉદ્‌ગાર તે મારી પાસેથી કેટલી બધી વાર કઢાવ્યા છે ! વહાલી મેરીઅન, ફરીથી હાસી કરીશ નહીં તારી ગરીબાઈ માટે પ્રભૂનો આભાર માન-એથી તુ તારી પોતાની માલિક રહી છે અને મારા ઉપર જે સિતમ વરસ્યા છે તેમાથી તું બચી ગઈ છે."

એક જુવાન પત્નીના મુખમાથી કેવા ખેદ ઉપજાવનારા ઉદ્‌ગાર ! શાત સાદા અને સચ્ચાઈ ભરેલા પરતુ ખેદજનક એ ઉદ્‌ગાર હુ કદી વિસરી જઇશ નહીં બ્લેકવૉટર પાર્કમા અમે સહુએ વીતાવેલા થોડાક દિવસો દરમ્યાન મે પૂરતી રીતે નિહાળી લીધુ હતુ કે–તેનો ભરથાર તેને શા હેતુથી પરણ્યો હતો !

તે આગળ બોલવા લાગી " મારી નિરાશાઓ અને કસોટીઓ કેટલી બધી વહેલી શરૂ થઈ–અથવા તે કઈ કઈ હતી, એને લગતી બધી વિગત તને કહેવા બેસુ તો તે સાભળીને તને અત્યત ત્રાસ છૂટશે મારી યાદગિરીમા તે વિગતો રાખવી એ ખરાબ ગણાય હુ તને બહુ દાખલાઓ આપીને કહુ અથવા બહુ શબ્દોમા કહુ તેના કરતા મારા સૌથી પહેલા અને સૌથી છેલ્લા પ્રયત્નમા તેણે મારા તરફ કેવી કઠોરતા દાખવી એ વિષે કાઇક કહીશ તેથી તુ સારી પેઠે જાણી શકશે કે, હમેશનુ તેનુ વર્તન મારા પ્રત્યે કેવુ રહેતુ છે એક વખત રોમ શહેરમા અમે ઘોડેસ્વાર થઈને ફરવા નીકળ્યા ફરતા ફરતા અમે સેસિલા મેટ્રેલ્લાની કબર પાસે આવી પહોચ્યા આકાશ શાન્ત અને આનદદાયક હતુ જૂના વખતની એ ભવ્ય કબર તે વખતે શોભા આ-પતી હતી તેનો ઇતિહાસ જાણીતો છે સેસિલાના ભરથારે પોતાના પ્રેમની યાદગિરીમા પુરાણ કાળમા એ કબર બધાવેલી છે તેના ઉપરનુ કોતરકામ અને શિલ્પકામ, કલાની ઉચ્ચતાની ટોચે છે મને એ કબર જોતા મારા પતિ પ્રત્યે વિશેષ પ્રેમ અને વિશેષ લાગણી ઉભરાઇ આવ્યા એ વખત પહેલા તેના ઉપર મે ન કરેલા પ્રેમથી મારૂ હૃદય છલ્લોછલ્લ ભરાઈ ગયુ એ પ્રેમ–નિમગ્ન દશામા મે તેને કહ્યુ " પર-સિંવલ, મારે સારૂ તમે આવી જ કબર બધાવશો ? આપણા લગ્ન થયા તે પહેલા તમે કહેતા હતા કે, તમે મને અત્યત વહાલથી ચાહો છો અને એ વખત પછી—" હુ આગળ બોલી શકી નહી મેરીઅન ! તે મારા તરફ જોતો પણ નહોતો ! મારા મો ઉપર મે રૂમાલ ઢાકી દીધો મારી આખમાના આસુ તેને બતાવવા મને ઠીક લાગ્યા નહી મેં

એમ માન્યુ હતુ કે, તેણે મારા કેહેવા ઉપર ધ્યાન આપ્યુ નથી પણ મારા તરફ નજર સરખી કર્યા વિના તેણે મારો અક્ષરે અક્ષર સાભળ્યો હોય એમ મને તરતજ લાગ્યુ, કારણ કે, કબર જોઇને અમે બહાર નીકળ્યા ત્યારે ઘોડા ઉપર મને બેસવામા મદદ કરીને તેણે પોતાના ઘોડા ઉપર બેસતા બેસતા જે વાક્યો મને કહ્યા તે ખરેખર હૃદયવેધક હતા તેણે કહ્યુ " જો તારે માટે હુ કબર બધાવીશ તો તે તારા પોતાના નાણામાથી જ બધાવવી પડશે મને આશ્ચર્ય થાય છે કે, સેસિલા મેરેલ્લા પાસે નાણા હતા કે નહી અને તેમાથી જ તેની કબર બધાવાઇ હતી કે નહી !" હુ કાઇ જવાબ દઇ શકી નહીં શી રીતે દઇ શકુ ? હુ રડુ કે જવાબ દઉ ? અરેરે ! પણ મારા રૂદનનીયે તેણે હાસી કરી ! તે બોલ્યો " વાહ ! તમે સર્વ ગોરા ચહેરાની સ્ત્રીઓ ઘડી ઘડીમા રડી પડો એવી જ પોચી હો છો ! તારે શુ જોઇએ છે ? બહારના મીઠા વેણ અને કબર બાધી આપવાની સમતિ ! ખરૂ ને ? વારુ, એજ તારી ઇચ્છા છે ને ? અત્યારે હુ ખુશ મિજાજમા છુ જા, એમજ માની લે કે, મે તારી કબર બધાવવાની હા પાડી અને તારી સાથે હસી હસીને વાતો કરી ! કહે, હવે કાઇ બાકી છે ?" પુરૂષોને ઓછીજ ખબર છે, કે, તેઓ કોઇક વાર કેવા કસમયે સખ્ત શબ્દો કહે છે અને તેઅપણને સ્ત્રીઓને કેવા ખૂચે છે ? મે રૂદન કર્યાજ કર્યું હોત તો સારૂ થાત પણ તેના વ્યગ્યપૂર્ણ અને તિરસ્કારદર્શક વાક્યો સાભળીને મે આસુ લુછી નાખ્યા અને મારા હૃદયને કઠણ બનાવ્યુ મેરીઅન, એ વખત પછી વૉલ્ટર હાર્ટરાઇટનાજ વિચારો કરતા મે મારા હૃદયને કદી પણ અકુશમા રાખ્યુ નથી હુ અને તે જ્યારે એક બીજાને છુપી રીતે ચહાતા હતા અને જ્યારે જ્યારે તેનુ અને મારૂ મિલન થતા મને અને તેને જે સુખચેન પડતા તેને લગતા વિચારો અને એ સુખી દિવસોના સસ્મરણો મે વારવાર મારા સ્મૃતિપટમા તાજા કરવા માડયા આશ્વાસન મેળવવા માટે હુ બીજુ શુ કરી શકુ એમ હતુ ? મેરીઅન, જો આપણે બે તે વખતે સાથે હોત તો તે મને વધારે સારી બાબતોમા વિચારો કરવાનુ સુઝાડયુ હોત. હું જાણુતી હતી કે, વૉલ્ટર હાર્ટરાઇટના વિચારો કરવામા હું ગેરવાજબી

હતી, પણ મને કહે, વહાલી બહેન ! શુ એ વિચારો કરવાનુ મને વાજબી કારણ મળ્યુ ન હતુ ?"

મારૂ મો મે આડુ ફેરવી નાખ્યુ અને કહ્યુ " મને ન પૂછીશ. તારી માફક મને કાંઈ દુ ખનો અનુભવ છે ? આ બાબતમા નિર્ણય કરવાનો મને શો હક્ક છે ? "

તેનો સ્વર ગળગળો થઇ ગયો તે મારા સરસી આવીને કહેવા લાગી " મને તેનાજ વિચારો કરવાની ટેવ પડી ગઈ હુ જ્યારે રાત્રે એકલી પડતી અને પર્સિવલ નાટકો જોવા એકલો જતો ત્યારે હુ વૉલ્ટર હાર્ટરાઇટના જ વિચારો કરતી હુ કલ્પના કરતી કે, ઈશ્વરે જો મને ગરીબ બનાવી હોત અને હુ વૉલ્ટર હાર્ટરાઇટની પત્ની બની હોત તો કેવુ સારૂ થાત ? જાણે હુ સ્વચ્છ સાદા પોષાકમા સજ્જ થયલી છુ, મારા નાનકડા ઘરમા તેની રાહ જોતી બેઠી છુ, તે અમારા ગુજરાન માટે મહેનત કરવા ગયો છે, તે પાછો આવે છે ત્યારે હુ પ્રેમજનક શબ્દોથી તેને વધાવી લઉં છુ, તેનો શ્રમ ઉતારવા માટે તેની ટોપી અને કોટ મારી જાતે ઉતારીને હુ તેને સાદુ ભોજન આપુ છુ—આવા આવા તરંગોમા હુ અનેકવાર તલ્લીન થઈ જતી અરે ! હુ ધારૂ છુ કે, તે હવે એકલો નહીં હોય, તેને મે જેવો જોયો છે, તેના વિષે મે જેવા વિચારો કર્યા છે તેવી વસ્તુસ્થિતિમા તે કદાચ અત્યારે નહી હોય ! "

આ દુ ખદાયક ઉદ્ગાર તે કાઢતી હતી તે વખતે તેનામા રહેલી અપૂર્વ કોમળતા અને અપૂર્વ સુદરતાના મને એકવાર ફરીથી દર્શન થયા તેની આખમા એક અપૂર્વ તેજ હતુ સામેના કુદરતી દેખાવો તરફ એ આખ માડીને તે જોતી હતી ત્યારે મને યાદ આવ્યુ કે, એ દેખાવોને તેણે લિમરિજના દેખાવો જેવા કહેલા છે ખરે જ ! લિમરિજની ટેકરીઓ ઉપર તે બે એકલા જતા ત્યારે લૉરાને જે સુખ ઉપજતુ તેની યાદગિરી અહીંના દેખાવો જોઈને તેને આવતી હશે, એમ હવે મને લાગ્યુ મને ગ્લાનિ ઉપજી કે જેવી તેજોમય સુદરતા અત્યારે તેના વદન ઉપર દેખાય છે, તેવી, સર પર્સિવલને પરણ્યા પછી સતત તેના વદન ઉપર રહેતી હોત તો કેવુ સારૂ થાત !

મારા મનની ગ્લાનિને અંકુશમા રાખીને હુ તેને કહેવા લાગી-" વૉલ્ટર સબધી હવે તારે વધુ વાતચીત ન કરવી જોઇએ, લૅારા, એથી આપણને બન્નેને દુ ખ થાય છે એ તુ નથી જોઈ શકતી ? "

તે ઉભી થઈ અને મારા તરફ મૃદુતાથી જોઇ રહી " હુ હમેશને માટે તેના વિષે મૂગીજ રહી હોત અને તને એક ક્ષણને સારૂ પણ મે દુ ખ ન ઉપજાવ્યુ હોત, પણ—"

મે વચમા જ કહ્યુ " હુ તારા લાભને માટે આમ કહુ છુ જો તારા પતિને ખબર પડે કે, તુ તેના વિચારો કરે છે તો—"

" કદાચ તે કાનોકાન મને વૉલ્ટર હાર્ટરાઇટ વિષે ઉદ્ગાર કાઢતી સાભળે તોપણ તેને અજાયબી ઉપજે તેમ નથી "

આ વાકય સાભળીને હુ આશ્ચર્યચકિત થઇ તેણે એ વાક્ય એવી રીતે કહ્યુ કે, જાણે **સર પર્સિવલ** તરફથી તેને આ બાબતમા કાઇ ભય જ ન હોય ! તેની આ વલણનો ખુલાસો માગવા માટે મે પુછ્યુ " તેને અજાયબી ન ઉપજે, એમ તુ શા ઉપરથી કહે છે ? લૅારા, તે મને લિમરિજમા આપેલુ વચન યાદ કર–હુ તારા આ ઉદ્ગાર સાભળીને ભયભીત થાઉ છુ "

તે બોલી " મે સાચુ જ કહ્યુ છે આપણે આજે તારા ઓરડામા હતા ત્યારે હુ તને આ બાબત વિષે જ ખરી હકીકત કહેનાર હતી મેરીઅન, જ્યારે મે મારા લગ્ન પહેલાના પ્રેમનો એકરાર પર્સિવલ આગળ લિમરિજ ખાતે કર્યો ત્યારે તે વિવેકપુરસર કર્યો હતો મે પ્રેમપાત્રનુ નામ તેને કહ્યુ ન હતુ મેરીઅન, એ નામ તેણે શોધી કાઢયુ છે ! " આ છેલ્લુ વાક્ય સાભળતા જ મારા મનમા જે એક નાની સરખી આશા હતી તેના ચુરેચુરા થઈ ગયા

અત્યત શાતિથી અને મક્કમ અવાજથી તે કહેવા લાગી, " એ નામ તેણે રોમ શહેરમા શોધી કાઢયુ હતું અમે પર્સિવલના એક ઓળખીતા અગ્રેજ કુટુબને ત્યા મેલાવડામા ગયા હતા યજમાન અને તેની પત્નીના નામ મિ. અને મિસિસ માર્કલેંડ હતા. હજી આ અગ્રેજ કુટુબ રોમમા

હયાત છે મિસિસ માર્કલેડને ચિત્રકલાનો શૉખ છે તે ઘણા સારાં ચિત્રો દોરે છે મેલાવડામા કેટલાક મહેમાનોએ તે સન્નારીને આગ્રહ કર્યો કે, તમારા દોરેલા ચિત્રો અમને બતાવો તેણે તે બતાવ્યા અમે સૌએ તે વખાણ્યા પણ મે એ વખતે કાઇંક ટીકા કરી તે ઉપરથી તેનુ ધ્યાન ખાસ કરીને મારા તરફ ગયુ તે મને કહેવા લાગી " તમને ચિત્રકલાનો શૉખ હોય એમ લાગે છે તમે જરૂર ચિત્રો કાઢતા હશો " મે જવાબ દીધો " પહેલા હુ થોડુક શીખી હતી પણ હવે એ બધુ મૂકી દીધુ છે " તેણે સૂચના કરી " નહીં, તમારે એમ ન કરવુ જોઇએ, જો પહેલા તમે ચિત્રો કાઢતા હતા તો હવે પુન તે કાઢવા માંડો જો હવે તમે આ કલા ઉપર ધ્યાન આપવા માગતા હો તો હુ તમને એક શિક્ષક વિષે ભલામણ કરૂ " મે તેને કાઈ જવાબ દીધો નહીં મેરીઅન, તને ખબર છે કે, મે કેમ જવાબ નહી દીધો હોય? મે વાતચીતનો વિષય ફેરવવા યત્ન કર્યો પણ તે સન્નારી જીદ્દી નીવડી તેણે કહ્યુ " મે જૂદા જૂદા ઘણા શિક્ષકો પાસેથી આ કલાનુ શિક્ષણ મેળવ્યુ છે પરતુ એ સર્વમા ઉત્તમ, સૌથી વિશેષ બુદ્ધિશાળી અને સૌથી વિશેષ કાળજીવાળો તો મે એક જ શિક્ષક જોયો છે તેનુ નામ મિ હાર્ટગાર્ટ છે તમે ફરીથી જો આ કળા ઉપર ધ્યાન આપવાના હો તો જરૂર એ શિક્ષકની અજમાયશ કરી જોજો તે જુવાન છે, ચારિત્રવાન છે, નિયમિત અને સભ્ય તેમજ ગૃહસ્થાઈના સર્વ લક્ષણોવાળો છે હુ ખાત્રીથી કહુ છુ કે, તેનો જરાક અનુભવ થતા તે તમને પસદ પડશે " એક તાજેતર પરણેલા દપતીને મળવા માટે કરેલા એક જાહેર મેલાવડામા અજાણ્યા મહેમાનોની હાજરીમા બોલાયલા આ શબ્દોની અસર કેવી થાય એનો વિચાર કરી જો મે મારા મનને અકુશમા રાખવા મારાથી બની શકતા સર્વ પ્રયત્નો કર્યા–જવાબ દીધો નહીં અને નીચુ જોઇને બારિકાઇથી ચિત્રો જોવાનો ડૉળ કર્યો જ્યારે મે પુન મારૂ મસ્તક ઉંચુ કર્યું ત્યારે મારી અને મારા પતિની નજર એક થઇ તેના ચહેરા ઉપરના ભાવથી હુ જાણી ગઈ કે, મારા વદન ઉપરના ભાવ તે કળી ગયો છે ! –મારૂ રહસ્ય તે જાણી ચૂક્યો છે ! મારા તરફ ટગર ટગર જોઈ રહીને

તેણે મિસિસ માર્કલેડને જવાબ દીધો " ઈગ્લાડ ગયા પછી અમે મિ. હાર્ટરાઇટની તપાસ કરીશુ મિસિસ માર્કલેડ, હુ તમારી સાથે સમત થાઉં છુ કે, લેડી ગ્લાઈડને તે ચિત્રકલા-શિક્ષક જરૂર પસદ પડશે " તેણે છેલ્લા વાક્ય ઉપર ખાસ ભાર મૂકયો આથી મારા હૃદયમા જોરથી ધબકારા શરૂ થયા અને મને કાઈક અવનવુ નીપજવાની દહેશત લાગી મેલાવડામા એ પછી કાઈ વિશેષ વાતચીત થઇ નહીં અમે ગાડીમા બેસીને ઘેર આવ્યા ગાડીમા તેણે મારી સાથે કાઈ વાતચીત કરી નહીં અમારૂ મકાન આવતા ગાડી ઉભી રહી હમેશના રિવાજ મુજબ તેણે મને ગાડીમાથી નીચે ઉતરવામા મદદ કરી અને અમે ઘરમા ગયા હુ મારા ઓરડામા ગઇ પણ જેવી હુ તેમા પેઠી કે તરત જ તે મારી પાછળ ધસારાબધ અદર આવ્યો બારણા જોરથી બધ કરીને તેણે અદરથી સાકળ વાસી દીધી-મને ધકકો મારીને એક ખુરશીમા બેસાડી અને મારા ખભા ઉપર પોતાના હાથ મૂકીને તે મારી લગોલગ-લગભગ મારા શરીર ઉપર ઉભો રહીને ગુસ્સાથી લાલચોળ આખો કરીને કહેવા લાગ્યો " લિમરિજ ખાતે તે જે દિવસથી પેલો હિમ્મત ભરેલો એકરાર કર્યો છે તે દિવસથી હુ હમેશા એ જાણવા ઈતેજાર હતો કે, તારો પ્રેમભોગી એ કિયો માણુસ છે ? આજે તારા ચહેરાએ તારો દ્રોહ કર્યો છે ! હુ તે ઉપરથી જાણી શકયો છુ કે, તારો ચિત્રકલા-શિક્ષક જ તે માણુસ છે તેનુ નામ હાર્ટરાઈટ છે, એ પણ હવે હુ જાણી ચૂકયો ઠીક, હવે હુ તમને બન્નેને જોઈ લઇશ. યાદ રાખજે, તારે આ હતભાગી માણુસ સાથે ચેનચાળા કરવા સારૂ પસ્તાવુ પડશે-તેને પણ પસ્તાવુ પડશે-તમારે બન્નેને તમારી જિદગી સુધી જિંદગીના છેલ્લા કલાક સુધી પણ-પસ્તાવુ જ પડશે હવે જા, અને નિરાતે તારા એ પ્રેમીના સ્વપ્નો તારી ઇચ્છામા આવે ત્યા સુધી તારા બિછાનામા સુતી સુતી લાવ્યા કરજે પરતુ એ ભૂલી જઈશ નહીં કે, જ્યારે એ માણુસ મારા હાથમા આવશે ત્યારે ઘોડાને મારવાના મારા ચાબખાથી હુ તેને ખૂબ ફટકારીશ-તેની પીઠ ઉપર અને તેના ખભા ઉપર સોળ ઉઠશે, ત્યા સુધી હુ તેને ફટકારીશ "

મેરીઅન ! એ દિવસ પછી હવે જ્યારે તે ખૂબ ગુસ્સે થાય છે ત્યારે તે વ્યગ્યમા મારા એકરારની વાત કહે છે અને મને ટાણા મારે છે મે તેના ઉપર વિશ્વાસ મૂક્યો છે અને તેણે તે વિશ્વાસ નિભાવી રાખવાનુ વચન આપ્યુ છે, એ તુ જાણે છે પણ એ બધુ હવે હવામા ઉડી ગયુ છે ! મે તેના ઉપર ખોટોજ વિશ્વાસ મૂક્યો હતો, એમ હવે મને માલુમ પડયુ છે તે વિશ્વાસનો ભગ કરશે, એવી આશા મે રાખી નહોતી તેના ગુસ્સા આગળ કાઇ પણ મૃદુ શબ્દોથી તેને સમજાવવાનુ મારાથી બની શકતુ નથી તેને મારી લાગણીઓ સમજાવવાની અથવા તો તેને ચૂપ કરવાની કોઈ જાતની શક્તિ કે લાગવગ મારામા નથી તેણે જ્યારે મને આજે કહ્યુ કે–તુ સદ્‌ગુણી હોવાનો દભ કરે છે ત્યારે તને આશ્ચર્ય થયુ હતુ હવે ફરીથી જ્યારે તે આવુ કહેશે ત્યારે તને આશ્ચર્ય થશે નહીં ”

મે તેને મારા બાહુપાશમા લઇને મારા હૃદયસરસી ચાપી હુ મને પોતાને ઠપકો આપવા લાગી એ ઠપકાના દુ ખરૂપી દશથી મારા બન્ને હાથ દુર્ગુણની માફક તેની કમ્મર આસપાસ વીટળાયા લિમરિજ ખાતે લત્તાકુજમા વૉલ્ટરને મે જે હૃદયવેધક શબ્દો કહીને લૉરાને વિસરી જવાની કડક આજ્ઞા કરી હતી તે શબ્દો અત્યારે મને ઠપકા રૂપે સાલવા લાગ્યા ! વૉલ્ટરનો ફિક્કો અને ધોળો પડી ગયલો ચહેરો મારી સન્મુખ તરવરી રહ્યો–તે ચહેરો નિ શબ્દતાથી અને ન સહી શકાય એવી રીતે મને ઠપકો દેવા લાગ્યો મારા હાથની આગળી ચીધીને મે મારી બહેનને હૃદયથી ચહાનાર પુરુષને એ પથ બતાવ્યો હતો કે જે પથે ધીમે ધીમે ચાલતા આજે તે પુરુષે દેશવટો લીધો છે–પોતાની માતૃભૂમિથી અને પોતાના સબધીજનોથી તેને વિમુખ થવુ પડયુ છે! એ બે યુવાન હૃદયોની વચ્ચે હુ નડતર રૂપ થઈ પડી હતી એ બન્ને એક થયેલા હૃદયોમા મે હમેશને માટે ફાટ પાડી હતી અને એ કાર્યની સાક્ષી રૂપ મારી સમક્ષ સાબિતી પડી છે કે, તે બન્નેની જિદગી પાયમાલ થઈ ગઈ છે ! એક જણ એક દિશામા અને બીજુ બીજી દિશામા

બ્હાવરી હાલતમા અટવાય છે ! આ કાર્ય મે કોને માટે કર્યું હતુ ? માત્ર **સર પર્સિવલ ગ્લાઇડ** માટે !

હા, **સર પર્સિવલ ગ્લાઇડનેજ** માટે ! **લૅારા** તરફના મૂગા ઠપકા સિવાય હુ બીજા કશાને પાત્ર નહતી, છતા પણ મે તેને બોલતી સાભળી અને તેના સ્વરમા મારા માટે આશ્વાસનના શબ્દો હતા એ પણ હુ સાભળી શકી મારા પોતાના વિચારોમા હુ એટલી બધી-બેભાન બની ગઇ કે, તે ક્યા સુધી શુ બોલી તેની મને ખબર ન રહી મને પ્રથમ એટલુ યાદ રહ્યુ કે, તે મને ચુબન ઉપર ચુમન કરતી હતી એ બાદ અચાનક મારી આખો જાણે ઉઘડી હોય અને કુદરતના દેખાવો એક પૂતળીની માફક હુ જોઇ રહી હોઉં એમ મને લાગ્યુ સામેનુ સરોવર હુ મારી આખોથી જોઈ શકતી હતી એજ વખતે મે તેને ધીમેથી બોલતી સાભળી " બહેન, બહુ મોડુ થયુ છે ઝાડોની ઘટામા અધારૂ થઈ ગયુ હશે " તેણે મારા હાથ હલાવ્યા અને પુન કહ્યુ " મેરીઅન, ઝાડોની ઘટામા અધારૂ થઇ ગયુ હશે હવે ઝટ ચાલ આપણે પાછા જઇએ "

મે કહ્યુ " એકજ ક્ષણ. મને સ્વસ્થ થવા માટે ફકત એકજ ક્ષણ થોભી જા "

તેના વદન તરફ હુ જોઇ શકી નહી તેથી મે સરોવર તરફ નજર કરી ખરેખર, મોડુ થઈ ગયુ હતુ. ઝાડોની હાર-કટાર, કાળા આકાશ સાથે એકાકાર થઈ ગઈ હતી ચોપાસ ધુમ્મસ ફેલાઇ ગયુ હતુ સરોવર પણ એ ધુમ્મસમા જાણે આકાશ સાથે એકાકાર થઇ ગયુ હોય એમ ભાસતું હતું આસપાસ નિરવતા વ્યાપી ગઈ હતી પરતુ ભયાનકતા દૂર થઇ ગઈ હતી

**લૅારાએ** પુન ધીમેથી કહ્યું " આપણે ઘરથી બહુ દૂર છીએ. ચાલ, હવે આપણે જલ્દી પાછા જઇએ "

તે એકાએક ઉભી થઈ અને નૌકા-ગૃહની બીજી બાજુ તરફ આગળી ચીંધીને કહેવા લાગી " મેરીઅન ! " તેનુ શરીર કપવા લાગ્યુ " તને ત્યા કાઇ દેખાય છે ? જો, જો, પેલુ કોણુ છે !"

" ક્યા ? "

" મારી આગળીની સીધમા નજર કર "

" મે તેની આગળીની સીધમા નજર કરી અને તેનુ કહેવુ મને ખરૂ લાગ્યુ

કોઈક માણસનો આકાર નૌકા-ગૃહ આગળથી નીસરીને ગાઢ જંગલ તરફ જતો હતો તે આકાર થોડેક દૂર જઇને ઉભો રહ્યો અને થોડીકવાર પછી ધુમ્મસમા અલોપ થઇ ગયો ! અમારા બન્નેના હૃદય ઉપર અત્યારે દુ ખદાયક સસ્મરણોથી આઘાત તો થયલોજ હતો તેમા વળી આ એક વધુ આઘાતનુ કારણુ ભળ્યુ, પણ મે મારી હમેશની હિમ્મત એકઠી કરીને લૉરાને કહ્યુ " બ્હીશ નહી એ તો અહી તહી રખડતો કોઈક માણસ હશે હવે તે તો ચાલ્યો ગયો "

" તે આકાર કોઇ પુરુષનો હતો કે સ્ત્રીનો ? "

" મને ચોક્કસ ખબર નથી "

" પણ તુ શુ ધારે છે ? "

" કોઇ સ્ત્રીનો આકાર હોય, એમ મારૂ ધારવુ છે "

" લાબા ઝભ્ભામા વીટળાયલો તે કોઇક પુરુષ હોય, એમ તુ નથી ધારતી ? "

" કદાચ પુરુષ પણુ હોય ઝાખા અધારામા શી રીતે ચોક્કસ સમજ પડે ? "

" ઉભી રહે, મેરીઅન ! મને બ્હીક લાગે છે-મને રસ્તો સુઝતો નથી કદાચ એ આકાર આપણી પાછળ પાછળ આવશે તો ? "

" લૉરા, એવી ખોટી ભ્રમણામા પડવાની જરૂર નથી આમા કશુ-યે બ્હીવા જેવુ નથી આ સરોવર ગામડાથી બહુ દૂર નથી, એટલે ગામડીઆ લોકો દિવસે કે રાતે અહી આવે, એ સભવિત છે માત્ર આશ્ચર્યની વાત એટલી જ છે કે, આજે સધ્યાકાળે આપણે કોઇને અહી ફરતા જોયુ નથી. "

મે તેનો હાથ મારા હાથમા લીધો અને હિમ્મતથી આગળ ચાલવા માડયુ આસપાસ ગાઢ અધારૂ જામી ગયુ હતુ, આથી રસ્તાની બરોબર વચ્ચે ચાલવામા પણ અમને જરા જરા મુશ્કેલી નડી, પણ અમે હિમ્મત સહિત ઝડપથી ચાલવાજ લાગ્યા.

અમે લગભગ અર્ધો રસ્તો વટાવ્યો હશે એટલામા લૉરા પાછી થોભી ગઈ અને મને પણ થોભવાની તેણે ફરજ પાડી કાન માડીને તે કાઇક સાભળતી હતી તેણે ધીમેથી મારા કાનમા કહ્યુ " આપણી પાછળ કોઇકના પગલાનો અવાજ નથી સભળાતો ? "

" છટ્ ! છટ્ ! એ તો પાદડાનો અવાજ છે ઝાડ ઉપરથી પડેલા પાદડા પવનથી ખડખડે, એમા શી નવાઇ ? "

" ના ના પવન તો અત્યારે બિલ્કુલ વાતો નથી જો સાભળ ! "

હુ સાભળવા લાગી ખરેખર ! કોઇકનો ધીમો પગરવ મારા સાભળવામા આવ્યો

મે કહ્યુ " ગમે તે હોય તેની આપણે દરકાર કરવાની જરૂર નથી આપણે ઝટ ઝટ ચાલીને હમણાજ ઘર પાસે પહોચી જઇશુ. જો આપણને ધાસ્તી જેવુ લાગશે તો એકદમ બમ મારીને ઘરમાથી નોકરચાકરોને બોલાવીશુ "

અમે ખૂબ ઝડપથી ચાલવા લાગ્યા આનુ પરિણામ એ આવ્યુ કે, ઝાડોની ઘટા પુરી થયા પછી જ્યારે અમે બાગમા પેઠા અને બગલાની બારીઓમાના દીવાનો પ્રકાશ અમારા જોવામા આવ્યો ત્યારે લૉરાનો શ્વાસોશ્વાસ ખૂબ ભરાઇ આવેલો મને જણાયો. મે તેને વિશ્રાન્તિ આપવા માટે એક બે ક્ષણ થોભી જવુ પસદ કર્યુ

અમે પુન આગળ ચાલવાની તૈયારી કરતા હતા ત્યારે લૉરાએ મને ફરીથી અટકાવી અને પોતાના હાથની ઇશારતથી મને સાભળવા જણાવ્યુ આ વખતે તેની ધારણા ખરી હોવાની સાબિતી મને મળી. અમારી પાછળના ઝાડોની ઘટામાથી કોઇકે દીર્ઘ નિશ્વાસ નાખ્યો, એમ અમને લાગ્યુ.

મે બૂમ મારી " કોણ છે એ ?"

જવાબ મળ્યો નહીં

પુન મે તીવ્ર સ્વરે પૂછ્યુ " કેમ કોઇ બોલતુ નથી ? કોણ છે એ ? "

પુન એજ શાન્તિ ! કોઈએ જવાબ તો દીધો નહી, પણ એ શાન્તિમા અમે પગરવ સ્વષ્ટપણે સાભળ્યો એ પગરવ ધીમે ધીમે ઓછો સભળાયો જાણે કોઇક અમારી પાસેથી દૂર ગયુ હોય તેમ તે પગરવ અધકારમા વધારે ને વધારે ધીમો પડતો ગયો અને આખરે તે સભળાતો બધ થઇ ગયો પુન એજ શાન્તિ !

એક બીજાના હાથ મજબુતાઈથી પકડીને અમે બન્ને જણ ઘર તરફ જવા લાગ્યા થોડીક ક્ષણમા અમે ઘરમા જઈ પહોચ્યા

દીવાનખાનાના દીવાના ઝગઝગાટમા મે જોયુ કે, લૉરાના ગાલ ફિક્કા પડી ગયા હતા અને તેની આખોમા ભયના ચિહ્ન હતા તે બોલી " હુ તો બ્હીકથી અધમુઇજ બની ગઇ છુ આપણી પાછળ આવનાર એ કોણ હશે ? "

" આવતી કાલે આપણે એ વિષે વિચાર કરીશુ દરમ્યાન આપણે જે કાઇ સાભળ્યુ કે જોયુ છે, તેના સબધમા એક પણ શબ્દ કોઇને કાને નાખવાની જરૂર નથી

" શા માટે ? "

" કારણુ કે મૌનવ્રત શ્રેયસ્કર છે આ ઘરમા આપણુને સહિમલામતિની પણ જરૂર છે મૌનવ્રતથી તે મળી શકશે "

મે તેને તેના ઓરડામા મોકલી અને હુ પોતે સ્વસ્થ થવા સારૂ થોડી વાર ત્યા જ ઉભી રહી મારી ટોપી ઉતારીને મે મારા વાળ બરોબર સમાર્યા અને તે પછી આ બનાવ સબધમા શોધખોળ કરવા સારૂ હુ પુસ્તકાલયમા ચોપડી શોધવાને બહાને પેઠી

કાઉન્ટ એક આરામ ખુરશી ઉપર પડ્યો પડ્યો વાચતો હતો તેના એક હાથમા પુસ્તક હતુ અને બીજા હાથમા સિગારેટ હતી.

તેના પગમા જોડા નહોતા તેણે પહેરેલા ખમીસના બટ્ન ખુલ્લા હતા. મેડમ ફ્રેસ્કો, એક તાબેદાર બાળકની પેઠે એક નાના સ્ટુલ ઉપર તેની પાસે જ બેઠી બેઠી તેને માટે સિગારેટ્સ બનાવતી હતી તેમની આ સ્થિતિ જોઇને મે અનુમાન કર્યું કે, ધણી કે ધણીઆણી બન્નેમાથી કોઇ પણુ સાજે બહાર ફરવા ગયુ નથી, અર્થાત અમારી પાછળ સભળાયલો પગરવ તેમનામાથી એકકેનો હોય, એ સભવિત નથી.

મને જોઇને કાઉન્ટ ગુચવણુમા પડયો પણુ તરતજ સભ્યતાથી ઉઠીને ઉભો થયો ચોપડી ખુરશી ઉપર મૂકી દીધી અને ખમીસમા બટ્ન ઘાલવા લાગ્યો મે કહ્યુ " મહેરબાની કરીને જરાકે તકલીફ વેઠશો નહીં હુ તો માત્ર અહીંથી એકાદ ચોપડી લેવા આવી છુ "

એક પખો લઇને તેનાથી પોતાના શરીર ઉપર વાયરો નાખતા નાખતા કાઉન્ટે કહ્યું " મારા જેવા બધા જાડા કમનસીબ માણુસોને આજનો ઉકળાટ અસહ્ય લાગે, એમા નવાઈ નથી મારી ઉત્તમ પત્નીનું અને મારૂ શરીર અદલબદલ કર્યું હોય તો ઠીક થઈ પડે ! તળાવમાની માછલીની માફક તે અત્યારે કેટલી બધી ઠડી અને શાન્ત છે ? ! "

પોતાના પતિના સૂરમા તે પોતાનો સૂર મિલાવતા બોલી " હુ કદી ગરમ બની જતી નથી, મિસ હોલ્કોમ "

હુ ચોપડીઓના કબાટ પાસે ગઈ અને એકાદ સારૂ પુસ્તક શોધવાનો ડૉળ કરવા લાગી કાઉન્ટે મને પુછ્યુ " તમે અને લેડી ગ્લાઇડ સન્ધ્યાકાળે બહાર ફરવા ગયા હતા, ખરૂ ને ? તમે હમણાજ પાછા ફર્યા હશો "

" હા બહારની હવા અમને જરાક ઠીક લાગી "

" તમે કયા સુધી ફરવા ગયા હતા, એ મહેરબાની કરીને જણાવશો ? "

" સરોવર સુધી નૌકા-ગૃહ નજદિકજ અમે બેઠા હતા. "

" એમ ? તમે ખૂબ આઘે જઇ આવ્યા ! "

બીજા કોઈ સયોગોમા મને તેની આ કુતૂહલ વૃત્તિ પસદ ન પડત. પરતુ અત્યારે મે આ ટીકા મારી માન્યતાના ટેકા રૂપ લેખી તેને અથવા તેની સ્ત્રીને સરોવર પાસે દેખાયલા ભેદી આકાર સાથે કાઈજ સબધ નહોતો, એમ મે ઉપલી ટીકા ઉપરથી અત્યારે માની લીધુ

"કાઇ નવિન ? હુ ધારૂ છુ કે આજે સાજે તમે કાઇ નવી શોધ-ખોળ કરી હશે તે દિવસે જેમ પેલા ભેદી કુતરા વિષે શોધખોળ કરી હતી તેમસ્તો !"

તેણે પોતાની ઉંડી ભુરી આખો મારા તરફ તાકી તેમાનો જે અસલ ચળકાટ હમેશા મને તેના તરફ જોવાને આકર્ષે છે અને જે મને હમેશા દિલ ડોલાવનારો લાગે છે તે ચળકાટ અત્યારે તેની આખોમા ઉત્પન્ન થયો તેનુ મન અત્યારે મારા મનની સપૂર્ણ બારિકાઇથી નિરીક્ષા કરી રહ્યુ છે, એવો અબોલ શક અત્યારે મને ઉપજ્યો જ્યારે મને આવો શક ઉપજે છે ત્યારે હુ તેની નજર મારી નજર સાથે કદી મિલાવતી નથી અને ટુકો જવાબ દઇને આડુ જોઈ રહુ છુ આ વખતે પણ મે તેમજ કર્યું મે કહ્યુ "ના આજના નવિન કાઈજ નથી–આજે મે કાઇજ શોધ કરી નથી"

મે આડુ જોઇને તે ઓરડો છોડી જવાનો યત્ન કર્યો જો મેડમ ફ્રેસ્કો અત્યારે મારી મદદે ન આવી હોત તો હુ ભાગ્યેજ મારા યત્નમા ફાવી હોત

મેડમ ફ્રેસ્કોએ ટીકા કરી "કાઉન્ટ, તમે વિસરી જાઓછો કે, તમે મિસ હોલ્કોબને ઉભા રાખ્યા છે"

તે તરતજ પાછો ફર્યો અને મને બેસવા સારૂ એક ખુરશી ઉપાડવા લાગ્યો એજ ક્ષણે મે નાસી જવાની તક જોઈ મે તેનો આભાર માન્યો. નહીં બેસવાના વિનયપૂર્ણ કારણો આપ્યા અને ત્યાથી પલાયન કર્યું

એક કલાક પછી, લૅારાની નોકરડી જ્યારે લૅારાના ઓરડામા આવી ત્યારે મે સરોવર પાસેના પગરવ સબધમા તેને કાઇક પ્રશ્ન કરવા ઉચિત ધાર્યો મે પુછ્યુ "નીચે તમને બધાને ખૂબ તાપ લાગે

છે કે ?" તેણે જવાબ દીધો "ના, મિસ અમને જરાકે તાપ લાગતો નથી"

"ત્યારે તો તમે લોકો બહાર જંગલમા ફરવા પણ ગયા હશો"

"અમારામાના કેટલાકનો વિચાર બહાર જવાનો હતો પરતુ રસોઇયણે કહ્યુ કે, "રસોડાની પાસેજ ચોગાનમા બહુ ઠંડી હવા આવે છે તેથી હુ તો ત્યાજ બેસીશ" આથી અમે બધાએ બહાર જવાનુ માંડી વાળ્યુ અને ખુરશીઓ માંડીને તેની સાથેજ વાતો કરવા બેઠા હતા"

હવે માત્ર ગૃહ-વ્યવસ્થાપિકા વિષે પૂછપરછ બાકી રહી, જેથી મે પુછ્યુ "**મિસિસ મિસલસન** સુઇ ગયા કે જાગે છે ?"

"**મિસિસ મિચલસનને** તો હવે ઉઠવાનો વખત થયો હશે!" તે છોકરી જરાક હસીને બોલી

"એમ કેમ ? તારૂ કહેવુ હુ સમજી નહીં શુ **મિસિસ મિચલસને** આજે આખો દહાડો ઉંઘ્યાજ કર્યું છે ?"

"નહી, શેઠાણી આખો દહાડો તો નહી પણ સાંજે જમ્યા પછી તે પોતાની ઓરડીમા કૉચ ઉપર જરાક વાર આડી થઈ, અને તરતજ ઘસઘસાટ ઉંઘમા પડી હતી હજી પણ તે ઉંઘે છે"

આ બધી પૂછપરછને અંતે મે એવો સાર દોર્યો કે, સરોવર આગળ જે આકાર અમે જોયો હતો તે **મેડમ ફ્રાસ્કોનો** કિંવા **કાઉન્ટનો** નહતો, તેમજ ઘરના કોઇ નોકર ચાકરનો કે **મિસિસ મિચલસનનો** પણ નહોતો.

ત્યારે એ કોણ હશે ?

ઘરમાથી તો એ વિષે હવે કાંઈ વધુ બાતમી મળે એવી આશા નહોતી વળી એ આકાર પુરુષનો હતો કે સ્ત્રીનો, એ વિષે પણ હું કાઇ ચોક્કસ નિર્ણય કરી શકી નહીં પણ મારી નવ્વાણુ ટકા શકા એજ છે કે, તે આકાર કોઈ સ્ત્રીનો હતો



# પરિચ્છેદ ૩૨

## ભયંકર સ્વપ્ન.

**તા. ૧૮ મી જૂન**—લૉરાએ ગઇ કાલે સાંજે મને નૌકાગૃહ આગળ જે દુઃખદાયક કહાણી કહી સંભળાવી હતી તે સાંભળ્યા પછી હું મને પોતાને ઠપકો દેવા લાગી હતી રાત્રે હું એકાન્તમાં મારી ઓરડીમાં સુતી હતી તે વખતે એજ ઠપકાની લાગણી મારા મનમાં ઉભરાઈ આવી–મને લગારે ચેન પડયું નહીં–બિલકુલ ઉંઘ આવી નહીં મેં **સર** પર્સિવલ સાથે **લૉરા**ના લગ્ન કરી દેવામાં મોટી ભૂલ કરી હતી એમ હવે મારૂં હૃદય મને દુઃખ દેવા લાગ્યું કલાકો સુધી કંગાલ હાલતમાં ઉઘાડી આંખે અને બેચેન મને હું પથારીમાં પડી રહી

આખરે હું ઉઠી –મિણબત્તી સળગાવીને મારી નોંધ–પોથી મેં હાથમાં લીધી અને તેના પાછલા પાના તપાસવા માંડયા એ લગ્નની નાશકારક ભૂલમાં મારો હિસ્સો શો હતો અને તેને બચાવવા માટે મારે એ વખતે શું કરવું જોઇતું હતું, એ બે મુદ્દાઓમાં ખરી વિગતો તપાસીને પુનઃ વિચાર કરી જોવાના ઈરાદાથી મેં નોંધ–પોથીનું અવલોકન કરવા માંડયું પરિણામ મને કાંઇક શાંતિદાયક લાગ્યું, કારણ કે, તે પાનાઓ વાંચતાં હું એવા અનુમાન ઉપર આવી કે, ચાહે તેવી અંધતાથી અને અજ્ઞાનતાથી મેં આ લગ્ન કરાવ્યાં હતાં તો પણ નીતિની દૃષ્ટિથી મેં તે વખતે ઉત્તમ પગલું ભર્યું હતું મારો ઉદ્દેશ તો ઉત્તમ હતો જ્યારે હું રોઉછું ત્યારે ઘણુંખરૂં મને નુકશાન થાય છે પણ ગઇ રાત્રિએ તેવી સ્થિતિ નહતી રોવાથી મારા હૃદયને રાહત મળી સહવારે હું એક નિશ્ચિત ઠરાવ કરીને ઉઠી એ વખતે મારૂં મન નિર્મળ બન્યું હતું હવે મેં ઠરાવ કર્યો છે કે, **સર** પર્સિવલ મને જે કાંઇ કહેશે, તેથી ગુસ્સો ઉપજવાનો નથી અથવા તેઓ જે કાંઇ કાર્ય કરશે તેથી એક ક્ષણવાર પણ હું વિસરી જવાની નથી કે, હું અહીં **લૉરા**ની સેવામાં અને

લૅારાને ખાતરજ ચાહે તેવા અપમાન ધમકીઓ અને સ્વમાનભગ સહન કરીને પણ રહેવા આવી છુ

ગઇ કાલે માજે સરોવર પાસે અમને જે પગરવ સભળાયો હતો, તે કોનો હતો એ સબધી વિશેષ તપાસ ચલાવવા જવા આજે સહવારે અમે વિચાર કર્યો હતો, પરતુ લૅાગને મે તેના લગ્નને પહેલે દિવસે સાચવી મૂકવા માટે આપેલુ સોનાનું ફુલ કે જે તે હમેશા પોતાની છાતી ઉપર લટકાવતી હતી તે ગુમ થવાથી તેનુ મન નારાજ થવાને લીધે એ તપાસ અમારે મુલતવી રાખવી પડી ગઈ કાલે સાજે અમે ફરવા ગયા ત્યારે એ ફુલ તેણે પોતાના પોષાક ઉપર લટકાવેલુ હતુ આથી મે એમ અનુમાન કર્યું કે, કદાચ તે નૌકા-ગૃહ આગળ પડી ગયુ હશે અથવા અમે પાછા આવતા હતા ત્યારે અધારામા રસ્તામા જ પડી ગયુ હશે નોકરોને આ ફુલની તપાસ માટે મોકલ્યા હતા પરતુ તેઓ નિરાશ થઇને પાછા આવ્યા હતા આથી લૅારા પોતે તપાસ કરવા ગઇ હતી અત્યારે હુ આ નોધ-પોથી લખુ છુ તે વખતે તે ત્યા શોધવા ગયેલી છે તે ફુલ જડશે કે નહી, એ વાત જુદી છે, પણ મિ ગિલ્મોરના ભાગીદાર ધારાશાસ્ત્રી તરફનો મારા કાગળનો જવાબ મને મળે તે પહેલા જો સર પર્સિવલ બહારગામથી પાછા આવશે તો લૅારાની ગેરહાજરી માટે આ એક સગીન કારણ આગળ ધરી શકાશે

હમણાજ એક વાગ્યો છે હુ વિચાર કરૂ છુ કે, મારા કાગળનો જવાબ લાવનાર માણસને મળવા સારૂ હુ અહી મારા ઓરડામાજ બેસી રહુ કે બહાર જઇને તેની રાહ જોઉં ? દરેક જણ ઉપર અને દરેક બાબતને માટે મારા મનમા હવે આ ઘરમા અવિશ્વાસ ઉત્પન્ન થયલો હોવાથી બીજો માર્ગ લેવાનો મે નિશ્ચય કર્યો કાઉન્ટ અત્યારે ભોજન-ગૃહમા પોતાના પક્ષીઓ અને ઉંદરો સાથે રમતગમત કરી રહ્યો છે પક્ષીઓ હમેશ પ્રમાણે કિલબિલાટ કરે છે અને કાઉન્ટ સિસોટીઓ વગાડીને જાણે પોતે પણ પક્ષી હોય તેમ તે પક્ષીઓના ચાળા પાડે છે મારા ઓરડાનુ બારણુ ખુલ્લુ છે. હુ તેમાથી દરેક ક્ષણે આ અવાજો

સાંભળુ છું કોઈની પણ નજરે પડયા વિના બહાર સટકી જવા માટે આ પળ ઉત્તમ છે.

સાજના ચાર વાગ્યા છે ઉપરનુ લખાણ લખ્યા પછી અત્યાર સુધીમા વચગાળે જે ત્રણ કલાક વીતી ગયા તે દરમ્માન બ્લેકવૉટર પાર્કમા બનાવોની ગતિ પલ્ટાઈ ગઈ છે જે નવુ પરિવર્ત્તન એ ત્રણ કલાક દરમ્યાન થયુ છે તે સારા માટે થયુ છે કે નરસા માટે તે નક્કી કરવાની હિમ્મત હુ કરી શકતી નથી એ બનાવો હુ ક્રમવાર વર્ણવુ છુ

એક વાગ્યા પછી તરતજ હુ બગલાના દરવાજા આગળ જઇને ઉભી રહી અને લંડનથી આવનારા માણસની રાહ જોવા લાગી, પણ જતા જતા શુ બન્યુ તે અત્રે લખવુ જરૂરી છે દાદરામા તો મને કોઇ ન મળ્યુ, પણ બહારના ચોગાનમા ફુવારાની આસપાસ મેડમ ફોસ્કોને મે તેના હમેશના રિવાજ મુજબ ફરતી જોઈ હુ ઉતાવળમા નથી એમ બતાવવા માટે મે મારી ગતિ ધીમી કરી, અને સાવચેતીની ખાતર તે હવે પછી શુ કરવા ઇચ્છે છે એ જાણવા માટે મે તેને પ્રશ્ન કર્યો કે, “ જમ્યા પહેલા તમે બહાર ફરવા આવવાનો વિચાર રાખો છો કે ? ” તેણે મિત્રતા ભરેલી રીતભાતથી મારા તરફ જોઇને સ્મિત કર્યું અને કહ્યુ “ ના, રે, હુ તો હમણાજ ઘરમા જવાનો વિચાર કરતી હતી ” તે બાદ મને સસ્મિત નમન કરીને તે બગલામા પેઠી મે બાડી આખે જોયુ કે, તેણે દિવાનખાનાનુ બારણુ અદર ગયા પછી બધ કર્યું

હુ દરવાજા બહાર ગઇ અને ડાબી બાજુએ આવેલી આશરે સો વાર જેટલી એક ગલીમાથી પસાર થઇને સરિયામ રાજમાર્ગ ઉપર જઈ પહોચી રાજમાર્ગ ઉપરથી રેલ્વે સ્ટેશને જવાના રસ્તા તરફ મો રાખીને હુ અહીતહીં ફરવા લાગી રાજમાર્ગ ઉપર બન્ને બાજુએ ઝાડોની ઘટા આવેલી છે લગભગ ૨૦ મિનિટ સુધી હુ ત્યા ફરતી રહી પણ તે દરમ્યાન સ્ટેશન તરફથી કોઇ ગાડી આવતી જણાઈ નહીં. પરતુ ૨૦ મિનિટ પુરી થતા એ બાજુએથી એકાદ ગાડી આવતી હોય એમ મને લાગ્યુ હુ જરાક આગળ વધી અને ગાડી મારી નજદિક

ચઇને પસાર થતી હતી ત્યારે મે તેના હાકનારને ઇશારત કરીને ગાડી થોભાવવા જણાવ્યુ ગાડી ઉભી રહી એટલે અદરથી એક ગૃહસ્થ જેવા દેખાતા માણુસે ડોકીઉં બહાર કાઢયુ

મે તેને કહ્યુ "માફ કરજો, મહાશય, પરતુ તમે બ્લેકવૉટર પાર્કમા જવાના છો એવુ અનુમાન કરવામા હુ વાજબી છુ ?"

"હા હું ત્યાજ જઉછુ, સન્નારી"

"તમારે એ બગલામા કોઇકને એકાદ કાગળ આપવાનો છે ?"

"હા મિસ હો'કોબ નામના કોઇક સન્નારીને મારે એક કાગળ આપવાનો છે"

"તમે એ કાગળ મને આપી શકશો હું જ મિસ હોલ્કોબ છુ"

"એમ ?" એટલુ કહીને તે ગૃહસ્થ ગાડીમાથી નીચે ઉતર્યો અને પોતાના ખિસ્સામાથી એક કાગળ કાઢીને તેણે મારા હાથમા મૂક્યો મે તરત જ તે કાગળ ખોલીને વાચ્યો હુ તેની નકલ અત્રે ઉતારી લઉ છુ અસલ કાગળ, સાવધાનીને ખાતર મે બાળી નાખ્યો છે

"માનવતા સન્નારી,—આજ સહવારે મને મળેલા તમારા પત્રથી મને ભારે ચિતા ઉપજી છે. હુ તેનો જવાબ બની શકે તેટલો ટુકાણુમા અને મુદ્દાસર આપુ છુ

તમે જે હકીકત લખી છે તેના ઉપર સભાળ ભરેલો વિચાર ચલાવ્યા પછી અને લેડી ગ્લાઇડની સ્થિતિ વિષે મને જે માહિતી તમારા તરફથી પુરી પાડવામા આવી છે તે ધ્યાનમા લીધા પછી હુ એવા દિલ-ગીરી ભરેલા નિર્ણય ઉપર આવ્યો છુ કે, લેડી ગ્લાઇડની વીસ હઝાર પૌડની સપત્તિમાથી અમુક ભાગના નાણા ઉછીના લેવાની તજવીજ સર પર્સિવલ કરતા હોવા જોઇએ એ બાબતને લગતા લેખી કરારમા લેડી ગ્લાઇડની સહી એટલા માટે લેવાનો ઇરાદો રાખવામા આવ્યો હોવો જોઇએ કે, એ નાણા ઉછીના આપવામા લેડી ગ્લાઇડની સમતિ ગણાય અને ભવિષ્યકાળમા જો કોઇવાર તે સન્નારી વાધો ઉઠાવે તો તરત જ તેની સહી તેની સામે ધરીને તેને ચૂપ કરવામા આવે. આ સિવાય

બીજા કોઇ પણ કારણસર કોઇ જાતના કાગળીઆમા **લેડી ગ્લાઇડની** સહી લેવાની **સર પર્સિવલને** જરૂર પડે એવી કોઇ વસ્તુસ્થિતિ જણાતી નથી

**લેડી ગ્લાઇડ** જો ઉપર જણાવેલા લેખી કરારમા સહી કરશે તો તેની સપત્તિના ટ્રસ્ટીઓ, એ સહી ઉપરથી **સર પર્સિવલને** વીસ હઝાર પૌડની રકમમાથી કરારમા લખેલી રકમ ઉછીની આપવા માટે હક્કદાર ઠરશે એ ઉછીની અપાયલી રકમ જો પાછી ભરપાઇ કરવામા આવશે નહી તો અને જો **લેડી ગ્લાઇડને** સતાન થશે તો, જે વખતે એ સતાનને મિલ્કત સોપવાનો પ્રશ્ન ઉભો થશે તે વખતે, વીસ હઝાર પૌડ-માથી નાની કે મોટી જેટલી રકમ ઉછીની અપાઇ હશે તે બાદ કર-વામા આવશે અર્થાત્ વીસ હઝાર પૌડ પુરેપુરા તે સતાનોને ન મળતા તેમાથી કાઇક ઓછુ મળશે વિશેષ સ્પષ્ટપણે લખુ તો, હાલમા ઉછીની લેવાની રકમ વિષે જો **લેડી ગ્લાઇડને** કોઇપણ જાતની પુરેપુરી માહિતી નહીં હોય તો હાલનુ કાર્ય તેના નહીં જન્મેલા સતાનને છેતરવાના કાર્ય રૂપે જ લેખાશે

આ ગભીર સયોગોમા, હુ **લેડી ગ્લાઇડને** ભલામણ કરૂ છુ કે, પોતાની સહી નહી કરવાના કારણમા તેણે એટલુ જ જણાવવુ કે, “ આ લેખી કરાર ઉપર મારી સહી લેવાય તે પહેલા મારા ધારાશાસ્ત્રીને તે મોકલી આપવો ” આ પદ્ધતિ સામે કોઇ પણ જાતનો વાજબી વાધો **સર પર્સિવલથી** ઉઠાવી શકાશે નહી અને **મિ. ગિલ્મોરની** ગેરહાજ-રીમા તમારા ધારાશાસ્ત્રી તરીકે હુ હોવાથી જ્યારે એ કરાર મારી પાસે આવશે ત્યારે જો તે માનવત પ્રકારનો કરાર હશે તો હુ તેને સમતિ આપીશ અને તેથી વિરૂદ્ધ પ્રકારનો હશે તો સમતિ નહીં આપુ

આ ઉપરાત તમને બીજી કોઈ જાતની મદદની કિવા સલાહની જરૂર જણાય તો બેલાશક વગર આનાકાનીએ મને જણાવશો અને હુ તે સબ-ધમા અતકરણપૂર્વક અને ત્વરાથી મારાથી બનતુ કરીશ

હુ છુ તમારો, માનવતા સન્નારી,
તાબેદાર સેવક, **વિલિયમ કિરલે.** ”

આ માયાળુ અને સુયોગ્ય માર્ગ દર્શાવનારો પત્ર મે આભાર પૂર્ણ લાગણીઓ સહિત વાચ્યો આ પત્ર લાવનાર ગૃહસ્થે હુ કાગળ વાચી રહી એટલે મને પુછ્યુ "આપને કાઇ જવાબ આપવાનો છે ?"

"રૂબરૂમા જ મિ. ફિરલેને કહેજો કે, આ કાગળની વિગત હુ સારી પેઠે સમજી ગઇ છુ અને હુ તેમની અત્યત આભારી છુ આ સિવાય હાલ તુર્ત મારે કાંઈ વિશેષ કહેવાનુ નથી"

છેલ્લુ વાક્ય મે પુરૂ કર્યું તે જ ક્ષણે કાઉન્ટ ફ્રોસ્કો, ત્યા આવીને ઉભો રહ્યો-જાણે પૃથ્વીનુ પડ ફાડીને તે એકાએક એ જગ્યાએ જ બહાર આવ્યો હોય એમ તેને મારી સન્મુખ ઉભેલો જોઇને હુ અત્યત આશ્ચર્ય ચકિત બની ગઇ ! મારા હાથમા ધારાશાસ્ત્રીના જવાબનો કાગળ તદ્દન ખુલ્લો હતો કાઉન્ટ આ જગ્યાએ આવી પહોચશે, એવી આશા મે રાખી નહોતી ધારાશાસ્ત્રીનો માણુસ, મને વદન કરીને પાછો ગાડીમા બેઠો હુ તેને એક પણ શબ્દ કહી શકી નહીં-તેના નમેલા મસ્તકના બદલામા હુ મારૂ મસ્તક પણ નમાવી શકી નહી માત્ર એજ ભયાનક વિચારથી મારૂ મસ્તક ઘેરાઈ ગયુ કે, જેનાથી હુ ચેતીને ચાલતી હતી તે જ માણુસ અહીં અચાનક આવી પહોચ્યો એ ભૂડુ થયુ !

પોતાના મોઢા ઉપર લગારે આશ્ચર્યભાવ બતાવ્યા વિના અને સ્ટેશન તરફ પાછી જતી ગાડી તરફ બિલ્કુલ નજર કર્યા વિના તેણે મને પુછ્યુ "મિસ હોલ્કોબ, તમે બગલામા પાછા જ જવાના હશો. ખરૂ ને ?"

યત્ન કરીને સાવધાન બનીને અને કાગળની ગડી વાળીને ખિસ્સામા મૂકતા મૂકતા મસ્તક હલાવીને મે હકારમા જવાબ વાળ્યો

તે બોલ્યો "હુ પણ તમારી સાથે આવુ છુ, એથી તમે નારાજ તો નહીં થાવ ને ? મહેરબાની કરીને મારો હાથ ઝાલશો ? મને જોઇને તમને અજાયબી ઉપજી, ખરૂને ?"

મે તેનો હાથ ઝાલ્યો એ વખતે મારા મગજમા સૌથી પહેલો

વિચાર એ જ આવ્યો કે, આ માણસને શત્રુ બનાવવામા સાર નથી; જેથી ચાહે તેવો આત્મભોગ આપવો પડે તે આપવા હુ તૈયાર થઈ

તેણે પુન મને પુછ્યુ "મને જોઇને તમને અજાયબી ઉપજી, ખરૂ ને ?"

મે ધીમેથી પણ બની શકે તેટલી દૃઢતાથી જવાબ દીધો "કાઉન્ટ, તમને તમારા પક્ષીઓ સાથે ભોજન-ગૃહમા આનદ કરતા મે સાભળ્યા હતા "

તેણે હસીને કહ્યુ "ખરી વાત છે હુ ત્યા જ હતો પણ પીછા-વાળા મારા એ નાનકડા બચ્ચાઓ, આજે જીદ્દી બની ગયા બીજા નાના છોકરાઓની માફક તેઓ અત્યારે ગમ્મત નહી કરવાની હઠ લઈ બેઠા એટલે હુ તેમને પાજરામા પૂરતો હતો એટલામા મારી પત્નીએ આવીને મને કહ્યુ કે, તમે એકલા જ અત્યારે કયાક બહાર ફરવા ગયા છો તમે તેને તમારો ઈરાદો જણાવ્યો હતો ખરૂ ને ?"

"હા મે તેમને કહ્યુ હતુ ખરૂ "

"મિસ હોલ્કોબ, તમારી સાથે ફરવાનો આનદ મને એક એવી લાલચ રૂપ થઈ પડયો કે જેને હુ સયમમા રાખી શકયો નહીં મારી આ ઉમ્મરે તમારી સમક્ષ હુ આવી કબુલાત કરૂ છુ તેમા કાઇજ નુક-શાન નથી ખરૂને ? મે તરત જ મારી ટોપી પહેરી લીધી અને તમારી સેવામા હાજર થવા માટે તમને શોધવા હુ ઘરમાથી બહાર નીકળી પડયો કોઈ સેવક ન હોય તેના કરતા ફોસ્કોના જેવો જાડો અને વૃદ્ધ સેવક વધારે સારો ગણાય કે નહીં ? આડો અવળો ભટકીને હુ નિરાશ હાલતમા આ તરફ આવ્યો ત્યા તો તમારા દર્શન થયા અને હું ખરૂ કહુ ? મારી ઇચ્છા તેથી તૃપ્ત થઈ "

આ પ્રકારની અભિનન્દનીય ઢબે તે વાતો કરતો રહ્યો અને અમે બન્ને બગલા તરફ ચાલ્યા. એ વાતચીત દરમ્યાન તેણે કાગળ સબંધી જરાકે સીધો કિવા આડકત્રો ઉલ્લેખ કર્યો નહીં આ ઉપરથી મે એમ માની લીધુ કે, ધારાશાસ્ત્રીને મે જે કાગળ લખ્યો હતો તે કદાચ તેણે

અપ્રમાણિકપણાથી વાચ્યો હોય અને તેનો જવાબ મને ટપાલમા મળવાને બદલે ખાસ માણસ મારફત મળ્યો છે, એટલે તે વાચવાની પોતાની ઇચ્છા નિરાશામા પલટાઇ જવાથી તેણે હવે એટલો જ સતોષ માન્યો હોય કે, જેટલુ જાણ્યુ છે તે પૂરતુ છે અને વિશેષ ઉંડાણમા જવુ હાલતુર્ત મુલતવી રાખવુ મે પણ કાગળની વાત નહી છેડવાનુ ડહાપણ વાપર્યું તેને મે કોઈ જાતના બહાનાવાળા ખુલાસા કરવાની પણ જરૂર જોઇ નહી મારા મનમા તો એવી દહેશત હતી કે, હવે પછી તે કદાચ બળજોર વાપરશે તો હુ શુ કરીશ ? પણ તેણે પોતાની હસમુખી વાતો જ ચાલુ રાખવાથી એ દહેશત ધીમે ધીમે દૂર થઈ

અમે બગલા આગળ પહોચ્યાં કે તરત જ **સર** પર્સિવલની ગાડી આવી પહોચી ગાડીમાથી ઉતરતા ઉતરતા તેણે કહ્યુ "અહો ! તમે બે જણુ અહીં લટાર મારી રહ્યા છો ? આ પ્રમાણે બધાયે ઘર બહાર રઝળતા લાગો છો **લેડી ગ્લાઇડ** અદર છે કે બહાર ?"

મે તેમને ખબર આપી કે, તેનુ સોનાનુ ફુલ ખોવાઇ ગયુ છે તે શોધવા માટે તે બાગમા ગઇ છે

**સર પર્સિવલે બુમ પાડીને કહ્યુ "ફુલ બુલ વિષે હુ કાઇ સમજુ નહીં ! આજે જમ્યા પછી પુસ્તકશાળામા તેને હાજર રહેવાનુ છે, એ વાત ભૂલી ગયે ચાલશે નહી આશરે અર્ધા કલાકમા તેણે ત્યા આવવુ જોઇશે"**

**કાઉન્ટના હાથમાથી મે મારો હાથ સરકાવી લીધો અને ધીમે ધીમે બગલાના પગથીઆ ઉપર ચઢવા માડ્યુ તેણે બહુ જ સભ્યતાથી નમન કરીને મને માન આપ્યુ અને ખુશ મિજાજથી સર પર્સિવલ તરફ જોઇને કહ્યુ –"કેમ, પર્સિવલ, કહે જોઇએ, તારી સફર સફળ નીવડી ? અને આ તારી સુદર ઘોડી–ભુરી મોલી–થાકીને પાછી ફરી કે જેવી ને તેવી સતેજ હાલતમા ?"**

**"ફાસીએ લટકાવ એ ભુરી મોલીને–અને સફરને પણ ! મારે તો હમણા જમવુ છે."**

" પણ તે પહેલા હમણા જ પાચ મિનિટ હુ તારી સાથે ખાનગી વાતચીત કરવા માગુ છુ મિત્ર ! ફક્ત પાચ જ મિનિટ ! અહી આ ઘાસની જમીન ઉપર જ ! "

" શા માટે ? "

" તારા એક ઘણા જ અગત્યના કામકાજ માટે "

આ બે જણની વાતચીત સાભળવા માટે હુ દીવાનખાનાના બારણામા પેસતા પેસતા જરાક ઢીલ કરવા લાગી સર પર્સિવલે પોતાના ખિસ્સામા હાથ નાખીને કહ્યુ –" ફ્રેસ્કો, તારી નકામી શકાઓ વિષે હવે હુ કશુ જ સાભળવા માગતો નથી હુ ચેતવણી આપુ છુ, કે હુ હવે એ બાબતમા કોઈનુ કાઇ સાભળવાનો નથી મારે તો હમણા જમવુ છે પછી બીજી બધી વાત "

કાઉન્ટે તેનો હાથ ઝાલીને તેને પોતાની તરફ ખેચ્યો અને કહ્યુ " ચાલ, ચાલ, હુ કહુ તે સાભળી લે "

તેઓ બન્ને સાથેસાથે અને ધીમેધીમે બગલાના દરવાજા તરફ જવા લાગ્યા કાઉન્ટે સૂચવેલુ ' અગત્યનુ કામકાજ ' સહીના સબધમા જ હોવુ જોઇએ, એમ હુ ખાત્રીથી માનુ છુ તેઓની વાતચીત મારા તથા લૉરાના સબધમા જ હોવી જોઇએ, એમા શકા નથી તેઓ મારાથી દૂર હતા એટલે તેમની વાતચીત મારાથી સભળાઇ નહી

હુ દીવાનખાનામા દાખલ થઈ અને ત્યાથી દાદર ઉપર ચઢીને મારા ઓરડામા ગઈ ધારાશાસ્ત્રીનો જવાબ મારા ખિસ્સામા હતો મે તેને પેટીમા તાળુ વાસીને મૂકવો, સલામત લેખ્યો નહીં લૉરા હજી સુધી પાછી ફરી નહોતી એટલે તેને શોધવા જવાનો મે વિચાર કર્યો, પણ સહવારથી જ મારૂ ચિત્ત આજે ચિતાઓથી ગુચવાઈ ગયલુ હોવાથી અને સખ્ત તાપ પડતો હોવાથી મારૂ માથુ જરાક દુ ખવા લાગ્યુ પરિણામે બહાર જવા સારૂ બારણા આગળ ગયેલી હુ પાછી ફરી અને સ્વસ્થ થવા માટે પાસેના જ એક વિરામાસન ઉપર પડી પાચેક ક્ષણ

હુ શાતિથી પડી રહી હોઇશ એટલામા મારા ઓરડાનુ બારણુ ઉઘડયુ અને કાઉન્ટ નમન કરીને અદર આવ્યો

તેણે કહ્યુ "તમારા એકાન્ત ઓરડામા આવવા માટે હઝાર વાર માફી માગુ છુ, મિસ હોલ્કોમ, પણ એક સારા સમાચાર કહેવા માટે જ મે અત્યારે તમને ખલેલરૂપ થવુ પસદ કર્યું છે સદાયેનો વિચિત્ર અને અપ્તરગી–મારો મિત્ર પર્સિવલ–મુસાફરીથી ઠડો બની આવ્યો છે અને છેક છેલ્લી ઘડીએ તેણે પોતાના મનનો ઠરાવ ફેરવી નાખ્યો છે મને કહેતા ખુશાલી ઉપજે છે કે, સહી કરવાનુ કામ તેણે હાલ તુર્ત મુલત્વી રાખ્યુ છે મિસ હોલ્કોમ, આપણુને બધાને આથી નિરાત વળશે તમારા ચહેરા ઉપર હુ હર્ષના ચિહ્ન જોઉં છુ મહેરબાની કરીને આ આનન્દજનક સમાચાર લેડી ગ્લાઇડને જણાવશો અને મારા તરફ-થી તેમના પ્રત્યે મારા અગત માનની તથા ધન્યવાદની લાગણીઓ જાહેર કરવા કૃપા કરશો "

આશ્ચર્યના વમળમાથી હજી તો હુ બહાર નીકળી નહતી ત્યાતો તે તરત જ મારો ઓરડો છોડી ગયો મારા મનમા તો શકાજ ન રહી કે, આ ફેરફાર કાઉન્ટની લાગવગથી જ થયો છે મે લડન ખાતે ધારાશાસ્ત્રીને લખેલા કાગળની વિગત તે લુચ્ચાઇથી જાણી ગયો અને તેનો જવાબ મે ખાસ માણસ મારફત મગાવ્યો, એ તેણે જોયો તે ઉપરથી તેણે સર પર્સિવલને આ કામમાથી હાથ ઉઠાવવાની સલાહ આપી હોવી જોઇએ, એમ મને લાગ્યુ મારા મન ઉપર આ અસર તો થઈ પરતુ મારા શરીરમા અત્યારે થાકને લીધે એવી બેચેની ઉત્પન્ન થઈ હતી કે જેથી કાઉન્ટે આપેલી ખબરથી મને કાઇ ખાસ હર્ષ ઉપજ્યો નહીં 'હાલ તુર્તને માટે' સહી મુલત્વી રાખવામા આવી હતી પણ ભવિષ્યકાળનુ શુ? ભવિષ્યમા પાછો કદાચ એ જ ભય ઉભો થવાની ચિંતા મારા મનમા ઉભી થઈ અને એમ છતાયે એ મુદ્દા ઉપર હુ વધારે વિચાર ચલાવી શકી નહીં, કેમકે મારૂ મસ્તક ભમવા લાગ્યુ હુ ઉભી થવા ગઇ પણ મારા પગ ધ્રુજવા લાગ્યા હવે મારે પડી રહ્યા

સિવાય છૂટકો જ નહતો લૉરા હજી સુધી આવી ન હતી પણ તેને શોધવા જવાની મારા શરીરમા તાકાદ ન હોવાથી હુ વિરામાસનમા આખો મીંચીને પડી રહી

બગલામા અત્યારે શાતિ પથરાઇ રહેલી હતી પણ મારા ઓરડાની ઉઘાડી બારીમાથી બહારના પક્ષીઓનો કિલમિલાટ સભળાતો હતો મારી આખો બધ કરીને હુ પડી રહી તે દરમ્યાન મારી કોઇક વિચિત્ર હાલત થઇ પડી થોડીવાર પછી મારી આસપાસ શુ બને છે, એની મને કશી ખબર રહી નહી આમ છતા હુ ઉઘતી નહતી, એ ચોક્કસ હતુ તેમજ વળી હુ જાગતીયે નહોતી જો જાગતી હોત તો આસપાસ શુ બને છે, એ જાણ્યા વિના રહેત નહી હુ વિરામાસનમા પડી રહેલી છુ, એટલુ ભાન તો મને હતુ જ કદાચ મને જ્વર આવ્યો હશે અને તેથી હુ અર્ધજાગ્રત અને અર્ધી બેભાન હોઇશ અચાનક મારી આ સ્થિતિમા મારી સમક્ષ વૉલ્ટર હાર્ટરાઇટની મૂર્ત્તિ આવીને ઉભી રહી! આ જ સહવારે હુ ઉઠી તે પછી એક ક્ષણુ પણુ મે તેના સબધી વિચાર કર્યો નહોતો–લૉરાએ પણુ તેના વિષે સીધો કિંવા આડકત્રો ઉલ્લેખ આજે કર્યો ન હતો અને તેમ છતા, મે વૉલ્ટરને મારી સામે ઉભેલો જોયો જાણે અમે બન્ને લિમરિજ–ભવનમા પુન એકઠા થયા છીએ, એમ મને લાગ્યુ ભૂતકાળ મારી નજર આગળ ખડો થયો

વૉલ્ટરને મે એકલો જ ન જોયો અનેક અજાણ્યા ચહેરાવાળા માણસોના સમૂહ વચ્ચે મે તેને જોયો દેખાવ બદલાયો. એક જીર્ણ મદિરના પગથીઆ ઉપર તેઓ બધા મને સુતેલા–પડેલા–જણાયા વેલીઓથી વીંટાયલા મોટા ઝાડ, તેમના જાડા થડ સહિત ત્યા ઝુકી રહેલા હતા તે ઝાડોના પાદડા અને ડાળા આસપાસ મોટી સખ્યામા જમીન ઉપર પડેલા હતા પથ્થરના દેવોની મૂર્ત્તિઓ ત્યા આડીઅવળી પડેલી હતી અને એ ડાળા તથા પાદડા તેમના ઉપર વિખરાયલી સ્થિતિમા અને એ મૂર્ત્તિઓને અડધી ઢાકી દેતા પડેલા હતા વૃક્ષો ઉપરના ડાળપાખડા એવી રીતે આસપાસ ફેલાયલા હતા કે જેથી ઉપરનુ આકાશ દેખાતુ

નહતુ અને એ ડાળપાખડાનો છાયડો, મદિરના પગથીઆ ઉપર પડેલા માણુસો ઉપર પડતો હતો અચાનક મે જોયુ કે, જમીનમાથી એક સફેદ ધુમાડો નીકળવા લાગ્યો એ ધુમાડાના ગોટા ઉચે હવામા આસપાસ ફેલાઇને ગોળ ચક્કર ફરીને પાછા જમીન તરફ આવવા લાગ્યા અને જે માણુસો પડેલા હતા તેમના મોઢામા જવા લાગ્યા માણુસો ધીમેધીમે બેશુદ્ધ થઇને મરણુ પામવા લાગ્યા આ દેખાવ જોઇને મને વૉલ્ટર માટે દયા ઉપજી મારાથી બૂમ પડાઈ ગઈ અને હાથની ઇશારતો કરીને હુ તેને કહેવા લાગી "પાછો આવ, પાછો આવ તે **તેને** અને **મને** વચન આપ્યુ છે, એ ભૂલી ગયો? ઝટ આવ, નહીંતર એ ઝેરી હવા તારા પ્રાણુ લેશે અને બીજાઓની માફક તુ પણુ મરણુ પામશે!"

તેના વદન ઉપર કાઈક દિવ્ય શાતિ મારા જોવામા આવી તેણે મારા તરફ જોયુ અને કહ્યુ "હુ પાછો આવીશ લડનના પરાના શાન્ત એકાન્ત માર્ગમા જે રાત્રિએ મને ગુમ થયલી સફેદ વસ્ત્રવાળી સ્ત્રી મળી હતી તે રાત્રિ, મારા જીવનમા હજી પણુ એક અણુદીઠ યોજનાના સાધન તરીકે નિર્માણુ થઈ ચૂકી છે તેના યોગે હુ અહીં બિયાબા જગલમા રઝળતો પડયો છુ કદાપિ હું ત્યા આવુ–મારી જન્મભૂમિમા તમારાથી સત્કાર પામુ તો તે એકસરખુ જ છે, કેમકે હજી મારે એક અન્ધકારમય રાજમાર્ગમા જવાતુ છે કે જે રાજમાર્ગ મને, તમને અને તમારી વહાલી બહેન જે મને પણુ વહાલી છે તેને અનભિજ્ઞ યાતના તરફ અને અનિવાર્ય અત તરફ દોરી જશે પણુ થોભો અને જુઓ. જે પ્રાણુહારક વાયૂ બીજાઓને સ્પર્શ કરે છે તે **મને** અડક્યા વિનાજ મારી પાસેથી પસાર થશે."

મે તેને ફરીથી જોયો તે પાછો એ જ જગલમા હતો તેના મરેલા સાથીઓની સખ્યા અત્યારે ઘણી થોડી દેખાતી હતી મદિર અલોપ થઇ ગયુ હતુ. મૂર્તિઓ અદૃશ્ય થઇ ગઇ હતી અને તેમની જગ્યાએ કાળા, ઠીંગણા અને દાતીઆ કરતા માણુસો ઝાડોની ડાળીઓની વચમા દેખાતા હતા તેમના હાથમા ધનુષ્ય–બાણુ હતા અને તેઓ

ધનુષ્યની પણછ ચઢાવીને બાણ મારવાની તૈયારીમા હતા વૉલ્ટરના પ્રાણની મને ચિન્તા ઉપજી મે ભયભીતપણે તેના તરફ જોઈને બૂમ મારીને તેને ચેતાવ્યો અને પાછા આવવા કહ્યુ પુન તેણે મારા તરફ જોયુ તેના વદનમા પુન એજ અદ્દભુત અચળ શાન્તિ હતી તેણે કહ્યુ " અન્ધકારમય રાજમાર્ગમા આ વધુ પ્રયાણ છે થોભો અને જુઓ જે બાણથી ઘવાઇને બીજાઓના અવસાન થાય છે તે બાણ **મને** બિલ્કુલ વાગશે નહીં "

મે તેને ત્રીજી વખત જોયો વિશાળ અને તોફાની મહાસાગરમા એક ભાગેલા જહાજમા તે આ વખતે હતો મહાસાગરનો કિનારો રેતાળ હતો વૉલ્ટર જે ભાગેલા જહાજમા હતો તેની પાસે થઇને કેટલીક હોડીઓ પસાર થતી હતી પરતુ તેમા પુષ્કળ માણસો હોવાથી એકેમા તેને બેસાડવામા ન આવ્યો તેનુ જહાજ ડૂબવાની તૈયારીમા હતુ મે તેને બૂમ પાડીને કહ્યુ કે, એકાદ હોડીના પાછલા ભાગને વળગી પડીને જીવ બચાવ તેનો શાત ચહેરો પુન મે દીઠો તેણે પુન મક્કમ સ્વરે મને એનો એજ અવિચલ જવાબ દીધો " પ્રવાસમા વળી પાછુ આ એક વધુ પગલુ છે થોભો અને જુઓ જે મહાસાગર બીજાઓને ડુબાડે છે તેમાથી હુ જરૂર બચી જઇશ "

મે તેને છેલ્લી વાર પાછો જોયો તે એક શ્વેત આરસપહાણની કબર સમિપ ઘુટણભદીએ પડતો હતો એ કબરમાથી બુરખાવાળી એક સ્ત્રી ઉત્પન્ન થઈ અને તેની નજદિક જઇને ઉભી રહી વૉલ્ટરના વદન ઉપરની સ્વર્ગીય શાન્તિ એકદમ બદલાઈ ગઈ અને તેના ઉપર સ્વર્ગીય શોક ફેલાયો, પરતુ તેના ઉદ્દગારની ભયકર મક્કમતા ચાલુજ રહી " અધકાર અને અધકાર " તે બોલ્યો " હજી પણ દૂર અને વધારે દૂર ભલા, સુદર અને યુવાનને મૃત્યુ ઝડપી લે છે—પરતુ **મને** બચાવે છે ! મારા પ્રવાસના પગલા કિયા કિયા છે ? પ્રાણહારક વિષમયવાયૂ, માણસોને વીંધી નાખતા બાણ, જહાજને ડુબાડનાર મહાસાગર અને પ્રેમ તથા આશાને નષ્ટ કરનાર કબર ! એ બધા પગલા હુ જેમ જેમ

ભરૂ છુ તેમ તેમ અનિવાર્ય અતની સમિપમા-વધારે સમિપમા-હુ જાઉં છુ ! "

અકથ્ય દુ ખમા મારૂ હૃદય ડુબી ગયુ મારી આખમા આસુ પ્રકટ થયા નહી, પણ હૃદયમા ડુમો ભરાઈ આવ્યો અપાર મુઝવણ-વાળા હૃદય સહિત હુ જોઈ રહી કે, આરસપહાણની કબર પાસે બેઠેલા યાત્રાળુની આસપાસ—કબરમાથી ઉત્પન્ન થયલી સ્ત્રીની આસપાસ-અને એ બન્નેને જોનાર સ્વપ્ન-તરગમા ઝડપાયલી વ્યક્તિની આસપાસ—અ ધકાર-ગાઢ તમસ છવાઈ રહ્યો અધકાર સિવાય હુ બીજુ કાઇજ જોઇ શકી નહી-બીજુ કાઇ સાભળી શકી નહી !

મારા ખભા ઉપર કોઇકે હાથ મૂક્યાથી હુ જાગ્રત થઇ લૉરા મારી પાસે ઉભી હતી !

## પરિચ્છેદ ૩૩

### સરોવર પાસે સફેદ વસ્ત્રવાળી સ્ત્રી !

સ્વપ્નતરગમાથી જાગ્રત થતા મે જોયુ કે, મારા વિરામાસનની બાજુમા લૉરા ઘુટણમદીએ પડીને બેઠી હતી તેનુ વદન ઉશ્કેરાયલુ હતુ પરતુ તેમા કાઇક ચળકાટ હતો તેની નજર સાથે મારી નજર મળી તેની નજરમા મને ગભરાટના ચિહ્ન જણાવાથી હુ ચોકીને બેઠી થઇ હું તેનો હાથ ઝાલીને પૂછવા લાગી " શુ થયુ ? કેમ ગભરા-યલી દેખાય છે ? ! "

અર્ધા ઉઘાડા બારણા તરફ તેણે નજર કરી, મારા કાન સાથે પોતાના હોઠ અરકાડયા અને હળવા સ્વરે કહ્યુ ' " મેરીઅન, ગઇ કાલે સરોવર પાસે જણાયલો આકાર ! આપણે સાભળેલો પગરવ !-મારે તેની સાથે મેળાપ થયો ! મે તેની સાથે વાતચીત કરી ! "

" કોની સાથે,? ઇશ્વરને ખાતર કહે, કોની સાથે ?"

"એની કૅથેરિકની સાથે"

મારા સ્વપ્નમાંથી હું સફાળી જાગ્રત થયલી હોવાથી હજી તે સ્વપ્નની અસરમાંથી મુક્ત નહોતી તેમજ લૅારાના મુખ ઉપર અસ્વસ્થતા અને ગભરાટના ચિહ્ન જોઇને હું એવી ચમકી ગઈ હતી કે ભ્રમણામાં ને ભ્રમણામાં તેનું કહેલું મને ખરૂં ભાસ્યું નહીં શૂઢમૂઢ જેવી હું જમીન તરફ જોઇ રહી અને કશું બોલી શકી નહીં.

તેણે પુન કહ્યું "મને એની કૅથેરિક હમણા જ મળી હતી મારે તેની સાથે કેટલીક વાતચીત પણ થઇ મેરીઅન ! મારે તને ઘણું ઘણું કહેવાનું છે મારી સાથે ચાલ–અહીં કદાચ કોઈ આવી લાગશે–માટે મારા ઓરડામાં ચાલ"

આતુરતા ભરેલા એ શબ્દો કહેતા કહેતા તેણે મારો હાથ ઝાલ્યો અને મને ખેચીને પોતાની સાથે લઇ જવા લાગી દાદર ઉતરીને, પુસ્તકશાળામાં થઇને અમે તેના ઓરડામાં ગયા આ ઓરડો લૅારા હમેશા વાપરતી નહતી માત્ર ખાસ ઉપયોગ સારૂ આ ઓરડો તેને આપવામાં આવ્યો હતો એટલે આ ઓરડામાં કદી તેના સિવાય બીજું કોઈ આવતુ નહતુ કદાચ આવે તો તેની પોતાની નોકરડી આવે એટલો જ અસારે સભવ હતો

તેણે મને ઓરડામાં પહેલી દાખલ કરી અને પછી પોતે દાખલ થઈ બારણા વાસીને તેણે અદરથી સાકળ ચઢાવી દીધી તે બાદ બારીઓ ઉપરના પડદા ઢાળી દીધા

મારામાં હજી પણ વિચિત્ર પ્રકારની જડતાની અસર હતી, પરતુ મને એક શક કયારનોયે ઉત્પન્ન થઇ ચૂકયો હતો કે, અમારા સબધમાં હવે અવનવી મુઝવણોની શરૂઆત થયેલી જણાય છે એની કૅથેરિકનુ નામ મારા મનમા ઘોળાઈ રહ્યું હુ નિરર્થક બબડાટ કરવા લાગી "એની કૅથેરિક ! એની કેથેરિક !"

લૅારાએ મને તે ઓરડાની વચ્ચોવચ્ચ પડેલા એક કૉચ ઉપર બેસાડી અને કહ્યું "જો ! અહીં જો !" તેણે પોતાની છાતી તરફ

આગળી ચીંધી બતાવી મે જોયુ કે, તેના પોષાકમા સોનાનુ ફુલ ખોસેલુ હતુ એ જ ફુલ ગઈ કાલે રાત્રે ગુમ થયલુ હતુ

મે પૂછયુ " ક્યાથી જડયુ એ ફુલ ? "

" મેરીઅન, એ ફુલ મને એણે જ આપ્યુ "

" શુ તે એને જડયુ હતુ ? "

" હા નૌકા-ગૃહ પાસે જ્યા આપણે બેઠા હતા, ત્યાથી તેને તે જડયુ હતુ હુ તેને લગતી વાત કેવી રીતે શરૂ કરૂ ? તે કોઇક અજબ વિચિત્રતાથી વાતચીત કરતી હતી-તે માદી હોવાથી ભયકર દેખાતી હતી અને તે અચાનક વાતચીત પડતી મૂકીને જતી રહી—"

તે જરાક ઉચે સ્વરે બોલવા લાગી આ ઘરમાના દરેક જણ માટે મને જે અવિશ્વાસની લાગણી ઉત્પન્ન થઈ છે તેથી સાવધાન રહેવા માટે તેણે ધીમા સ્વરે વાતચીત કરવી જોઇએ, એવુ મને લાગ્યાથી મે તત્કાળ તેને વધારે આગળ બોલતી અટકાવી અને ચેતવણી આપી કે " ધીમેથી બોલ, લૉરા બારીઓ ખુલ્લી છે નીચે બગીચાનો રસ્તો આવેલો છે તેને તુ કેવી રીતે મળી અને તે પછી ક્રમે ક્રમે શુ બન્યુ તે બધુ મને અક્ષરશ કહે જે ક્રમમા શરૂઆત થઇને અત આવ્યો હોય તે જ ક્રમમા વાત કર "

" બારીઓના બારણા વાસી દઉં ? "

" ના માત્ર ધીમેથી બોલ-અને એટલુ ખાસ ધ્યાનમા રાખ કે, તારા પતિના ઘરમા એની કેથેરિકની વાતચીત, એક ભયાનક વાતચીત છે વારૂ-હવે કહે, તે સૌથી પહેલી તને કેવી રીતે અને ક્યા મળી ? "

" તને ખબર છે કે, હુ આ સોનાનુ ફુલ શોધવા ગઇ હતી આગમા થઇને, ઝાડોની ઘટામાથી થઇને હુ ધીમે ધીમે આમતેમ બારિક નજર નાખતી નૌકા-ગૃહ પાસે જઇ પહોચી આપણે જ્યા બેઠા હતા ત્યા જ હુ, બાક ઉપર, નીચે, આસપાસ વગેરે સર્વ કોઇ સ્થળે તપાસ કરવામા રોકાઇ હતી તેવામા મારી પાછળથી, મૃદુ પરતુ વિચિત્ર સ્વરે કોઈક બોલ્યુ " મિસ ફેરલી "

" મિસ ફેરલી ! " મે પ્રશ્ન કર્યો

" હા માર૨ જુનુ નામ–વહાલુ, જાણીતુ અને કુવારી અવસ્થાનું માર૨ નામ ! એ નામનો ઉચ્ચાર થતા જ મે ચોકીને પાછળ જોયુ એ ઉચ્ચારથી હુ ચોકી ખરી, પરતુ બ્હીની નહીં કારણકે તે ઉચ્ચારમા માયા અને નમ્રતા રહેલા હતા અને ભયાનકતાનો લેશ પણ ભાવ નહતો મે આશ્ચર્યચકિત થઇને પાછુ જોયુ તો મારી નજદિક જ એક અજાણી સ્ત્રી ઉભેલી હતી તેનો ચહેરો મે પહેલા કદી જોયો નહતો—"

" તેણે કેવા કપડા પહેર્યા હતા ? "

" તેણે એક સ્વચ્છ અને સફેદ ' ફ્રાક ' પહેરેલુ હતુ તથા ખભા ઉપર એક જુની ફાટેલી ઝીણી અને કાળી શાલ નાખેલી હતી તેની ટોપી ભુરા ઘાસની હતી અને તેનો દેખાવ પણ શાલના જેવો જ કગાળ હતો તેના ફ્રાક અને બીજા કપડા વચ્ચેનો તફાવત મને અજાયબી ઉપજાવનારો લાગ્યો હતો હુ તેના તરફ જોઇ રહી હતી ત્યારે તે ઉતાવળી, શ્વાસોશ્વાસ ભરેલી અને અચાનક ઢબે બોલી " મારી ટોપી અને શાલ સામે ટીકીટીકીને ન જોશો મારી પાસે પહેરવાના સફેદ કપડા નહોય તો પછી હુ ગમે તે પહેર૨ તેની મને દરકાર નથી મારા ' ફ્રાક ' સામે ચાહે તેટલી વખત જોયા કરો–મને તેનાથી લગારે શરમ ઉપજતી નથી " આ શરૂઆત વિચિત્ર હતી ખર૨ કે નહી ? હુ તેને પસદ પડે એવુ બોલવા પ્રયત્ન કરતી હતી એટલામા તેણે પોતાનો એક હાથ મારા તરફ ધર્યો મે તેમા માર૨ સોનાનુ ફુલ જોયુ હુ તે જોઇને બહુ જ ખુશી થઈ મારો હર્ષ પ્રકટ કરવા માટે હુ તેની સમિપ ગઈ તે બોલી " તમે મારા ઉપર એક નાની સરખી મહેરબાની કરવા જેટલા આભારી થયા છો ? " મે જવાબ દીધો " હા મારી શક્તિ અનુસાર હુ જે કાઈ માયાળુપણુ બતાવી શકુ તેમ હશે તે જરૂર બતાવીશ "

" તો આ ફુલ તમારા પોષાક ઉપર મને ભરવવા દો "

મેરીઅન, આ માગણી અચાનક થયલી હતી એવી માગણીની મે આશા રાખી નહતી તેણે પોતાના મુખ ઉપર અત્યત આતુરતાના

એવા અપૂર્વ ભાવથી ઉપલી માગણી કરી કે જે સાભળ્યા પછી શુ કરવુ કે શુ નહી તેની મને સમજ ન પડવાથી હુ એકદમ બે ચાર ડગલા પાછળ હઠી ગઇ તે બોલી " અરે ! તમારી માતાએ જરૂર મારી આ માગણી પુરી પાડી હોત ! " મારી માતાનુ નામ ઉચ્ચારતી વખતે તેના અવાજમા અને તેના દેખાવમા ઠપકાની એવી કોઇક રીત રહેલી હતી કે જે જોઈને, તેના ઉપર અવિશ્વાસ કરવા માટે હુ શરમિદી બની ગઈ ફુલવાળો તેનો હાથ મે મારા હાથમા લીધો અને ધીમેથી મારી છાતી ઉપર મૂક્યો મે કહ્યુ " શુ મારી માતાને તુ ઓળખતી હતી ? પણ કદાચ એ બહુ વર્ષોની વાત હશે મે અગાઉ કોઇવાર તને મારી માતા પાસે આવેલી જોઇ છે કે કેમ, એ મને યાદ નથી " મારા પોષાકમા ફુલ ખોસવામા તેના હાથ રોકાઇ ગયા હતા, તે અટકી ગઇ અને બોલી " લિમરિજ ખાતે વસત ઋતુનો એક ખુશનુમા દિવસ શુ તમને યાદ નથી ? તે દિવસે તમારા માતા, નિશાળ જવાને રસ્તે ફરતા હતા અને તેમની બન્ને બાજુએ અકેકેક છોકરી હતી એ બે છોકરીઓમાની એક હુ અને એક તમે હતા એ દિવસ પછી મને બીજુ કાઇ યાદ નથી મને એજ પ્રસગ ખાસ યાદ છે એ વખતે સુદર અને ચપળ મિસ ફેરલી તથા ગરીબ અને બ્હીકણ એની કેથેરિક બન્ને એક બીજાની સાથે સાથે હતા આજે પાછા તેઓ બન્ને એક બીજાની સાથે સાથે ઉભા છે ! "

લૉરાએ મને આગળ કહેવા માડયુ " તેણે જ્યારે મને આ પ્રમાણે કહ્યુ ત્યારે હુ સમજી ગઇ કે, તેનુ નામ એની કેથેરિક છે મેરીઅન, લિમરિજમા તે મારા લગ્ન પહેલા એક વખત એની કેથેરિક વિષે મને કેટલીક પૂછપરછ કરી હતી અને તે વખતે તે મને કહ્યુ હતુ કે, તે બરાબર મારા જેવી છે–આ બાબત એની સાથે વાત કરતી વેળા મને ખાસ યાદ આવી મે મારી યાદદાસ્તીની કસોટી કરી, અને તેણે કહેલો પ્રસગ મને સાભર્યો, મે તેના તરફ એકવાર ફરીથી જોયુ તે મારી નજદિક ઉભી હતી ત્યારે મારા મનમા તરત જ એ વિચાર સ્ફુર્યો કે, અમે બન્ને આબેહુબ એક સરખા હતા ! તેનો ચહેરો ફિકકો, દુબળો

શ્રમસૂચક હતો—પરંતુ તેનો એ દેખાવ જોતા જ હુ ચોકી મને એમ લાગ્યુ કે, લાબી માદગી પછી હુ એક મોટા આયનામા જોઉં તો જાણે એની ફ્રેથેરિકનુ મોઢુ, એ મારૂ જ મોઢુ છે, એમ વગર શકે કહી શકાય! આ શોધથી મને ન સમજાય એવી ધાસ્તી ઉપજી મારૂ હૃદય ખૂબ ધડકવા લાગ્યુ અને એક ક્ષણ પર્યંત હું એવી મુઝાઇ ગઈ કે, મોઢામાથી એક અક્ષર સુદ્ધાત કાઢી શકી નહી-

મને આમ ચૂપ રહેલી જોઇને તેને માઠુ લાગ્યુ તેણે કહ્યુ "તમારો ચહેરો તમારા માતુશ્રીને મળતો નથી તમારૂ હૃદય પણ તમારા માતુશ્રી જેવુ નથી તમારા માતુશ્રીનો ચહેરો શ્યામ હતો અને હૃદય, મિસ ફ્રેરલી, તમારા માતુશ્રીનુ હૃદય, એક દેવીનુ હૃદય હતુ " મે કહ્યુ "મને ખાત્રી છે કે, હુ તારા તરફ માયાળુપણાથી વર્ત્તુ છુ કદાચ મારૂ માયાળુપણુ હુ પ્રદર્શિત કરી શકતી નહી હોઉ પણ તેથી મારૂ હૃદય કઠોર છે એમ ગણાય નહી મને તુ મિસ ફ્રેરલી શા માટે કહે છે ?—" "કારણકે મને ફ્રેરલી નામ બહુ વહાલુ છે અને ગ્લાઇડ નામ ઉપર સખ્ત તિરસ્કાર છે " તે ઉશ્કેરાઈને બોલી આ વખતે મને લાગ્યુ કે, તે દિવાની હતી અત્યાર પહેલા મે તેના મોઢા ઉપર દિવાનાપણાના આવા ભાવ જોયા નહોતા લિમરિજ ખાતે તેણે મારા ઉપર ભયકર પત્ર લખ્યો હતો, એ વાતનુ મને સ્મરણ થતા મે કહ્યુ "હુ પરણેલી છુ એ વાત તારા જાણવામા હશે, એમ મારૂ ધારવુ હતુ " તેણે દીર્ઘ નિશ્વાસ નાખ્યો અને મારા તરફ ન જોતા આડુ જોઈને કહ્યુ "તમે પરણેલા છો, એ શુ હુ નથી જાણતી ? તમે પરણેલા છો તેટલા માટે જ હુ અહીં આવી છુ કબર પાછળની દુનિયામા તમારી માતાને હુ મળુ તે પહેલા મારી એક ફરજ બજાવવા સારૂ જ હુ અહી તમારી પાસે આવી છુ " તે મારાથી દૂર ને દૂર જવા લાગી નૌકા-ગૃહની બીજી બાજુ તરફ તે જઇ આવી અને પછી પાછી દૂર ઉભે ઉભે તે સરોવર તરફ આગળી કરીને કહેવા લાગી "ગઈ કાલે રાત્રે તમે મને જોઈ હતી ? હુ ઝાડોની ઘટામા તમારી પાછળ પાછળ આવતી

હતી, એવી તમને ખબર છે ? તમારી સાથે એકાન્તમા વાત કરવા માટે મે ઘણા દિવસથી રાહ જોયા કરી છે અત્યારે દુનિયામા મને એક જ જણ ચાહે છે તેને ચિતામા અને ગભરાટમા રાખીને હુ અહીં આવી છુ તમારી જ ખાતર, મિસ ફેરલી, તમારી જ ખાતર હુ અહીં આવી છુ પણ અહીં આવવામા મારે માથે મોટુ જોખમ રહેલુ છે તે હુ જાણુ છુ હુ કદાચ કોઇની નજરે પડુ તો મને પાછી દિવાનશાળામા પુરી મૂકવામા આવે ”

મેરીઅન, તેનુ આ સભાષણ સાભળીને મને ભય ઉત્પન્ન થયો પરતુ તેના બોલવાની ઢબછબમા કાઇક એવુ દયાજનક હતુ કે જેને લીધે મારૂ અત કરણ તેના પ્રત્યે દયાથી ભરાઇ ગયુ મને ખાત્રી છે કે, મને તેના ઉપર અત કરણપૂર્વક દયા ઉપજી હશે, કારણ કે, એ ગરીબ બિચારીને મે નૌકા–ગૃહની અદર મારી સાથે આવવા અને સ્વસ્થતાથી વાતચીત કરવા કહ્યુ પરતુ તેણે મારા નિમત્રણનો સ્વીકાર કર્યો નહીં માથુ ધુણાવીને તેણે મને કહ્યુ “ હુ જ્યા ઉભી છુ ત્યાજ ઉભી રહીશ મારે તપાસ કરવી પડશે, ચોકેલા રહેવુ પડશે અને ખાસ સભાળ રાખવી પડશે કે, કોઈ ત્રીજુ માણસ અચાનક આપણી વાતચીત દરમ્યાન અહીં આવી ચઢે નહીં ” આમ કહીને તે નૌકા–ગૃહના બારણા આગળના એક થાભલા ઉપર પોતાનો હાથ મૂકીને ઉભી રહી પહેલેથી તે છેક છેલ્લે સુધી તે ત્યા જ ઉભી રહી વચ્ચે વચ્ચે તે ઘણીવાર અચાનક આમતેમ જોતી અને ખાત્રી કરી લેતી કે, કોઇ ત્રીજી વ્યક્તિ એ જગ્યાએ આવી ચઢી છે કે નહીં ? તેણે વાતચીતની શરૂઆત કરતા કહ્યુ “ ગઈ કાલે હુ સાજ પડતા જ અહીં આવી હતી તમારી સાથે એક બીજા બાઈ હતા મે તમને તેમની સાથે વાતચીત કરતા સાભળ્યા હતા તમારા પતિ માટે તમે જે દુ ખદાયક વાતો કહી, તે બધી મે સાભળી તમે કહ્યુ હતુ કે, તમારા ઉપર તે વિશ્વાસ મૂકે અને તમે તેને ચૂપ કરી શકો એવી કોઈ લાગવગ કે શક્તિ તમારામા નથી અરે! હુ જાણુ છુ કે, એ શબ્દોનો શો અર્થ છે ? અરેરે ! તમે તેને પરણ્યા જ શા સારૂ ?

હા ! મારો ભય–મારો દિવાનો, કગાલ, દુર્ભાગી ભય !—" તેણે પોતાનું મો પોતાની જુની શાલથી ઢાકી દીધુ અને કાઇક બબડાટ કરવા લાગી–થોડીવારે તે ડુસ્કા ભરવા લાગી કદાચ તે મોટેથી રડી પડે અને તેથી કોઇક અસાધારણ મુશ્કેલીમા અત્યારે હુ અને તે બન્ને આવી જઇએ એવી બ્હીકથી મે તેને કહ્યુ " શાન્ત થા ધીરજ રાખ, બહુ જ શાતિથી મને કહે જોઇએ, કે તુ મારૂ લગ્ન કેવી રીતે અટકાવી શકી હોત ? " તેણે પોતાના મો ઉપરથી શાલ હટાવી લીધી અને મારા તરફ શૂન્ય દશામા જોતી જોતી તે બોલી " મારે લિમરિજ ખાતે થોભી જવાની હિમ્મત રાખવી જોઇતી હતી તે ત્યા આવ્યો તેના સમાચાર જાણીને હુ ગભરાઈ ગઇ હતી પણ મારે એવી રીતે ગભરાવુ જોઇતુ નહતુ મારે હરકોઇ ઉપાયે પણ તમને ચેતવણી આપવી જોઇતી હતી અને બહુ મોડુ ન થાય તે પહેલા તમને ઉગારી લેવા જોઇતા હતા અરેરે ! કાગળ લખવાની તો મારામા હિમ્મત આવી, પણ પછીથી હુ કાઈ કરી શકી નહી ! કાગળ લખીને મે તમને શા સારૂ નુકશાન કર્યું ? હુ તમારૂ હિત કરવા ચહાતી હતી પણ પુરેપુરી હિમ્મત હુ બતાવી શકી નહી ! અરેરે મારો ભય !–મારો દિવાનો, કગાળ અને દુર્ભાગી ભય ! " છેલ્લા શબ્દો તે અગાઉ પણ બોલી હતી, તેણે ફરીથી તેજ શબ્દો ઉચ્ચાર્યા અને શાલમા પાછુ પોતાનુ મો ઢાકી દીધુ તેને આ દશામા જોતા અને તેને આવુ બોલતી સાભળતા મને બહુ દુ ખ ઉપજ્યુ

મે અત્રે લૉરાને પુછ્યુ " લૉરા, એની કેથિરિકને તે પુછ્યુ હતુ કે, તેનો ' ભય ' કિયો હતો ? "

" હા મે તેને પુછ્યુ હતુ "

" તેણે શો જવાબ દીધો ? "

લૉરાએ પોતાની કહાણી આગળ ચલાવી " તેણે મને સામો પ્રશ્ન કર્યો કે ' જે માણસે મને દિવાનશાળામા પુરી હતી અને જેના હાથમા હુ હજી પણ પકડાઉ તો મને દિવાનશાળામા હજી પણ પુરે તે માણસનો મને ડર લાગે ખરો કે નહીં ? ' " મે કહ્યુ " તુ હજી પણ

બ્હીએ છે? જો હમણા તને તેનો ભય લાગતો હોત તો તુ અહીં આવી નહોત." તેણે કહ્યુ "ના મને અત્યારે તેની લગારે બ્હીક નથી " મે પુછ્યુ "શામાટે ?" તે એકાએક નીચી વળીને કહેવા લાગી "એ વિષે શુ તમે કાંઈ કલ્પના કરી શકતા નથી?" મે ના પાડી તે બોલી "મારા તરફ જુઓ " મે તેને કહ્યુ "તુ બહુ શોકાતુર અને ઘણી માદી જણાય છે તેથી મને દુખ થાય છે " તે હસી–સૌથી પહેલીવાર તેણે આ હાસ્ય કર્યું અને કહ્યુ, "માદી ? હુ તો મરવા પડી છુ હવે તમે સમજી શકશો કે, મને તેની બ્હીક કેમ લાગતી નથી તમને લાગે છે કે, તમારા માતુશ્રીને હુ સ્વર્ગમા મળી શકીશ ? અને એ મિલન-પ્રસગે તે મને માફ કરશે ?" મને તેના આવી જાતના ભયકર વિચારોથી ગભરાટ ઉપજ્યો હુ કાંઈ પણ જવાબ આપી શકી નહીં તેણે કહેવા માડ્યુ, "તમારા પતિથી છાની રહ્યા પછી મને અત્યાર સુધી આ પ્રકારના જ વિચારો આવ્યા કર્યા છે જ્યારે એ વિચારોનુ બળ જામી ગયુ ત્યારે હુ અહીં તમારી પાસે બદલો વાળી આપવા આવી છુ–મે એક વખત જે નુકશાન કર્યું છે, તેની અસરો નાબૂદ કરવા માટે બની શકતી સર્વ કોશિશો કરવા હુ અહીં આવી છુ " મે તેને આતુરતાથી વિનતિ કરી કે, તુ શુ કહેવા માગે છે તે મહેરબાની કરીને મને સ્પષ્ટતાથી સમજાવ શૂન્ય આખો રાખીને મારા તરફ એકીટશે જોતી જોતી તે બોલી "મારે નુકશાન નાબૂદ કરવુ જોઇએ વારૂ, મિસ ફેરલી, તમારા મિત્રો તમારો પક્ષ લઇને તમારા તરફથી કામ કરી શકે તેમ છે તમે જો તેની ગુપ્ત વાત જાણો તો તે જરૂર તમારાથી બ્હીશે–તેણે જે વર્ત્તન મારા તરફ બતાવ્યુ તે તમારા તરફ બતાવી શકશે નહીં જો તે તમારાથી બ્હીશે, તમારા મિત્રોથી પણ બ્હીશે તો તેની મગદૂર નથી કે તે તેના પોતાના હિત ખાતર તમારા તરફ માયા મમતા બતાવ્યા વિના રહે જો તે તમારા તરફ માયા બતાવે અને હુ એમ કહી શકુ કે તે વસ્તુસ્થિતિ મારે લીધે પ્રાપ્ત થઈ તો––" હું આતુરતાથી તેનુ કહેવુ સાભળ્યા કરતી હતી પણ અહી તે અચાનક અટકી ગઈ. મે તેને

આગળ કહેવા જણાવ્યુ પરતુ તે જ્યા ઉભી હતી ત્યાથી પાછી ખસી ગઈ. અને નૌકા–ગૃહની દિવાલ ઉપર પોતાનો હાથ મૂકીને, તેના ઉપર પોતાનુ માથુ ઉંધુ નાખી દઇને, ભય ઉપજાવે એવા અને ગળગળા સાદે બબડવા લાગી “ અરેરે ! અરેરે ! હુ તમારી માતા સાથે કબરમાં દટાઇ ગઇ હોત તો કેવુ સારૂ થાત ! દેવોના દુદુભિ વાગતા હોય અને કબરમાના આત્માઓને સ્વર્ગમા આહ્વાન થતુ હોય તે વખતે હુ જાગ્રત થાઉ અને અમે બે સ્વર્ગમા પ્રયાણ કરીએ અહા ! તો કેવુ સારૂ ? ” મેરીઅન, માથાથી તે પગ સુધી, હુ આ શબ્દો સાભળીને કપવા લાગી. આ ભયાનક ઉદ્‌ગાર સાભળવા કોને રૂચે ? તે પાછી બોલવા લાગી “ પણ એ આશા નથી ” તે મારી નજદિક પુન આવી અને બોલી “ મારા જેવી ગરીબ અજાણી સ્ત્રી માટે એવી કાંઈ આશા નથી જે આરસ પહાણના ‘ ક્રોમ ’ ને મે મારા હાથથી સાફ કર્યો છે અને મિસિસ ફેરલીને ખાતર જે સફેદ અને સ્વચ્છ બનાવ્યો છે, તેની નીચે સુવાનુ મારા નસિબમા નથી નહીંજ, અરે, નહીંજ ! માણસની દયા નહીં પણ પ્રભૂની દયા મને તેમની પાસે લઇ જશે ત્યા દુર્જનો તરફનો ત્રાસ નહીં હોય ત્યા શ્રમિતને આરામ મળશે ” આમ કહીને તેણે એક લાબો નિસાસો નાખ્યો થોડીવાર સુધી તે બોલતી અટકી ગઇ તેના મો ઉપર ચિતા અને ત્રાસના ચિહ્ન દેખાયા તેના કપાળમા કરોચળીઓ વળી તેની આખો ઝીણી થઈ. તે બોલી “ હુ શુ કહેતી હતી ? જ્યારે તમારા માતાનુ મને સ્મરણ થઈ આવે છે ત્યારે મારા મનમાથી બીજા બધા વિચારો સરી પડે છે હુ શુ કહેતી હતી ? કયા વિષય ઉપર વાત કરતી હતી ? ” મે આ દુર્ભાગી બાળાને બહુજ માયાથી અને ધીમેથી સ્મરણ કરાવ્યુ કે, આપણે ,મારા પતિની ગુપ્ત વાત વિષે વાતચીત કરતા હતા એક નાના બાળકની માફક તે બોલી “ બરાબર, હા, બરાબર ! ” તેના ચહેરા ઉપર ગુચવાડાના ભાવ હજુ ચાલુ હતા “ તમારા ખરાબ ભરથાર આગળ તમે લાચાર બની ગયલા છો. ખરૂને ? બસ. હુ અહીં તમને જે કહેવા આવી છુ તે મારે જરૂર કહેવુ

જોઇએ અત્યાર સુધી એ વાત કોઈ સારા વખતે તેમને કહેવા માટે મે મુલતવી રાખી હતી પણ આજે હુ તમને કહીશ " મે અત્રે પુછ્યુ "એ ગુપ્ત વાત શી છે ?" તે બોલી, "મે એજ ગુપ્ત વાતની ધમકી તેને એક વખત આપી હતી એ વખતે તે મારાથી બ્હી ગયો હતો તમે પણ એજ ગુપ્ત વાતની ધમકી તેને આપશો એટલે જરૂર તે તમા-રાથી બ્હીશે " તેના ચહેરા ઉપર કાળાશ છવાઈ, તેની આખોમા ક્રોધ જણાયો કડક ચહેરો કરીને તે મારા તરફ જોવા લાગી તેણે પોતાનો હાથ હવામા વીઝયો અને કહ્યુ "મારી માને એ ગુપ્ત વાતની ખબર છે પણ તેણે પોતાનું અર્ધું જીવન એ ગુપ્ત વાત પોતાના મનમા જ રાખી મૂકીને ગુમાવ્યુ છે એક દિવસ, જ્યારે હુ મોટી અને સમજણી હતી ત્યારે તેણે મને કાઇંક કહ્યુ એ પછી બીજે જ દિવસે તમારા ભર-થારે--" તે અહી અટકી ગઈ

મે કહ્યુ "હ પછી ? આગળ ચલાવ મારા પતિએ બીજે દિવસે શુ કર્યું ?"

મેરીઅન ! અહીં અટકી જઇને તે પોતાના કાન માડીને કશુક સાભળવા લાગી પછી ધીમેથી તેણે મને કહ્યુ "ચૂપ ! ચૂપ !" એટલુ કહીને તેણે નૌકા-ગૃહની બીજી બાજુએ જગલ તરફ જવા માડયુ હુ આથી અજબ થઈ તેની વાત તો અત્યારે સાભળવી જ એવો ઠરાવ કરીને હુ તેની પાછળ પાછળ ગઇ અને કહ્યુ "પેલી ગુપ્ત વાત ?" તેણે આડુઅવળુ જોઇને, ભયભીત મો કરીને ધીમા સ્વરે કહ્યુ "અ-ત્યારે નહીં, આપણે એકલા નથી કોઇકના પગલા મે સાભળ્યા. જરૂર કોઇંક છુપાઇને આપણી વાત સાભળે છે કાલે આ વખતે અહીં જ આવ જો-તમે એકલાજ આવજો-યાદ રાખજો, તમે એકલા જ ! બીજુ કોઈ નહી." મારો હાથ છોડાવીને, વળી પાછુ આમતેમ આડુઅવળુ જોતી જોતી તે ઉતાવળી ઉતાવળી જગલ તરફ જતી રહી-અને હુ તેની ગુપ્ત વાત સાભળ્યા વિના રહી ! તે આમ એકાએક જતી રહી તેથી અને તેણે કહ્યુ કે, ત્રીજુ કોઈક આપણી વાત છુપાઇને સાભળે છે, તેથી હુ

ભયભીત થઈ ગઈ મારાથી ન તેની પાછળ દોડી શકાયુ કે ન તેને બુમ પાડીને પાછી બોલાવી શકાઈ--

મે (મેરીઅને) અત્રે લૉરાને પુચ્છ્યુ "વારૂ પણ તે તે પછી કોઇ માણસને ત્યા સતાયલો જોયો?"

લૉરાએ કહ્યુ "ના મને આસપાસ બધુયે શાન્ત લાગ્યુ, તેમજ મે કોઈ માણસને ત્યા જોયો નહી હુ તરત જ તને આ બધી વાતથી વાકેફ કરવા ઉતાવળી ઉતાવળી અહીં દોડી આવી"

મે કહ્યુ, "લૉરા, લૉરા, એક તક હાથથી ગઈ! જો તે વખતે હુ તારી પાસે હોત તો તે આમ નાસી શકી નહોત"

હુ અત્રે એની કેથેરિકની શકા સબધી વિચાર કરવા લાગી શુ ખરેખર, કોઈ માણસ તેમની વાતચીત સાભળતો હશે કે માત્ર એ એની કેથેરિકનો એક તરગ હશે? લૉરાએ કોઇને દીઠો ન હોવાથી ખરૂ શુ તેનો નિર્ણય કરવો અશક્ય હતો પણ એક વાત નક્કી હતી તે એ કે, એની કેથેરિક એકવાર પાછી છટકી ગઇ! જો આવતી કાલે તે પાછી એજ જગ્યાએ ન આવે તો ફરીથી તેનો મેળાપ ક્યા થઇ શકે, તે અમે જાણુતા ન હતા

મે લૉરાને પુછ્યુ "તને ખાત્રી છે કે, તે મને રજેરજ વાત કહી છે? કોઇ મુદ્દો તુ ભૂલી જતી નથીને?"

તેણે જવાબ દીધો "હુ ધારૂ છુ કે, મે તને બધી વાત કહી છે મેરીઅન, મારી સ્મરણશક્તિ તારા જેવી ચચળ નથી, પણ હુ એટલુ તો કહી શકુ છુ કે, તેની વાતમા મને એટલો બધો રસ પડયો હતો–હુ તે સાભળવામા એવી તલ્લીન થઇ ગઇ હતી–કે અગત્યનો કોઈ મુદ્દો મારા મનમાથી ખસી ગયો નથી અને મે તેનુ કહેવુ પુરેપુરૂ સાભળેલુ છે"

"વહાલી લૉરા," મે કહ્યુ "એની કેથેરિકની બાબતમા નાનામા નાનો મુદ્દો પણ અગત્યનો છે એકવાર ફરીથી તારી યાદદાસ્તીને કસી જો તેના મોઢામાથી એકે વખત એ વાત આડકત્રી કે સીદ્ધી નીકળી હતી કે, હાલમા તેનુ નિવાસસ્થાન ક્યા છે?"

" ના તે અત્યારે ક્યા રહે છે, એ વિષે તેણે એકેવાર કાંઈ જ ઇશારો કર્યો નહતો "

" તેણે પોતાની કોઇ સરક્ષક બાઈનુ નામ કહ્યુ હતુ ? અર્થાત તેની જોડે લિમરિજમા આવેલી મિસિસ ક્લેમટમ માટે કાઇ કહ્યુ હતુ?"

" હા હા હુ તે ભૂલી ગઈ તેણે મને કહ્યુ હતુ કે, મિસિસ ક્લેમટ્મે તેની સાથે સરોવર આગળ આવવા હઠ લીંધી હતી અને તેને ચેતવણી આપી હતી કે, બ્લેકવૉટર પાર્કની નજદિકમા ભૂલેચૂકે પણ એકલી ન જઈશ "

" એમ છતા તે એકલી આવી હતી ?"

" હા તેનાથી છાનીમાની આવી હતી "

" વારૂ. એ સિવાય તેણે બીજુ કાંઈ કહ્યુ હતુ ?"

" ના બીજુ કાઇ જ કહ્યુ નહોતુ "

" મિસિસ ટોડના ખેતરમાથી તેઓ બન્ને જણ જતા રહ્યા તે પછી ક્યા ગયા હતા એ વિષે તેણે કાંઈ કહેલુ ?"

" ના મને ખાત્રી છે કે, તેણે કશુ જ નહોતુ કહ્યુ "

"અત્યારે તે ક્યા રહે છે અને તેની પોતાની માદગી કેવા પ્રકારની છે, એ વિષે કાઇ કહેલુ ?"

" ના મેરીઅન, એક પણ શબ્દ કહ્યો નહતો મહેરબાની કરીને મને કહે કે, એ બધુ જાણવાની આપણે શી જરૂર ? હવે મારે શુ કરવુ ? મને તો કાઇ જ સમજ પડતી નથી "

મે કહ્યુ " વહાલી, તારે જે કરવાનુ તે આ છે –આવતી કાલે બરાબર નક્કી કરેલે વખતે નૌકા–ગૃહ આગળ જજે એ સ્ત્રીને ફરીથી મળવામા કદાચ તને લાભ થાય. આવતી કાલે હુ પણ તારી પાછળ આવીશ, અને તેને ન ખબર પડે એવી રીતે છુપાઇ રહીશ મને કોઈ દેખે નહીં, એની ખાસ સભાળ હુ રાખીશ એની કૈથેરિક, વૉલ્ટર હાર્ટરાઇટ આગળથી છટકી ગઈ–તારી આગળથી પણ આ વખતે છટકી

ગઇ પણ હવે ત્રીજીવાર તે છટકી શકશે નહીં, કારણ કે હુ તેને નહીં છટકવા દઉં "

લોરાએ પુછ્યુ "તેના કહેવા ઉપર તને વિશ્વાસ બેસે છે કે, મારા પતિની કાંઇક ગુપ્ત વાત તે જાણુતી હશે ? કદાચ એના દિવાના મગજમા કોઇક દિવાનો તરગ જ આવ્યો હોય અને તેને લીધે તે ખોટો બકબકારો કરતી હોય એમ તુ નથી માનતી ? મારી માતા ઉપર તેને અજબ પ્રકારનો વહાલ હોવાથી જ માત્ર તે મને જુની યાદની ખાતર મળવા આવી હોય એમ મારૂ માનવુ છે તેની રીતભાત એવી વિચિત્ર હતી કે, મને તેના ઉપર વિશ્વાસ બેસતો નથી હા, તેના ઉપર મને દયા આવે છે પણ વિશ્વાસ તો નહી જ તુ તેના ઉપર વિશ્વાસ મૂકવા તૈયાર છે ?"

"લૉરા, હુ કશા ઉપર વિશ્વાસ મૂકતી નથી, પણ તારા પાતની રીતભાતના અવલોકનથી અભિપ્રાય બાધુ છુ એની કૈથેરિકના શબ્દો સાથે હુ તારા પતિના કાર્યોનો મેળ બેસાડુ છુ અને તે ઉપરથી હુ ધારૂ છુ કે, તેના જીવનમા કાંઇક ભેદ હશે–તેની કોઇક પણ ગુપ્ત વાત હશે ખરી "

આથી વિશેષ કાંઇ કહ્યા સિવાય હુ તે ઓરડામાથી બહાર નીકળી મારા મનમા કેટલાક ભયકર વિચારો ઘોળાયા કરે છે જો અમે વધુ વખત વાતચીત કરી હોત અને મે તે વિચારો તેની આગળ જાહેર કર્યાં હોત તો તે કદાચ ગભરાઇ જાત હવે જે કાંઇ તાજા બનાવો બનતા જાય છે તે ઉપર જ્યારે હુ વિચાર કરવા બેસુ છુ ત્યારે અચાનક મને મારૂ ભયકર સ્વપ્ન સાભરી આવે છે જાણે અમારી આસપાસ વિટબણાઓનુ વાતાવરણ ઘેરાઇ રહ્યુ હોય અને તેમા અમને થતી મુઝવણુમા માત્ર હાર્ટરાઇટ એકલો અડગ ઉભો રહ્યો હોય એમ મને લાગ્યા કરે છે મે તેને છેલ્લી વદાયગિરી માગતો જોયો હતો એ પછી મે મારા સ્વપ્નમા તેની છાયા જોઈ હતી એ છાયા હવે જ્યારે જ્યારે હુ જોઉં છુ ત્યારે મને શકા થયા કરે છે કે કોઇ અનિવાર્ય અત તરફ અમે ધસડાઈએ છીએ કે નહીં ?

લૉરાને મેડી ઉપર જવા દઈને હુ બહારની સ્વચ્છ હવામા સ્વસ્થ થવા માટે ગઈ એની કેથેરિક જે સયોગોમા અચાનક લૉરાથી વિખૂટી પડી હતી, તે ઉપરથી મને એવી ઉર્મિ થઈ કે, અત્યારે કાઉન્ટ શુ કરતો હતો અને ક્યા હતો, એ મારે શોધી કાઢવુ જોઇએ બાગમા હુ બધે સ્થળે ફરી પણ કાઉન્ટ કે પર્સિવલ મારા જોવામા આવ્યા નહી હુ ઘરમા પાછી ફરી હુ મારા ઓરડામા જતી હતી તે વખતે મેડમ ફ્રાસ્કોએ પોતાના ઓરડાનુ બારણુ ઉઘાડીને બહાર ડોકીઉં કર્યું મે તેને પુછ્યુ કે, કાઉન્ટ અને સર પર્સિવલ અત્યારે ક્યા હશે ? તેણે કહ્યુ " એકાદ કલાક ઉપર મારા ઓરડાની બારીમાથી મે તેમને બાગમા ફરતા જોયા હતા મે તેમને જોયા પછી કાઉન્ટે અહીં આવી જઇને મને કહ્યુ હતુ કે—અમે જરા દૂર ફરવા જઇએ છીએ "

દૂર ફરવા ! ક્યા ? મારી જાણ મુજબ કાઉન્ટની પ્રકૃતિ એવી હતી કે, ચાલીને દૂર ફરવા જવુ તેને ગમે નહીં વળી સર પર્સિવલ કદી નજદિક જવાનુ હોય તોપણ ગાડી વિના જતા નહી, કાઉન્ટ કદી પણ કસરત કરવી પસદ કરતો નહી અને સર પર્સિવલનુ મગજ કસરત કરવા જેટલુ કદી સ્વસ્થ રહેતુ કે કેમ, તેની મને શકા હતી છતા આજે તેઓ દૂર ફરવા ગયા, એનુ કારણ શુ ?

હુ પુન જ્યારે લૉરા કને ગઈ ત્યારે મને યાદ આવ્યુ કે, સહીના સબધમા કાઉન્ટે મને આપેલી ખબરથી મે તેને વાકેફ કરી નહોતી આથી હું તેને તે ખબર કહેવા જતી હતી ત્યાર પહેલા તેણે મને આશ્ચર્યચકિત થઇને પુછ્યુ કે " પુસ્તકશાળામા આપણે અત્યારે જવાનું હતુ પણ હજીસુધી આપણને કેમ બોલાવવામા આવ્યા નથી ?"

મે કહ્યુ " એ સબધમા હવે તારા મનમાથી બધી ચિન્તાઓ દૂર કરજે હાલ તુર્તને માટે મારે કે તારે કસોટીમા ઉતરવાનુ નથી સર પર્સિવલે પોતાનો ઇરાદો બદલી નાખ્યો છે—પેલા કમનસિબ કાગળ ઉપર તારી સહી લેવાનો વિચાર માડી વાળ્યો છે "

" એમ ? શુ તુ ખરૂ કહે છે બેન ? તને કોણે કહ્યુ ?"

" કાઉન્ટ ફ્રૉસ્કોએ. સરપર્સિવલને આ સલાહ આપનાર કાઉન્ટ જ છે, એમ હુ માનુ છુ "

" પણ મેરીઅન, આ વાત હુ અશક્ય માનુ છુ આપણે જાણીએ છીએ કે, સર પર્સિવલને નાણાની અત્યારે બહુ જ જરૂર છે અને તેથી તેઓ એ કાગળમા મારી સહી કરાવવા માગતા હતા જો સહીની બાબત તેમણે પડતી મૂકી હોય તો નાણા કેવી રીતે મેળવશે ?"

" લૅારા કેમ ભૂલી જાય છે કે, તારી સહી ન થાય તો સર પર્સિવલને તેમના ધારાશાસ્ત્રીએ એક બીજો રસ્તો સુઝાડ્યો હતો ? મે એ બન્નેની વાતચીત છુપાઇને સાભળી હતી તે ઉપરથી મને યાદ છે કે—"

" મને તો કાઇ યાદ રહ્યુ નથી "

" મને યાદ છે ધારાશાસ્ત્રીએ બે માર્ગ બતાવ્યા હતા તેણે સર પર્સિવલને કહ્યુ હતુ કે, જો કાગળ ઉપર તારી સહી ન થાય તો ત્રણ મહિનાની મુદ્દતનુ ખત લહેણદારને લખી આપવુ આથી મારૂ ધારવુ છે કે, જે લહેણદારને માટે સર પર્સિવલ નાણા મેળવવા માગતા હતા તેને તેમણે ત્રણ મહિનાનો વધુ વાયદો કરવાનો ઇરાદો કર્યો હશે, અને હાલ તુર્ત આ બાબત પડતી મૂકી હશે "

" તુ કહે છે તે માર્ગ ધારાશાસ્ત્રીએ બતાવ્યો હતો, એ તને ચોક્કસ યાદ છે ?"

" ચોક્કસ ચોક્કસ વહાલી, થોડાક જ વખત ઉપર તે મને મારી યાદદાસ્તી માટે અભિનદન આપ્યુ હતુ. એ ભૂલી ગઈ કે ? હુ મારી નોધ-પોથી લઇ આવીને તને ખાત્રી કરી આપીશ કે, મારૂ કહેવુ ખરૂ છે "

તરત જ હુ મારા ઓરડામા ગઈ અને નોધ-પોથી લઇ આવી પાછલા પાના ઉથલાવીને મે સર પર્સિવલ અને તેમના ધારાશાસ્ત્રી વચ્ચે થએલી જે વાતચીત ઉતારી લીધી હતી તે લૅારાને વચાવીને ખાત્રી કરી આપી કે, મારૂ કહેવુ ખરૂ છે આ નોધ-પોથી અને મારી

યાદદાસ્તીને લીધે, સર પર્સિવલે લેવા ધારેલા માગ વિષે અમે યોગ્ય અનુમાન કરી શક્યા તેથી અમને બન્નેને આનદ થયો અમારી હાલની ભયકર અચોક્કસ સ્થિતિમા, એ કહેવુ મુશ્કેલ છે કે, મારી નોધ-પોથીમા નિયમિત રીતે લખાતી નોધો ઉપર અને જ્યારે હુ તે નોધો લખી લઉ છુ ત્યારે મારી સ્મરણશક્તિની વાસ્તવિકતા ઉપર કિયા ભવિષ્યના લાભોનો આધાર લટકી રહ્યો નહીં હોય !

લૉરાનુ વદન અને તેની રીતભાત ઉપરથી હુ સમજી ગઇ કે, મારા જેવો જ વિચાર તેને આવ્યો છે ગમે તે હો, પણ આ એક નજીની બાબત છે અને હુ અત્રે એ ટપકાની લેતા લગભગ શરમાઉ છુ કે-અમારી અનાથ સ્થિતિનુ કગાળ અને ખુલ્લુ સ્વરૂપ આ નોધ-પોથીમા છે જ્યા સુધી મારી સ્મરણશક્તિ અમને હરઘડી મદદરૂપ થઇ પડે છે અને જાણે એક નવા મિત્રની શોધની માફક તેને વધાવી લેવામા આવે છે ત્યા સુધી અમારે નોધ-પોથી ઉપર ઘણો થોડો જ આધાર રાખવાનો છે

જમવાના વખતની સૂચના આપનારો ઘટ વાગ્યાથી અમે વિખૂટા પડયા થોડીવાર પછી સર પર્સિવલ અને કાઉન્ટ દૂર ફરીને પાછા આવ્યા હોય એમ મને લાગ્યુ, કારણ કે, સર પર્સિવલ નોકરો ઉપર ખૂબ ગુસ્સે થઇને ઘાટા પાડતા હતા નોકરો પાચ જ મિનિટ મોડા આવ્યા તે માટે સર પર્સિવલ તેમને વઢતા હતા, અને તેમનો ખાસ મિત્ર, પોતાના હમેશના રિવાજ મુજબ, તેમને ધીરજ, શાતિ અને મોભો જાળવવાની સલાહ આપતો હતો



# પરિચ્છેદ ૩૪

## ફેરફારની અર્થસૂચક ભવિષ્યવાણી.

તા ૧૮ મી જૂલાઈની રાત્રે હુ આ નોધ લખુ છુ આજે સાજે કોઇ અગત્યનો બનાવ બન્યો નહતો પરતુ સર પર્સિવલ અને કાઉન્ટની રીતભાતમા સાજે મને કેટલીક વિચિત્રતાઓ લાગી છે, જેથી એની કૌટુમ્બિક સબધમા અને આવતી કાલે અમારી તેની સાથે થનારી મુલાકાતના પરિણામ સબધમા મને અત્યારે ચિતાઓ ઉપજી રહી છે આવતી કાલે શુ થશે, તે હુ જાણુતી નથી પણ આવતી કાલ માટે મને ઘણો જ ઉદ્વેગ થયા કરે છે અને તેનુ કારણ ખાસ કરીને સર પર્સિવલની આજ સાજે ફેરવાયલી રીતભાત છે

સર પર્સિવલ જ્યારે ગુસ્સાને બદલે બહુ જ વિનયી અને શાતિભરેલી રીતભાત દાખવે છે ત્યારે, આજ સુધીના મારા અનુભવ ઉપરથી હુ કહી શકુ છુ કે, એ એક ખોટો ડૉળ છે અને જ્યારે તેઓ આવો ડૉળ કરે છે ત્યારે તેમના અતરના ઉડાણમા અવશ્ય કોઇક કપટજાળ ફેલાયલી છે, એમ હુ હમેશા માની લઉ છુ કાઉન્ટની રીતભાતનુ જ એ અનુકરણ છે, જેથી આવી દભી રીતભાતથી મને ચિતા ઉપજે, એ સ્વાભાવિક છે હુ એમ માનુ છુ કે, સાજ પડતા પહેલા કાઉન્ટ સાથે સર પર્સિવલ દૂર ફરવા ગયા ત્યાથી આ દભી રીતભાત આજે ગૃહણ કરી આવ્યા હશે મે આજ સાજે જોયુ હતુ કે, સર પર્સિવલે લૉરા પ્રત્યે ઘણુ જ સન્માન દાખવવાની શરૂઆત કરી હતી તેમણે તેને તેના ખ્રિસ્તિ નામથી સબોધન કર્યું ત્યારે લૉરાને જ આશ્ચર્ય ઉત્પન્ન થયુ અને મને તો તેથી ભય ઉપજ્યો તેમણે અનેક નાની નાની વાતોના પ્રશ્નો લૉરાને કર્યા, જેમા નીચેના મુખ્ય હતા —

" મિ ફેરલી તરફથી હાલમા કાઇ પત્ર આવ્યો છે ? મિસિસ વેસેને હવે બ્લેકવૉટર પાર્કમા ક્યારે બોલાવશો ? " આ પ્રશ્નો સાભ-

ળતા જ મને લિમરિજ ભવનમાનો આ માણસનો વસવાટ અને તે દરમ્યાન તેણે બતાવેલી દભી, પોકળ અને લુચ્ચાઈથી ભરપૂર મીઠી વાતોનુ સ્મરણ થયુ સર પર્સિવલનો દભ મારાથી તો અજાણ્યો નજ રહ્યો, કેમકે શરૂઆતથી જ હુ તેમની હિલચાલ શકની નજરથી તપાસતી રહી તેમણે ભોજન પછી દિવાનખાનામા આરામખુરશી ઉપર ઉઘી જવાનો ઢોગ કર્યો તેમણે આખો મીચેલી રાખી, પરતુ વચ્ચે વચ્ચે અર્ધી ઉઘાડી કે અર્ધી બાડી આખે તેઓ જોતા હતા કે, લૉરા અને હુ શુ કરીએ છીએ એમના મનમા એમ હશે કે, આ ઢોગ કોઈ પારખી શક્યુ નથી પણ હુ તે સારી પેઠે પારખી ગઈ હતી

મે પહેલેથી જ શકા કરી હતી કે, સર પર્સિવલ ઘોડાગાડીમા બેસીને વેલ્મિગહામ ખાતેજ મિસિસ કૅથેરિકને પૂછપરછ કરવા ગયા હોવા જોઇએ એ મુસાફરી નકામી કરવામા આવી નહોતી અને તેમને કોઈક જાતની બાતમી મળી હતી, એમ મે આજની તેમની રીતભાત ઉપરથી અનુમાન કર્યું હુ ખાત્રીથી કહુ છુ કે, જો આવતી કાલે એની કૅથેરિક સાથે મારો ભેટો થાય તો હુ જરૂર તેને ચેતવણી આપુ કે, કે "તુ કોઇ બહુ જ સારી જગ્યાએ છુપાઈ રહેજે, નહીતર પકડાઈ જઈશ "

સર પર્સિવલની આજ સાજની રીતભાત જો કે અમગળ શકાઓ કરાવે એવી હતી તોપણ તે રીતભાતથી હુ કે લૉરા છેતરાઈ ગયા નહીં હવામા જેમ તોફાન પહેલા અપૂર્વ શાતિ પ્રસરી રહે છે તેમ જ આ શાતિ છે, એવુ અમે તુર્ત જ ચેતી ગયા બીજી બાજુ, કાઉન્ટનો દેખાવ પણ આજે વિચિત્ર હતો તેની રીતભાતનો એક તદ્દન નવો જ દેખાવ આજે મે જોયો એક ભાવનાશીલ પુરુષ તરીકે તેને મે આજ પહેલા કદી વિચારતદ્રામા ગર્ક થયલી દશામા બેઠેલો જોયો નહતો તે શાત અને ઓસગાયલી હાલતમા બેઠો હતો તેની આખો અને તેનો અવાજ એમ સૂચિત કરતા હતા કે, તે કોઈક વિચારમાળામા પરોવાયલો છે તેને કોઇક બોલાવતુ તો બેધ્યાનપણે તે જવાબો આપતો લૉરા અથવા

હુ કાઇક બોલતા તો તે માત્ર મદ હાસ્ય કરીને પાછો વિચારોમા ગરકાવ થઈ જતો તેની પત્ની સાથે તેણે દારૂ પીધો ત્યારે માયાળુપણાથી, મૃદુતાથી પરતુ વિચારપૂર્વક તે બોલ્યો "મારી દેવી, તારૂ સુખ અને તારી તદુરસ્તી ઇચ્છુ છુ " હમેશની માફક તે પેટ ભરીને આજે સાજે જમ્યો નહીં, કોઇકવાર વચ્ચે વચ્ચે નિસાસા પણ નાખતો અને તેનો મિત્ર તેની સાથે વાત કરતો ત્યારે "ભલા પર્સિવલ!" એમ કહીને તે જવાબ વાળતો ભોજન પછી તેણે લૉરાનો હાથ ઝાલ્યો અને તેને વિનતિ કરી કે, "પિયાનો વગાડીને તમારી મધૂરતાનો પરિચય કરાવવા કૃપા કરશો?" અત્યત આશ્ચર્યચકિત થઇને તેણે તેની માગણી પુરી પાડી લૉરા પિયાનો વગાડતી હતી ત્યારે તે તેની પાસેની એક ખુરશી ઉપર બેઠો તેના ઘડીઆળનો છેડો તેના જાકીટમાથી આ વખતે બહાર લટકતો હતો જાકીટ દરીઆના પાણી જેવુ રગે ભુરૂ હોવાથી એ ઘડીઆળનો છેડો, જાણે સમુદ્રમાનો સુવર્ણરગિત સર્પ ન હોય, એવો ભાસતો હતો વળી સગીત વાગતુ હતુ તે દરમ્યાન તેનુ માથુ તેના એક હાથ ઉપર ટેકવેલુ રાખીને પુન તે વિચારતદ્રામા પડેલો જણાયો લૉરા પિયાનો વગાડી રહી ત્યારે તેણે તેની વગાડવાની ઢબના અને સગીતને લગતા તેના જ્ઞાનના વખાણ કર્યાં બિચારો હાર્ટરાઇટ! હમેશા લૉરાનુ સગીત આ પ્રમાણે વખાણતો પણ તેના વખાણમા, મધૂર સૂરમાથી મળતી નિર્દોષ મોજ માટે આભારદર્શન જણાતુ, પરતુ કાઉન્ટના વખાણ જુદા દષ્ટિબિન્દુવાળા હતા સગીતની પદ્ધતિ સમજનાર એક સુશિક્ષિત અને વ્યવહારૂ જ્ઞાનવાળા આસામી તરીકે અને વાદ્ય વગાડનારની વિવિધ ઢબોથી અત્યત પરિચિત વ્યક્તિ તરીકે તેણે લૉરાના સગીતના જ્ઞાનને પસદ કર્યું અને તેને ઉત્સાહ અર્પતા કહ્યુ કે "તમારે આ કલાને જેમ બને તેમ વિશેષ ખીલવવી જોઈએ " અધારૂ પડવાની શરૂઆત થઈ ત્યારે તેણે કહ્યુ કે—"અધકારમા વિલીન થતા રમ્ય પ્રકાશને, દીવાના કૃત્રિમ પ્રકાશથી અપવિત્ર કરશો નહી " ફિલસુફીભરેલા આ વાક્યથી જ આજનીપોતાની ભાવનાપ્રધાન દશાનો

ખ્યાલ કરાવીને તે અટક્યો નહીં પરંતુ હું જે બારી આગળ ઉભી ઉભી કુદરતના દેખાવો નિહાળી રહી હતી તે બારી આગળ આવીને તેણે મને સૂચના કરી કે 'બત્તીઓ નહીં કરવાના મારા વાંધાને ટેકો આપો' જો અત્યારે કોઇએ તેને ઉભો ને ઉભો સળગાવી દેવા માટે બત્તીઓ કરવાનું બીડું ઝડપ્યું હોત તો હું જાતે રસોડામાં જઈને તે સળગાવેલી બત્તીઓ આ ખંડમાં લઇ આવત!

તેણે મૃદુ સ્વરે મને કહ્યું "ખરેખર, તમે આ મધુરી, ઝાંખી પડતી, ઇંગ્લિશ પ્રદેશની સન્ધ્યાકાળ પસંદ કરતા હશો અહા! મને એ સન્ધ્યાના રંગ બહુ પ્રિય લાગે છે આજના જેવી સન્ધ્યા સમાન સ્વર્ગીય નૈસર્ગિકતાથી વિશુદ્ધ હોય એવી ઉમદા, મહાન અને સુન્દર સર્વ કાંઈ વસ્તુ તરફ મને અત્યારે નૈસર્ગિક માન ઉપજે છે કુદરતમાં અમર મોહકતા છે કુદરતમાં ન કરમાવી શકાય એવી અજબ મૃદુતા છે અને તેને હું ખાસ વખાણું છું હું એક જાડો અને વૃદ્ધ માણસ છું મિસ હોલ્કોમ, તમારા જેવાના હોઠમાંથી નીકળવી જોઇએ એવી આ વાતો હું કરૂં છું ત્યારે તમને તે અપ્રાસંગિક અને મશ્કરી રૂપ લાગતી હશે, પણ જ્યારે મારૂં મન કુદરતને લગતા તરંગોથી ભરપૂર હોય છે ત્યારે તે મારા શરીરની માફક વૃદ્ધ અને કટાળી ગયેલું નથી હોતું એવી ક્ષણોમાં મારી હાંસી કરવી, એ મને અન્યાય કરવા સમાન છે અહા! સન્માનિત સન્નારી, જુઓ, જુઓ, વૃક્ષો ઉપરથી ફિક્કા પડી જતા સૂર્ય કિરણો કેવા સુંદર લાગે છે? મારા હૃદયમાં જેમ તે કિરણોનો પ્રવેશ થાય છે, તેમ તમારા હૃદયમાં તેમનો પ્રવેશ નથી થતો?"

તે થોડીવાર થોભી ગયો–મારા તરફ જોઈ રહ્યો અને ઈટાલિયન કવિ ડાન્ટેની, સન્ધ્યાકાળના વૃક્ષો ઉપર રચેલી કવિતાની સુવિખ્યાત કડીઓ લલકારી રહ્યો તે કવિતાની કડીઓ બોલતી વખતે તેના અવાજમાં એવી મૃદુતા અને એવી સહૃદયતાનો ભાસ થતો હતો કે જેથી કવિતાની ખૂબીને અનન્ય ઓપ મળતો હતો એ મહાન્ કવિના છેલ્લા શબ્દો બોલી રહ્યા પછી તે એકદમ અવાજમાં ફેરફાર કરીને મોટેથી

બોલ્યો " છટ્! હુ કેવો મૂર્ખ છુ કે, તમને બધાંને નિરર્થક ત્રાસ આપી રહ્યો છુ! તરગોને આપણે આપણા હૃદયમા સમાવી દેવા જોઇએ, અને જગતના વ્યવહારૂપણા તરફ નજર કરવી જોઇએ. પર્સિવલ ! આ ખડમા બત્તીઓ લાવવાની હુ મજુરી આપુ છુ લેડી ગ્લાઇડ-મિસ-હૉર્કોમ્બ-એલિનોર, મારી ભલી મ્હોરદાર ! તમારામાથી કોણ મારી સાથે પત્તા રમશે "

તેણે અમને બધાને સબોધન કર્યું પરતુ ખાસ કરીને લૉરા તરફ દૃષ્ટિપાત કર્યો

તે હવે શીખી ગઇ હતી કે, આ માણસને ગુસ્સે કરવામા સાર નથી, આથી તેણે તેની સૂચનાને અનુમતિ આપી હુ પોતે તો અત્યારે તેની સાથે બેસવાના તરગમા નહોતી તે બારી આગળ જ્યારે મારી પાસે ઉભો રહીને મારી સાથે વાતચીત કરતો હતો ત્યારે સન્ધ્યાકાળના ઝાખા અજવાળામાથી તેની આખો જાણે મારા અતરાત્મામા ઉંડી ભોકાતી હોય અને તેથી મને અસહ્ય દુ ખ થતુ હોય, એવો ભાસ થતો હતો તેનો અવાજ મારા શરીરના રોમાચ ઉભા કરતો હતો અને તેનો એકે એક શબ્દ અદરખાનેથી મારી લાગણી ઉશ્કેરતો હતો. પણ લૉરાએ તેની દરખાસ્ત વધાવી લીધી તે ક્ષણે અચાનક મારા ચક્ષુઓ સમિપ મારૂ ભયકર સ્વપ્ન ખડુ થયુ સફેદ કબર પુન મારા જોવામા આવી, હાર્ટરાઇટ પુન તે કબર નજદિક ઉભેલો દેખાયો અને બુરખાવાળી સ્ત્રી પુન તે કબરમાથી ઉદ્ભૂત થતી દેખાઈ મારા અતકરણમા લૉરાની સહિસલામતિ માટે શકા ઉત્પન્ન થઇ અને અગાઉ કદી પણ મને નહીં આવેલા એવા અમગળ, ભયપ્રદ, અને દુ ખદ વિચારો લૉરાના સમધમા આવ્યા ! તે પત્તા રમવા સારૂ મેજ નજદિક જતા જતા મારી આગળથી પસાર થઇ અચાનક મારાથી તેનો હાથ ઝલાઇ જવાયો જાણે તે સદાને માટે મારાથી વિખૂટી પડવા સારૂ જતી હોય તેમ મે તેને ચુબનો ઉપર ચુબનો કર્યાં મને એમ થયુ કે, તેને મારા બાહુ પાશમાથી વિમુક્ત ન કરૂ, પણ તે પોતાની મેળે છુટી થઇને મેજ પાસે

ગઈ મારી આ અજાયબી ભરેલી રીતભાતથી અજબ થયવા સૌ કોઇ મારા તરફ આ વખતે જોઈ રહ્યા હોય, એમ મને લાગ્યુ જે બારી પાસે હુ ઉભી હતી તે બારી, નીચેની જમીનથી બહુ ઉંચાઇમા નહોતી હુ તે બારીમા થઇને બહાર કૂદી પડી-કોણ જાણે કેવા પ્રકારની ઉર્મિથી કુદી પડી, એ હુ કહી શકતી નથી પરતુ મારા મનમા તે વખતે એટલા જ વિચારો તરવરી રહ્યા હતા કે-અન્ધકારમા-ગાઢ અંધકારમા તેમનાથી હુ છુપાઈ જાઉં-મારી પોતાની નજરે પણ હુ પડુ નહીં એવી રીતે છુપાઈ જાઉં તો ઠીક! આ વિચારથી હુ કદાચ બારીમાથી બહારની જમીન ઉપર કુદી પડી હોઇશ હુ દિવાનખાનામા ક્યારે પાછી આવી તેની મને ખબર નથી પરતુ મને એટલી ખબર છે કે, હમેશના કરતા આજ રાત્રે દિવાનખાનામા સહુ કોઈ વધારે વખત બેઠા મધ્યરાત્રે-ઉનાળાની શાતિમા ખળભળાટ શરૂ થયો પવનની ધીમી લહરીઓ આવવા લાગી ઝાડો હાલવા લાગ્યા હવામા ઠડી પ્રસરી ગઈ આ વખતે છુટા પડવા માટે અમે સૌ ઉઠયા કાઉન્ટ, મને મિણબત્તી સળગાવી આપતો હતો તેણે બત્તી સળગાવીને પોતાના હાથમા ઉંચી કરી તથા જાણે ઋતુને ઉદ્દેશીને ચેતવણી આપતો હોય તેમ તે બોલ્યો

"સાભળો! આવતી કાલે ફેરફાર થશે"

મને તરતજ વિચાર આવ્યો "શુ આ અર્થસૂચક ભવિષ્યવાણી હશે?!"

---

**પ્રથમ ખડ સંપૂર્ણ.**

## હવે શું આવશે ?

વાચકવૃન્દને સહસા પ્રશ્નો થશે કે –

(૧) એની કેથેરિક, લૉરાને અને મિસ હૉલ્કોમ્બને ફરીથી મળી શકી કે ?

(૨) સર પર્સિવલ અને કાઉન્ટની રીતભાત, તોફાન પ્હેલાની શાંતિ જેવી મેરીઅનને કેમ લાગી ?

(૩) લૉરા અને એની વચ્ચેની વાત છુપાઇને સાંભળનાર કોણ ? સર પર્સિવલ અને કાઉન્ટ દૂર ફરવા શા કારણે ગયા ?

(૪) એની કેથેરિક પાછી પકડાય છે કે કેમ ? તેને દિવાનશાળામા પાછી લઈ જવામા આવે છે કે ?

વળી તમને ખુલ્લાસાઓ જોઇતા હશે કે –

(૧) વૉલ્ટર હાર્ટરાઇટનુ શુ થયુ ?

(૨) સર પર્સિવલને નાણાભીડ હોવાથી જે નાણા જોઇતા હતા, તે લૉરાએ અપાવ્યા કે ? વકીલની સલાહ મુજબ તે વર્તી કે નહીં ?

(૩) સર પર્સિવલના ગુપ્ત ભેદ વિષે એનીએ માહિતી આપવા કહેલુ એ ગુપ્તભેદ શો ? લૉરા તેથી વાકેફ થઇ કે ? સર પર્સિવલ લૉરાથી દબાયા કે ?

(૪) મેરીઅનને આવેલુ સ્વપ્ન જેમા વધુ દુ:ખની આગાહી હતી, તે ખરૂ પડયુ કે ?

આ પ્રશ્નોની જીજ્ઞાસા તૃપ્ત કરવા માટે વાચકવૃન્દ ! તમને આ કથાનો હજી પણ અતિ રસિક થઇ પડે એવો, ભયંકર ભેદ ભરમોના ગુંચળાવાળો બીજો ભાગ વાચવા ભલામણ છે

### બીજા ભાગમા તમે શુ શુ વાંચશો ?

(૧) દિવાનશાળામા ભયંકર પ્રપંચ,

(૨) સત્યને અસત્ય ઠરાવનારો ચાલાકી ભરેલો ગુન્હો કે જેની સામે કાયદો કાંઇજ પગલા લઇ શકતો નથી

(૩) કાયદો જ્યા પહોચી શકતો નથી ત્યા સત્યપ્રિય, હિમ્મતવાન, બુદ્ધિશાળી માણસ કેવી કળાથી પગલા ભરે છે, તેનો ચિતાર

(૪) પૈસો કેટલુંક સાધી શકે છે, પણ શુ શુ સાધી શકતો નથી તેનો ફોડ

